


અન્ય વિષયસહિત

# ॥ मुहूर्त मार्तण्ड ॥

( નું ગુજરાતી ભાષાન્તર )



ભાષાન્તર કરી પ્રસિદ્ધ કર્તા,

**જોશી. સોમેશ્વર દ્વારકાદાસ. કપડવંજવાલા,**
જ્યોતિષ્કલ્પતરૂ બનાવનાર, તથા જાતકપારિ-
જાત ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર કરનાર,



**મુંબઈ.**
**આવૃત્તી ૧ લી. પ્રત ૧૦૦૦**
મુદ્રકઃ—ચિંતામણ સખારામ દેવળે,
" મુંબઈ વૈભવ " પ્રેસ, ગીરગામ-મુંબઈ.
શકે, ૧૮૪૨, સંવત્, ૧૯૭૭, સને, ૧૯૨૧.



મૂલ્ય રૂ. [illegible]

મુદ્રકઃ—ધી અમદાબાદ યુનીયન પ્રીંટીંગ પ્રેસ કંપની લિમિટેડમાં પાના ૧ થી ૮૮ સુધી પટેલ-મોતીલાલ સામળદાસે છાપ્યું, અને બાકીના પાનાઓ ચિંતામણ સખારામ દેવળે, 'મુંબઈ વૈભવ પ્રેસ' સર્વન્ટ્સ્ ઑફ ઇંડિયા સોસાયટીઝ બિલ્ડીંગ, સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ-મુંબઈમાં છાપ્યાં.

પ્રકાશકઃ—જોશી-સોમેશ્વર દ્વારકાદાસ, ભાઈ જીવનજીની ગલ્લી ઠાકુરદ્વાર રોડ,-મુંબઈ.

# અર્પણ પત્રિકા.



જગતમાં
મનુષ્યોને હંમેશાં
ઘણાઓના ઉપકારમાં
આવવું પડે છે, પરન્તુ મનુષ્ય
માત્ર ઉપર માતા પિતાયેકરેલા ઉપ-
કારો અંત્યત હોય છે, કે જેની તુલના બીજા
કોઇ પણમહદ્ ઉપકારની સરખામણીમાં વિશેષને
વિશેષ નિ:સંશય છે. માતા પિતાના ઉપકારોમાં પણ વિશેષ
ઉપકાર મનુષ્ય પ્રત્યે માતાનોજ હોય છે. જેથી મને જન્મ
આપનાર, પાલન અને રક્ષણ કરનાર, નિ:સ્વાર્થપણે પોતાના મર્ણ-
પર્યન્ત મારા સંપૂર્ણ હીતમાં હંમેશાં વિચાર કરનાર, મારાંપૂજ્ય **માતુશ્રી**
**પાર્વતી** કે જેમણે શુદ્ધ પ્રેમથી મારાપર અનેક ઉપકારો રૂપી વૃષ્ટિ
કરેલી છે, ટુંકમાં કહું તો આ જગતમાં માતાના ઉપકાર રૂપી ગુણનું
ગાન બ્રહ્માદિકથી પણ સંતોષ કારક વર્ણવી શકાય નહી. તો મારી
અલ્પમતિથી આપના ઉપકારોનું વર્ણન યત્કિંચિત્ પણ
કરવું અશકય છે, માટે ઉપકારનો બદલો વાળવાને નહી.
પરંતુ ફકત તેમના માત્ર પ્રેમની મારા હૃદયમાં
ઉત્પન્ન થએલી ઉર્મી જન સમૂહમાં પ્રદર્શિત ક-
રવા આ મુહૂર્તનો સુપ્રસિધ્ધ ગ્રંથ કે જેનું અન્ય
**વિષયો સહિત ભાષાન્તર કરેલું છે,**
તે ગ્રંથ તેમના ચરણ કમળમાં
સવિનય સાનંદ સપ્રેમ
સમર્પણ કરું છું.

ચૈત્ર શુક્લ પોર્ણીમા. મિતિ, ૧૮૪૨. } લીં૦ હું છું, આપનો, માતૃ વાત્સલ્ય પ્રેમી, પુત્ર, **સોમેશ્વર.**

ૐ

# પ્રસ્તાવના.

હંમેશાં કંઇપણ કારણ વિના કોઇપણ કાર્ય બનતું અશકય છે, છતાં પણ જો અકારણ કાર્યો કરેલાં હોય તો તે અફળ જાય છે, માટે કારણ એ છે કે આધુનીક સમયમાં મુહુર્તના વિષયના અનેક સુપ્રસિદ્ધ ગ્રંથો પ્રચલીત છે, તેથી તે ગ્રંથો દ્વારા મનુષ્યોને મુહુર્તની જરૂરીઆત પુરી પડી શકે છે. પરન્તુ કાળબળના પ્રભાવે મનુષ્યોના આચાર વિચાર અને રીતી નીતીમાં દીનપરદીન ઝડપી ફેરફાર થતો જાય છે, જેથી સાંપ્રત કાળમાં વખતના બચાવ સાથે સેહેલાઇથી મુહુર્તના વિષયની પ્રવિણતા મેલવાય તો ઠીક એમ ઘણાઓ ઇચ્છે છે, જ્યારે હાલમાં દરેક મુહુર્તના ગ્રંથો ઘણે ભાગે સંસ્કૃત ભાષામાં હોય છે. જે ભાષા શીખવાનો હાલમાં વિશેષ પ્રચાર નથી, તેમજ ગુજરાતીમાં પણ ટીકાઓ અને ભાષાન્તરો કેટલાક વિદ્વાનોએ પ્રગટ કરેલાં છે. પરન્તુ ઘણાઓના તેમજ હમારા ધારવા પ્રમાણે સંસ્કૃત મૂળ ગ્રંથનોજ વિષય પકડી તે ગ્રંથકારે તે ગ્રંથમાં જે વિષયો દાખલ કરેલા હોય, તેટલાનુંજ ભાષાન્તર કરેલું હોવાથી તે ગ્રંથમાં રહેલા અધુરા વિષયો તેમાં પ્રતિપાદન કરવામાં આવતા નથી. તેમજ કેટલાક વિદ્વાનોએ કેટલાક વિશેષ ગ્રંથોનો આધાર લઇ ભાષાન્તર કરેલું છે, પરન્તુ તેથી પણ જન સમાજને જોઇતી સ્પષ્ટતા વિશેષ વર્ણવેલી દ્રષ્ટિ ગોચર થતી નથી, તેથી દરેક મુહુર્તની સંપુર્ણ માહિતી સ્હેલાઇથી સ્પષ્ટ રીતે સમજી શકાય તેવા કોઇ ગ્રંથની હાલમાં અવશ્ય જરૂર જણાય છે, અને તે બાબત અમોએ " જ્યોતિષકલ્પતરૂ " અને " જાતક પારિજાત " એ બે ગ્રંથો પ્રગટ કરી જન સમાજની શેવામાં રજુ કરતાં કેટલાકો તરફથી અમોને સુચના કરવામાં આવી હતી કે જ્યોતિષ ને લગતા જન્મ પત્રિકાના ગણીતને ફલાધીશમાં ઘણા વિષયોથી ભરપુર **યથા નામા તથા ગુણાઃ** નામ પ્રમાણે ગુણવાળા ઉત્તમ ગ્રંથો પ્રગટ કરી જન સમાજને ઉત્તમ જ્ઞાન પોતાની મેળે મેળવવાને જેમ સરળતા કરી આપી છે, તેમ મુહુર્તના વિષયમાં પણ સ્હેલાઇથી સ્પષ્ટ નીર્ણય થઇ શકે અને ઘણા ગ્રંથોની આવશ્યક્તા દૂર થાય એવો ગ્રંથ જો તમો પ્રગટ કરો તો પુનઃ જન સમાજની વિશેષ શેવા બજાવી શકશો, માટે વખત મળવે એ વિષય પ્રસિદ્ધિમાં મુકવા ચૂકશો નહી, એમ ઘણાઓએ અમોને સુચના કરેલી હોવા છતાં કાર્યની વિશેષ પ્રવૃતી ને લીધે તે ઉપર લક્ષ આપી શકાયું નહી, ત્યાર બાદ હમારા **નાંનાભાઈ ત્રીભોવન દ્વારકાદાસે** પણ મને કહ્યું કે આપણા પ્રથમના ગ્રંથોની માફક મુહુર્ત જોનારને સહેલાઇથી ઉપયોગમાં આવે, અને સ્પષ્ટ સમજાય, તેવો

મુહુર્તોના અનેક વિષયોથી ભરપૂર એક ગ્રંથ અવશ્ય પ્રગટ કરવો એ આપણી એક ફરજ છે. માટે વગર વિલંબે તે કાર્ય સત્વર હાથ ધરવું, એવી મારી મરજી છે, તે કારણથી તે કાર્યનો આરંભ કરવા મારી મરજી થઈ, પરન્તુ અન્ય કાર્યોને લીધે કેટલાક સમય સુધી આ કાર્યનો આરંભ થઇ શકયો નહી, ત્યાર પછી ફરીથી ભાઇ ત્રીભોવનનું કરાંચીથી મુંબઈ આવવું થયું, અને ગ્રંથ સંબંધી પૂછતાં મારા વિચાર મોળા પડેલા જોઇ ગ્રંથ માટે તેનો દ્રઢ નિશ્ચય હોવાથી કેટલાક મહીનાને માટે મારી સાથે મુંબઇ રહેવા જણાવી આકાર્યમાં પૂરતી મદદ કરવા કહ્યું, એટલુંજ નહી. પણ અત્રે રહી આકાર્યમાં પૂરતી મદદ કરી સગવડતા કરી આપી, કે જેથી આ એક મુહુર્તોના વિષયોનો અતિ ઉપયોગી ગ્રંથ આજે હું જન સમાજની શેવામાં રજુ કરવા ભાગ્યશાળી થયો છું.

## મુહુર્તની આવશકયતા.

મુહુર્ત એટલે શું ? હરકોઈ કામ કરવાને લાયક કયો વખત શુભ છે. કે જે વખતે કામનો કરેલો આરંભ તે કાર્યમાં લાભ કારક નીવડે. એવા શોધેલા સમયને મુહુર્ત કહે છે. દાખલા તરીકે લગ્ન કરવાં છે. તો તે લગ્ન એવા સારા સમયમાં કરવામાં આવે કે જે લગ્ન કરવાથી સંપ, ધન, પ્રજા, યશ, અને આયુષ્ય વિગેરે સુખો મલે ! એમ દરેક બાબતોને માટે સંપૂર્ણ શુભ સમય જાણવાની રીતને મુહુર્તનો વિષય કહે છે,

આધુનીક સમયમાં કેટલાક સારા વિદ્વાન હોવા છતાં આ વિષયથી કેવળ અજ્ઞાત હોવાને લીધે મુહુર્તની બાબતમાની શકતા નથી, તેવાઓએ જાણવું જોઈયે કે પૂર્વે થઈ ગયેલા સમર્થ વિદ્વાનો અને યોગી મહાત્માઓ કે જેઓ પરોપકારાર્થેજ હમેશાં નિઃસ્વાર્થપણે પોતાનું અમૂલ્ય જીવન જગતને અર્પણ કરી મુહુર્તની જે પરનાળીકા જન હીતાર્થે રચી ગયા છે, કે જેથી એપ્રમાણે અનુસરનાર કાર્યની સિદ્ધી સારી રીતે મેળવે છે, તે પ્રમાણે જે જે કાર્યો વખત સર કરવામાં આવે તે તે કાર્યો અવશ્ય ફળી ભૂત થયા વગર રહે નહી, એમ જાણવું,

સૂક્ષ્મ નજરે જોતાં જણાય છે કે કેટલીક વનસ્પતીયોના સંબંધમાં તે શાસ્ત્રના જાણનારના કહેવા પ્રમાણે અમુક વનસ્પતી રાત્રિકે દીવસેજ લેવી, નગ્નાવસ્થામાં કે હાથ અડકાડ્યા શીવાય હથીયારથી જલેવી, તેમજ અમુક વખતે જલેવી. છતાં કેટલાક તેના મૂળકારણને જાણુતા ન હોવાથી તેને હશી કહાડે છે, પણ ખરૂં જોતાં વનસ્પતીમાં જેખરો ગુણ હોય છે. તે ગુણ ઉપલી રીતથી તે વનસ્પતિ જો લેવામાં આવે તો તેમાં પુરે પુરો કાયમ રહે છે, અને કહેવા કરતાં ઉલટી રીતે લેવામાં આવે તો તેનો ખરેખરો અસરકારક ગુણ જતો રહે છે.

જેથી જોઈતા પ્રમાણમાં તે વનસ્પતીની કહેલી સારી અસર થઈ શકતી નથી, તેજ પ્રમાણે મુહુર્તને માટે પણ છે, મુહુર્તના પૂર્વાચાર્યોયે જે નીયમો મુહુર્તને માટે તીથી, વાર, નક્ષત્ર, યોગ, કરણ. વિગેરે કાર્યને અનુસારતાં જે જે લેવાને કહ્યું છે, તે વખતે જો તે કાર્ય કરી શકાય, તો તે કાર્યો અવશ્ય ઇચ્છીત ફળદાતા થાય છે, અને અન્ય વખતે કરવામાં આવે તો ઇચ્છાનુસાર જોઇતુ શુભ ફળ મળી શકતું નથી, જેથી દરેક કાર્યોને માટે કયો વખત અનુકુળ છે, તે જોઈને પછીજ હરકોઈ કાર્ય કરવું વધારે શ્રેષ્ઠ છે. કારણકે તે વખતે તિથ્યાદિક ના સંયોગથી આકાશમાંને હવાના વાતાવરણમાં કાર્યને મજબુતી આપવાનો ખાસ ગુણ હોય છે. કે જેથી તે કાર્ય વિશેષ મજબુત બની શકે છે,—

કેટલાકોને એવી શંકા થવાનો સંભવ છે કે તે ગુણ આકાશી ગ્રહોને લીધે થયેલા હવાના વાતાવરણમાં તે વખતેજ હોય છે, તેપછી લાંબો વખત તેની અસર રહી શકે નહી ! અને એવી સારી હવા વાળા વાતાવરણમાં લગ્ન થયાં, તે લગ્ન તેઓની જીંદગી સુધી કેમ સારી અસર કરી શકે ! કારણ તીથ્યા દીકના ફેરફાર થવા સાથેજ તે વાતાવરણ બદલાઈ જાય છે, તો પછી તે વખતે કરેલાં લગ્નથી હંમેશાં સારી અસરકેમ કાયમ રહે ? તેને માટે જન્મનોજ દાખલો બસ છે, કે માણસ જન્મે છે. તે વખતે જે આકાશના ગ્રહોનું વાતાવરણ હોય, તે મનુષ્યને જીંદગી સુધી પોતાના જીવન ઉપર અસર કર્યાજ કરે છે, તેને માટે હસ્ત રેખાકે મુખાકૃતી વિગેરે શરીરના અવયવોનું ઉત્તમ જ્ઞાન ધરાવનાર વિદ્વાનને પૂછતાં જન્મથી મર્ણ પર્યન્તમાં ગમે તે સમયે ગમે તેટલી ઉમ્મરે તેના જન્મ વખતે ગ્રહો આકાશમાં કેવી સ્થિતિમાં હતા. અને કયે વખતે જન્મ થયો તે સ્પષ્ટ કહી શકે છે, તેમજ જ્યોતિષ જાણનાર વિદ્વાનો જન્મના વખત પરથી પણ જીંદગીના બનતા બનાવો જન્મ વખતને આધારે હંમેશા કહી શકે છે, તે એમ સૂચવે છે કે ફક્ત જન્મનોજ વખત સારો કે માઠો જેવો હોય, તેવી સારી માઠી અસર જન્મના સમય પરથી જીંદગી સુધી હંમેશાં કાયમ રહી શકે છે. તેજ પ્રમાણે સારા મુહુર્તની અસર પણ કાયમ રહે છે, એમ જાણવું.

વળી કહેવત છે કે દરેક કાર્ય પળ વરામ છે, એટલે કોઈ ઉત્તમપળમાં જે કાર્યની શરૂઆત થઈ હોય, તે કાર્ય હમેશાં ફળદાયીની વડે છે અને અશુભ પળેજો તે કાર્યનો આરંભ થયો હોય, નો તે કાર્યમાં નીષ્ફળતાજ મળે છે, માટે અવશ્ય મુહુર્તથીજ શુભ વખત જોઇને કામ કરવું શ્રેષ્ટ છે,

આ ગ્રંથમાં જે જે વિષયો દાખલ કરેલા છે. તે શિવાયના પણ અન્ય વિષયો કયા કયા ગ્રંથોમાંથી લીધા છે. તે તે ગ્રંથોના પુરે પુરાનામો પણ હમોયે સાથે સાથે જણાવેલાં છે, પરંતુ કેટલાક ગ્રંથોનાં, નામો ટુંક અક્ષરોથી લખ્યાં છે.

જેમકે मु. ग. આ બે અક્ષરોપરથી મુહુર્ત ગણપતિ, मु. प्र. મુહુર્ત પ્રકાશ मु. चिं. મુહુર્ત ચિંતામણી, ना. सं. નારદ સંહીતા मु. व. મુહુર્ત વસિષ્ઠ ज्यो. नि. જ્યોતિ નિબંધ ज्यो. विं. જ્યોતિ વિંદ્વાભરણ मु. दि. મુહુર્ત દીપક. ज्यो. सा. જ્યોતીષસાર-पीयुषधारा-મુહુર્ત ચીંતામણીની પીયુશધારા ટીકામાંનો શ્લોક मु. सिं. મુહુર્ત સીંધુ-साकल्य सं. સાકલ્ય સંહીતા संग्रहे મુહુર્ત સંગ્રહ कु. मं. सी-કુડમંડપસીધ્ધી ज्यो. प्रकाशे જ્યોતીષ પ્રકાશ मु. क. મુહુર્ત કલ્પદ્રુમ जा. पा. જાતક પારીજાત.

એ પ્રમાણે જે જે ગ્રંથોનો આધાર જ્યા જ્યાં લીધો છે. તે તે ગ્રંથોનાં નામ તે તે સ્થળે આપેલાં છે, પરન્તુપુરાકે અધુરા અક્ષરોથી અન્ય ગ્રંથોના શ્લોક આગળ ગ્રંથનું નામ આપ્યું ન હોય, ત્યાં ત્યાં તેના પૂર્વેના ગ્રંથોના શ્લોકો તપાસતાં જ્યાં આગળ ગ્રંથનું નામ આપ્યું હોય, ત્યાંથી આરંભી બીજા ગ્રંથનું નામ આપેલું ન હોય. ત્યાં સુધીના તે દરેક શ્લોકો પૂર્વે લખેલા નામવાળા ગ્રંથના છે, એમ જાણવું.

આ પુસ્તક રચતાં એવી રચના કરવામાં આવી છે કે ગ્રંથનો ઘણો વિસ્તાર થાય નહી. અને ટુંકમાંજ દરેક વિષય સમજી શકાય, તેને માટે અન્ય ગ્રંથોના જે જે શ્લોકોનો એકજ ચર્ણ ઉપયોગી હોય, ને બાકીના ત્રણ ચર્ણમાં જે બીના હોય, તે આ ગ્રંથમાં આવી ગઈ હોય, તેવા કારણોથી શ્લોકના જેટલા ચરણ પુસ્તકના વિષયમાં ઉપીયોગી જણાય, તેટલાજ એક બે કે ત્રણજ ચરણ લઈ બાકીનાં ચરણ છોડી દેવામાં આવ્યાં છે, તેનું કારણ ગ્રંથનો વિસ્તાર ન વધે, અને પુનરૂકતી થાય નહી, તેજ છે, વળી એક બે કે ત્રણ ચરણને આખા શ્લોક તરીકે લેખી શ્લોકોના નંબર મૂકયા છે, માટે તે સંબંધી રહેલા દોષને વિદ્વાનો ક્ષમા કરશે. એમહું ઇચ્છું છું,

આ ગ્રંથના દરેક પ્રકરણોમાં તે પ્રકરણ સંબંધી જે જે બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો હોય; તેને અનુસરતી અન્ય ગ્રંથોની બીજી બાબતોનો પણ તે તે પ્રકરણો માંજ સમાવેશ કરવામાં આવ્યો છે, અને સંકલના એવી કરેલી છે કે જે વિષય જોવો હોય, તે વિષય જોતાં તેની દરેક બાબતો ત્યાં એકજ સ્થળે બનતા સુધી મલી આવે, તેવોજ પ્રયત્ન કર્યો છે, કે જેથી જોઇતી બાબતો શોધવાને વિશેષ પ્રયાસ કરવો પડશે નહી.

વિદ્યાર્થી વર્ગને સારી રીતે શીખવા માટે માર્તણ્ડના અન્વય, પદચ્છેદ સહીત અર્થ કરી છુટા પાડી બતાવ્યા છે, જેથી અભ્યાસ કરનાર સહેલાઇથી સંસ્કૃતમાં કયા શબ્દનો ગુજરાતી કયો અર્થ થાય, તે ગુરૂની સહાયતા વિના

પોતાની મેળે જાણી શકે, એ હેતુ અને સંસ્કૃત શબ્દોનું પણ થોડું જ્ઞાન પ્રાપ્ત કરી શકે તે આશય લક્ષમાં રાખી અન્વર્થાર્થ કરેલા છે, હમો ધારીયે છીયે કે વિદ્યાર્થી વર્ગને એ એક ઉત્તમ સાધન થઈ પડશે.

વિશેશ આ કાર્યમાં મારા નાનાભાઈ **જોશી ત્રીભોવન દ્વારકાંદાસે** પ્રથમ મારા જણાવ્યા પ્રમાણે ઉલટ અને ખંતથી આ કાર્ય પરિપૂર્ણ કરવાને મને મદદ આપી છે, જેથી આ ગ્રંથ રચવામાં મને ઘણી સગવડ મલી છે. અને તેથી આ સ્થળે હું તેને અંતઃકરણથી શુભ આશીષ આપું છું.

તેમજ ટીંટોઈ નિવાસી **વ્યાસ. બળદેવ અંબાશંકર,** કે જેઓએ સંસ્કૃત વિષયોમાં કેટલીક મદદ કરી છે, તેમનો આભાર માનવો યોગ્ય ધારૂં છું.

વળી આ ગ્રંથને માટે કેટલાક ગ્રંથકારો જ્યોતિર્વિદો, કે જેમના ગ્રંથો નીમને મદદ લેવી પડી છે, તેમનો તથા અન્ય ગ્રહસ્થો કે જેઓએ આ ગ્રંથ રચવાની મને સૂચના કરી હતી, તે સર્વેનો પણ હું આભાર માનું છું.

કેટલીક નજીવી અડચણો શીવાય નિર્વિઘ્ને આ ગ્રંથ રચી જન સમાજ સમક્ષ મૂકવાને આ સમય પ્રાપ્ત થએલો જોઈ તે સર્વ શક્તિમાન પરમાત્માનો સંપૂર્ણ ઉપકાર માનવા સાથે આ યત્કીંચિત્ પણ થએલું શુભ કૃત્ય **તે કૃપાળુ અંતર્યામી પ્રભુની કૃપાનુંજ ફલ છે,** એમ હું માનું છું.

આ ગ્રંથનો અભ્યાસ અને મનન કરવાથી થોડા સદ્ગૃહથો કે વિદ્વાનો મુહુર્તના વિષયોનો મોટો સમૂહ સહેલાઈથી જાણવાને શક્તિવાન થયા છે એમ જો વાંચક વર્ગમાંના ઘણાઓના મુખોદ્ગાર નીકળશે, તો મારા લીધેલા શ્રમની સાફલ્યતા થઈ એમ સમજી **હૃદયમાં** સંતોષ માનીશ.

છેવટે આ ગ્રંથમાં દ્રષ્ટિ દોષથી પ્રૂફો સુધારતાં જે કંઈ ભૂલો રહી ગઈ છે, તેનું આ ગ્રંથમાં શુદ્ધી પત્રક આપેલું છે, તે ઉપર વાંચનારે ખાસ ધ્યાન આપવું તેમ છતાં કદાચ પ્રમાદકે અજાણથી ભૂલ રહી ગઈ હોય, તો તે વિદ્વાનોએ અને અન્યવાચક વૃંદોએ ક્ષમા કરી પત્રદ્વારા હમોને જણાવાથી દ્વીતિયાવૃત્તીમાં સુધારો કરીશું. **इत्यलम्.**

મિત્તી સંવત્. ૧૯૭૭. શકે. ૧૮૪૨. ચૈત્ર શુકલ પોર્ણીમા.

લી० **જોષી સોમેશ્વર દ્વારકાંદાસ.**

# અનુક્રમણિકા.



| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

**આગ્ન્યધાન પ્રકરણ ૭ મું.**



**ગ્રહ પ્રકરણ ૮ મું.**

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

## વાસ્તુ પ્રકરણાંતરગત-પ્રાકાર



## યાત્રા પ્રકરણ, ૯ મું. ૩૭૭

## મીશ્ર પ્રકરણ ૧૦ મું

# ભાષાંતર કર્તાને જ્યોતિષ સંબંધીના ઉત્તમ કામોના મળેલા કેટલાક અભિપ્રાયો.

# પ્રસ્તાવના.

ગ્રહસ્થો, સર્વે વિદ્યામાં, જ્યોતિષવિદ્યા પણ એક ઉંચો દરજ્જો ભોગવે છે. જે શીખતાં, ઘણા વખત જતા છતાં, સંપૂર્ણ જાણી શકાતુ નથી. છતાં, થોડી મેહેનતે એક બે પુસ્તકવાંચીજોશી બની, ગણીતને ફળાધીશ સારૂ જાણીયે છીયે, એવો ડોળ બતાવી, પોતાના નિભાવને માટે ધંધો કરવા મંડી જાય છે. જેથી, તેઓ ખરૂ કામ બીલકુલ કરી શકતા નથી. ને, પુછનારને તેથી જોતીષ ખોટું લાગે છે. કહેનાર વિગેરેની ખામીને લીધે કંઇ જ્યોતિષ-વિદ્યા ખોટી થતી નથી. હાલમાં થોડું શીખી, પોતાનો ધંધો ચલાવનારા જોષીયોની સંખ્યાનો વધારો છે. ને જાણકાર જોશી ઘણા જ થોડા છે. મારે જોષીયોનાં વખાણ કે નિંદા કરવી નથી. કેમ જે, હું પણ તેઓમાંનો એક છું. હું જોતીષવિદ્યા બરાબર જાણું છું કે નહી, તેનાં વખાણ મારે મોહોડે નહી કરતાં, મારા ખરા કામોની તારીફ ગ્રહસ્થો, વિદ્વાનવર્ગ, ધંધાદારીયો, અને અધીકારીઓ, જેઓને મેં ગણીતકામ ને ફલાદીશ જે ભવિષ્યની બનવાની બીના કહીને પુરેપુરો સંતોષ આપ્યો છે, તેઓ મહેરબાનો તરફથી મળેલાં સરટીફીકીટો ઈંગ્રેજી યાતો ગુજરાતી જે ભાષામાં આવેલાં છે, તેજ ભાષામાં તમો પાસે રજુ કરૂં છું. જે વાંચી, હું જોતિષ જાણું છું કે નહી, તે વિષે તમારી મરજી મુજબ મત બાંધશો. જેથી, જેઓને જોતિષ જાણવાની ઇચ્છા છે, કે શીખવું હોય, અથવા ફલાદેશ જાણવું હોય, તેઓને જો અમારી મુલાકાત લીધા પછી બીજા સાધારણ જોશીઓથી જે અસંતોષ થાય, તે કરતાં જો અમો તરફથી કાંઇક વિશેષ સંતોષ થશે તો મારો તથા પુછનારનો બેઉનો લાભ જળવાશે. તેમ થવાથી આ છપાવાને લીધેલી મેહેનત સફળ થઇ એમ હું માનીશ.

વિશેષ, થોડાંક સર્ટીફીકેટ આપનાર પોતાનું નામ જાહેરમાં મુકવા ખુશી ન હોવાથી, તેઓની સર્ટીફીકેટ નીચેનાં નામ છાપવામાં આવ્યાં નથી, પણ હમારે ઘેર જે કોઇ તેમાંની અસલ સર્ટીફીકેટ જોવા માગશે, તેઓને ખુશી સાથે બતાવવામાં આવશે. તેમજ ફક્ત કેટલાકોની ગ્રેજ્યુએટની ડીગરીજ લખી છે પણ તે ગ્રહસ્થો પોતાનો ઓધ્ધો જણાવાને નાખુશ છે પરંતુ તેમાંના ઘણા ખરા હાલમાં મોટા અધીકારીયોજ છે.

હમારે ત્યાં જન્મોત્રી, પ્રશ્નોત્રી, પ્રશ્ન મુકવું, ટપકા નવા બનાવવા, વર્ષનાં દરેક જુદે પ્રકારે ફળ, વર્ષફળ, આખી જીંદગીનું ફળ, વિગેરે બનાવવામાં ને જોઇ આપવામાં આવે છે. તેમજ દરેક મુહુર્ત, વરકન્યાના ટપકાનો મેલાપક, ખાત્રીથી જોઇ આપીએ છાયે. એક વખત કામ સોંપી ખાત્રી કરી જુઓ

મેળાપનો વખત સવારે મું. ટા. ૧૧ વાગ્યા સુધી, સાંજે ૪ પછી ૭ સુધી, હમારે મુકામે મળીશું. ૧૧ થી ૪ બોલાવનારને ત્યાં જવાનો વખત છે. વિશેષ ખુલાસો પુછાવનારને પુરતો જવાબ આપવામાં આવશે. બહારગામનાં કામ પોષ્ટ મારફતે કરીશું. તેઓએ પોતાનો ટપકો, જન્મોત્રી, વર્ષફળ અથવા કંઇ ના હોય તો પ્રશ્નનો ટાઇમ, અને પોતાનું નામ મોકલવાથી ભવિષ્ય કહેવામાં આવશે. બાહાર ગામથી ટપકો વિગેરે મોકલનારે બનતા સુધી રજીસ્ટર કરીને મોકલવું કે જેથી ગુમથવાનો સંભવ રહે નહી

હમારૂં ઠેકાણું:—**મુંબઈ,** ઠાકોરદ્વાર ગોરા રામના દેવલ સામે બાઇ જીવણુની ગલીમાં, ઘર નં. ૪ ત્રીજે માળે, **જોશી-સોમેશ્વર દ્વારકાંદાસ, કપડવંજવાળા.** કરવાથી અમોને કાગળ મળશે.

---

## મીલના કારડીંગ અને સ્પીનીંગ માસ્તરનો મત.

Bombay 6th August 1919.

I feel much pleasure in giving this credential to Joshi Someshwar Dwarkadas Kapadvanjvala whom I have known for a long time.

He is a thorough master of his science and is an author of good many books on astrology. His readings leaves nothing that one could desire, and a man like him really deserves a good support from public.

His knowledge in making horoscopes, Varashfals, and Janmotris is very good and proves that they are done by a master hand.

I wish him all success in his career.

(Sd.) Cawasjee P. Sirkari.
Carder & Spinner.
The Globe Manufacturing Co. Ltd.

---

## અમદાવાદ સ્મૉલકૉઝ કોર્ટના રીડાયરર્ડ જજ અને લુણાવાડા સ્ટેટના દીવાન સાહેબનો મત.

Lunawada, Ist July 1919.

THIS is to certify that I have known Mr. Someshwar Dwarkadas Joshi for about five years. I am glad to state that most of the principal events which he predicted after preparing my "Varshafals" have happened. He has published Jyotish Kalpataru and other works on astrology which are highly spoken of and contain much useful information. He possesses, in my opinion, a very good knowldge of the complete science of astrology and he deserves encouragement as he has made a good study and spent moneys in publishing important books. I have recommended him to many of my friends and they speak highly of his abilities as an astrologer.

(Sd.) G. V. Saraiya.
Dewan, Lunawada State.

---

## એલ. એમ. એન્ડ. એસ. ને વિલાયતમાં પાસ થયેલા ડી. પી. એચ. ડૉકટરનો મત.

Certified that Joshi Shomeshwar Dwarkadas is well versed in the science of astrology. He is consulted on many occasions by me. I can safely recommend him to any body wanting to know what the science of astrology can mean and say that this man can predict quite true.

(Sd.) M. N. Balsara,
L. M. & S.
D. P. H. (comb)

---

## વકીલનો મત.

THIS is to certify that I was introduced to Mr. Someshwar Joshi by my Parsee friends who spoke highly of him. I showed him my son's horoscope. In the first instance his prophecy was not fulfilled. But on the second occasion it turned out to be true and my son was taken into the Provincial Civil Service.

P. N. Pandit.

High Court Pleader.

6-1-1919)
Sirsi— —)

---

## એલ. સી. ઈ. ઇજનેરનો મત.

Bombay, 13th, September 1906.

It gives me great pleasure to certify that the astrologer Mr. Shomeshwar Dwarkadas Kapadvanjwala was introduced to me about six years ago by a friend of mine who knows astrology and who was satisfied with the work of Mr. Shomeshwar. On many occasions during the above period I have consulted him. He used to tell me true future either good or bad. His mathematical knowledge of astrology appears to be sound. I shall be glad to hear of his future advancement.

(Sd.) J. M. Fitter,
L. C. E.

---

## બી. એ. એલ. એલ. બી. નો મત.

It gives me great pleasure to certify that Joshi Shomeshwar Dwarkadas has been known to me for the last three years. I have had several horoscopes prepared by him and am glad to say that I am highly satisfied with the sincerity and accuracy of his predictions and correctness of his mathematical calculation. I sincerely recommend him to all wishing to consult an astrologer.

Indian Specie Bank Ltd. (Sd.) **Hiralal Motiram.**
Bombay 24-3-08. B. A. L, L.

---

## પારશી સોલીસીટરનો મત.

Bombay, 10th. October 1907.

I have known Mr. Shomeshwar Dwarkadas for some years. He has prepared horoscopes etc. for different members of my family; and although I know nothing of the science I am able to say that his statements as to future events. etc. having a very large majority of cases that I have come accross proved in the result verycorrect and accurate.

**Parsi Solicitor.**

---

મુંબઈ, તા. ૧૨ મી ઓગષ્ટ ૧૯૦૭

જત મને લખવાને ઘણો ખુશી ઉપજે છે જે, જોશી મહારાજ સોમેશ્વર કપડવંજવાલાને લગભગ નવ વરસ થયાં હું ઓળખું છું અને એ મુદત દરમીયાન વારે ઘડીએ હું એવણના સંબંધમાં આવ્યો છું. અને હું કહેવાને ઘણો ખુશી છેઉં જે એવણ જોતીષ વિદ્યામાં ઘણા ભણેલા તથા કુશળ છે. એવણ ભવીષ ઘણું સરસ રીતે વર્તી શકે છે. અને એવણનું ઘણું ખરૂં સાચું નીવડે છે. એવણને જોતીષ વિદ્યાનો ઘણો અનુભવ છે. અને ટપકા જન્મોત્રી તથા કેશવીને લગતું ગણીત ઘણું ચોકસાઇથી તથા બારીકીથી પોતાનું કામ ઘણુંંજ પ્રમાણીકપણે કરે છે. અને એવણના કામથી હું હમેશ ખુશી થયો છું, મારા ઓળખાણવાળાઓમાં એવણની હું હમેશ ભલામણ કરૂં છું. અને તે લોકોને મહોડેથી એવણના કામની તથા હુસીયારીની વખાણ સમજું છું. હું એવણને એવણના ધંધામાં દરેક ફતેહ ઇચ્છું છું.

**અરદેશર કાવસજી દાદાચાનજી,**
એલ. સી. ઈ. ઇન્જનેર

ખેતવાડી બારમી ક્રાસ લેન સુનાવાલા બીલ્ડીંગ.

---

## એલ. એમ. એન્ડ, એસ. ડાકટરનો મત.

I was never a believer in the science of astrology but was recommended by one of my friends, a learned young gentleman, to have my original horoscope enlarged with minute planetery calculations. He referred me for this to Joshi Shomeshwar Dwarkadas and I am extremely pleased to certify that his predictions have been quite accurate and at certain times have proved me a valuable guide in the right direction of my undertakings.

BILIMORA. (Sd.) **D. B. Engineer,**
8-8-08. L. M. & S.

---

ફ્રીઅરરોડ કોટ, મુંબઈ, તા. ૧૨-૯-૦૬

**જોશી શેઠ સોમેશ્વર દ્વારકાંદાસ,**

જત આપની વિદ્વત્તા માટે મારી અનેક પ્રસંગે ઘણી ખાતરી થઈ છે, અને તેથી આપની ઈચ્છાને માન આપીને આ પત્ર મારી પ્રશંસાનો આપને લખી વાલતાં ખુશી ઉપજે છે. જ્યોતિષવિદ્યા મારી ખાતરી થઇ છે કે એક ઘણું ઓહલું અને વિદ્વત્તા ભર્યું સાયન્સ છે. અને તેમાં આપનો અભ્યાસ વગર શકે ઉંડો અને પાકો છે. આપે મને કરી આપેલાં અનેક વર્ષફલો ઘણી હદ સુધી સાચાં થયાં છે, અને આપ એ શાસ્ત્રમાં કુશલ છો, એમ હું પ્રમાણીકપણે માની અને કહી શકું છું, એક અનુભવી જ્યોતિષી તરીકે હું આપની ઘણી ખુશીની સાથે અત્રે ભલામણ લખી વાલું છું.

**લી. સેવક બહમનજી. ન. કાબરાજી.**

---

## હાયકોરટના એડવોકેટનો મત.

*Bombay 22nd July 1921.*

I feel great pleasure to certify that Joshi Someshwar Dwarkadas Kapadvanjwala is an expert in the reading of horoscopes. His merit is that he does not hesitate to tell out the future whether good or bad. His accuracy in calculations is sound and enviable. I had some occasions to consult him and at each time I was satisfied with his reading. His predictions have turned out true and correct.

(Sd). TULSIDAS. K. THANAWALA,
B. A., LL. B., Advocate.
High Court.

---

## સોલીસીટરનો મત.

Dady Seth Agiary Lane.
Bombay 19th April 1918.

My horoscope was shown to Joshi Someshwar Dwarkadas several times and the forecasts that he made on each occasion have proved true. To those who wish to consult an astrologer Joshi Someshwar may be safely recommended as a proficient astrologer.

(Sd.) DEVIDAS A. KASABVALA.
B. A. LL. B. Solicitor.

---

રા. રા. જોશી સોમેશ્વર દ્વારકાદાસને આજ આઠ વર્ષ થયાં હું ઓળખું છું એ મુદતમાં ઘણાક પ્રસંગે એમની સલાહ લેવાનું મને કામ પડયું છે. અને દરેક વખતે જે કાળજીથી અને ગણત્રીથી એમણે ભવિષ્ય ભાખ્યું છે, તેથી હું સંતોષ પામ્યો છું. જ્યોતીષ શાસ્ત્રનો એમનો અભ્યાસ બહુ ઉંડો છે, અને જે બારીકીથી એવણ જન્મપત્રીકા, વર્ષફળ, કેશવી વિગેરે બનાવી આપે છે, તે એમના જ્ઞાનનો પુરતો પુરાવો છે, મારા બચ્ચાંઓની તેમજ મારાં કુટુંબીઓની જન્મપત્રિકા મેં એવણ પાસે બનવાવી છે, તેમજ તેઓને લગતા મહત્વના સવાલોને માટે એમની સલાહ લીધી છે. અને એ દરેક બાબત એમણે પોતાના અભ્યાસના અને અનુભવના બળથી ખાત્રીપૂર્વકરીતે સિદ્ધ કરી આપી છે. સાથે એમનો વિવેક અને નાના કે મોટા દરેક માણસનું કામ જે કાળજીથી એવણ બજાવે છે, તે માટે એમને ધન્યવાદ ધટે છે. પરમેશ્વર એમના જેવા મનુષ્યને દિર્ઘાયુષ્ય બક્ષે અને એમના ધંધામાં એવણ હજી વધારે નામના મેળવે, એવી હમારી પ્રાર્થના છે.

મુંબઈ, તા. ૧૪-૨-૧૯૦૯

ન. દી. મીસતરી, એલ. સી. ઇ. ઈન્જનેર

---

## પારસી સોલીસીટરનો મત.

Bomby, 27th January 1909.

I have known Joshi Someshwar Dwarkadas for five years. He has prepared horoscopes for different members of my family and I am perfectly satisfied with his work.

His predictions as to future events and statements as to past events have turned out to be correct.

He has been found to be a very painstaking and an honest man and I can safely recommend him to every one wishing to consult an astrologer. He is so far as I have been able to judge well versed in the science of astrology which he has made his special study.

(Sd.) PARSI SOLICITOR.

---

## બેરીસ્ટરનોમત.

36, Nepean Sea Road,
Malabar Hill, Bombay 7th March 1918.

I have expressed my opinion separately regarding the Astrological works of Joshi Someshwar Dwarkadas; I know him from 1910 and since then I have had many occasions of testing his knowledge of Astrology. I have much pleasure in saying that his predictions have been mostly found correct and satisfactory. I was particularly struck with his decision in a case of dangerous illness wherein he boldly asserted that nothing would happen to the patient when the Doctors and all had given up all hopes. He came out true and raised himself considerably in the estimation of myself and others.

T. J. DESAI,
BARRISTER-AT-LAW.

---

## સોલીસીટરનો મત.

I know Joshi Someshwar Dwarkadas to have well studied the science of Astrology and competent in casting and reading of horóscopes. I am satisfied with his work and recommend any one interested to give him a trial.

24-4-18. (Sd.) E. M. Bahadurji.

---

## મેડીકલ ડૉક્ટરનો મત.

I have great pleasure to bear testimony to Mr. Joshi Someshwar Dwarkadas proficiency in astrology. His predictions regarding my Daughter's death and other circumstances came to pass accurately as to time &c. His knowledge in the mathematic portion of the astrology is sound. I know Mr. Someshwar for last ten years and my good opinion of his ability is based upon frequent visits on different occasions.

A short visit to this gentleman will convince any sceptic mind that astrology as a science deserves a place amongst other literature.

MAHIM. (Sd.) J. M. PANDYA,
20-8-06. MEDICAL OFFICER IN CHARGE,
WADIA DISPENSARY.

Esmailji Mulla Vallibhoy
of Vallibhoy Kaderbhai & co.

Bombay,—
તા. ૫ મી જુન ૧૯૦૯.

---

## રાજપીપલા સ્ટેટના સર ન્યાયાધીસનો મત.

NADOD.
*10th March 1921.*

This is to certify that I have had several occasions to consult Joshi Someshwar Dwarkadas, whom I know for the last ten years. I always found that he knew his subject thoroughly and scientifically. Naturally, his predictions come out true very often, especially as he has a very long exprience of his line.

He has compiled books on astrology from verious Sanskrit authors, which can also be consulted with advantage.

K. N. MARPHATIA, B. A. LL. B.
Chief Judge,
RAJPIPLA STATE.

---

**જોશી મહારાજ સોમેશ્વર દ્વારકાદાસ જોગ શ્રી મુંબઈ,**

જત હું આ લખીને જણાવવા ઘણોજ ખુશી છું જે તમારો જ્યોતીષ વિધાનો અનુભવ ઘણોજ સારો અને કાબેલીયત ભરેલ છે, જે વીશેની મારી પુરી ખાત્રી તમારા સાથના મારા લગભગ (૭) સાત વરસ દરમીયાન ઘણીક વખત ઘણાક સંજોગોયે થયેલ પ્રશ્નોના મળેલા સંતોષકારક ખુલાસાઓ, અને જવાબથી અને કેટલીક જન્મપત્રીકાઓ તથા ટપકાઓ તથા પ્રશ્નોત્રીઓ અને વર્ષફળોમાં તમોએ જણાવેલ ભવીષ ઘણે ભાગે મળતું આવે છે, તેથી થઇ છે.

વિશેષ હું ઇચ્છું છું કે આ વિધાના શોકીનો માહેલા કોઈ પણ ધણી જે તમારા સાથે કામ પાડશે તે પોતાને પુરતો સંતોષ મેળવેલો જોશે. હાલ એજ.

**લી. સેવક ઈસમાઈલજી. મુ. વલીભાઈ**

લાકડાંવાળાના સલામ.

---

**એલ. સી. ઈ. ઈજનેરનો મત.**

3 Church Gate, Street Fort
Bombay, 11-3-1909.

K. D. Sanga, L.C.E.
Architect,

I have known Joshi Someshwar for the last three years. He appears to be well versed in astrology and is a good hand at-preparing horoscopes. He has prepared horoscopes of several friends and acquaintances.

(Sd.) K. D. SANGA, L.C.E.

---

**સીવીલ્યનનો મત.**

*Bombay, 27th May, 1915.*

I have very great pleasure in recommending Mr. Someshwar Joshi to the attention of all interested in the science of astrology. Though latterly scoffed at in India and Europe alike as a professional fraud, astrology is steadily gaining favour in both countries as a science full of great possibilities. It is certainly difficult to explain the

relation between the course of human life and the movements of heavenly bodies, but I can say with equal certainty, judging purely from results, that there must be some connection between the two. My family and myself have often consulted different astrologers, and I am very glad to say that nobody's predictions have ever turned out so true as those of Mr. Someshwar Joshi. He does not hesitate to foretell evil, if there is any in store, and he always takes considerable care in the necessary astronomical calculations. I hope Mr. Joshi will be able to establish this science on a practical and thorough basis, and wish him every success in it.

(Sd.) CEYLON CIVIL SERVICE.

---

એલ. સી. ઇ. ઇજનેરનો મત.

No. 9, Hornby Road, Fort,

Bombay 19th January, 1909.

Joshi Someshwar Dwarkadas.

I have great pleasure to certify that Joshi Someshwar Dwarkadas has taken very great interest in preparing horoscopes and other particulars for me relating to the Science of Astrology.

He commands a perfect knowledge of the Science and is very painstaking and honest worker.

I am satisfied with the results of past and present life for which he worked so cleverly for me.

He is a trustworthy and faithful "J oshi."

(Sd.) BOMANJEE A. WADIA,

L.C.E.

---

## એલ. આર. સી. પી. ડાક્ટરનો મત.

Kapadvanj 16th April 1909.

This is to certify that I am thoroughly satisfied with the work I entrusted on several occassions to Someshwar Dwarkadas. I have full confidence in him and safely recommend any body who desires to consult any reliable astrologer. I wish the astrologer every success in future.

(Sd.) FRAMJEE MANECKJI,
L. R. C. P. etc.,
Private Practitioner,
KAPADVANJ.

---

## મુંબઈ મેદાનની પોલીસ કોર્ટના યુરોપીયન સાહેબનો મત.

Someshwar Dwarkadas Joshi computed my son's and my horoscopes and has foretold certain events which have come to pass. He is a painstaking and a fairly accurate astrologer.

Police Court.
Bombay 31-10-08.

(Sd.) one POLICE COURT EUROPEAN GENTLEMAN.

---

## સોલીસીટરનો મત.

Century Buildings,
Hornby Road.
*Bombay, 20th March 1915.*

I have very great pleasure in certifying that Joshi Someshwar Dwarkadas is a perfectly competent astrologer. He has studied the subject of astrology as a science and systematically, and he is an honour to the profession. A visit to him will convince the most sceptic that astrology is not a superstition as is generally believed, but it is a science based on certain astrological and astronomical

calculations. He is perfectly sound in all mathematical calculations and predicts future events with remarkable accuracy. I can safely recommend him to any one wishing to consult an astrologer.

G. B. PANDYA,
*Solicitor High Court.*

---

## વકીલનો મત.

I know Joshi Someshwar Dwarkadas and am able to say from personal knowledge that this predictions are accurate in most cases.

21-12-08. (Sd.) PARSI VAKIL, HIGH COURT,
B. A, LL. B.

---

## ઇલેકટ્રીક અને મિકેનીકલ ઇન્જીનીયરનો મત.

This is to certify that Mr. Joshi Someshwar Dwarkadas is a perfect Joshi. I had shown him my horoscope, and I have found him to be accurate and clever in the science of astrology. Upto this time many things which he had told me were found to be true. He is a perfect gentleman. I have given him this certificate and he may make use of it to his advantage.

(Sd.) P. S. DUBASH,
ENGINEER.

---

એક મિત્ર જેમનો જોતિષનો કાંઇક અભ્યાસ છે. તેમની ભલામણ ઉપરથી જોશી સોમેશ્વર દ્વારકાદાસને આ લખનારનાં છોકરાઓના ટપકા બનાવવાનું કામ સોંપવામાં આવ્યું હતું. જે એમણે કાળજીથી કીધેલું લાગે છે. અને એ કામનો એમનો અનુભવ ઠીક જોવામાં આવે છે.

લી. પેસ્તનજી ધનજીભાઈ મહાલક્ષ્મીવાલા.

ભાયખલા, તા. ૨૪-૪-૦૯

## એલ. સી. ઈ. ઇજનેરનો મત.

60, Tamrind Lane, Fort

Bombay 10th September 1907.

I hereby certify that Joshi Someshwar Dwarkadas is known to me for the last four years. He is well versed in astrology and he foretells the future correctly. He is my family astrologer and has prepared horoscopes for many members of my family. He has also prepared a " Keshvi" for me and good many events mentioned therein have occurred at the stated periods. I have recommended him to my many friends and they seem to have been pleased and satisfied with this work. I would be too glad to see him prosper in his work.

(Sd.) MERWANJI M. MISTRY,

L.C.E.

---

## એલ. એમ. એન્ડ એસ. ડાક્તરનો મત.

17, Dockyard Road,

Mazgaon, Bombay 19th, April 1909.

I have great pleasure in giving this certificate to Mr. Someshwar Dwarkadas Kapadvanjwalla. He is so perfect in his science of astrology that most of his predictions have come to be true.

Besides that he is a perfect gentleman and that he has no greed for money.

I can safely recommend him to any body else.

(Sd.) **M. J. Dubash,**

L.M. & S.

---

## વકીલનો મત.

I have great pleasure in saying that Joshi Someshwar Dwarkadas is a very clever astrologer. He is known to me these last three years. I have on various occasions consulted him and have found him accurate. He is not one of those who care only to get as much out of the pockets of the people consulting them as they can. He is not at all greedy and himself believes the science and has a sound knowledge of astrology.

(Sd.) **Manibhadra Nilkantrai,**

CHHATRAPATI,

B.A., LL.B.

---

## એલ. એમ. એન્ડ એસ.. ડાક્તરનો મત.

Bombay, 6th August 1910.

I was one of those who did not believe in the science of astrology, as unfortunately, the local astrologers are more quacks than genuine. Mr. Someshwar Dwarkadas (Joshi) was recommended to me by some friends as a reliable astrologer and I have great pleasure to certify that his statement as to the future events of my life turned out true. He is honest, pains-taking and very careful in his work and calculations. I would safely recommend him to those who wish to consult a competent fortune-teller and I am sure they would not be disappointed.

(Sd.) S. N. Writer.

L.M. & S.

---

## વકીલનો મત.

"Cama Castle"
Station Ghat Koper.
28th June 1909.

Having been asked by Mr. Someshwar Dwarkadas Josh, to testify as to his knowledge of reading horoscopes &c.i I have the pleasure to certify that he is sans doute, well Versed in this science as could be evidenced from some striking events of the past disclosed by him in my life.

I can not rest content without observing that this science has now been dwindled down almost into a Nullity and degenerated in to imposture and hypocracy in the hands of quacks but persons of his letters would in near future revive the same into its original sublimity.

PHIROZSHAW JAMSETJI,
B.A., LL.B.,
Vakil, High Court.

---

## વકીલનો મત.

I have much pleasure in recommending Mr. Someshwar Dwarkadas as a competent Joshi. His predictions are upto mark and his knowledge of calculations very sound. He has a perfect mastery over the more intricate branch of Astrological calculations especially of "Keshawi." I have seen his work and I am thoroughly satisfied with it.

B.A., LL.B.,
Parsi Vakil, High Court.

11-6-09.
Picket Road, Bombay.

---

**Publisher :**

**JOSHI SOMESHWAR DWARKADAS.**

ભાષાન્તરકર્તા,—જોશી, સોમેશ્વર દ્વારકાદાસ.



**જન્મ.**

સંવત્ ૧૯૩૧. શાકે ૧૭૯૭. શ્રાવણ વદી ૩૦ ને સોમવારે સૂર્યોદયથી ઇષ્ટ ઘટી ૨૯ પલ ૨૪ વખતે. તા૦ ૩૦-૮-૧૮૭૫.

ઠે૦,—મોટા રામજી મંદિર, રાવળપારમાં.

**જીલ્લે, ખેડા,**

**મુકામ, કપડવંજ.**

**હાલ ઠે૦,**—ઠાકોરદ્વાર, પોસ્ટ આફીસની સામે, ભાઈ જીવણજીની ગલીમાં, ઘર નં૦ ૪-ત્રીજે માળે,

**મુકામ—મુંબઈ.**



॥ ॐ श्रीगणेशाय नमः ॥

# अन्यविषय सहित मुहूर्तमार्तण्डनुं गुजराती भाषान्तर.

॥ ગ્રન્થકર્ત્તાનું મંગલાચરણ. ॥

सिंदूरोल्लसितमिभेंद्रवक्त्रमंबां श्रीविष्णुं वियतिचरान् गुरून्प्रणम्य ॥
बह्वर्थं विबुधमुदे लघुं मुहूर्तमार्तंडं सुगममहं तनोमि सिद्ध्यै ॥१॥

अन्वय–सिन्दूरोल्लसितम् इभेन्द्रवक्त्रम् अम्बाम् श्रीविष्णुं वियतिचरान् गुरून् प्रणम्य, बह्वर्थम् लघुम् सुगमम् मुहूर्तमार्तण्डम् विबुधमुदे सिद्ध्यै अहम् तनोमि ॥१॥

**अन्वयार्थ—सिंदूरोल्लसितम्** સિંદૂરથી શોભાયમાન. **इभेन्द्रवक्त्रम** હાથીના જેવા મુખવાળા ગણપતિને. **अम्बाम्** સરસ્વતીને. **श्रीविष्णुम्** લક્ષ્મીએ સહીત વિષ્ણુને. **वियतिचरान्** ગ્રહોને. **गुरून्** શાસ્ત્રનો ઉપદેશ કરનારા ગુરૂઓને, **प्रणम्य** નમસ્કાર કરીને. **बह्वर्थम्** ઘણા અર્થવાળો. **लघुम्** સંક્ષેપ. **सुगमम्** સરલ એવા **मुहूर्तमार्तण्डम्** મુહૂર્તમાર્તણ્ડ નામના ગ્રંથને **विबुधमुदे** વિદ્વાનોના આનંદને માટે. **सिद्ध्यै** કાર્યની સિદ્ધી માટે **अहम्** હું નારાયણ ભટ્ટ **तनोमि** રચું છું. ॥૧॥



ભાવાર્થ—સિંદૂરથી શોભાયમાન અને હાથીના મુખવાળા ગણપતિ, સરસ્વતિ, વિષ્ણુ, ગ્રહો, ગુરૂ, વિગેરેને નમસ્કાર કરીને, હું ગ્રન્થકર્તા [1]"નારાયણભટ્ટ" મુહૂર્તના કાર્યની સિદ્ધિ, અને પંડિતોના આનંદને માટે જેમાં ઘણા અર્થ સમાએલા છે અને જેનો થોડામાં સમાવેશ થયો છે. તેમ ઘણીજ સહેલાઈથી સમજાય તેવો "મુહૂર્તમાર્તણ્ડ" નામનો મુહૂર્ત જોવાનો ગ્રંથ રચું છું.

॥ ભાષાન્તરકર્તાનું મંગલાચરણ. ॥

**ब्रह्मेन्द्रविष्णुशिववन्दितपादपद्मः सिन्दूरचर्चितललाटपटप्रपन्नः ॥**
**भक्ताऽर्तिनाशनपरः करुणास्वरूपो नागाननोदिशतु मङ्गलमङ्गकेनः (१)**

**ભાવાર્થ**—બ્રહ્મા, ઇંદ્ર, વિષ્ણુ, શંકર જેમના ચરણ કમલને નમે છે એવા સિંદૂરયુક્ત લલાટવાળા; ભકતોના દુઃખોને નાશ કરવામાં સમર્થ, અને દયારૂપ એવા **શ્રીગણપતિ** અમારા દરેક શુભ કામોમાં મંગળ આપો. (૧)

**वाग्वादिनीदेवगुरून्प्रणम्य मुहूर्तदिदृक्षुजनान् मुदेच ॥**
**दैवज्ञसोमेश्वरवाडवोऽहं करोमिटीकां सुगुरोः प्रसादात् (२)**

**ભાવાર્થ**—સરસ્વતી, સર્વે દેવો અને ગુરૂને નમસ્કાર કરીને મુહૂર્ત જોનારાઓના આનંદના માટે હું "**સોમેશ્વરજ્યોતિષી**" સદ્ગુરૂની કૃપાથી આ ગ્રંથની ગુજરાતી ભાષામાં ટીકા કરૂં છું. (૨)

# ॥ अथ त्याज्य प्रकरणम् ॥

**यामार्धं कुलिकं दिनार्द्धमवमं पूर्वं दलं पारिघं**
**विष्टिं वैधृतिपातसंक्रमगणं गडांतमेकार्गलम् ॥**
**कृष्णानंगचतुर्दिनं रविशशिक्रांत्योः समत्वं खलां**
**होरां रात्रिदिनार्द्धके क्षयादिनं पित्रोर्जनन्यार्तवम् ॥ २ ॥**

---

[1] ગ્રન્થકર્તા કોણ અને ગ્રન્થ ક્યારે બન્યો તેની હકીકત ગ્રન્થની સમાપ્તિના છઠ્ઠા શ્લોકમાં છે.

मासाद्यं जनिसंभवं ग्रहणभं चंडायुधं दुःक्षणं
ज्येष्ठं पूर्वभवस्य पापयुगितिष्यर्क्षाणि विद्धं च भम् ॥
ऊनाख्याधिकमासकौ युतिषु विष्याशूवगंडातिषु
त्र्यंकार्थाकरसर्तुपूर्वघटिका भानां विषाख्या घटीः ॥ ३ ॥
लत्ता पंचकपापवर्गमशुभं चंद्रं दशारिष्टकं
जन्मेशेज्यसितास्तमंगशशिनोः क्रूरोद्भवां कर्तरीम् ॥
रिष्टं गोचरसंभवं ग्रहजनिमांतोद्भवं सूतकं
दुश्चिह्नानि मनोविभंगमपि च व्याधिं शुभे संत्यजेत् ॥ ४ ॥

अन्वय—यामार्द्धम् कुलिकम् दिनर्द्धिम् अवमम् पारिघम् पूर्वदलम् विष्टिम् वैधृतिपातसंक्रमगणम् गण्डान्तम् एकार्गलम् कृष्णानंगचतुर्दिनम् रविशशिक्रान्त्योः समत्वम् खलांहोराम् रात्रिदिनार्द्धके पित्रोः क्षयदिनम् जनन्यार्तवम् ॥ २ ॥

अन्वय—जनिसंभवंमासाद्यम् ग्रहणभम् चंडायुधम् दुःक्षणम् पूर्वभवस्य ज्येष्ठम् पापयुगितिष्यर्क्षाणि च विद्धंभम् ऊनाख्याधिकमासकौ विष्याशूवगडातिषु युतिषु त्र्यंकार्थाकरसर्तुपूर्वघटिकाः भानां विषाख्या घटीः ॥ ३ ॥

अन्वय—लतापंचकपापवर्गम् अशुभंचंद्रम् दशारिष्टकम् जन्मेशेज्यसितास्तम् अंगशशिनोः क्रूरोद्भवाम् कर्तरीम् गोचरसंभवं रिष्टम् ग्रहजनिमान्तोद्भवं सूतकम् दुश्चिन्हानि मनोविभंगम् व्याधिम् अपि शुभे संत्यजेत्

अन्वयार्थ—**यामार्द्धम्** યામાર્દ્ધ, **कुलिकम्** કુલિક. **दिनर्द्धिम्** દિવસની વૃદ્ધિ **अवमम्** દીવસનો ક્ષય **पारिघं पूर्वदलम्** પરિઘયોગનું પૂર્વાર્દ્ધ. **विष्टिम्** વિષ્ટિ **वैधृतिपात संक्रमगणम्** વૈધૃતિ વ્યતીપાત અને સૂર્યાદિનાં રાશિ સંક્રમણ **गण्डान्तम्** ગંડાન્ત **एकार्गलम्** એકાર્ગલ **कृष्णानंगचतुर्दिनम्** કૃષ્ણપક્ષની ૧૩થી૪ દિવસ **रविशशिक्रान्त्योःसमत्वम्** સૂર્ય અને ચંદ્રનો ક્રાન્તિસામ્યપાત

**खलांहोराम्** પાપગ્રહની હોરા **रात्रिदिनार्द्धके** રાત્ર્યર્ધ અને દિનાર્ધ **पित्रोःक्षयदिनम्** માતાપિતાના મરણનો દિવસ **जनन्यार्तवम्** માતાનું રજસ્વલાપણું. ૨

**अन्वयार्थ-जनि संभवं मासाद्यम्** જન્મનો માસાદિ વિગેરે **ग्रहणभम्** ગ્રહણનું નક્ષત્ર **चंडायुधम्** ચંડાયુધ. **दुःक्षणम्** ખરાબ મુહૂર્ત **पूर्वभवस्य** પ્રથમ જન્મેલાને **ज्येष्ठम्** જ્યેષ્ઠ માસ **पापयुक्** પાપગ્રહોથી યુક્ત **इतैष्यर्क्षाणि** પાપગ્રહોયે ભોગવેલું ને ભોગવવાનું નક્ષત્ર **विद्धभम्** વેધવાળું નક્ષત્ર. **ऊनाख्याधिकमासकौ** ક્ષય અને અધિક માસ **विष्कम्भशूलवगण्डातिषु** વિષ્કુંભ, વ્યાઘાત, શૂલ, વજ્ર, ગંડ અને અતિગંડ **युतिषु** એ યોગોને વિશે. **त्र्यंकार्थांकरसर्तुपूर्वघटिकाः** અનુક્રમે તે યોગોની પહેલી ૩-૯-૫-૯-૬-૬ ઘડીઓ **भानां** નક્ષત્રોની **विषाख्याघटीः** વિષ ઘડીઓ. ॥ ૩

**अन्वयार्थ—लत्तापंचकपापवर्गम्** લત્તા પંચક ને પાપ વર્ગ **अशुभचंद्रम्** અશુભચંદ્ર **दशारिष्टकम्** મૃત્યુ કરે એવી દશા **जन्मेशेज्यसितास्तम्** જન્મની રાશિનો સ્વામી, ગુરૂ અને શુક્રનો અસ્ત **मंगशशिनोः** લગ્ન ને ચંદ્રની **क्रूरोद्भवाम्** ક્રૂરગ્રહથી થયેલી **कर्तरीम्** કર્તરીને **गोचरसंभवरिष्टम्** ગોચર ગ્રહથી ઉત્પન્ન થતુ રીષ્ટ. **ग्रहजनि प्रान्तोद्भवम्** ગ્રહણ, જન્મ ને મરણથી થતું. **सूतकम्** સૂતક **दुश्चिन्हानि** અશુભ|શકુનો. **मनोविभंगम्** મનનું ના કહેવું અને **व्याधिम्** વ્યાધિને **अपि** પણ. **शुभे** શુભ કર્મમાં **संत्यजेत्** ત્યાગ કરવી ॥૪॥

॥ દરેક શુભ કાર્યમાં ત્યાગ કરવાની બાબતો. ॥

* ૨. **ભાવાર્થ**—યામાર્દ્ધ,[૧] કુલિક,[૨] વૃદ્ધિ[૩] અને ક્ષય તિથિ,[૪] પરિઘ યોગનો પૂર્વ ભાગ, વિષ્ટિ, વૈધૃતિ, વ્યતીપાત, સંક્રાંતિ,[૫] ગંડાંત,[૬] એકાર્ગલ, અંધારીઆની તેરશથી પડવા સુધીના ચાર દિવસ, સૂર્ય ચંદ્રથી[૭] થતો ક્રાન્તિસામ્યપાત,[૮] પાપગ્રહોનીહોરા, મધ્યરાત્રિ અને મધ્યાન્હ, માબાપના શ્રાદ્ધનો દિવસ અને માતાનું રજસ્વલાપણું.

§ ૩. **ભાવાર્થ**—પોતપોતાના જન્મનો માસાદિ,[૧] ગ્રહણનું[૨] નક્ષત્ર, ચંડાયુધ,[૩] નઠારૂં[૪] મુહૂર્ત, પહેલા ગર્ભથી જન્મેલા સંતાન માટે જેઠ મહિનો, પાપગ્રહ યુક્ત[૫] પાપગ્રહે ભોગવાએલું અને જે નક્ષત્ર ઉપર પાપગ્રહ જનાર છે એવા ત્રણે નક્ષત્રો, વેધવાળું નક્ષત્ર, અધિક માસ[૬] ને ક્ષય માસ, વિષ્કુંભ, વ્યાઘાત, શૂલ, વજ્ર ગંડ, અતિગંડ, એ યોગોની અનુક્રમે ૩,૯,૫,૯,૬,૬ એ ઘડીઓ, અને નક્ષત્રોની[૭] વિષઘડીઓ.

‡ ૪. **ભાવાર્થ**—લત્તા,[1] પંચક,[2] પાપગ્રહોનોનવમાંશ,[3] ખરાબ-ચંદ્ર,[4] રિષ્ટકારકદશા,[5] જન્મ રાશિના સ્વામીનો, ગુરૂ અને શુક્રનો અસ્ત, લગ્ન કે ચંદ્રને પાપગ્રહથી[6] થતી કર્તરી, ગોચર ગ્રહથી[7] થતું રિષ્ટ, ગ્રહણ, જન્મ અને મરણથી થતાં ત્રણે સૂતકો, નઠારી નિશાનીઓ, મનનું ભંગ થવું અને શરીરમાં રોગ, એ સર્વે બાબતો દરેક સારા કામમાં ત્યાગ કરવી.

( ક્ષયને વૃદ્ધિતિથિનું ઉદાહરણ )

**वसिष्ठः—स्युस्तिस्त्रस्तिथयोवारेएकस्मिन्नवमातिथिः । तिथिर्वारत्रयं चैका त्रिद्युस्पृक् द्वऽतिनिंदिते ॥ कृतंयन्मंगलंतत्रत्रिद्युस्यमवमेदिने । भस्मोभवतितत्क्षिप्रमग्नौ सम्यग्यथेंधनम् (३)**

---

*ટીપ શ્લોક ૨—૧ વિ૦ પ્ર૦ શ્લોક ૨૦ માંછે. ૨ જે તિથિ ત્રણ વારોને ભોગવતી હોય તેને વૃદ્ધિ તિથિ કહે છે. ૩ કોઈ પણ દિવસે સૂર્યોદય પછી જે તિથિ શરૂ થાય અને બીજા દિવસના સૂર્યોદય થતા પહેલાં તે તિથિ પુરી થઈ જતી હોય; તે તિથિને ક્ષય તિથિ કહે છે, જ્યારે જે વારમાં ક્ષયતિથિ આવતી હોય તે વારમાં ત્રણ તિથિઓ આવવી જોઇએ. ૪ વિ૦ પ્ર૦ શ્લોક ૧૮ માંછે. ૫ કોઇપણ ગ્રહો ૧ રાશિનો ત્યાગ કરી બીજી રાશિમાં પ્રવેશ કરે તેને સંક્રાંતિ અથવા સંક્રમણ કહે છે, તો તે દરેક ગ્રહના સંક્રમણ વખતે. વિ૦ ૧૭ માં બતાવ્યા પ્રમાણે ઘડીયો ત્યાગ કરવી. ૬ વિ૦ પ્ર૦ શ્લોક ૧૯ માંછે. ૭ વિ૦ પ્ર૦ શ્લોક ૨૧ માંછે. ૮ વિ૦ પ્ર૦ શ્લોક ૩૨ માંછે.

§ ટીપ શ્લોક ૩—૧ આદિ શબ્દથી પોતાના જન્મનો માસ, તિથિ, નક્ષત્ર, યોગ અને કરણ ૨ ગ્રહણ વખતે જે નક્ષત્ર હોય તે ગ્રહણનું નક્ષત્ર જાણવું. ૩ વિ૦ પ્ર૦ શ્લોક ૧૮ માંછે. ૪ વિ૦ પ્ર૦ શ્લોક ૨૧ માંછે. ૫ વિ૦ પ્ર૦ શ્લોક ૨૪ માંછે. ૬-સં૦ પ્ર૦ શ્લોક ૨ માંછે. ૭ વિ૦ પ્ર૦ શ્લોક ૨૨ માંછે.

‡ ટીપ શ્લોક ૪—૧ વિ૦ પ્ર૦ શ્લોક ૧૬ માંછે ૨ વિ૦ પ્ર૦ શ્લોક ૨૮ માંછે ૩ નવમાંશ લગ્નમાં પાપગ્રહની રાશિ હોય તો પાપગ્રહનો નવમાંશ કહેવાય, ષડ્વર્ગ વિ૦ પ્ર૦ શ્લોક ૩૫ માંછે, ૪ ગો૦ પ્ર૦ શ્લોક ૧ માંછે ૫ જે મહાદશા આયુષ્યને હરકત કરતા હોય તેવી દશા રિષ્ટકારક દશા કહેવાય છે. ૬ વિ૦ પ્ર૦ શ્લોક ૩૮ માંછે ૭ ગો૦ પ્ર૦ શ્લોક ૧ માંછે.

**અર્થ**—એકજવારે ત્રણ તિથિઓ હોય, જેમકે નવમી રવિવારે, ૨ ઘડી હોય, અને ઉપરાંત દશમી ૫૬ ઘડી હોય, ત્યારબાદ એકાદશી પણ ૪ ઘડી હોય, એટલે તેનું નામ (અવમા) "ક્ષયતિથિ" કહેવાય છે.

તેમજ ત્રણવાર પર્યન્ત એકજ તિથિ ભોગવાય, જેમકે ત્રીજ રવિવારે ૫૮ ઘડી હોય, ત્યારબાદ ચતુર્થી સોમવારે ૬૦ ઘડી હોય, અને મંગલવારે ચતુર્થી ૩ ઘડી હોય, એટલે તેનું નામ (ત્રિદ્યુસ્પૃક્) "વૃદ્ધિતિથિ" કહેવાય છે.

તે બન્ને પ્રકારની તિથિઓ અતિ નિંદિત છે. અને એવી તિથિઓમાં જે કંઈ મંગલ કાર્ય કરવામાં આવે, તે જેમ અગ્નિમાં નાંખેલાં લાકડાં બળી જાય તેમ જલદી ભસ્મ થઇ જાયછે. (૩)

## ( ક્ષય ને વૃદ્ધિતિથિનો દોષભંગ )

**वसिष्ठः—अवमाख्यं तिथेर्दोषं केंद्रगो देवपूजितः। हंतियद्वत्पापचयंव्रतं द्वैवार्षिकंयथा ॥ त्रिद्युस्पृगाख्यं दोषं सौम्यःकेंद्रगतःसदा। हंति यद्वत्पापचयमशून्य शयनव्रतम् (४)**

**અર્થ**—જેમ બે વરસ સુધી કરેલું વ્રત, પાપના ઢગલાને બાળે છે, તેમ જો ગુરૂ કેંદ્રમાં રહ્યો હોય તો તે અવમા (ક્ષય) તિથિના દોષનો નાશ કરે છે, તેમજ જેમ અશાડ સુદી ૧૧ ને દિવસે કરેલું. દેવશયનવ્રત પાપના ઢગલાને બાળેછે, તેમ જો બુધ કેંદ્રમાં રહ્યો હોય તો ત્રિદ્યુસ્પૃક્-(વૃદ્ધિ) તિથિના દોષનો નાશ કરેછે. (૪)

### ॥ કલ્પિત ઉદાહરણ. ॥

૩ તિથિ મંગલવારની રાત્રે બુધવાર બેસતા પહેલાં કંઇપણ ઘડી હોય, એટલે ત્રીજ બેઠી હોય અને બુધવારના સૂર્યોદયથી ગુરૂવારના સૂર્યોદય સુધી પણ ત્રીજ હોય અને શુક્રવારે કંઇક ઘડી કે પળો ત્રીજની હોય, એવા કોઈપણ ત્રણ વાર સુધી ગમે તે તિથિ લંબાતી હોય, તો તે **વૃદ્ધિતિથિ**, કહેવાય છે.

**કલ્પિત ઉદાહરણ**—ગુરૂવારના સૂર્યોદય વખતે પાંચમ છે, તે પાંચમ તેજ દિવસે સૂર્યોદય પછી ૧ ઘડીએ ઉતરી જાય અને તે ગુરૂવારે ૧ ઘડી પછી છઠ, બેસે તે છઠ, ૫૬ ઘડી સુધી રહે એટલે સૂર્યોદયથી ૧ ઘડી પાંચમ અને ૫૬ ઘડી છઠ મળી સૂર્યોદયથી ૫૭ ઘડીએ છઠ ઉતરી જાય ને સાતમ

બેસે, એટલે ગુરૂવારના દિવસે ૫,૬,૭, એ પ્રમાણે ત્રણ તિથિઓ ભોગવાય છે, તેમાં વચમાં ભોગવાએલી તિથિ ૬ તે ક્ષયતિથિ કહેવાય છે. એ પ્રમાણે ત્રણ તિથિઓમાંની વચલી તિથિને "ક્ષયતિથિ" કહેવાય છે.

વૃદ્ધિ અને ક્ષયતિથિની માફક ત્રણ વાર સુધી ભોગવનાર નક્ષત્રને યોગને પણ વૃદ્ધિ નક્ષત્ર અને વૃદ્ધિ યોગ જાણવા, ને એકજ વારમાં ત્રણ નક્ષત્ર કે ત્રણ યોગ આવે તેમાંના વચલા નક્ષત્ર કે યોગને ક્ષયનક્ષત્ર કે ક્ષયયોગ જાણવો.

## ચૈત્રાદિક મહિનાઓમાં આવતી શૂન્ય સંજ્ઞક તિથિઓ.

**મુ. ચિં–भाद्रे चंद्रदृशौ नभस्यनलनेत्रे माधवे द्वादशी पौषे वेदशरा इषे दश शिवा मार्गेऽद्रिनागा मधौ ॥ गोष्टौ चोभयपक्षगाश्चतिथयः शून्या बुधैः कीर्तिता ऊर्जाषाढतपस्यशुक्रतपसां कृष्णेशरांगाब्धयः॥ शक्राः पञ्चसितेशक्राद्र्यग्निविश्वरसाः क्रमात् (५)**

અર્થ – ચૈત્રમાં બન્ને પક્ષની ૮–૯, વૈશાખમાં બન્ને પક્ષની ૧૨, જ્યેષ્ઠમાં શુદ ૧૩, વદ ૧૪, આષાડમાં શુદ ૭, વદ ૬, શ્રાવણમાં બન્ને પક્ષની ૨–૩, ભાદરવામાં બન્ને પક્ષની ૧–૨, આસોમાં બેઉ પક્ષની ૧૦–૧૧, કાર્તિકમાં શુદ ૧૪ વદ ૫, માર્ગશીર્ષમાં બન્ને પક્ષની ૭–૮, પોષમાં બન્ને પક્ષની ૪–૫, માઘમાં સુદી ૬ વદી ૫, અને ફાગણમાં શુદ ૩, વદ ૪, એ પ્રમાણે ચૈત્રાદિ માસમાં શૂન્ય તિથિઓ આવે છે. (૫)

## ॥ શૂન્યતિથિ યુક્ત નિંદીત નક્ષત્રો. ॥

**॥ तथार्निर्ऋं शुभेसार्पं द्वादश्यां वैश्वपादिमे ॥ अनुराधा द्वितीयायां पञ्चम्यांपित्र्यभंतथा ॥ त्र्युत्तराश्चतृतीयायामेकादश्यां च रोहिणी ॥ स्वातीचित्रे त्रयोदश्यां सप्तम्यां हस्तराक्षसे ॥ नवम्यां कृत्तिकाऽष्टम्यां पूभाषष्ठ्यां च रोहिणी (६)**

અર્થ—૧ ને ઉત્તરાષાઢા, ૨ ને અનુરાધા, ૩ ને ત્રણ ઉત્તરા, (ઉ. ફા. ઉ. ષા. ઉ. ભા.) ૫ ને મઘા, ૬ ને રોહિણી, ૭ ને હસ્ત, ૮ ને પૂર્વાભાદ્રપદ, ૯ ને કૃત્તિકા, ૧૧ ને રોહિણી, ૧૨ ને આશ્લેષા, ૧૩ ને સ્વાતી, એ તિથિયુક્ત નક્ષત્રો હોય તો શુભકાર્યોમાં નિંદિત છે. (૬)

॥ ચૈત્રાદિ મહિનાઓમાં આવતાં શૂન્ય નક્ષત્રો ॥

॥ कदास्रभे त्वाष्ट्रवायू विश्वेज्यौ भगवासवौ। वैश्वश्रुती पाशिपौष्णे अजपादाग्नि पित्र्यभे ॥ चित्राद्वीशौ शिवाश्व्यर्काः श्रुतिमूले यमेंद्रभे । चैत्रादिमासे शून्याख्यास्तारावित्तविनाशदाः (७)

અર્થ—ચૈત્રમાં અશ્વિની-રોહિણી, વૈશાખમાં ચિત્રા-સ્વાતી, જ્યેષ્ઠમાં પુષ્ય-ઉત્તરાષાઢા, અષાઢમાં પૂર્વાફાલ્ગુની-ધનિષ્ઠા, શ્રાવણમાં ઉત્તરાષાઢા-શ્રવણ, ભાદરવામાં શતભિષા—રેવતી, આસોમાં પૂર્વાભાદ્રપદ, કાર્તિકમાં કૃત્તિકા-મઘા, માર્ગશીર્ષમાં ચિત્રા-વિશાખા, પૌષમાં અશ્વિની-આર્દ્રા-હસ્ત, માઘમાં મૂલ-શ્રવણ, અને ફાગણમાં ભરણી-જ્યેષ્ઠા આ નક્ષત્રો ચૈત્રાદિ મહિનાઓમાં શૂન્ય છે, તેથી તે શુભકાર્યમાં લેવાથી ધનનો નાશ થાય છે. (૭)

॥ ચૈત્રાદિ મહિનાઓમાં આવતી શૂન્ય રાશિઓ ॥

॥ घटोझषोगौर्मिथुनं मेषकन्यालितौलिनः ॥ धनुः कर्कोमृगः सिंहश्चैत्रादौ शून्यराशयः (८)

અર્થ—ચૈત્રાદિ બાર મહિનાઓમાં અનુક્રમે કુંભ-મીન-વૃષભ-મિથુન મેષ-કન્યા-વૃશ્ચિક-તુલા-ધન-કર્ક-મકર અને સિંહ શૂન્યરાશિયો છે. (૮)

( શૂન્ય તિથિ-ને રાશિથી થતું ફલ )

वसिष्ठः-तिथयो मासशून्याख्या वंशवित्तविनाशदाः। आसुश्राद्धमकुर्वीत नैवमंगलमाचरेत् (९)

અર્થ—માસશૂન્ય નામની તિથિઓ, વંશ અને ધનને નાશ કરનારી છે, માટે તે તિથિઓમાં શ્રાદ્ધકર્મ કરવું, પરંતુ મંગલકાર્ય કરવું નહિ. (૯)

॥ चैत्रादौमासशून्याख्या वंशवित्तविनाशदाः। तस्मात्तान्संपरित्यज्य शोभनं कारयेत्सुधीः (१०)

અર્થ—ચૈત્રાદિ માસોમાં માસશૂન્ય નામની રાશિઓ, વંશ અને ધનનો નાશ કરે છે માટે તેનો ત્યાગ કરી શુભ કામ કરવું. (૧૦)

( શૂન્ય તિથિ ને શૂન્ય નક્ષત્રનો દોષ ભંગ. )

जगन्मोहने—केन्द्रेचैवत्रिकोणेच शुभोह्युपचयेऽपिवा । एको-ऽपिबलवांश्चापि शून्यतिथ्युडुनाशकः (११)

**અર્થ**—એક પણ શુભ ગ્રહ જો કેન્દ્ર ત્રિકોણ કે ઉપચયસ્થાનમાં બલવાન થઈ રહ્યો હોય તો શૂન્ય તિથિ અને નક્ષત્રના દોષનો નાશ કરે છે.

( શૂન્ય તિથ્યાદિકનો ભંગ )

नारदः-तिथयो मासशून्याश्च शून्यलग्नानि यान्यपि ॥ मध्यदेशे विवर्ज्यानिनदुष्याणीतरेषुतु ॥ पंग्वंधकाणलग्नानि मासशून्याश्चराशयः । गौडमालवयोस्त्याज्या अन्यदेशेनगर्हिताः (१२)

**અર્થ**—ચૈત્રાદિ માસોમાં જે શૂન્ય તિથિ, નક્ષત્ર, તથા લગ્નો કહ્યાં છે, તે મધ્ય દેશમાંજ દોષદાયક છે, બીજા દેશોમાં દોષ નથી, પાંગળાં-આંધળાં અને કાંણું જે લગ્નો છે, અને શૂન્ય તિથ્યાદિક, ગૌડ અને માળવા દેશમાં દોષ આપે છે, બીજા દેશોમાં તેનો દોષ નથી (૧૨)

( ઘણા દોષોનો ભંગકર્તા રવિયોગ )

मु. चिं-सूर्यभाद्वेदगोतर्क दिग्विश्वनखसंमिते । चंद्रर्क्षेरवियोगाः स्यु र्दोषसंघविनाशकाः (१३)

**અર્થ**—સૂર્યના નક્ષત્રથી ગણતાં ૪,૬,૯,૧૦,૧૩,૨૦ આ સંખ્યા જેટલું જો ચંદ્રમાનું નક્ષત્ર આવે તો ઘણા દોષોને નાશ કરનાર **રવિયોગ** થાય છે.(૧૩)

( સિદ્ધિયોગ )

सूर्येऽर्कमूलोत्तरपुष्यदास्रं चंद्रेश्रुतिब्राह्मशशीज्यमैत्रम् ।
भौमे ऽश्व्यहिर्बुध्न्यकृशानुसार्पं ज्ञेब्राह्ममैत्रार्ककृशानुचान्द्रम् ॥
जीवेंत्यमैत्राश्व्यदितीज्यधिष्ण्यं शुक्रेंऽत्य मैत्राश्व्यदितिश्रवोभम् ।
शनौश्रुतिब्राह्मसमीरभानि सर्वार्थसिद्ध्यै कथितानि पूर्वैः (१४)

**અર્થ**—રવિવારે-અશ્વિની-પુષ્ય-હસ્ત-મૂલ-ત્રણ ઉત્તરા. ઉ. ફા. ઉ. ષા. ઉ. ભા.), **સોમવારે**-રોહિણી-મૃગશીર્ષ-પુષ્ય-અનુરાધા, **મંગલવારે**

અશ્વિની–કૃત્તિકા–અશ્લેષા- ઉત્તરાભાદ્રપદ, **બુધવારે**-કૃત્તિકા–રોહિણી–મૃગશીર્ષ–હસ્ત–અનુરાધા, **ગુરૂવારે**–અશ્વિની–પુનર્વસુ–પુષ્ય–રેવતી, **શુક્રવારે**–અશ્વિની–પુનર્વસુ–અનુરાધા–શ્રવણ–રેવતી, **શનિવારે**—રોહિણી–સ્વાતી–શ્રવણ; આ પ્રમાણે વાર ને નક્ષત્રના યોગથી **સિદ્ધિયોગ** થાય છે.

( તિથ્યાદિક યોગોનો ભંગ. )

**॥ कुयोगास्तिथिवारोत्थास्तिथिभोत्थाभवारजाः । हूणवंगखशेष्वेव वर्ज्यास्त्रितयजास्तथा (१५)**

**અર્થ**—તિથિવાર–તિથિનક્ષત્ર–નક્ષત્ર વારથી કહેલા દુષ્ટયોગો, અથવા તિથિનક્ષત્ર વારથી કહેલા દુષ્ટયોગો; **હૂણ–વંગ–ખશ**, આ દેશોમાં જ દોષયુક્ત છે, બીજા દેશોમાં નહિં. (૧૫)

( પક્ષછિદ્ર તિથિઓ–અને તેની દુષ્ટ ઘડી. )

**॥ वेदांगाष्टनवार्केंद्रपक्षरंध्रातिथौस्त्यजेत् । वस्वंकमनुतत्वाशाशरा नाडीः पराः शुभाः (१६)**

**અર્થ**—૪–૬–૮–૯–૧૨–૧૪, આ તિથિઓની આદિમાં, અનુક્રમે ૮–૯–૧૪–૨૫–૧૦–૫, આટલી ઘડીઓ શુભ કામમાં છોડીને બીજી ઘડીઓ લેવી સારી છે. (૧૬)

( હોલિકાષ્ટકનો નિષેધ. )

**॥ विपाशेरावतीतीरेशुतुद्र्वाश्च त्रिपुष्करे । विवाहादिशुभेनेष्टं होलिकाप्राग्दिनाष्टकम् (१७)**

**અર્થ**—વિપાશા–ઐરાવતી અને શુતુદ્રિ–આ નદીઓના પ્રદેશોમાં, અને ત્રિપુષ્કર દેશમાં વિવાહાદિ શુભ કામમાં **હોલિકાષ્ટક**, અશુભ છે, (૧૭)

( મૃત્યુ યોગાદિનો ભંગ. )

**॥ मृत्युक्रकचदग्धादीनिंदौ शस्तेशुभाव्हगुः । केचिद्यामोत्तरं चान्ये यात्रायामेव निंदितान् (१८)**

**અર્થ**—મૃત્યુ–ક્રકચ–દગ્ધ વિગેરે દુષ્ટયોગો; ચંદ્રમા સારો હોય તો બાધ કરતા નથી, કોઇ ઋષિના મતથી એક પ્રહર પછી સારા છે, બીજાઓના મતથી મુસાફરીમાં જ દૂષિત છે. (૧૮)

( પુનર્ભંગ. )

॥ अयोगे सुयोगोऽपिचेत्स्यात्तदानीमयोगं निहत्यैष सिद्धिंतनोति ॥ परेलग्नशुद्ध्याकुयोगादिनाशंदिनार्धोत्तरं विष्टिपूर्वंच शस्तम् (१९)

અર્થ—દુષ્ટયોગ સમયે શુભ યોગ હોય તો ખરાબ ફ્લને હણીને સિદ્ધિ કરે છે, કેટલાકના મતથી લગ્ન શુદ્ધિવડે દુષ્ટયોગો દૂર થાય છે, અથવા દિવસના ૧૨ વાગ્યા (દિનાર્દ્ધ) પછી શુભ ફ્લ આપે છે. (૧૯)

( મન્વાદિ અને યુગાદિ તિથિઓ. )

मन्वाद्यास्त्रितिथी मधौ तिथिरवीऊर्जेशुचौ दिक्तिथी
ज्येष्ठेऽन्त्येच तिथिस्त्विषे नवतपस्यश्वाः सहस्ये शिवा ॥
भाद्रेऽग्निश्च सितेत्वमाष्टनभसः कृष्णे युगाद्याःसिते
गोग्नी बाहुलराधयोर्मदनदर्शौभाद्रमाघासिते (२०)

અર્થ—ચૈત્ર સુદી ૩-૧૫, જ્યેષ્ઠ શુદ ૧૫, અષાડ શુદ ૧૦, શ્રાવણ વદી ૮-૩૦, ભાદરવા શુદ ૩, આસો શુદ ૯, કાર્તિક શુદ ૧૨-૧૫, પૌષ શુ. ૧૧, માઘ શુ. ૭, ફાગણ શુ. ૧૫, આ તિથિઓ મન્વાદિ છે. કૃત-ત્રેતા-દ્વાપર અને કલિ આ ચારે યુગોમાં અનુક્રમે કાર્તિક શુ. ૯, વૈશાખ શુદી ૩, ભાદરવા વદી ૧૩, અને માઘ વદી ૩૦, એ યુગોના આરંભની આદિ તિથિયો છે. (૨૦)

( મડદ બાળવામાં નિષિદ્ધ દિન. )

शुक्रारार्किषु दर्शभूतमदनेनंदासुतीक्ष्णोग्रभे
पौष्णे वारुणभे त्रिपुष्करादिने न्यूनाधिमासेऽयने ॥
याम्येऽब्दात्परतश्च पातपरिघे देवेज्यशुक्रास्तके
भद्रावैधृतयोःशवप्रतिकृतेर्दाहोन पक्षेसिते (२१)

અર્થ—૧-૬-૧૧-૧૩-૧૪-૩૦, આ તિથિઓમાં મંગલ શુક્ર ને શનિવારે, ભરણી-આર્દ્રા-અશ્લેષા-મઘા-ઉત્તરાફાલ્ગુની-જ્યેષ્ઠા-મૂલ-ઉત્તરાષાડા-શતભિષા-ઉત્તરા ભાદ્રપદ નક્ષત્રોમાં, પ્રથમ કહેલા ત્રિપુષ્કરયોગમાં; અધિક અને ક્ષય માસમાં, દક્ષિણાયણમાં-વર્ષ પછી-વ્યતીપાત, પરિઘયોગમાં,

ગુરૂ-શુક્રના અસ્તમાં, ભદ્રા અને વૈધૃતિયોગમાં, શુક્લપક્ષમાં, આદિ નાડીમાં મુડદાનો દાહ[1] કરવો નહિં. (૨૧)

**( સામાન્ય દરેક કામમાં વર્જ્ય-યોગો. )**

**जन्म प्रत्यरितारयोर्मृतिसुखांऽस्त्येब्जेचकर्तुर्नेस-**
**न्मध्यो मैत्र भगादितिध्रुवविशाखाद्व्यंघ्रिभेज्ञेऽपिच ॥**
**श्रेष्ठोऽर्केज्यविधोर्दिने श्रुतिकरस्वात्यश्विपुष्ये तथा**
**त्वाशौचात्परतो विचार्यमखिलं मध्ये यथासंभवम् (२२)**

**અર્થ**—જન્મતારા-પ્રત્યરિતારા અને ૪-૮-૧૨ મા ચંદ્રમાં કામ કરવું **નેષ્ટ** છે, રોહિણી-પુનર્વસુ-પૂર્વાફાલ્ગુની-ઉત્તરાફાલ્ગુની-અનુરાધા-ઉત્તરાષાડા-ઉત્તરાભાદ્રપદ, એ નક્ષત્રો વિશાખાના પહેલા બે ચરણમાં અને બુધવારે કામ કરવું **મધ્યમ** છે, અને રવિ-સોમ-ગુરૂ **આ વારોમાં**, અશ્વિની, પુષ્ય, હસ્ત, સ્વાતી, શ્રવણ, **આ નક્ષત્રોમાં** કામ કરવું **ઉત્તમ** છે, આ પ્રમાણે પ્રેતના દિવસથી ૧૩ દિવસ પછી કહેલ યોગો શ્રેષ્ઠ છે, પરંતુ ૧૩ દિવસોની અંદર તો વખતના અનુસાર પ્રમાણે જાણવું. (૨૨)

**( અવશ્ય કાર્યમાં તિથ્યાદિક દોષનું નિવૃત્તિ દાન. )**

**दुष्टेयोगेहेमचंद्रेच शंखंधान्यंतिथ्यर्धेतिथौतंदुलांश्च। वारेरत्नंभेचगांहेमनाड्यां दद्यात्सिंधूत्थंच तारासुराजा. (२३)**

**અર્થ**—રાજાએ દુષ્ટયોગમાં તથા દુષ્ટ ઘડીયોમાં સોનું આપવું, દુષ્ટ ચંદ્રમાં શંખ આપવો, તિથિના અર્ધભાગમાં ધાન્ય, દુષ્ટ તિથિમાં ચોખા, દુષ્ટ વારમાં રત્ન, દુષ્ટ નક્ષત્રમાં ગાય, દુષ્ટ નાડીમાં સોનું, અને દુષ્ટ તારાઓમાં મીઠું આપીને પ્રયાણાદિ અવશ્ય કામ કરવું. (૨૩)

**( કઇ તિથીમાં કયા દેવનું યજન કરવું તે વિષે. )**

**नारदः-( यद्दिनं यस्य देवस्य तद्दिनेतस्य संस्थितिः )**

**अग्निपुराणे-**

**॥ प्रतिपद्यग्निपूजास्यात् द्वितीयायांचवेधसः ॥ दशम्यामंत-**

---

૧. એવા યોગમાં મરણ થાય તો તેની વિધી કરીનેજ મડદુ બાળવું શ્રેષ્ઠ છે.

**कस्यापि षष्ठ्यां पूजा गुहस्यच ॥ चतुर्थ्यांगणनाथस्य गौर्यास्तत्पूर्व वासरे ॥ सरस्वत्यानवम्यांच सप्तम्यां भास्करस्यच ॥ अष्टम्यांच चतुर्दश्यामेकादश्यां शिवस्यच ॥ द्वादश्यांचत्रयोदश्यां हरेश्चमदनस्यच । शेषादीनांफणीशानां पंचम्यांपूजनं भवेत् ॥ पर्वणींदोस्तिथीष्वासु पक्षद्वयगतास्वपि (२४)**

**અર્થ**—જે દેવની જે તિથિ હોય તે દેવની તે તિથિએ સ્થિતિ જાણવી, **પડવેના** દિવસે અગ્નિ, **બીજે** બ્રહ્મા, **ત્રીજે** ગોરી, **ચોથે** ગણપતિ, **પાંચમે** ગણપતિ, **છઠે** કાર્તિકસ્વામી, **સાતમે** સૂર્ય, **આઠમ-અગીઆરસ** અને **ચોદસે** શંકર, **નવમીએ** સરસ્વતી, **દસમે** યમ, **બારસે** વિષ્ણુ, **તેરસે** કામદેવ, અને **પુનમ** તથા **અમાસના** દિવસે ચંદ્રમાનું પૂજન કરવું, આ તિથિઓ શુકલ અને કૃષ્ણ બંને પક્ષની જાણવી, (૨૪)

## ( પ્રતિપદાદિ તિથિઓમાં થતાં કાર્યો. )

**वासिष्ठः—**

દરેક માસની બંન્ને પક્ષની **પ્રતિપદા** એ વિવાહ, યાત્રા, જનોઇ, પ્રતિષ્ઠા, સીમંત, ચોલ, વાસ્તુ, ગૃહપ્રવેશ ઇત્યાદિ મંગલ કાર્યો કદાપિ કરવાં નહિં. **બીજે** રાજાનાં સાત અંગ ચિન્હ, વાસ્તુ, જનોઇ, પ્રતિષ્ઠા, યાત્રા, વિવાહ અને દરેક ભૂષણ આદિ મંગલ કાર્યો હમ્મેશાં કરવાં.

**ત્રીજે**—સંગીતવિદ્યા, દરેક જાતનું શિલ્પ કર્મ, સીમંત, ચોલ, અન્નપ્રાશન, ગૃહપ્રવેશ અને **બીજને** દિવસે જે મંગલકાર્યો કરવાનાં કહેલાં છે તે સર્વે કાર્યો કરવાં.

**રિક્તા**—(૪-૯-૧૪) તિથિમાં વિજળી, વધ, બંધન, શસ્ત્ર, વિષ, અગ્નિ, ઘાત, ઇત્યાદિ કાર્યો કરવાથી સિદ્ધિ મળે છે, અને તે રિક્તા તિથિના દિવસે જે મૂર્ખ લોકો મંગલ કામ કરે છે તો તે જલદી નાશ પામે છે.

**પાંચમે**—કહેલાં અને ન કહેલાં પણ ચર તથા **સ્થિર** શુભ કાર્યો કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, પરંતુ દેવું આપવું નહિં, કારણ કે તેથી વિનાશ થાય છે.

**છઠે**-ફક્ત દંતધાવન વિના અભ્યંગ, યાત્રા, પિતૃકર્મ, પૌષ્ટિકમંગલ, શિલ્પ, વાસ્તુ, વસ્ત્ર, આભૂષણ ઇત્યાદિ કાર્યો કરવાં.

**સાતમે**-બીજ-ત્રીજ ને પાંચમે કહેલાં સમગ્ર કાર્યો કરેલાં સિદ્ધ થાયછે.

**આઠમે**-સંગ્રામયોગ્યકામ, વાસ્તુ, શિલ્પ, નૃપહર્ષ, લેખન, સ્ત્રી, રત્ન, ભૂષણ આદિ સમગ્ર કાર્યો કરવાં.

**દશમે**-બીજ, ત્રીજ, પાંચમ અને સાતમે જે જે કાર્યો કરવાનાં કહેલાં છે, તે કાર્યો કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

**અગીઆરસે**-વ્રત, ઉપવાસ, ધર્મકાર્ય, દેવનો ઉત્સવ, શિલ્પકર્મ, વાસ્તુ વિગેરે કાર્યો કરવાં.

**બારસે**-નવીન ગૃહકાર્ય અને યાત્રા સિવાય પૃથ્વીમાં થતાં દરેક ધર્મ-કાર્યો, પુષ્ટિકારક શુભ કૃત્યો તેમજ ચર-સ્થિર કાર્યો કરવાં.

**તેરસે** બીજ-ત્રીજ-પાંચમ-સાતમ અને દસમને દિવસ કહેલાં-દરેક કાર્યો કરવાથી સિદ્ધિ થાય છે.

**પુનમે**-યજ્ઞક્રિયા, પૌષ્ટિકકાર્ય, મંગલકાર્ય, સંગ્રામયોગ્યકાર્ય, વાસ્તુ, વિવાહ, શિલ્પકાર્ય, પ્રતિષ્ઠા અને આભૂષણ વિગેરે કાર્યો કરવાં.

**અમાવાસ્યાયે**-હમ્મેશાં પિતૃકર્મ કરીને પૌષ્ટિક આદિ કોઇ પણ શુભ કાર્ય કરવું નહિ, અને જો તે દિવસે ઉત્સવ વિગેરે કાર્યો કરે તો જલદી વિનાશ પામે છે.

**( નંદાદિ તિથિઓની સમજ. )**

**નારદઃ-नंदाभद्राजयारिक्तापूर्णाः स्युस्तिथयःपुनः। पर्यायत्वेनाविज्ञेया नेष्टमध्येष्टदाःसिते॥ कृष्णपक्षेपीष्टमध्यनेष्टदाः क्रमशःस्मृताः (२५)**

**અર્થ**—એકમ-છઠ ને અગીઆરસથી આરંભીને, પાંચ પાંચ તિથિ-ઓની સંજ્ઞા અનુક્રમે નંદા-ભદ્રા-જયા-રિક્તા અને પૂર્ણા થાય છે તે તિ-થિઓ શુકલપક્ષમાં અનુક્રમે અશુભ, મધ્યમ અને શુભ ફલ આપે છે, કૃષ્ણ-પક્ષમાં ક્રમે, શુભ, મધ્યમ અને અશુભ ફલ આપે છે. (૨૫)

( સિદ્ધિયોગ. )

वासिष्ठः—शुक्रज्ञगुरुमंदेज्यावारा नंदादिषुक्रमात्, ।
सिद्धातिथिः सिद्धि दास्यात्सर्वकार्येषुसर्वदा (२६)

**અર્થ**—શુક્રવારે નંદા, બુધવારે ભદ્રા, મંગલવારે જયા, શનિવારે રિક્તા, અને ગુરૂવારે પૂર્ણા તિથિ હોય તો "સિદ્ધિયોગ" થાય છે. (૨૬)

( સિદ્ધિયોગથી થતો દોષ ભંગ. )

॥ सिद्धातिथिर्हंति समस्तदोषान्यान्मासशून्यानपि मासदग्धान् ।
दिनमदग्धानपि चान्यदोषानेकादशीयद्वदशेषपापान् (२७)

**અર્થ**—જેમ એકાદશી બધા પાપોનો નાશ કરે છે તેમ સિદ્ધિયોગ માસ શૂન્ય માસદગ્ધ ને દિતદગ્ધ આદિ દોષોનો નાશ કરે છે. (૨૭)

( પાંચ પર્વણીના દિવસો. )

वासिष्ठः—चतुर्दश्यष्टमीकृष्णा त्वमावास्याचपूर्णिमा ।
पुण्यानिपञ्च पर्वाणि संक्रांतिर्दिनपस्यच (२८)

**અર્થ**—કૃષ્ણપક્ષની અષ્ટમી, ચૌદસ, અમાવાસ્યા, પૂર્ણિમા અને સૂર્ય- સંક્રાંતિ બેસવાનો દિવસ એ પાંચ પુણ્યકારક પર્વો છે. (૨૮)

( હુતાશન યોગ. )

गुरुः—षष्ठ्यादितिथयः सप्तचंद्रवारादिभिर्युताः ।
क्रमात्पक्षद्वयेऽपिस्युः सप्तयोगा हुताशनाः (२९)

**અર્થ**—છઠ ને સોમ, સાતમને મંગલ, આઠમને બુધ, નવમીને ગુરૂ, દશમને શુક્ર, એકાદશીને શનિ, તથા બારસને રવિવાર હોય તો તે "હુ- તાશન" યોગ કહેવાય છે.

જેમ અગ્નિ દરેક નાખેલી વસ્તુને બાળે છે તેમ હુતાશનયોગ પણ દ- રેકને બાળે છે, માટે શુભ કાર્યોમાં ત્યાગ કરવો. (૨૯)

( યમઘંટ યોગ. )

**दैवज्ञ मनोहरे गर्गः—**

**मघा विशाखाढथार्द्राच मूलमृक्षंचकृत्तिका।**
**रोहिणी हस्त इत्येवं यमघंटाः क्रमाद्रवेः (३०)**

**અર્થ**—રવિને મઘા–સોમને વિશાખા, મંગળને આર્દ્રા, બુધને મૂલ, ગુરૂને કૃત્તિકા, શુક્ર ને રોહિણી, શનિ ને હસ્ત, નક્ષત્રનો યોગ થવાથી '**યમઘંટ**" યોગ થાય છે. (૩૦)

( યમઘંટ દોષનો ભંગ. )

**गर्गः—विंध्यस्योत्तरभागेतु यावदातुहिनाचलम् ।**
**यमघंटकदोषोऽस्तिनान्यदेशेकदाचन (३१)**

**અર્થ**—વિંધ્યાચલના ઉત્તર ભાગથી આરંભીને **હિમાલય** પર્વત સુધીના ભાગમાં **યમઘંટનો** દોષ છે. બાકીના દેશોમાં તેનો દોષ નથી. ૧

લગ્નથી શુભગ્રહ, કેન્દ્ર કે ત્રિકોણમાં રહ્યો હોય અથવા જો ચંદ્ર પણ રહ્યો હોય તો **યમઘંટનો** દોષ ગણાતો નથી. ૨ (૩૧)

**दीपिकायां—यमघंटेत्यजेदष्टौ मृत्यौ द्वादश नाडिकाः ।**

**યમઘંટની** આઠ, અને **મૃત્યુયોગની** બાર ઘટિકાઓ ત્યાગ કરવી પછી તેનો દોષ નથી.

( યમઘંટાદિ દોષોથી થતું નેષ્ટ ફલ. )

**वसिष्ठः—निधनं प्रहरार्धेतु निःस्वत्वं यमघंटके, ।**
**कुलिके सर्वनाशः स्याद्रात्रावेते न दोषदाः (३२)**

**અર્થ**—પ્રહરાર્ધયોગમાં મૃત્યુ થાય, યમઘંટમાં નિર્ધનપણું, અને કુલિકમાં સર્વનો નાશ થાય છે, આ યોગો રાત્રિએ દોષ કરતા નથી. (૩૨)

( અવશ્ય પરત્વે યમઘંટ આદિ દોષ વિષે. )

**गर्गः—विंध्यस्योत्तरभागेतु यावदातुहिनाचलम्, ।**
**यमघंटकदोषोस्ति नान्यदेशेषु विद्यते, (३३)**

**અર્થ**—વિંધ્યાચળપર્વતના ઉત્તર તટથી-હિમાલયપર્વત સુધી-યમઘંટનો દોષ છે; બીજા દેશોમાં યમઘંટનો દોષ નથી.

**मत्स्यांगमगधांध्रेषु यमघंटस्तु दोषकृत्, ।**
**काश्मीरेकुलिकं दुष्टमर्धं यामस्तु सर्वतः (३४)**

**અર્થ**—મત્સ્ય-અંગ-મગધ અને અંધ્ર દેશમાં, યમઘંટયોગનો દોષ છે, કાશ્મીર દેશમાં કુલિકયોગનો દોષ છે, અને અર્ધયામનો દોષ તો સર્વે ઠેકાણે છે.

**( મહાપાત આદિનો અવશ્ય ત્યાગ. )**

**नारदः—यस्मिन्दिने महापात स्तद्दिनं वर्जयेच्छुभे ।**
**अपि सर्वगुणोपेतं दंपत्यो र्मरणप्रदम्, (३५)**

**અર્થ**—જે દિવસે મહાપાત થતો હોય, તે દિવસ શુભ કામમાં ત્યાગ કરવો, તે દિવસ ભલે બીજા દરેક ગુણોથી ભરપુર હોય તો પણ તે ગોગ સ્ત્રી પુરૂષને મરણ આપનાર છે. (૩૫)

**कश्यपः—महावैधृतिपाताभ्यां दूषितं लग्नमुत्तमम्, ।**
**राजावधूतं पुरुषं यद्वत्तत्संपरित्यजेत्, (३६)**

**અર્થ**—મહાવૈધૃતિ-ને વ્યતીપાતથી દૂષિત થયેલું લગ્ન-ભલે ઉત્તમ હોય. તો પણ જેમ રાજા અવધૂત પુરૂષનો ત્યાગ કરે છે, તેમ તેને ત્યાગ કરવું. (૩૬)

**अष्टमी द्वादशी षष्ठी पक्षरंध्रास्तुतासुच ।**
**मंगले सर्वदा त्याज्यानूनं हि दशनाडिकाः (३७)**

**અર્થ**—છઠ-આઠમ-ને બારસ-એ પક્ષરંધ્ર તિથિઓમાં દશ દશ ઘટિકાઓ-હમ્મેશાં શુભ કામોમાં ત્યાગ કરવી. (૩૭)

**( ચંદ્ર શુભ હોવાથી ક્રકચાદિ દોષનો ભંગ. )**

**राजमार्तण्डः—क्रकचो मृत्युयोगाख्यो दिनं दग्धं तथैवच ।**
**चंद्रे शुभे क्षयं यांति वृक्षावज्रहताइव (३८)**

**અર્થ**—દિનદગ્ધ-ક્રકચ-અને-મૃત્યુયોગનો દોષ, જો ચંદ્ર શુભ હોય તો, જેમ વજ્રથી હણાએલા વૃક્ષો ક્ષય પામે તેમ નાશ પામે છે. (૩૮)

( નીચેના દુષ્ટ યોગો એક પ્રહર પછી શુભ જાણવા. )

उत्पाते यमघंटेच काणेच क्रकचेतथा ।
तिथौदग्धेच कालेच प्राग्यामात्परतः शुभम् , (३९)

અર્થ—ઉત્પાત–યમઘંટ–કાણુ–ક્રકચ–દગ્ધતિથિ અને કાલ–એ યોગો એક પ્રહર સુધી અશુભ છે; ત્યાર બાદ શુભ છે. (૩૯)

( સિદ્ધીયોગથી-દુષ્ટયોગનો ભંગ. )

अयोगः सिद्धियोगश्च द्वावेतौ भवतो यदि ।
अयोगो हन्यते तत्र सिद्धियोगः प्रवर्तते, (४०)

અર્થ—એકજ દિવસે–જો કુયોગ–તથા સિદ્ધિયોગ–બન્ને હોય તો કુયોગનો નાશ થાય છે, અને સિદ્ધિયોગનું બળ ચાલે છે. (૪૦)

( અમૃતયોગથી થતા દુષ્ટ યોગોનો ભંગ. )

हंसमृताख्यो योगः सर्वाण्य शुभानि लीलया नियतम् , ।
नभवति पुनरिह शक्तो वैधृतिविष्टिव्यतीपाते (४१)

અર્થ—અમૃતયોગ–સર્વે જાતના અશુભ યોગોને લીલાવડે નાશ કરે છે, પરંતુ વૈધૃત–વ્યતીતપાત–ને વિષ્ટિને–હણવા શક્તિમાન થતો નથી. (૪૧)

( અવશ્ય કર્મમાં અમૃતયોગથી વ્યતીપાતાદિકનો પણ ભંગ) થાય છે.

दीपिकाकारः—यदिविष्टिर्व्यतीपातो दिनं वाप्यशुभं भवेत्, ।
हन्य तेऽमृतयोगेन भास्करेणतमोयथा (४२)

અર્થ—જેમ સૂર્યથી અંધકાર નાશ પામે તેમ વિષ્ટિ વ્યતીપાત વિગેરે કુયોગોથી અશુભ દિવસ હોય તો પણ અમૃતયોગ વડે નાશ પામે છે. (૪૨)

यत्र लग्नं विनाकर्म क्रियते शुभसंज्ञकम्, ।
तत्रतेषामयोगानां प्रभावाज्जायते फलम्, (४३)

અર્થ—જ્યાં લગ્ન વિના શુભ કાર્ય કરાય છે ત્યાં તે કુયોગોનું બળ વધવાથી ફળ અશુભ મળે છે. (૪૩)

( અવસ્ય ક્રમમાં મધ્યાન્હ પછી નીચેના યોગ શુભ સમજવા. )

विष्टि रंगारकश्चैव व्यतीपातश्चवैधृतिः ।
प्रत्यरं जन्मनक्षत्रं मध्याह्नात्परतः शुभम् , (४४)

અર્થ—વિષ્ટિ અંગારક વ્યતીપાત વૈધૃત પ્રત્યરિ અને જન્મનક્ષત્ર મધ્યાન્હ પછી શુભ છે. (૪૪)

॥ आदित्यहस्ते गुरुपुष्ययोगे बुधेऽनुराधा शनि रोहिणीच ।
॥ सोमेन सौम्यं भृगुरेवतीच भौमाश्विनीचा मृतसिद्धियोगः (४५)

અર્થ—રવિને હસ્ત, સોમને મૃગશીર્ષ, મંગલને અશ્વિની; બુધને અનુરાધા, ગુરૂને પુષ્ય, શુક્રને રેવતી, શનિને રોહિણી; એ પ્રમાણે વારને નક્ષત્રનો યોગ થવાથી "અમૃતસિદ્ધિ" યોગ થાય છે. (૪૫)

( અમૃતસિદ્ધિયોગથી થતા દોષોનો ભંગ. )

राजमार्तण्ड—॥ यदि विष्टि र्व्यतीपातोदिनंवाप्यशुभं भवेत् , ।
॥ हन्यतेऽमृतयोगेन भास्करेणतमो यथा. (४६)

અર્થ—જો વિષ્ટિ હોય વ્યતીપાત હોય અથવા દિવસ ગમે તેવો અશુભ હોય તો પણ અમૃતયોગ વડે; દરેક જાતના દોષો જેમ સૂર્યથી અંધકાર નાશ પામે તેમ નાશ પામે છે. ( ૪૬ )

( દગ્ધદોષ. )

वासिष्ठसंहितायाम् ,—दग्धलग्नेयत्कर्मकृतं सर्वं विनश्यति ।
तस्माद्दग्धगृहा स्त्याज्याः शोमनेष्वाखिलेष्वपि. (४७)

અર્થ—દગ્ધલગ્નમાં જે કર્મ કર્યું હોય તે સર્વે નાશ પામે છે, માટે દરેક શુભ કાર્યોમાં દગ્ધલગ્નનો ત્યાગ કરવો. ( ૪૭ )

( કાલને રહેવાનો સમય. )

शार्ङ्गीये—मूर्तःकालो निवसति महानिशायां दिनदले यस्मात् , ।
दशपूर्वं दशपरतस्तस्माद्वर्ज्यानिच पलानि (४८)

અર્થ—મધ્ય રાત્રિએ; તથા મધ્યાન્હે મૂર્તિમાન કાલ નિવાસ કરે છે, માટે દશ પલો પ્રથમ તથા દશ પલો પાછલની ત્યાગ કરવી. ( ૪૮ )

चंडेश्वरः—ग्रहेरवींद्वोरवनिभकंपे केतूद्गमोल्कापतनादिदोषे ।
व्रते दशाहानिवदंति तज्ज्ञास्त्रयो दशाहानि वदंति केचित् , ॥

અર્થ—સૂર્ય ચંદ્રનું ગ્રહણ ભૂમિકંપ કેતુનોઉદય અને ઉલ્કાપતન ઇ-ત્યાદિ દોષ થાય ત્યારે વ્રતબંધ ( ઉપનયન ) માં દશ દિવસ ત્યાગ કરવા કેટલાક પંડિતો તેર દિવસ પણ કહે છે. ( ૪૯ )

लल्लः—॥ जन्मर्क्षग्रहसंयोगे न कुर्याच्छोभनंनरः ।
पाणिग्रहण यात्रादि विनाशमुपयात्यतः (५०)

અર્થ—હરકોઇ ગ્રહ પોતાના જન્મનક્ષત્રમાં હોય ત્યારે વિવાહ યાત્રા ઇત્યાદિ શુભ કાર્ય કરવું નહિં. (૫૦)

( તિથિમાં નહી કરવાનું કામ. )

रत्नमालायां—षष्ठीषुतैलं पलमष्टमीषु क्षौरक्रियाचैवचतुर्दशीषु ।
स्त्रीसेवनं नष्टकलासु पुंसामायुःक्षयार्थमुनयो वदंति (५१)

અર્થ—છઠને દિવસે તેલ, આઠમે માંસ, ચૌદસે હજામત, ને પુનમ તથા અમાવાસ્યાના દિવસે મૈથુન કરવાથી આયુષ્યનો ક્ષય થાય છે એમ મુનિઓ કહે છે. ( ૫૧ )

( ગ્રહવેધથી થતો દોષ ભંગ. )

गुरुः—नित्येनैमित्तिकेकाम्ये जपहोमक्रियासु च ।
उपाकर्मणिचोत्सर्गे ग्रहवेधोनविद्यते (५२)

અર્થ—નિત્ય નૈમિત્તિક કામ્યકર્મમાં જપ હોમાદિ કાર્યમાં ઉપાકર્મમાં ઉત્સર્ગમાં ગ્રહવેધનો દોષ નથી. (૫૨)

नो कुर्याद्रविभादगेंद्रधृतितो युग्मेषु पंचाशयोः
स्वर्गात्पंचसु शोभनानि तनुयादेषुप्रशस्तादिकम् ।
मासत्वायनवारयोगतिथिभादीनां च सिद्धाभिधा
ज्ञातव्याः पुनरुक्तिरस्ति कुहचित्सा तत्स्मृतिमाप्तये ॥ ५ ॥

॥ अन्वय—रविभात् अगेन्द्रधृतितः युग्मेषु पंचाशयोः स्वर्गात्

पंचसु शोभनानिनोकुर्यात्. एषुउ[illegible] तनुयात् मासर्त्वायन वारयोगतिथीभादीनाम सिद्धाभिधाः ज्ञातव्याः कुहचित् पुनरुक्तिः अस्ति सा तत्स्मृतिप्राप्तये, ॥५॥

अन्वयार्थ—रविभात् સૂર્યના નક્ષત્રથી अगेन्द्रधृतितः ૭-૧૪-૧૮ થી युग्मेषु એ બે નક્ષત્રોમાં पंचाशयोः ૫-૧૦ स्वर्गात् ૨૧ થી. पंचसु પાંચ નક્ષત્રોમાં शोभनानि શુભ કામો. नोकुर्यात् ન કરવાં. एषु એ નક્ષત્રોમાં उग्रशस्त्रादिकम ભયંકર શસ્ત્રઘાત વિગેરે. तनुयात् કરવું, मासर्त्वायन वारयोगातिथि भादीनाम् માસ-ૠતુ-અયન-વાર-યોગ-તિથિ ને નક્ષત્ર વિગેરેની સંજ્ઞા. सिद्धाभिधाः કહેલી છે તેજ સિદ્ધ ज्ञातव्याः જાણવી. कुहचित् આ ગ્રંથમાં કોઇ ઠેકાણે. पुनरुक्तिः अस्ति ફરીથી કહેલું છે. सा તે तत्स्मृतिप्राप्तये તે માસાદિકનું સ્મરણ થવાને માટે. ॥૫॥

૫. ભાવાર્થ—સૂર્યના મહા નક્ષત્રથી ચંદ્રના દિન નક્ષત્ર સુધી ગણુતાં ૫-૭-૮-૧૦-૨૧-૨૨-૨૩-૨૪-૨૫-એ સંખ્યામાંના નક્ષત્રમાં શુભ કામ કરવું નહિં, પરંતુ એ નક્ષોત્રોમાં ભયંકર તામસી, હથિઆરથી ઘાત વિગેરે કાર્યો કરવાં, *૧ માસ, ૠતુ, અયન, વાર, યોગ, તિથિ, અને નક્ષત્રાદિકની સંજ્ઞા હમ્મેશાં સિદ્ધ જાણુવી. અને આ ગ્રંથમાં કોઈ વખત ફરીથી તેની સંજ્ઞા કહેવામાં આવે તો તે માસાદિક સમજવા માટે કહ્યું છે એમ જાણુવું. (૫)

( જન્મનો માસ જાણુવાની રીત અને તેથી થતો દોષ. )

जगन्मोहनेवृद्धगर्गः ।—आरभ्य जन्मदिवसं यावत्रिंशद्दिनं भवेत् सजन्ममासो विज्ञेयो गर्हितः सर्वकर्मसु, (५३)

અર્થ—જન્મ દિવસથી આરંભીને જ્યાં સુધી ૩૦ દિવસ પુરા થાય, ત્યાં સુધી જન્મ માસ કહેવાય છે, તે જન્મ માસ સર્વ કાર્યોમાં નિંદિત છે. (૫૩)

---

૧ * માસ ૠતુ અયન ઇત્યાદિ દરેકના જાણુવામાં હોય છે તેથી તેઓને અહિં વિશેષ વર્ણુવ્યાં નથી પરંતુ જેઓને તેની સમજ ન હોય તેઓને અમો તરફથી પ્રગટ થયેલા જ્યો. ક. નામના ગણિત વિષયના પુસ્તકમાં આવૃત્તિ ૧ લી ૧૫ થી ૧૯ મે પાને જોવાથી સમજાશે.

( જન્મ માસના દોષનો મતાન્તરથી પરિહાર. )

॥ जातं दिनं दूषयते वसिष्ठः पंचैवगर्गोत्रिदिनंतथात्रिः ।
तज्जन्मपक्षं किलभागुरिश्च व्रते विवाहे गमनेक्षुरेच. (५४)

**અર્થ**—વસિષ્ઠ ઋષિ કહે છે કે જન્મનો દિવસ ફક્ત દૂષિત છે, ગર્ગાચાર્ય કહે છે કે જન્મ દિવસથી પાંચ દિવસો દૂષિત છે. અત્રિ ઋષિ કહે છે કે જન્મથી ત્રણ દિવસો દૂષિત છે, અને ભૃગુરિ ઋષિ કહે છે કે વ્રતબંધ વિવાહ ગમન અને ચૌલમાં જન્મ પક્ષ દૂષિત છે. (૫૪)

( મુહૂર્તમાં તિથ્યાદી માન કયું લેવું. )

हारीतः—उपवास व्रतोद्वाहयात्राक्षौरोपनायनम्, ।
तिथिवर्षादिनि खिलं चांद्रमानेनगृह्यते. (५५)

**અર્થ**—ઉપવાસ, વ્રત, વિવાહ, યાત્રા, અને ઉપનયન કાર્યમાં તિથિ વર્ષ આદિ, ચાંદ્ર * માનથી લેવાય છે. (૫૫)

सच्छ्रीभूषितगुर्जरान्तरगते खेडाख्यभागे लसन्-
नानासत्कुलदीपिते कपडवञ्जाख्ये पुरे वासिना. ॥
श्रीसोमेश्वरसाक्षरेण रचितांमार्तण्डबोधोज्वलां
सट्टीकामगमन्मुदाप्रकरणं त्याज्यं शुभे वर्जितम्, ॥

**અર્થ**—સત્પુરૂષોને લક્ષ્મીથી આભૂષિત એવા **ગુજરાત** દેશના અંતર્ગત, **ખેડા** જીલ્લામાં આવેલા, નાના પ્રકારના સારા કુલોથી પ્રકાશિત એવા **કપડવંજ**, નામના શહેરમાં રહેનાર **સાક્ષરશ્રી "સોમેશ્વર"** જોષીએ રચેલી **"મુહૂર્તમાર્તણ્ડ"** નો બોધ થવામાં ઉપીયોગી એવી આ ટીકામાં શુભ કામોમાં નહિં લેવા લાયક **"ત્યાજ્ય"** નામનું પ્રકરણ સંપૂર્ણ થયું.

॥ इति त्याज्यप्रकरणम्. ॥

* જ્યો. ક. પ્રથમ વિભાગ પૃષ્ઠ ૯ અને ૧૦ માં જોવું.



## ॥ अथ नक्षत्र प्रकरणम्, ॥२॥

भेशा दस्रयमाग्निकेंदुगिरिशाः प्रोक्ता अदित्यंगिरः-
सर्पाः कव्यभुजो भगोर्यमरवी त्वष्टा समीरः क्रमात् ।
इंद्राग्नी त्वथ मित्र इंद्रनिर्ऋतिनीरं च विश्वे विधि-
वैकुंठो वसुपाश्यजैकचरणाहिर्बुध्न्यपूषाभिधाः ॥ १ ॥

अन्वय—दस्रयमाग्निकेन्दुगिरिशाः अदित्यंगिराः सर्पाः कव्यभुजः भगः अर्यमरवी त्वष्टासमीरः अथ इंद्राग्नी मित्रः इंद्रनिऋतिः नीरं च विश्वे विधिः वैकुंठः वसुपाश्यजैक चरणाहिर्बुध्न्यपूषाभिधाः क्रमात् भेशाः प्रोक्ताः ॥ १ ॥

**अन्वयार्थ—दस्रयमाग्निकेन्दुगिरिशाः** અશ્વિનીકુમાર-યમ-અગ્નિ-બ્રહ્મા-ચંદ્રમા-મહાદેવ. **अदित्यंगिराः** અદિતિ-ગુરૂ. **सर्पाः** સર્પો. **कव्यभुजः** પિતૃઓ, **भगः** ભગ. **अर्यमरवीः** અર્યમા-સૂર્ય. **त्वष्टा** વિશ્વકર્મા. **समीर** વાયુ. **अथ** ત્યાર પછી. **इंद्राग्नी** ઇંદ્ર-અગ્નિ. **मित्र** મિત્ર. **इंद्र** ઇંદ્ર. **निऋतिः** રાક્ષસ. **नीरं** જલ. **च** અને **विश्वे** વિશ્વેદેવા. ૨ **विधिः** બ્રહ્મા. **वैकुंठः** વિષ્ણુ. **वसुपाश्यजैकचरणाहिर्बुध्न्यपूषाभिधाः** વસુદેવ-વરૂણ-અજૈકચરણ-અહિર્બુધ્ન્ય અને પૂખા એ પ્રમાણે **क्रमात्** ક્રમ થકી **भेशाः** નક્ષત્રોના સ્વામીયો **प्रोक्ताः** કહ્યા છે. ॥૧॥

### ॥ નક્ષત્રોના સ્વામીઓ. ॥




**ભાવાર્થ**—દસ્ર-અશ્વિની, ૧ | યમ-ભરણી ૨ અગ્નિ-કૃત્તિકા. ૩ | બ્રહ્મા-રોહિણી, ૪ | ચંદ્ર-મૃગશીર્ષ, ૫ | શંકર-આર્દ્રા. ૬ | અદિતિ-પુનર્વસુ. ૭ ગુરૂ-પુષ્ય. ૮ | સર્પ-આશ્લેષા. ૯ | પિત્ર-મઘા ૧૦ | ભગ-પૂર્વાફાલ્ગુની. ૧૧ | અર્યમા-ઉત્તરાફા.

લ્ગુની. ૧૨ | સૂર્ય–હસ્ત. ૧૩ | ત્વષ્ટ્રા–( વિશ્વકર્મા )–ચિત્રા. ૧૪ વાયુ–સ્વાતિ. ૧૫ | ઇંદ્ર ને અગ્નિ–વિશાખા. ૧૬ | મિત્ર–અનુરાધા. ૧૭ | ઇંદ્ર–જ્યેષ્ઠા. ૧૮ | રાક્ષસ–મૂલ. ૧૯ | જલ–પૂર્વાષાઢા ૨૦ વિશ્વેદેવા–ઉત્તરાષાઢા. ૨૧ | બ્રહ્મા–અભિજીત. ૨૨ | વિષ્ણુ–શ્રવણ. ૨૩ | વસુ–ધનિષ્ઠા. ૨૪ | વરૂણ, શતભિષા. ૨૫ | અજૈકપાદ–પૂર્વાભાદ્રપદ. ૨૬ | અહિર્બુધ્ન્ય–ઉત્તરાભાદ્રપદ. ૨૭ | પૂષા–રેવતી. ૨૮, એ પ્રમાણે નક્ષત્રોના સ્વામીઓ છે.

( નક્ષત્રોના સ્વામીઓ. )

| નક્ષત્ર. | સ્વામી. | નક્ષત્ર. | સ્વામી. | નક્ષત્ર. | સ્વામી. | નક્ષત્ર. | સ્વામી. |
|---|---|---|---|---|---|---|---|
| અ. | દસ્ર. | પુ. | ગુરૂ. | સ્વા. | વાયુ. | અ. | બ્રહ્મા. |
| ભ. | યમ. | આ. | સર્પ. | વિ. | ઇંદ્ર ને અગ્નિ. | શ્ર. | વિષ્ણુ. |
| કૃ. | અગ્નિ. | મ. | પિતૃ. | અ. | મિત્ર. | ધ. | વસુ. |
| રો. | બ્રહ્મા. | પૂ. | ભગ. | જ્યે. | ઇંદ્ર. | શ | વરૂણ. |
| મૃ. | ચંદ્ર. | ઉ. | અર્યમા. | મૂ. | રાક્ષસ. | પૂ. | અજૈકપાદ |
| આ. | શંકર. | હ. | સૂર્ય. | પૂ. | જલ. | ઉ. | અહિર્બુધ્ન્ય. |
| પુ. | અદિતિ. | ચિ. | ત્વષ્ટા(વિશ્વકર્મા) | ઉ. | વિશ્વેદેવા. | રે. | પૂખા. |

नारदः—यस्मिन्नृक्षेतु यत्कर्म निखिलं कथितंचयत्,।
तद्दैवत्येतन्मुहूर्तेकार्यं यात्रादिकंतथा ॥ (१)

અર્થ—જે જે નક્ષત્રોમાં જે જે કાર્યો કરવાનાં કહ્યાં છે, તે તે કર્મો તે તે નક્ષત્રોના સ્વામીઓમાં તથા મુહુર્તોમાં કરવાં. (૧)

ब्राह्मं त्र्युत्तरयुग् ध्रुवं स्थिरमथो पूर्वा मघा याम्यभं
क्रूरोग्रं श्रवणत्रयादितियुता स्वाती चराख्या चला ।
दस्नार्काभिजिदीज्यभं लघु तथा क्षिप्रं च मैत्रांतिमे-
न्दुत्वाष्ट्रं मृदु मैत्रमाग्निभविशो मिश्रे च साधारणे ॥ २ ॥

मूलाहींद्रशिवं च दारुणमदस्तीक्ष्णं मुनीन्द्रैः स्मृतं
संज्ञातुल्यमिहाचरंति सुधियः कार्यं हि सांसद्धये ।
सूर्याद्याः स्थिरचंचलोग्रमिश्रिताः क्षिप्रो मृदुर्दारुणः
क्षीणेंद्वर्कयमाररहुशिखिनः पापा बुधस्तैर्युतः ॥ ३ ॥

अन्वय—त्र्युत्तरयुक् ब्राह्मं ध्रुवंस्थिरं अथो पूर्वामघायाम्यभं क्रूरोग्रं श्रवणत्रयादितियुतास्वाती चरचलाख्या दस्रार्काभिजिद्दीज्यभं लघु तथा क्षिप्रं मैत्रान्तिमेंदुत्वाष्ट्रं मृदुमैत्रं च आग्निभविशे मिश्रे च साधारणे ॥ २ ॥

अन्वय—मूलाहींद्राशिवं अदः दारुणंचतीक्ष्णं मुनीन्द्रैःस्मृतम्. हि इह सुधियः संसिद्धये संज्ञातुल्यं कार्यं आचरन्ति, स्थिरचंचलोग्रमिलिताः क्षिप्रः मृदुः दारुणः सूर्याद्याः ( संज्ञकाः ) क्षीणेन्द्वर्कयमारराहु शिखिनः पापाः तैः युतः बुधः ( पापः ) ॥ ३ ॥

**अन्वयार्थ—त्र्युत्तरयुक्** ત્રણ ઉત્તરાથીયુક્ત. **ब्राह्मं** રોહિણીની. **ध्रुवं** ધ્રુવ **स्थिरं** સ્થિર **अथो** ત્યાર પછી. **पूर्वामघायाम्यभं** ત્રણ પૂર્વા. મઘા-ભરણીની **क्रूरोग्रं** ક્રૂરને ઉગ્ર, **श्रवणत्रयादितियुतास्वाती** શ્રવણ-ધનિષ્ઠા-શતભિષા પુનર્વસુ ને સ્વાતીની. **चरचलाख्या,** ચર અને ચલ. **दस्रार्काभिजिद्दीज्यभं,** અશ્વિની-હસ્ત-અભિજીત ને પુષ્યની. **लघु** લઘુ. **तथा** અને **क्षिप्रं** ક્ષિપ્ર. **मैत्रान्तिमेंदुत्वाष्ट्रं** અનુરાધા-રેવતી મૃગશીર ને ચિત્રાની. **मृदुमैत्रं** મૃદુ ને મૈત્ર. **च** અને **आग्निभविशे** કૃત્તિકા ને વિશાખાની. **मिश्रेच साधारणे मिश्र** અને સાધારણ સંજ્ઞા છે. ॥૩॥

**अन्वयार्थ—मूलाहीन्द्राशिवं** મૂલ-અશ્લેષા-જ્યેષ્ઠા ને આર્દ્રાની. **अदः** આ. **दारुणं** દારૂણ. **च** અને **तीक्ष्णं** તીક્ષ્ણ સંજ્ઞા **मुनीन्द्रैः** શ્રેષ્ઠ મુનીઓએ **स्मृतम्** કહેલી છે **हि** નક્કી. **इह** આ નક્ષત્રોને વિષે. **सुधियः** વિદ્વાનો. **संसिद्धये** સારી સિદ્ધીને માટે. **संज्ञातुल्यं** સંજ્ઞાને તુલ્ય. **कार्यं** કાર્યને **आचरन्ति** કરે છે, **स्थिरचंचलोग्रमिलिताः** સ્થિર, ચંચલ, ઉગ્ર સહિત. **क्षिप्रः** ક્ષિપ્ર. **मृदुः** મૃદુ. **दारुणः** દારૂણ. **सूर्याद्याः** સૂર્યાદિગ્રહો. **(संज्ञकाः)** સંજ્ઞાવાળા છે. **क्षीणेन्द्वर्कयमारराहुशिखिनः** કૃષ્ણપક્ષનો ચંદ્રમા-સૂર્ય-શનિ-મંગળ-રાહુ-કેતુ. **पापाः** પાપગ્રહો છે, **तैःयुतः** તેઓથી યુક્ત. **बुधः** બુધ પણ **(पापः)** પાપગ્રહ છે. ॥૩॥

## ॥ વાર અને નક્ષત્રોની ધ્રુવાદિ સંજ્ઞા. ॥

૨–૩–ભાવાર્થ—

| સંજ્ઞા. | વાર. | નક્ષત્રો. |
|---|---|---|
| ધ્રૂવ–સ્થિર. | સૂર્ય | રોહિણી–ઉ. ફા. ઉ. ષા. ઉ. ભા. |
| ઉગ્ર. | મંગલ | ભરણી–મઘા–પૂ–ફા–પૂ–ષા–પૂ–ભા. |
| ચર–ચલ. | ચંદ્ર. | પુનર્વસુ–સ્વાતી–શ્રવણ–ધનિષ્ઠા–શતભિષા. |
| લઘુ–ક્ષિપ્ર. | ગુરૂ. | અશ્વિની–પુષ્ય, હસ્ત, અભિજીત. |
| મૃદુ–મૈત્ર. | શુક. | મૃગશીર્ષ, ચિત્રા, અનુરાધા, રેવતી |
| મિશ્ર–સાધારણ | બુધ. | કૃત્તિકા, વિશાખા |
| દારૂણ–તીક્ષ્ણ. | શનિ. | આર્દ્રા, અશ્લેષા, જ્યેષ્ઠા, મૂલ |

એ સંજ્ઞાવાળા નક્ષત્રોમાં સંજ્ઞાને મળતાં જે જે કાર્યો હોય તે તે કાર્યો તે તે સંજ્ઞામાં કરવાં, ક્ષીણચંદ્ર[2] સૂર્ય, મંગળ, શનિ, રાહુ, કેતુ એ પાપગ્રહો છે. અને એ ગ્રહો પૈકીના કોઇ પણ ગ્રહની સાથે બેઠેલો બુધ પણ **પાપગ્રહ** જાણવો. શુક, ગુરૂ, અને પાપગ્રહ સાથે ન હોય તો બુધ, અને ક્ષીણ પક્ષ વિનાનો ચંદ્રમા એ દરેકને શુભ ગ્રહો જાણવા. ॥

( **ધ્રુવાદિ નક્ષત્રોમાં કરવાનાં કામો.** )

મુ. ચિં.—**અર્થ—નક્ષત્રો.**

**ધ્રુવ—સ્થિર,** માં બીજ વાવવું, નવા ઘરમાં પ્રવેશ, નવો બગીચો બનાવવો, વિગેરે સ્થિર કામો કરવાં.

**ચલ,** માં હાથી–ઘોડા–ઉંટ વિગેરેની સ્વારી. નવીન ફૂલવાડીમાં જવું, વિગેરે ચલાયમાન કામો કરવાં.

**ક્રૂર,** માં શત્રુનો નાશ, શત્રુના ઘરને બાળવું, લુચ્ચાઇ કરવી, ચોરી, ઝેર પાવું, અને હથીયારથી કોઇ પણ કામ કરવું, વિગેરે ક્રૂર કામો કરવાં.

---

૨ અંધારીયાની આઠમથી અજવાળીઆના પડવા સુધી ક્ષીણ ચંદ્રમા સમજવો.

**મિશ્ર-સાધારણ,** માં—અગ્નિથી કોઈ પણ કામ કરવું, ધણી ચીજોને એકઠી કરવી હોય, અને વૃષોત્સર્ગ વિગેરે કામો થાય છે.

**ક્ષિપ્ર-લઘુ,** માં—નવો વેપાર કરવો, કામ-ભોગ-વિલાસ કરવો-નવો દાગીનો પહેરવો અથવા બનાવવો,-કોઇ વિદ્યાનું શીખવું,- ચિતરવા (પેંટર) નું કામ વિગેરે કામો કરવાં.

**મૃદુ-મૈત્ર,** માં—ગાવું, નવાં વસ્ત્રાદિક પહેરવાં, ક્રીડા કરવી અને મિત્ર સંબંધી કંઇપણ કામ કરવું. વિગેરે થાય છે.

**તીક્ષ્ણ-દારૂણ,** માં—મંત્ર સિદ્ધીથી કોઇને મારવું હોય-કોઇ પણ ક્રૂર કર્મ કરવું અને પશુઓને વશ કરવું, વિગેરે કામો કરાય છે.

**( ધ્રુવાદિ વારોમાં કરવાનાં કામો. )**

**રવિવારમાં**—ધ્રુવ નક્ષત્રમાં થતાં કામો કરવાં.

**સોમવારમાં**—ચલ નક્ષત્રમાં થતાં કામો કરવાં.

**મંગલવારમાં**—ક્રૂર નક્ષત્રમાં થતાં કામો કરવાં.

**બુધવારમાં**—મિશ્ર નક્ષત્રમાં થતાં કામો કરવાં.

**ગુરૂવારમાં**—ક્ષિપ્ર નક્ષત્રોમાં કરવાનાં કામો કરવાં.

**શુક્રવારમાં**—મૃદુ નક્ષત્રોમાં થતાં કામો કરવાં.

**શનિવારમાં**—તીક્ષ્ણ નક્ષત્રોમાં થતાં કામો થઇ શકે છે.

**( અધોમુખાદિ નક્ષત્રો. )**

**मूलाहिमिश्रोग्रमधोमुखं भवे दूर्ध्वास्यमार्द्रेज्य हरित्रयं ध्रुवम्,**
**तिर्यङ्मुखे मैत्रकरानिलादिति ज्येष्ठाश्विभानी दशकृत्समेषुसत् (२)**

**અર્થ--અધોમુખ**—ભરણી, કૃત્તિકા, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, વિશાખા, મૂલ, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, આ નક્ષત્રો છે.

**ઊર્ધ્વમુખ**—રોહિણી, આર્દ્રા, પુષ્ય, ઉ-ફા-ઉ-ષા-શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, ઉત્તરાભાદ્રપદ, આ નક્ષત્રો છે.

**તિર્યઙ્મુખ**—અશ્વિની, મૃગશીર્ષ, પુનર્વસુ, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, જ્યેષ્ઠા, રેવતી, આ નક્ષત્રો છે. (૨)

## ( અધોમુખાદિનક્ષત્રોમાં થતાં કાર્યો. )

**અધોમુખ**—માં વાવ, કુવો, તળાવ વિગેરેનું ખોદાવવું, ધાસ સંબંધી કામ, દેવમંદિર કરાવવું, ભંડાર ખોદાવવો, જ્યોતિષવિદ્યાનો આરંભ, ખાણ તથા ગુફામાં પ્રવેશ, એ કામો કરવાં શુભ છે.

**ઉર્ધ્વમુખ**—રાજ્યાભિષેક, પટો બાંધવો વિગેરે.

**તિર્યઙ્મુખ**—હાથી, ઉંટ, ઘોડા, બળદ ને પાડાનું દમન કરવું, બીજનું વાવવું, ગમન, પ્રવેશ, ચક્ર, રથ, યંત્ર ને નાવ વિગેરેનું ચલાવવું ઇત્યાદિ કામો કરવાં શુભ છે.

### ( અંધાદિ-નક્ષત્રો. )

**अंधाक्षं वसुपुष्यधातृजलभद्वीशार्यमांत्याभिधं**
**मंदाक्षं रवि विश्वमित्रजलपाश्लेषाश्विचांद्रं भवेत् ,।**
**मध्याक्षं शिवपित्रजैकचरणत्वाष्ट्रेंद्रविध्यंतकं**
**स्वक्षं स्वात्यदितिश्रवोदहनभाहिर्बुध्न्यरक्षोभगम् , (३)**

**અર્થ**—રોહિણી, પુષ્ય, ઉ. ફા, વિશાખા, પુ–ષા, ધનિષ્ઠા અને રેવતી, આ નક્ષત્રો અંધ છે,। અશ્વિની–મૃગશીર્ષ–આશ્લેષા–હસ્ત–અનુરાધા–ઉ–ષા. શતભિષા આ નક્ષત્રોની મંદ દષ્ટિ છે,। ભરણી, આર્દ્રા, મઘા, ચિત્રા, જ્યેષ્ઠા અભિજીત અને પૂર્વાભાદ્રપદ, આ નક્ષત્રોની મધ્ય દષ્ટિ છે,। કૃત્તિકા, પુનર્વસુ, પૂ. ફા. સ્વાતી, મૂલ, શ્રવણ અને ઉ–ભા. આ નક્ષત્રો દેખતાં છે. (૩)

**ज्योतिर्विदाभरणे—**

**द्विदैवतादित्यभसंयुतानि ध्रुवाणि भान्यत्र जगुर्बृहन्ति ,।**
**जघन्य संज्ञान्यहिशांतकेंद्र प्रभंजनांभः पतिभानिचार्याः (४)**

**અર્થ—બૃહન્નક્ષત્રો**,—રોહિણી, પુનર્વસુ, ઉ–ફા, વિશાખા, ઉ–ષા ને ઉ–ભા. **જઘન્યનક્ષત્રો**,—ભરણી, આર્દ્રા, આશ્લેષા, સ્વાતી, જ્યેષ્ઠા શતભિષા—(૪)

**शेषाणिभान्यक्षधरामितानि समानसंज्ञानि वदंतिसंतः।**
**लघुध्रुवाधोक्षजभानि शश्वत्सौम्याद्रयान्यंत्यभसंयुतानि, (५)**

**અર્થ—સમાનનક્ષત્રો**, અશ્વિની, કૃત્તિકા, મૃગશીર્ષ, પુષ્ય, મઘા, પૂ–ફા, હસ્ત, ચિત્રા, અનુરાધા, મૂલ, પૂ–ષા, શ્રવણ, ધનિષ્ઠા, પૂ–ભા. રેવતી. (૫)

**સૌમ્યનક્ષત્રો**--અશ્વિની, રોહિણી, પુષ્ય, ઉ-ફા. હસ્ત, ઉ-ષા. અભિજીત, શ્રવણ, ઉ-ભા. રેવતી.

**कर्कांतकादित्यकसूर पूष्णामाहुर्बुधाथोपकुलानिभानि, ।**
**भवा विपद्रुयालवनेशमित्रज्योतींषि सेंद्राणि कुलाकुलानि, (६)**

**અર્થ**--ઉપકુલાકુલનક્ષત્રો--ભરણી, રોહિણી, આર્દ્રા, પુનર્વસુ, આશ્લેષા, હસ્ત, સ્વાતી, અનુરાધા, જ્યેષ્ઠા, પૂ-ષા. શ્રવણ, શતભિષા, પૂ-ભા., (૬)

**मिश्रौषधीशाग्रजविश्वकर्मणामुडून्युशंतीज्यवसूतराश्विनी, ।**
**भाम्यांयुतानांमगरक्षसोस्तथा कुलोदयाख्यानिविचक्षणेश्वराः (७)**

**અર્થ**--કુલોદયનક્ષત્રો--અશ્વિની, કૃત્તિકા, મૃગશીર્ષ, પુષ્ય, મઘા, પૂ-ફા. ઉ-ફા. ચિત્રા, વિશાખા, મૂલ, ઉ-ષા. ધનિષ્ઠા, ઉ-ભા. (૭)

( અશ્વિન્યાદિનક્ષત્રોની તારાસંખ્યા. )

**मु. चिं-भत्रित्र्यंगपंचाग्निकुवेदवन्हयः शरेषु नेत्राश्विशरेंदु भूकृताः ।**
**वेदाग्नि रुद्राश्वि यमाग्नि वन्हयोऽब्धयः शतं द्वि द्वि रदाभतारकाः(८)**

**અર્થ**—૩-૩-૬-૫-૩-૧-૪-૩-૫-૫-૨-૨-૫-૧-૧-૪-૪-૩-૧૧-૨-૨-૩-૩-૪-૧૦૦-૨-૨-૩૨, આ પ્રમાણે અનુક્રમે નક્ષત્રોની તારાઓ છે. (૮)

( આકૃતિ. )

**अश्व्यादिरूपं तुरगास्ययोनिः क्षुरोऽनःणास्य मणिर्गृहंच**
**पृषत्कचक्रे भवनंचमंचः शय्याकरोमौक्तिकविद्रुमंच (९)**
**तोरणं बालिनिभंकुंडलं सिंहपुच्छगजदंतमंचकाः ।**
**त्र्यस्त्रिच त्रिचरणाभमर्दलौ वृत्तमंचयमलाभमर्दलाः (१०)**

**અર્થ**—

| નક્ષત્રો. | સ્વરૂપ. | નક્ષત્રો. | સ્વરૂપ. |
|---|---|---|---|
| અશ્વિની | ઘોડા જેવું | સ્વાતી | પરવાળા |
| ભરણી, | યોની. | વિશાખા | તોરણ |
| કૃત્તિકા. | છરી. | અનુરાધા | ઢગલાના આકાર. |
| રોહિણી | ગાડી. | જ્યેષ્ઠા | કુંડલ |
| મૃગશીર્ષ | મૃગના મુખ | મૂલ | સિંહના પૂછ |
| આર્દ્રા | મણી | પૂ-ષા. | હાથીના દાંત |
| પુનર્વસુ | ઘર | ઉ-ષા. | ખાટલા |

| | | | |
|---|---|---|---|
| પુષ્ય | બાણ | અભિજીત | ત્રિકોણ |
| આશ્લેષા | ચક્ર | શ્રવણ | ત્રણ પગ |
| મઘા | ઘર | ધનિષ્ઠા | મૃદંગ |
| પૂ-ફા. | ખાટલા. | શતભિષા | ગોળમાળા |
| ઉ-ફા. | ખાટલા | પૂ-ભા. | ખાટલા |
| હસ્ત | હાથ. | ઉ-ભા | જોડવા |
| ચિત્રા | મોતી-જેવું | રેવતી | મૃદંગ |

अह्नःस्युःशिवसार्पमित्रपितरोवस्वंबुविश्वोभिजि-
त्कैंद्रैंद्राग्निनिशाचराअपिजलाधीशोर्यमाख्योभगः ॥
रात्रेःस्युःस्मरहात्रयोजचरणात्पंचाश्वितोथोदिति
र्जीवोविष्णुरिनास्त्रयस्तिथिलवाः कर्मैषुभोक्तंस्मृतम् ॥ ४ ॥

अन्वय—शिव सार्पमित्र पितरः वस्वम्बुविश्वेभिजित्कैंद्रैंद्राग्निनिशाचराः आपिजलाधीशः अर्यमाख्यः भगः एते अन्हः तिथिलवाः स्युः अथ स्मरहाअजचरणात् त्रयः अश्वितः पंचः आदितिः जीवः विष्णुः इनाः त्रयः तिथिलवाः रात्रेः स्युः एषु भोक्तं कर्म स्मृतम्, ॥४॥

**अन्वयार्थ—शिवसार्पमित्रपितरः** આર્દ્રા, અશ્લેષા, અનુરાધા, મઘા, **वस्वम्बुविश्वेभिजित्कैंद्रैंद्राग्नि निशाचराः** ધનિષ્ઠા, પૂર્વાષાડા, ઉત્તરાષાડા, અભિજીત, રોહિણી, જ્યેષ્ઠા, વિશાખા, મૂલ **अपि** વળી. **जलाधीशः** શતભિષા, **अर्यमाख्यः** ઉત્તરાફાલ્ગુની, **भगः** પૂર્વાફાલ્ગુની, **एते** આ, **अन्हः** દિવસના **तिथिलवाः** પંદરભાગ, **स्युः** છે, **अथ** ત્યાર પછી, **स्मरहाः** આર્દ્રા. **अजचरणात्** પૂર્વાભાદ્રપદથી, **त्रयः** ત્રણ નક્ષત્રો, **अश्वितः** અશ્વિનીથી **पंच** પાંચ નક્ષત્રો, **अदितिः** પુનર્વસુ, **जीवः** પુષ્ય, **विष्णुः** શ્રવણ, **इनाः त्रयः** હસ્ત, ચિત્રા, સ્વાતી, એ **रात्रेः** રાત્રિના, **तिथिलवाः** પંદર અંશ છે. **एषु** આ નક્ષત્રોમાં, **भोक्तम्** નક્ષત્રમાં કહેલું, **कर्म** કર્મ કરવા માટે **स्मृतम्** કહેલું છે. ॥૪॥

**॥ તાત્કાલિક મુહૂર્ત માટે દિવસ ને રાત્રિએ આવતાં નક્ષત્રોની ॥ બાબત.**

૪-**ભાવાર્થ**—રોહિણી, આર્દ્રા, અશ્લેષા, મઘા, પૂ-ફા, ઉ-ફા.

વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલ, પૂ–ષા., ઉ–ષા., અભિજીત, ધનિષ્ઠા, શતભિષા, આ દિવસના પંદર ભાગ છે.

અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતી, શ્રવણ, પૂ–ભા., ઉ–ભા., ને રેવતી એ રાત્રિના પંદર અંશ છે.[1]

એ પ્રમાણે દરરોજ દિવસનો પંદરમો ભાગ, અને રાત્રે રાત્રિનો ૧૫ મો ભાગ, પંદર નક્ષત્રો અનુક્રમે એક પછી એક આવે છે, જે નક્ષત્રોમાં જે કાર્યો કરવાનાં કહ્યાં છે, તે કાર્યો અતિ જરૂર વખતે, દિવસ કે રાત્રિએ જે જે વખતે તે તે નક્ષત્રો આવતાં હોય તે તે વખતે કરવાં.

| દરેક ભાગ | દિવસના. | રાત્રિના. | | દિવસના. | રાત્રિના. |
|---|---|---|---|---|---|
| ૧ | શિવ. | શિવ. | ૯ | બ્રહ્મા. | ચંદ્ર. |
| ૨ | સાર્પ. | અજચરણ. | ૧૦ | ઇંદ્ર. | અદિતિ |
| ૩ | મિત્ર. | અહિર્બુધ્ન્ય. | ૧૧ | ઇંદ્રાણી. | ગુરૂ |
| ૪ | પિતૃ. | પૂષા. | ૧૨ | નિશાચર. | વિષ્ણુ. |
| ૫ | વસુ. | દસ્ર. | ૧૩ | જલાધીશ. | સૂર્ય. |
| ૬ | અંબુ. | યમ. | ૧૪ | અર્યમા. | ત્વષ્ટા, |
| ૭ | વિશ્વે. | અગ્નિ. | ૧૫ | ભગ. | વાયુ. |
| ૮ | અભિજીત. | બ્રહ્મા. | | | |

૧—દીનમાનને ૧૫ ભાગવાથી એક એક ભાગ એમ ૧૫ ભાગનાં ૧૫ દિવસનાં મુહૂર્ત આવે, અને રાત્રિમાનને ૧૫ ભાગવાથી રાત્રિનાં ૧૫ મુહૂર્ત આવે છે, જેમકે દિવસને પંદરે ભાગતાં પ્રથમ આવેલા ભાગમાં શીવ-મુહૂર્ત બીજા ભાગમાં સાર્પ, એમ કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે મુહૂર્ત આવે છે, રાત્રિના પણ પહેલા ભાગમાં શીવ, બીજામાં અજચરણ વિગેરે મુહૂર્ત આવે છે, હવે તે પહેલું મુહૂર્ત શિવ તે શિવ એટલે મહાદેવ ને તેનું નક્ષત્ર આર્દ્રા, જાણવું, બીજા મુહૂર્તનો દેવ સાર્પ, અને તેનું નક્ષત્ર આશ્લેષા જાણવું, તે પ્રમાણે પોતાના ભાગના જે જે દેવ, તેનાં જે નક્ષત્ર, તે નક્ષત્ર તે તે ભાગમાં આવે, ને તે વખતે તે નક્ષત્રમાં કરવાનાં કામો તે તે વખતે કરવાં.

## ॥ પંદરમો ભાગ જાણવાની રીત. ॥

**ઉદાહરણ**—શાકે ૧૮૩૯ ના શ્રાવણ શુદી ૧૧ ને સોમવારે દિનમાન ૩૨–૮ રાત્રિમાન ૧૭–૫૨ છે, તે દીનમાનની ઘડી ૩૨ ને ૧૫ થી ભાગતાં લબ્ધી ૨ આવી ને શેષ ૨, રહી; તેની પલો ૧૨૦ થઈ ને ૨૨ ઘડી ઉપર ૮, પલો છે તે ઉમેરતાં પલો ૧૨૮ થઈ તેને ૧૫ થી ભાગતાં, લબ્ધિ ૮ પલો થઈ, શેષ ૮ વધી તેને ૬૦ થી ગુણતાં ૪૮૦ વિપલ થઈ તેને ૧૫ થી ભાગતાં ૩૨ લબ્ધિ આવી, જેથી દરેક ભાગ ઘડી ૨, પલ ૮ ને વિપલ ૩૨ નો થશે એટલે સૂર્યોદયથી ઇષ્ટ ઘડી ૨–૮–૩૨ સુધી પહેલો ભાગ અને તે પછી બીજો ભાગ શરૂ થાય તે ઘટયાદિ ૪–૧૭–૪ સુધી જાણવો, એ પ્રમાણે દરેક ભાગ સમજવા. રાત્રિમાનને પણ એજ પ્રમાણે ભાગતાં જે લબ્ધિ આવે તેટલો એક ભાગ રાત્રિનો જાણવો.

### ( બલિષ્ટવારે કરવાનું કાર્ય. )

**મુ. ચિં—नृपेक्षणं सर्वकृतिश्चसंगरः शास्त्रं विवाहोगमदीक्षणेरवेः।**
**वीर्यऽथतारा बलतोविधुर्विधो बलाद्रविस्तद्बलतः शुभाः परे. (११)**

**અર્થ**—સૂર્યનું બલ હોય તો રવિવારે રાજાનું દર્શન કરવું, ચંદ્રનું બલ હોય તો સોમવારે બધાં કામો, મંગલનું બલ હોય તો મંગલવારે યુદ્ધ, તેજ પ્રમાણે બુધવારે શાસ્ત્ર ભણવું, ભણાવવું, ગુરૂવારે વિવાહ, શુક્રવારે ગમન, અને શનિવારે યજ્ઞની દીક્ષા ધારણ કરવી; ત્યાર પછી જ્યારે ચંદ્ર સંક્રમણ થાય, અને તે વખતે જો તારા બલ હોય તો, સવા બે દિવસ ચંદ્ર અશુભ હોય તો પણ શુભ જાણવો, તારા બલ ન હોય અને ચંદ્ર શુભ

---

જેમકે આજે અતિ આવશ્યકતા છે, અને લગ્ન કરવું છે, પણ લગ્નનું મુહૂર્ત નથી, તો કયા નક્ષત્રોમાં લગ્ન થઇ શકે છે તે નક્ષત્રો જોવાં. જેમકે રોહિણી, મૃગશીર્ષ, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, સ્વાતી, અનુરાધા, મૂલ, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રેવતી, એ વિવાહનાં નક્ષત્રો છે, ને તેમાંનું અનુરાધા નક્ષત્ર દિવસના ૧૫ પંદરભાગમાંના ત્રીજા ભાગમાં આવે છે, તો ત્રીજો ભાગ દિવસમાં જે વખતે બેસે, તે બેઠાથી ઉતરતા સુધીમાં લગ્ન થઈ શકે, તેજ પ્રમાણે જનોઇ વિગેરે મુહૂર્તનાં જે જે નક્ષત્રો છે તે તે નક્ષત્રોમાં તે તે મુહૂર્તો આપવાં.

હોય તો પણ અશુભ સમજવો, તેમજ ચંદ્રના બલથી સૂર્યસંક્રમણમાં અશુભ હોય તો પણ એક માસપર્યંત શુભ જાણવો, અને ચંદ્ર બલ ન હોય ને સૂર્ય શુભ હોય તો પણ અશુભ છે, તેવીજ રીતે મંગલ વિગેરે બધા ગ્રહો સંક્રમણમાં પોતપોતાના બલથી અશુભ હોય તો પણ સૂર્યના બલથી શુભ જાણવા, પોતાની રાશિ ભોગવતા સુધી જો સૂર્ય દુષ્ટ હોય અર્થાત્ સૂર્યબલ ન હોય, તો મંગલ આદિ બધા ગ્રહો શુભ હોય તો પણ અશુભ સમજવા.

( યમઘંટ યોગ. )

**ज्योतिर्विदाभरणे—**

**पितृभंरवरगौ द्विदैवतं हिमरश्माऽवसृजीशतारकम् , ।**
**विदिमूलमजाग्रजार्चिते हुतभुग्ज्योतिरजोडुभार्गवे, (१२)**
**भवतीनभमंशुजे तदा यमघंटाख्ययुगाह्वयोप्यसौ, ।**
**जानियानशयांबुजग्रहेष्वमरस्यापनकेऽत्ययायच, (१३)**

**અર્થ**—રવિ ને મઘા, સોમે-વિશાખા, મંગલે-આર્દ્રા, બુધે-મૂલ, ગુરૂ ને કૃત્તિકા; શુક્રે-રોહિણી, ને શનિવારે-હસ્ત, નક્ષત્ર હોય ત્યારે **"યમઘંટ"**-યોગ થાય છે, એ યોગમાં જન્મ-પ્રયાણ-લગ્ન-પ્રતિષ્ઠા-થાય તો અશુભ જાણવું, ( ૧૨-૧૩ )

**मुहूर्तगणपतौ—पापैर्विद्धयुतेहीने चंद्रताराबलेऽपिच, ।**
**पुष्ये सिध्यंति सर्वाणि कार्याणि मंगलानिच, (१४)**

**અર્થ**—પાપગ્રહોથી-વેધ પામ્યો હોય; ચંદ્ર ને તારાનું બલ ન હોય, તો પણ પુષ્ય નક્ષત્રમાં મંગલ કાર્યો સિદ્ધ થાય છે, ॥

**नारदः—कार्तिके शुक्लनवमी चादिः कृतयुगस्यच. ।**
**त्रेतादिर्माधवे शुक्ला तृतीयापुण्यसंमिता, (१५)**
**कृष्णा पंचदशी माघे द्वापरादि रुदीरिता ।**
**कल्पादिस्यात्कृष्णपक्षे नभस्येच त्रयोदशी, (१६)**

**અર્થ**—કાર્તિક સુદી ૯, સત્યયુગાદિ, વૈશાખ સુદી ૩-(અક્ષયતૃતીયા.) ત્રેતાયુગાદિ, માઘ વદી ૩૦-દ્વાપરાદિ, અને ભાદરવા વદી ૧૩ તે કલ્પાદિ, એ પ્રમાણે ચાર તિથિઓ યુગાદિ કહેવાય છે. (૧૫-૧૬)

**( અશ્વિન્યાદિ નક્ષત્રોમાં કરવાનાં કામો. )**

**नारदसंहितायां—नारदः—**

**અશ્વિની**—નક્ષત્રમાં વસ્ત્ર, ઉપનયન, ક્ષૌર, સીમંત, આભૂષણક્રિયા, સ્થાપન, હાથી ઉપર પ્રયાણ-ખેતરનું ખેડવું, અને વિદ્યા, વિગેરે ॥

**ભરણી**—માં વાવ-કુવો-તળાવ-આદિ જળાશય કરાવવું, વિષ-શસ્ત્ર જેવાં ઉગ્ર દારૂણ કામો, બિલપ્રવેશ-ને થાંપણ મુકવી, ॥

**કૃત્તિકા**—માં, અગ્ન્યાધાન-(અગ્નિહોત્ર) અસ્ત્ર-શસ્ત્રનું ધારણ કરવું, સંધિ કરવી, વિગ્રહ કરવો, યુદ્ધ-ઔષધ અને વાજીંત્ર વિગેરે,

**રોહિણી**—માં, સીમંત-વિવાહ-વસ્ત્ર-ભૂષણ-સ્થિર કામો, ઘોડા-હાથી રાજ્યાભિષેક ને પ્રતિષ્ઠા વિગેરે. ॥

**મૃગશીર્ષ**—માં, પ્રતિષ્ઠા, ભૂષણ, વિવાહ, સીમંત, ક્ષૌર, વાસ્તુ, હાથી, ઉંટ, ઘોડા અને યાત્રા વિગેરે. ॥

**આર્દ્રા**—માં, ધ્વજા, તોરણ, યુદ્ધ, પ્રહાર, શસ્ત્રક્રિયા, સંધિ, વિગ્રહ, વૈર, વિગેરે, ॥

**પુનર્વસુ**—માં, પ્રતિષ્ઠા, પ્રયાણ, સીમંત, વાસ્તુ, જનોઈ, ક્ષૌર, ધાન્ય, ભૂષણ વિગેરે, ॥

**પુષ્ય**—માં, યાત્રા, પ્રતિષ્ઠા, સીમંત, વ્રતબંધ, પ્રવેશ, અને વિવાહ શિવાયનાં દરેક કામો કરવાં, ॥

**આશ્લેષા**—માં જુઠું બોલવું, વ્યસન, જુગટું, ધાતુવાદ, ઔષધ, યુદ્ધ, વિવાદ, અને વ્યાપાર વિગેરે, ॥

**મઘા**—માં ખેતી, વ્યાપાર, ગાય લેવી, અનાજ લેવું, વિવાહ, નૃત્ય, ગાયન વિગેરે, ॥

**ત્રણે પૂર્વા**—( પૂ. ફા. પૂ. ષા. પૂ. ભા. ) માં, વિવાદ, વિષ, શસ્ત્ર, અગ્નિ, યુદ્ધ વિગેરે ઉગ્ર કામો, માંસવિક્રય વિગેરે, ॥

**ત્રણે ઉત્તરા**—( ઉ. ફા. ઉ. ષા. ઉ. ભા. ) પ્રતિષ્ઠા, વિવાહ, સીમંત, રાજ્યાભિષેક, જનોઇ, પ્રવેશ ને વાસ્તુ, વિગેરે. ॥

**હસ્ત**—માં પ્રતિષ્ઠા, વિવાહ, સીમંત, પ્રયાણ, વસ્ત્ર, જનોઈ, ક્ષૌર, વાસ્તુ, રાજ્યાભિષેક અને આભૂષણ વિગેરે, ॥

**ચિત્રા**—માં, પ્રવેશ, વસ્ત્ર, સીમંત, પ્રતિષ્ઠા, જનોઈ, વાસ્તુ, વિદ્યા ને ક્ષૌર વિગેરે.

**સ્વાતી**—માં, પ્રતિષ્ઠા, જનોઈ, વિવાહ, સીમંત, ભૂષણ, વિવાદ ને ક્ષૌર વિગેરે.

**વિશાખા**—માં વસ્ત્ર, ભૂષણ, વેપાર, રસ અનાજ વિગેરેનો સંગ્રહ, નાચ, ગીત, શિલ્પ ને લેખન ક્રિયા વિગેરે, ॥

**અનુરાધા**—માં પ્રવેશ, સ્થાપન, વિવાહ, જનોઇ, વસ્ત્ર, ભૂષણ, વાસ્તુ, સંધિ ને વિગ્રહ વિગેરે. ॥

**જયેષ્ઠા**—માં શસ્ત્ર જેવાં ક્રૂર ઉગ્ર કામો, વ્યાપાર, ગાય, ભેંસ સંબંધી કામ, જલકર્મ, નાચ, વાજીંત્ર, શિલ્પ, લોઢું ને પથ્થરનાં કામો વિગેરે. ॥

**મૂલ**—માં વિવાહ, ખેતી, વ્યાપાર, યુદ્ધ, ઔષધ, નૃત્ય, શિલ્પ, સંધિ, વિગ્રહ ને લેખનક્રિયા વિગેરે, ॥

**શ્રવણ**—માં પ્રતિષ્ઠા, ક્ષૌર, સીમંત, પ્રયાણ, જનોઇ, ઔષધ, નગર, ગામ કે ઘરનો આરંભ, ને રાજ્યાભિષેક, વિગેરે.

**ધનિષ્ઠા**—માં વસ્ત્ર, જનોઇ, ક્ષૌર, પ્રતિષ્ઠા, પ્રયાણ, ભૂષણ, વાસ્તુ, સીમંત, પ્રવેશ, વિગેરે, ॥

**શતભિષા**—માં પ્રવેશ, ક્ષૌર, મૌંજીબંધન, ઔષધ, ઘોડા ઉપર બેસવું, સીમંત, ને વાસ્તુકર્મ, વિગેરે, ॥

**રેવતી**—માં વિવાહ, જનોઇ, પ્રતિષ્ઠા, પ્રયાણ, ભૂષણ, પ્રવેશ, વસ્ત્ર, સીમંત ને ક્ષૌર વિગેરે, ॥

## ( રવ્યાદિ વારોમાં કરવાનાં કામો. )

**नारदः—**

**રવિવારે**—રાજ્યાભિષેક, મંગલકાર્ય, સેવા, પ્રયાણ, શસ્ત્રકર્મ, ઔષધ, યુદ્ધ વિગેરે.

**સોમવારે**—શંખ, મોતી, રૂપુ, ઝાડ, શેરડી, આભૂષણ, પુષ્પ, ગીત, યજ્ઞ, ક્ષીર, ખેતી વિગેરે, ॥

**મંગલવારે**—વિષ, અગ્નિ, બંધન, ચોરી, સંધિ, વિગ્રહ, આસન, ધાતુ, પ્રવાલ વિગેરે.

**બુધવારે**—નૃત્ય, શિલ્પ, ગાયન, લેખનક્રિયા, જમીન, રસસંગ્રહ, વિવાહ, ધાન્ય વિગેરે.

**ગુરૂવારે**—યજ્ઞ, પૌષ્ટિક, મંગલ, સોનું, વસ્ત્ર, આભૂષણ, ઝાડ, લતા અને પ્રયાણ વિગેરે.

**शुक्रवारे**—नृत्य, वाजींत्र, गीत, सुवर्ण, रत्न, आभूषण, उत्सव, गाय, धान्य विगेरे,

**शनिवारे**—कांसु, सीसु, लोढु, पथ्थर, शस्त्र, विषपान, मद्य, जुठुं, वास्तु, संग्रह अने दरेक स्थिर कामो करवां शुभ छे, ॥

सच्छ्रीभूषितगुर्जरान्तरगते खेडाख्यभागे लसन्-
नानासत्कुलदीपिते कपडवञ्जाख्ये पुरे वासिना.
श्रीसोमेश्वरसाक्षरेण रचितांमार्तण्डबोधोज्वलां
सट्टीकामगमन्मुदाप्रकरणं नक्षत्रनाम द्विकम् , ॥२॥

**अर्थ**—सारा पुरुषो, अने लक्ष्मीथी आभूषित एवा **गुजरात देशमां** आवेला **खेडाजील्लाना** विभागमां, नाना प्रकारना शुद्ध कुलोथी दीपित एवा **कपडवंज** नामना नगरमां रहेनार **श्री सोमेश्वर**, ज्योतिषीए रचेली मार्तण्डनो बोध थवामां उज्वल एवी आ टीकामां नक्षत्र नामनुं बीजुं प्रकरण समाप्त थयुं, ॥२॥

## ॥ इति नक्षत्रप्रकरणम्. ॥

---



## ॥ अथ प्रथमार्तव प्रकरणम्, ॥३॥

आद्यर्तौपौषशुक्रोर्जमधुशुचिनभस्याः कुयुक्पापवारा
रिक्तामार्काष्टषष्ठ्यः परगृहकुपदेरात्रिसंध्यापराह्णाः ॥
मिश्रोग्रामूलतीक्ष्णंत्रिवरमनरुणाल्पाधिकास्त्रंगराष्टा-
त्पातःपापस्यलग्नंनसदरुणजरन्नीलचित्रांबरंच ॥ १ ॥

अन्वय—पौषशुक्रोर्जमधुशुचिनभस्याः मासाः कुयुक् पाप-वाराः रिक्तामार्काष्टषष्ठ्यः परगृहकुपदे रात्रिसंध्यापरान्हाः मिश्रो-ग्रामूलतीक्ष्णं त्रिवरं अनरुणाल्पाधिकास्त्रं गराष्ट उत्पातः पापस्य लग्नं अरुणजरन्नीलचित्रांबरं आद्यर्तौ नसत, ॥१॥

अन्वयार्थ—पौष પૌષ, शुक्र જ્યેષ્ઠ, उर्ज કાર્તિક, मधु ચૈત્ર, शुचि અષાડ, नभस्य ભાદરવો, मासाः એમાસો, कुयुक् ખોટા યોગો, पाप-वाराः પાપગ્રહોના વાર, रिक्ता રિક્તાતિથિ, अमा અમાવાસ્યા, अर्क બારસ, अष्ट આઠમ, षष्ठी છઠ, परगृहकुपदे પારકાને ઘેર ને ખરાબ સ્થાનમાં, रात्रि संध्यापरान्हाः રાત, સવાર સાંજની સંધ્યા, દિવસનો છેલ્લો ત્રીજો ભાગ, मिश्र કૃત્તિકા વિશાખા, उग्र શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, પુન-ર્વસુ, સ્વાતી, अमूलतीक्ष्णं મૂલ શિવાય અશ્લેષા—જ્યેષ્ઠા—આર્દ્રા, त्रिवरं તિથી તથા નક્ષત્રોની સંધિ, अनरुणाल्पाधिकास्त्रं લાલ વિનાનું થોડું અથવા વધારે લોહી, गराष्ट ગરથી બવસુધિનાં આઠ કરણ, उत्पातः ઉત્પાત, पापस्य પાપગ્રહનું, लग्नं લગ્ન, अरुण લાલ, जरत् જુનું, नील કાળું, चित्र ભાતીગર રંગનું, अंबरं વસ્ત્ર, आद्यर्तौ પ્રથમ ઋતુમાં, नसत् શ્રેષ્ઠ નથી. ॥૧॥

॥ પ્રથમ ઋતુ કાલથી થતું શુભા શુભ ફલ. ॥



ભાવાર્થ—કાર્તિક, પૌષ, ચૈત્ર, જ્યેષ્ઠ, અષાડ, ભાદરવો, એ માસો. ૪–૬–૮–૯–૧૨–૧૪–૩૦ એ તિથીઓ, વિષ્કુંભ, અતિગંડ, શૂલ, ગણ્ડ, વ્યા-ઘાત વજ્ર, વ્યતીપાત, પરિઘ, વૈધૃત, એ યોગો

અને પાપગ્રહના વાર, પરાએ વેર, ખરાબ જગ્યામાં, રાત્રિએ, સંધ્યા સમયે, દિવસના છેલ્લા ત્રીજા ભાગમાં, ભરણી, કૃત્તિકા, આર્દ્રા, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, વિશાખા, જ્યેષ્ઠા, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, એ નક્ષત્રોમાં, તિથી નક્ષત્રાદિકની સંધિમાં,[1] ઘણું લાલ લોહી, થોડું આવવું, ઘણું આવવું, ગરકરણથી આઠ કરણ, ઉત્પાત,[2] પાપગ્રહનું લગ્ન, લાલ, કાળું, જુનું, અનેક રંગવાળું વસ્ત્ર, એ સર્વે સ્ત્રીઓને પ્રથમ રજોદર્શન વખતે, અશુભ સમજવું.

॥ દિનાદિક સંધિની ત્યાજ્ય ઘટિયો ॥

**मु. ग—दिनमेकंतु मासांते नक्षत्रांते घटीद्वयम् , । घटीमेकांतु तिथ्यंते लग्नांते घटिकार्द्धकम्, ॥ दिनार्द्धेच रजन्यर्द्धे संधौच पलविंशतिम् , (१)**

**અર્થ**—માસના અંતમાં ૧ દિવસ, નક્ષત્રના અંતમાં ૨ ઘડી, તિથિના અંતમાં ૧ ઘડી, લગ્નના અંતમાં ૦ાા ઘડી અને દિનાર્ધમાં ને રાત્ર્યર્દ્ધમાં ૨૦ પલો ત્યાગ કરવી, (૧)

---

**ટીપ-૧**—કોઇ પણ તિથિ જેટલી ઘડીએ ઉતરે અને તેજ વખતે, બીજી તિથિનું બેસવું થાય, તે વખતને **તિથિસંધિ** કહે છે, તેજ પ્રમાણે ૧ નક્ષત્ર ઉતરી બીજું નક્ષત્ર બેસે તેને **નક્ષત્રસંધિ** કહે છે, એવી રીતે યોગ,કરણ, લગ્ન, વિગેરે. ૧ ઉતરી બીજું બેસે તે સમયને અનુક્રમે **યોગસંધિ કરણસંધિ** ને **લગ્નસંધિ** કહે છે. તે સંધિ સમયે કેટલો વખત ત્યાગ કરવો તે વિ૦ ૧૮ માં જણાવ્યું છે.

૨ —ઉત્પાતને ત્રિવિધોત્પાત કહે છે એટલે તે ત્રણ પ્રકારનો હોય છે.

૧ જમીનમાં થતા ફેરફારને, ઉત્પાત કહે છે, જેવા કે પૃથ્વી કંપ (ધ્રુજવું) વિગેરે.

૨ પૃથ્વીને આકાશના મધ્યમાં થતા ઉત્પાતને બીજો ઉત્પાત કહે છે, જેમ કે વા-વંટોળીઆનું આવવું, ઓચિંતી ધુળનું ઉડવું, ભૂત-પ્રેતનું જોવું, વિગેરે.

૩ આકાશમાં થતા ફેરફારને ત્રીજો ઉત્પાત કહે છે, જેવા કે વીજળીનું પડવું, તારાનું ખરવું, અકાળ વૃષ્ટિનું થવું, રૂતુ વિનાનું ગાજવું, પુંછડીઓ તારો દેખાવો. વિગેરે.

( પ્રસંગવશાત્ અન્ય ઊત્પાતોનું વર્ણન )

ज्योतिर्विदाभरणे—

यस्यालयस्यसहसापतनं यदास्याद् स्तारमेतिशरणस्यवशात्तदारम् ।
धिष्ण्ये प्रघाणपतनं तनुतेऽल्पपस्येमांघं दरिद्रमनुवेलनि घांतशब्दः(२)

અર્થ—જેનું ઘર એકદમ પડી જાય, ત્યારે તે પુરૂષની સ્ત્રીનું મરણ થાય છે, બહાર દ્વારનો ભાગ પડી જાય તો સંતાનને રોગ થાય છે, અને પડવાનો ભણકાર શબ્દ થાય તો દરિદ્રતા પ્રાપ્ત થાય છે. (૨)

( માસ પરત્વે ઘોડી, ગાય વિગેરે વિયાવાથી થતો ઊત્પાત )

सार्कांशुकालसमये नभसः प्रसूता नन्ववर्तीगृहपतिं गृहिणी सुतार्थान् ।
यत्सुक्रमादिति चतुर्षुनिहंति दोग्ध्रीहर्युष्म यस्य तपसोऽस्तवशकाली,(३)

અર્થ—શ્રાવણ માસના કોઇ પણ દિવસના ચાર પ્રહરમાં વીયાએલી ઘોડી અનુક્રમે ઘરના ધણીને-તેની સ્ત્રીને-છોકરાંને અને અર્થને નાશ કરે છે, તેમજ સિંહ રાશિના સૂર્યમાં વીયાએલી ગાયનું પણ ફલ તેવુંજ જાણવું, અને માઘ માસમાં બુધવારના દિવસે વીયાએલી કાળી ભેંસનું પણ ફલ તેવુંજ સમજવું. (૩)

भावी तदापि करभेकलभं करिण्याञ्जेयं प्रसूय न इतिश्रुविमौ नभस्य, ।
चक्रव्ययो नरपतेर्यदि भूमिदेवे तद्दानमस्ति तदुपप्लवशांतयेऽतः (४)

અર્થ—ભાદરવામાં હસ્ત નક્ષત્રનો સૂર્ય હોય ને હાથિણીને પ્રસુતિ થાય તો રાજાના સૈન્યનો નાશ થાય છે, તો તેની શાન્તિ માટે બ્રાહ્મણને હાથીનું બચ્ચું આપવું, (૪)

( ઘરમાં પક્ષિ પેસવાથી થતા ઊત્પાત )

गेहं यदाकरटकौशिक गृध्रफेरुश्येनाहितालुककपोत पतत्रिणःस्यात्, ।
नाशंविशंतिससमप्रशिवैणनेत्रानोचेत्तदुद्रसमगारपतेः प्रयाति, (५)

અર્થ—કાગડા-ઘુઆડ-ગીધ-શિયાળ-શ્યેનપક્ષી (બાજ)-સર્પ અને કબુતર એ પક્ષિઓ ઘરમાં પેસી જાય તો ઘરની ધણીઆણીનો નાશ કરે

છે, કદાચઘર ધણીની સ્ત્રી ન હોય તો તે ઘર નિવાસ રહીત થાય છે. (૫)

( રાફડા ને મધપુડાથી થતા ઉત્પાત )

संजायते कुलपतिः किल वामलूरः कोष्ठे कुलस्य मधुजाल मसह्यपीडं, ।
स्तंभ प्रवालजननं यदिवा नदावा दारिद्र्यमेति कुररादि विहंगनीडम् ,(६)

**અર્થ**—ઘરના ખુણામાં જો રાફડો થાય, મધપુડો બંધાય, થાંભલામાં પાંદડાં ઉગે-અને કબુતર વિગેરે પક્ષીઓને રહેવાનો માળો થાય તો ઘર ધણી દરિદ્રપણાને પ્રાપ્ત થાય છે. (૬)

( કાગડા વિગેરે પક્ષી આવીને બેસવાથી થતા ઊત્પાત. )

चेच्छासनासनपरिष्ठनिशाहनाख्यकेकाकपोतपतनां सहसा भ्रमन्तुः ।
एकस्तदाविरिहशासनकामहानिस्तिष्ठयदिर्भवतियस्यचतस्यतद्वत् (७)

**અર્થ**—કાગડો-ઘુઓડ-મોર-કબુતર એઓમાંથી એકાદ પક્ષી આવીને પુરૂષને બેસવાના આસન ઉપર બેસી જાય તો, તે પુરૂષની ઇચ્છીત વસ્તુનો નાશ થાય છે. (૭)

( આસનાદિ ઓચિંતાં ભાગી જવાથી થતો ઊત્પાત )

यस्यासनस्य शयनस्यच जातु भंगो यानस्य वा भवति यस्य तदर्थे भंगः ८
अश्रांतमात्महितबुद्धिभि रित्यकस्मात् कार्यं द्विजे तदपवर्जन मात्मशाय,।

**અર્થ**—પુરૂષને બેસવાનું આસન, પગ મુકવાનું પાદ પીઠ-સુવાનો પલંગ અથવા ખાટલો અને બેસવાનું ગાડી વિગેરે વાહન-એ વસ્તુઓનું ઓચિંતુ તુટવું કે ભાગી જવું થાય તો તે બેસનારનો નાશ થાય છે. માટે હમ્મેશાં બુદ્ધિમાન્ પુરૂષોએ આસન-શય્યા-વાહન વિગેરેનું બ્રાહ્મણને દાન કરવું, (૮)

( જલાશયોમાં દાહાદિક જોવાથી થતો ઉત્પાત. )

दृष्टेच पुष्करकुटे ज्वलिते कदाचि द्दृष्टुर्भवेच्छमनपूः पदवीपयाणम्।
स्यान्मातरिश्वपदवीज्वलितेनया चद्रष्टुर्नेनिभवितव्यत्रशादकस्मात् ,९

**અર્થ**—કોઇ વખત અકસ્માત્ કુવા-વાવ વિગેરે જલાશયોમાં દાહ થતો હોય ને તે જોવામાં આવે તો તે પુરૂષનું મૃત્યુ થાય છે, તેમજ આકાશમંડલ બળતું જોવામાં આવે તો પણ તેવુંજ ફલ જાણવું. (૯)

( કંઇપણ વાસણ ભાગવાથી થતા ઉત્પાત )

गेहे गृही भवति यस्य यदोदकुंभीभंगःसवैति सहसानुरकिंजरात्याः।
भंगो भयं भ्रमरजातमपारकोपं जीवस्वहानिरथ मंथनभांडभंगः (१०)

અર્થ—જેના ઘરમાં એકદમ પાણી ભરવાનું વાસણ પડીને ભાગી જાય, અથવા માટલાં જેવાં માટીના વાસણોની હેલમાંથી એકાદ પડીને ભાગી જાય તો તે માણસને રાજા તરફનો અત્યંત ભય રહે છે, તેમજ છાશ કરવાનાં વાસણ ફુટી જાય તો દ્રવ્યનો નાશ થાય છે. (૧૦)

( પાક્ષનું મૈથુન (સંભોગ) જોવાથી ઊત્પાત. )

भोगीकपोतबलिभुग्बकमैथुनं वा यः पश्यतीशुभरदर्द्धत्रिमध्य एति,।
शार्दूलसंगमवराहकसंगमं स गोपत्यपत्यनगरीत निवासमाशु,(११)

અર્થ—જે પુરૂષ, કબુતર-કાગડો ને બગલો, તેઓનું મૈથુન જુવે છે, તેમજ વાઘ ને વરાહનું પણ મૈથુન જોવામાં આવે તો જલદીથી મરણ થાય છે. (૧૧)

( માથાપર ગરોળી વિગેરે પડવાથી ઊત્પાત )

स्यादेकहक्मुसलिकासरटोरगाणां पातस्तदूर्ध्वचरतां यदि यस्य मुंडे,।
तस्यामयाश्रितिदुष्कवतीतदा तत्स्पर्शोऽपिवा भवति देहभृतो रुजेंऽगे,

અર્થ—જો માણસના માથાપર કાગડો-ગરોળી-કાચંડો ને સાપ, તેઓનું પડવું થાય તો અત્યંત રોગ પ્રાપ્ત થાય છે, તેમજ તેઓનો સ્પર્શ થાય તો પણ તેવુંજ ફલ સમજવું. (૧૨)

गर्जेद्यदांधुरमरायतनस्थलीवास्रोतोऽपितापमातिवेदन मंधुकर्ता, ।
नाशंतदा सविधमोति च वासभंगं स्थानेयमप्याहितसंहातिकोपहेतुम,(१३)

અર્થ—કુવો-નદી-દેવાલય કે ઘરમાં જ્યારે ગર્જના થાય ત્યારે તેનો

કરાવનાર પુરૂષ બહુ દુઃખી થાય છે, નાશ પામે છે, સામા રહેનારનો વાસ ભંગ થાય છે અને શત્રુઓના સમૂહનો કોપ વધે છે. (૧૩)

( દેશ ભંગ થવાનો ઉત્પાત. )

घनरसनिधिचीरा कंपने देशभंगो भवति चपलमुल्कापात दिग्दाहयोश्च,।
अमितकलहमद्ध्वे कालगे गर्जिते वा वनानिधिरसनार्यो याति शत्रूत्थदोषम्,

અર્થ—પૃથ્વીનો કંપ-ઉલ્કાપાત-અને દિશાઓમાં દાહ થાય, ત્યારે દેશનો ભંગ થાય છે, અને જ્યારે અકાલવૃષ્ટિ થાય ત્યારે જેમાં ઘણો કલેશ રહેલો છે. એવો શત્રુરૂપી દોષ રાજાને પ્રાપ્ત થાય છે, (૧૪)

( અન્ય વસ્તુ નાશ થવાથી થતો ઉત્પાત )

भवति मुकुरनाशो हानयेत्वोजसोवा प्रहरणपरिभंगःसंगरेभंगलब्ध्यै, ।
अवनिपति रकस्मादातपत्रस्यभंगे मरण मिहवरूथिन्यत्ययंचैतिकेतोः १५

અર્થ—જો દર્પણ ફુટયું હોય તો તેજનો નાશ, અસ્ત્ર, શસ્ત્ર તુટી ગયું હોય તો યુદ્ધમાં પરાજય, છત્રનો ભંગ થયો હોય તો રાજાનું મૃત્યુ, ને પતાકાનો ભંગ થયો હોય તો સેનાનો નાશ થાય છે. (૧૫)

( પ્રતિમાના અકસ્માત નષ્ટાદિ ઉત્પાત. )

अमरमपरमूर्तेर्हंति भंगस्त्वकस्माद्भवति तदुपसर्पे सर्पणं लोकभूतेः ।
अचरणशरणानामार्तये श्रोत्रियाणां व. वितरणमेघानांच देवाश्रुपातः १६

અર્થ—કોઇપણ દેવમૂર્તિનો ભંગ થાય તો રાજાનો નાશ થાય છે, અને મૂર્તિનું ચલન થાય તો માણસોની લક્ષ્મી નાશ પામે છે, તેમજ દેવ-મૂર્તિના નેત્રમાંથી અશ્રુપાત થાય તો, વૈષ્ણવો-શ્રોત્રિયો અને દાતાઓને મહાન પીડા પ્રાપ્ત થાય છે. (૧૬)

( સૂર્ય-ચંદ્ર બીંબથી થતો ઉત્પાત. )

वियति यदिखरांशो दृश्यते बिंबयुग्मयुदितमरमिलेशो जायतेमंडलेऽन्यः।
निजपरिवृढनाशादिंदुबिंबद्वयं वा सति निजनरपाके तत्पराजा तदान्यः १७

અર્થ—જો આકાશમાં સૂર્યનાં બે બિમ્બ ઉગેલાં દેખાય તો મંડલના રાજાનો નાશ થાય, અને બીજા દેશનો રાજા તે મંડલનું રાજ્ય કરે તેમજ ચંદ્રનાં બે બિમ્બ દેખાય તોપણ તેવુંજ ફલ જાણવું, (૧૭)

॥ ધુમ્ર કેતૂદયનો ઉત્પાત. ॥

व्रजति दिवि शिखीयधुम्रपं दैवयोगादविरलमनुपुच्छा आगता देशभागाः किल कलकलमन्ये यांति नश्यंति देशा जलदविहितपीडानेकसस्योनपीठाः

અર્થ—દૈવયોગથી આકાશમાં કેતુનો ઉદય થાય અને તે કેતુનું પુચ્છ જે દિશા તરફનું હોય તે દિશામાં આવેલા બધા દેશો નાશ પામે છે, અને બીજા દેશો પણ અતિવૃષ્ટિ અથવા અનાવૃષ્ટિથી બહુજ દુઃખી થાય છે, (૧૮)

न दृश्यते येन विभानरच्छवि यंद्रौति मृत्योर्लपनंच सत्वरं,।
सवै भ्रुवंतर्गतविष्णुपत्रयघोणारसंज्ञाग्रविलोकनं तथा, (१९)

અર્થ—જ્યારે પુરૂષની છાયા કાન્તિહીન દેખાય, તેમજ પોતાના નાકનો અગ્રભાગ અને જીભનો અગ્રભાગ ન જણાય ત્યારે તેનું મૃત્યુ થશે એમ જાણવું, (૧૯)

यदा ससभ्यः सहसाऽहिताग्नेरत्ता तदा शाम्यति गार्हपत्यः।
पत्न्यामवेत्यांगभृतामपिद्राग् दुःस्वप्नमुत्पाताहितं विचिंत्यम् (२०)

અર્થ—જ્યારે ગાર્હપત્ય નામનો ત્રીજો અગ્નિ, ચોથા સભ્ય સંજ્ઞક નામના અગ્નિ સાથે શાન્ત પડે, ત્યારે અગ્નિહોત્રીની સ્ત્રીનું મરણ થાય છે, અથવા તેવુંજ સ્વપ્ન આવ્યું હોય તો પણ માણસોને ઘણો ઉત્પાત થાય છે. (૨૦)

मनुः—ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडशस्मृताः

અર્થ—સ્ત્રીઓને સ્વભાવિક ૠતુ આપવાને, ૠતુ થયાના દિવસથી ૧૬ રાત્રિયો છે.

रजोदर्शनतोऽस्पृश्या नार्योदिनचतुष्टयम्, ।
ततः शुद्धाः क्रियास्वेताः सर्ववर्णेष्वयं विधिः (२१)

અર્થ—રજોદર્શનથી ચાર દિવસ સુધી સ્ત્રિયો અસ્પૃશ્ય રહે છે, પછી તે શુદ્ધ થઈ ક્રિયાઓ કરવામાં લાયક બને છે, આ બાબત દરેક વર્ણ માટે સમજવી. (૨૧)

## ॥ इति प्रथमार्तव प्रकरणम्, ॥



## ॥ अथ साधारण लग्नबल प्रकरणम, ॥४॥

प्रायश्चंद्रं त्यजांत्याष्टमारिगुतनुगं भांशकौ मूढनाथौ
क्रूरेंद्राप्तौ खलांशं मृतिगतखचरं मृत्युतत्पौ तनुस्थौ ॥
सौम्याः केंद्रत्रिकोणेष्वरिभवसहजेष्वन्यखेटाः प्रशस्ताः
सर्वत्रैतत्प्रयोज्यं प्रकरणपठितांस्तद्विशेषान्विदित्वा ॥१॥

अन्वयः—अंत्याष्टमारिपुतनुगं चंद्रम् प्रायःत्यज मूढनाथौ भांशकौ ( प्रा—त्य० ) क्रूरेन्द्राप्तौ ( भांश कौ प्रा—त्य०) मृतिगतखचरं खलांशम् (प्रा—त्य०) मृत्युतत्पौ तनुस्थौ (प्रा—त्य०) केन्द्रत्रिकोणेषु सौम्याः अरिभवसहजेषु अन्यखेटाः प्रशस्ताः प्रकरणपठितान् तद्विशेषान् विदित्वा एतत् सर्वत्र प्रयोज्यम् , ॥१॥

**अन्वयार्थ**—**अंत्य** १२ **अष्टम** ८ **रिपु** ६ **तनु** લગ્ન, **गं** એ સ્થાનોમાં રહેલા, **चंद्रं** ચંદ્રમાને, **प्रायः** ઘણું કરીને, **त्यज** ત્યાગ કરવો, **मूढनाथौ** અસ્તસ્વામીવાળા, **भांशकौ** લગ્નને નવમાંશને (**प्राः त्य०** ઘણું કરી ત્યાગ કરવા, **क्रूरेन्द्राप्तौ** ક્રૂરગ્રહ તથા ચંદ્રમાથી યુક્ત ( **भांशकौ** લગ્ન તથા નવ માંશને **प्रा-त्य०** ઘણું કરીને ત્યાગ કરવા.) **मृतिगतखचरं** લગ્નથી આઠમે રહેલા ગ્રહને, **खलांशम** પાપગ્રહના નવ માંશને ( **प्रायः त्य०** ઘણું કરી ત્યાગ કરવો **मृत्युतत्पौ** જન્મ લગ્નને જન્મરાશિથી આઠમીરાશિના સ્વામીઓ **तनुस्थौ** લગ્નમાં હોય તો ( **प्रा-त्य०** ઘણું કરીને તજવા. ) ત્યાગ કરવા, **केन्द्रत्रिकोणेषु** १–४–७–१०–९–५ એ સ્થાનોમાં **सौम्याः** શુભગ્રહો સારા છે, **अरिभवसहजेषु** ६–११–३ એ સ્થાનોમાં **अन्यखेटाः** બીજા પાપગ્રહો સારા છે, **प्रकरण पठितान्** પ્રકરણમાં ભણેલા, **तद्विशेषान्** તે વિશેષોને **विदित्वा** જાણીને, **एतत्** આ, **सर्वत्र** ગર્ભાધાનાદિ દરેક કાર્યોમાં **प्रयोज्यम** યોજવું. ॥१॥

## ॥ લગ્નમાં તજવાની અશુભ બાબત. ॥



**ભાવાર્થ-૧—૬-૮-૧૨** એ સ્થાનોમાં ચંદ્રમા હોય તો, જન્મરાશિ અને નવમાંશનો સ્વામી, અસ્તનો હોય તો, પાપગ્રહ અને ચંદ્રમા, જન્મ લગ્ને અને નવમાંશલગ્ને હોય તો, પાપગ્રહોનો નવમાંશ, આઠમે રહેલો કોઇ ગ્રહ, જન્મલગ્ન અને જન્મ-રાશિથી આવતી આઠમી રાશીનો સ્વામી લગ્નમાં આવ્યો હોય તો, આ દરેક બાબતો ઘણું કરીને ત્યાગ કરવી. ॥

## ॥ લગ્નમાં લેવાતી બાબત. ॥

શુભગ્રહો, કેન્દ્ર[1] કે ત્રિકોણ[2]માં હોય તો સારા જાણવા, ૩-૬-૧૧ માં પાપગ્રહો હોય તો સારા જાણવા, ઉપર મુજબ લગ્નબલ દરેક મુહૂર્તમાં જોવું. પરંતુ વિવાહ વિગેરે દરેક પ્રકરણમાં જ્યાં જ્યાં લગ્નશુદ્ધિ કાઢવાનું કહ્યું છે, તેનો વિશેષ ઉપયોગ સમજી પછી આ લગ્ન બલ ઉપર ધ્યાન આપવું.

## ॥ इति साधारण लग्नबल प्रकरणं, ॥

---

૧ લગ્નથી ૧-૪-૭-૧૦

૨ ૫-૯



## ॥ अथ संस्कार प्रकरणम् , ॥५॥

स्वर्क्षी प्राङ्निट्चतुष्कासमदिनविवरश्राद्धतत्प्राग्दिनानि
त्यक्त्वा मूलं मघांत्ये वसुकलिजनिभाह्नानि पर्वाणि चर्तौ ।
याहीज्यार्केंदुलग्नैर्विषमभलवगैरुद्बलैर्भोः सुतार्थिन्
व्यस्तैरेतैरिहैवायुगहनि मुदितः कन्यकेच्छोसुचंद्रे ॥१॥

अन्वय—भोः सुतार्थिन् प्राङ्निट्चतुष्कासमादिनविवरश्राद्धतत्प्राग्दिनानि मूलं मघांत्ये वसुकलिजनिभाह्नानि पर्वाणि ऋतौ त्यक्त्वा विषमभलवगैः उद्बलैः इज्यार्केंदुलग्नैः मुदितः (सन्) स्वर्क्षीं प्रति याहि भोः कन्यकेच्छो एतैः व्यस्तैः (समभलवगैः उद्बलैः इज्यार्केन्दुलग्नैः) अयुगहनि सुचंद्रे इहैव (स्वर्क्षीं) (याहि) ॥१॥

**अन्वयार्थ**—**भोःसुतार्थिन्** હે પુત્રની ઇચ્છા કરનાર, **प्राङ्निट्चतुष्क** પ્રથમની ચાર રાત્રિ, **असमादिन** એકી દિવસ, **विवर** તિથિ નક્ષત્રની સંધિ, **श्राद्धतत्प्राग्दिनानि** શ્રાદ્ધનો ને તેનો પહેલો દિવસ, **मूलं** મૂલ, **मघान्त्ये** મધા ને રેવતી, **वसु** આઠમ, **कलि** ચોદશ, **जनिभ** જન્મનું નક્ષત્ર, **अह्नानि** દિવસને, **पर्वाणि** પર્વના દિવસોને, **ऋतौ** ૠતુમાં **त्यक्त्वा** ત્યાગ કરીને, **विषमभलवगैः** એકી રાશિ અને નવમાંશમાં રહેલા, **उद्बलैः**

---

१ गर्भाधानं पुंसवनंसीमंतोन्नयनंततः । जातकर्माभिधेयंचनिष्क्रमप्राशने क्रमात् ॥ चूडोपनयनंवेदव्रतानांचचतुष्टयम् । गोदानंमेखला मोक्षो विवाहः षोडशक्रियाः ( १–२ ).

**अर्थ**—ગર્ભાધાન, પુંસવન, સીમંત, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૂડ, ઉપનયન, ચાર વેદના, ચાર સંસ્કાર, ગોદાન, મેખલા, ને વિવાહ, **એ-પ્રમાણે ૧૬** સંસ્કારો છે. (૧–૨.)

અધિક બલવાલા, **इज्यार्केंदुलग्नैः** ગુરૂ-સૂર્ય-ચંદ્ર અને લગ્ન વડે **मुदितः (सन्)** ખુશી થઇને **स्वस्त्रींप्रति** પોતાની સ્ત્રી પાસે, **याहि** જા **भोः** હે **कन्यकेच्छो** કન્યાની ઈચ્છા રાખનાર, **एतैः** એ, **व्यस्तैः** વિપરીત એવા, (**समभलवगैः** એકી રાશિને નવમાંશમાં રહેલા, **उद्बलैः** અધિક બલવાળા, **इज्यार्केन्दुलग्नैः** ગુરૂ સૂર્ય-ચંદ્ર અને લગ્નવડે,) **अयुगहनि** એકી દિવસે **सुचंद्रे** સારા ચંદ્રબલમાં **इहैव** ઋતુમાંજ (**याहि**) જા, ॥૨॥

॥ ગર્ભાધાનનું મુહૂર્ત. ॥



**ભાવાર્થ**—રજસ્વલા થયાના દિવસથી ચાર દિવસો, એકી દિવસો, દિવસ રાત્રિ અને તિથી નક્ષત્રાદિક ની સંધિ. માતાપિતાના શ્રાદ્ધનો દિવસ, અને તેના અગાઉનો દિવસ, ૮-૧૨ તિથી, મઘા-મૂલ-રેવતી ને જન્મનું નક્ષત્ર, દિવસ, પર્વ[1], એ સર્વે ઋતુ-કાલમાં ત્યાગ કરીને, જેને પુત્ર ઉત્પન્ન કરવો હોય તેણે વિષમ[2]રાશિના લગ્નમાં અને વિષમરાશિના નવમાંશમાં, સૂર્ય-ચંદ્ર-ગુરૂ-બલવાન રહ્યા હોય ત્યારે, ને સારો ચંદ્ર હોય ત્યારે, આનંદથી[3] પોતાની સ્ત્રીની પાસે ઋતુની ઈચ્છાથી જવું, અને પુત્રીની ઈચ્છાવાળાએ, સમ રાશિનું લગ્ન, ને નવમાંશ હોય ત્યારે, એકી દિવસમાં, સમરાશિના લગ્નમાં ને નવમાંશમાં, સૂર્ય-ચંદ્ર-ગુરૂ રહ્યા હોય ત્યારે, અને સારા ચંદ્રમાં, આનંદથી પોતાની સ્ત્રીની પાસે ઋતુની ઈચ્છાથી જવું.

**कश्यपः—षष्ठ्यष्टमीं पंचदशीं चतुर्थीं चतुर्दशीं मप्युभयत्र हित्वा । शेषाः शुभाःस्युस्तिथयो निषेकेवाराः शशांकार्यसितेंदुजानाम् (१)**

૧-પર્વ બાબત પૃષ્ટ ૧૫ માં જોવું,

૨-૧-૩-૫-૭-૯-૧૧, વિષમ એટલે એકી રાશિ છે, ૨-૪-૬-૮-૧૦-૧૨ એ સમ, બેકી રાશિ છે.

૩-જેમ પુરૂષે આનંદથી સ્ત્રી પાસે જવું એમ કહ્યું છે, તેમ સ્ત્રિયોએ પણ આનંદથી પુરૂષનો સંગ કરવો, એટલે ઋતુદાન વખતે સ્ત્રીપુરૂષ બંનેએ આનંદથી વર્તવું.

**અર્થ**—૪-૬-૮-૧૪-૧૫-એ તિથિઓ, ને રવિ-મંગલ-શનિ-એ વારો ત્યાગ કરીને, બાકીના તિથિ-વારમાં રૂતુદાન આપવું શુભ છે. (૩)

**( રૂતુમાં વિશેષ તજવાની બાબતો. )**

**उपप्लवे वैधृतिपातयोश्च विष्टयां दिवा पारिघपूर्वभागे ।**
**संध्यासु सर्वास्वपि मातृपित्रो मृतेऽह्निपत्नीगमनं विवर्ज्यम् (४)**

**અર્થ**—ઉત્પાત, વૈધૃત, વ્યતીપાત, દિવસ, પરિઘનો પહેલો ભાગ, સંધ્યાકાલ, ને માતા પિતાનો મરણ દિવસ, એ સર્વે મૈથુન (**સ્ત્રી સંગ**) માં તજવું, (૪)

**( રજસ્વલા સ્ત્રીને ન્હાવાનું-મુ૦ )**

**मु. चिं—हस्तानिलाश्विमृगमैत्रवसुध्रुवाख्यैः**
**शक्रान्वितैः शुभतिथौ शुभवासरेच ।**
**स्नायादथार्तववती मृगपौष्णवायु—**
**हस्ताश्विधातृभि ररं लभते च गर्भम्, (५)**

**અર્થ**—શુભ તિથિ, શુભ વાર, અને અશ્વિની-રોહિણી-મૃગશીર્ષ-ઉ-ફા-હસ્ત-સ્વાતી-અનુરાધા-જ્યેષ્ઠા-ઉ-પા-ધનિષ્ઠા-ઉ-ભા. એ નક્ષત્રોમાં, રજસ્વલા સ્ત્રીયે સ્નાન કરવું, તેમાં પણ અશ્વિની-રોહિણી-મૃગશીર્ષ-હસ્ત-સ્વાતી-ને રેવતી-એ નક્ષત્રોમાં સ્નાન કરે તો જલદી ગર્ભ ધારણ કરે છે, (૫)

**( ગર્ભધારણમાં માસપતિ-અને સ્ત્રિયોનું ચંદ્ર બલ. )**

**ासेश्वराः सितकुजेज्यरवींदुसौरचंद्रात्मजास्तनुपचंद्रदिवाकराः स्युः ।**
**ीणां विधो र्बलमुशंति विवाहगर्भ संस्कारयो रितर कर्मसु भर्तु रेव (६)**

**અર્થ**—શુક્ર-મંગલ-ગુરૂ-રવિ-ચંદ્ર-શનિ-બુધ-લગ્નસ્વામી-રવિ-ને ચંદ્ર, આ દશ ગ્રહો ગર્ભાધાનથી ક્રમે માસના સ્વામી છે, વિવાહમાં અને ગર્ભાધાનમાં સ્ત્રીયોને ચંદ્રબલ આવશ્યક છે, અને બીજા કાર્યોમાં પતિને ચંદ્રબલ આવશ્યક છે, (૬)

**स्मृति चंद्रिकायाम्—चैत्रेस्यात्प्रथमर्तौतु नारी वैधव्यभागिनी वैशाखे धनपुत्राढ्या ज्येष्ठे रोगान्विता तथा. (७) शुचौ मृतप्रजा मोक्ता श्रावणे धनधान्यदा. । नभस्ये दुर्भगा क्लिष्टा आश्विनेच तपस्विनी. (८) ऊर्जेप्यायुष्मती नारी मार्गशीर्षे बहुप्रजा. । पौषेतु पुंश्चली नारी माघे पुत्रसुखान्विता. (९) फाल्गुने श्रीमती साध्वी क्रमान्मासफलं स्मृतम्, ॥**

અર્થ—ચૈત્ર માસમાં સ્ત્રી પહેલીજ રજસ્વલા થાય તો વિધવા, વૈશાખમાં ધન ને પુત્રવાળી, જ્યેષ્ઠમાં રોગવાળી, અષાડમાં મૃત પ્રજાવાળી, શ્રાવણમાં ધન ધાન્ય આપનારી, ભાદરવામાં દુર્બલ શરીરવાળી, આસોમાં પતિવ્રતા, કાર્તિકમાં આયુષ્યવાળી; માર્ગશીર્ષમાં ઘણી સંતતિવાળી, પોષમાં-વ્યભિચારિણી; માઘમાં પુત્રના સુખવાળી, ને ફાગણમાં લક્ષ્મીવાળી ને સાધ્વી થાય છે, (૭-૮-૯)

**शुक्लपक्षे सुशीलास्यात्कृष्णे सा कुलटा भवेत्, ।**
**कृष्णस्य दशमी यावन्मध्यमं फल मादिशेत् (१०)**

અર્થ—શુક્લપક્ષમાં રજસ્વલા થાય તો, સારા સ્વભાવવાળી, ને કૃષ્ણપક્ષમાં વ્યભિચારીણી થાય છે, તેમાં પણ કૃષ્ણપક્ષની દસમી પહેલાં રજસ્વલા થાય તો મધ્યમ ફ્લ સમજવું, પણ તે પછી તો અવશ્ય કુલટાનો યોગ જાણવો. (૧૦)

**कश्यपः रोगिणी रविवारे तु सोमवारे पतिव्रता । दुःखिता भौमवारेतु बुधे सौभाग्यसंयुता. (११) श्री संयुता गुरो वारे पतिभक्ता भृगोर्दिने. । मलिना मन्दवारेतु रात्रावपितथैवच. (१२)**

અર્થ—રવિવારે રજસ્વલા થાય તો રોગી, સોમવારે પતિવ્રતા, મંગલવારે દુઃખી, બુધવારે સૌભાગ્યવતી, ગુરૂવારે લક્ષ્મીવાળી, શુક્રવારે પતિભક્ત, અને શનિવારે મલિન થાય છે, આ ફ્લ દિવસ ને રાત્રિનું સરખુંજ સમજવું, (૧૧-૧૨)

पुंभेऽर्केज्यारवारे [illegible] लग्नेऽ पुंसवं स्या-
त्सीमंताख्यं च सद्व्ययसुतगृहयोः पर्वरिक्तोनतिथ्याम् ।
मासे द्वित्रिप्रसंख्ये प्रथमकमपरं तुर्यषष्ठाष्टमेषु
प्रोक्तं पुंगर्भलग्नं ग्रहबलमनयो योज्य माद्यश्च पक्षः ॥२॥

अन्वय—पुंभे अर्केज्यारवारे विमिथुनविषमांगांशयोः सुव्यय सुतगृहयोः पर्वरिक्तोनतिथ्याम् पुंसवं स्यात् च सीमंताख्यं सत् द्वित्रिप्रसंख्ये मासे प्रथमकं तुर्यषष्ठाष्टमेषु अपरं प्रोक्तम्, अनयोः पुंगर्भलग्नं ग्रहबलं च आद्यः पक्षः योज्यम् , ॥२॥

**अन्वयार्थ—पुंभे** પુરુષના નક્ષત્રોમાં **अर्केज्यारवारे** રવિ-ગુરૂ-ને મંગળવારમાં **विमिथुनविषमांगांशयोः** મિથુનરહિત-વિષમલગ્ન ને વિષમ નવમાંશમાં **सुव्ययसुतगृहयोः** બારમા ને પાંચમા સ્થાનમાં શુભ ગ્રહ હોય તો, **पर्वरिक्तोनतिथ्याम्** પુનમ અમાવાસ્યા ને રિક્તા સિવાયની તિ-થિમાં **पुंसवनं** પુંસવન સંસ્કાર, **स्यात्** થાય, **च** અને **सीमंताख्यं** સીમંત સંસ્કાર (अपि) પણ, **सत्** કરવો સારો છે, **द्वित्रिप्रसंख्ये मासे** બીજા તથા ત્રીજા માસમાં **प्रथमकं** પહેલો પુંસવન, **तुर्यषष्ठाष्टमेषु** ૪-૬ ને ૮ એ માસોમાં **अपरं** બીજો સીમંત સંસ્કાર **प्रोक्तम्** કહેલો છે, **अनयोः** આ બે સંસ્કારોમાં **पुंगर्भलग्नं** પુત્રનો ગર્ભ રહે તેવું, લગ્ન, **ग्रहबलं** ગ્રહબલ **च** અને **आद्यः पक्षः** શુક્લપક્ષ **योज्यम्** યોજવો, ॥૨॥

॥ રક્ષાબંધન અને સીમંતનું મુ૦ ॥

**૨-ભાવાર્થ**—સીમંતમાં શુક્લપક્ષ, (અજવાળીયું) રવિ-મંગલ ને ગુરૂ, એ વાર, પુરૂષ નક્ષત્રો[1], મિથુન વગર વિષમલગ્ન ને

---

૧ पुंनक्षत्राणि चैतानि पुष्यो हस्तः पुनर्वसुः ।
अभिजित्प्रोष्टपाच्चैव अनुराधाश्वियुक् तथा. (१३)

**અર્થ**—અશ્વિની-પુનર્વસુ-પુષ્ય-હસ્ત-અનુરાધા-અભિજીત-પૂ.-ભા-એ પુરૂષનક્ષત્રો છે. મુ૦ દી૦ । માં મૃગશીર્ષ-મૂલ ને શ્રવણ આ ત્રણ નક્ષત્રો સીમંતમાં વિશેષ લીધેલાં છે. (૧૩)

વિષમ નવમાંશ લેવાં, લગ્નશુદ્ધિમાં ૧૧-૧૨ મે શુભગ્રહ સારા જાણવા, નહિ, ને ૪-૯-૧૪-૧૫-૩૦ એ તિથિયો લેવી નહિં; ગર્ભ રહ્યા પછી બીજા ને ત્રીજા માસમાં રક્ષાબંધન કરવું, અને ચોથા, છઠ્ઠા, આઠમા માસમાં સીમંત કરવું સારૂં છે, તેમજ પુરૂષનો ગર્ભ રહે એવું લગ્ન; બીજા ગ્રહોનું બલ, ને પ્રથમ બતાવી ગએલા લગ્નમાં, રક્ષાબંધન અને સીમંતનું મુહૂર્ત શુભ જાણવું,

( અત્યાવશ્યમાં વિશેષ માસ ને નક્ષત્ર. )

**ज्योतिर्वि०—शक्तिर्विशां शूद्रजनस्यसप्तमे सीमंतकसंच जगाद मास्यलं ।**
**पौष्णेऽपि तत्कर्म कुमारहारितो न मेनिरेऽन्ये श्रुतिधर्मदृष्टयः१४**

**અર્થ**—વૈસ્ય ને શુદ્ર જાતિ માટે શક્તિ રૂષિ, સાતમા માસમાં સીમંત સંસ્કાર કરવાનું કહે છે, ને કુમાર હારિત રૂષિ, રેવતી નક્ષત્રમાં પણ સીમંત કરવા કહે છે, પરંતુ બીજાઓના મતમાં તે વાત અંગીકાર કરેલી નથી, (૧૪)

**शौनकः—व्यक्ते गर्भे तृतीयेतु मासे पुंसवनं भवेत् ,**
**गर्भेऽव्यक्ते तृतीयेचेच्चतुर्थे मासिवा भवेत्** (१५)

**અર્થ**—ત્રીજા માસમાં સ્પષ્ટ ગર્ભ જણાતો હોય તો, પુંસવન સંસ્કાર કરવો, અને જો ત્રીજા માસમાં સ્પષ્ટ જણાતો ન હોય તો ચોથા માસમાં કરવો, (૧૫)

( વિષ્ણુપૂજાનું મુ૦ )

**मु. चिं—पूर्वोदितैः पुंसवनं विधेयं मासे तृतीये त्वथ विष्णुपूजा ।**
**मासेऽष्टमे विष्णुविधातृजीवैर्लग्ने शुभे मृत्युगृहेच शुद्धे (१६)**

**અર્થ**—સીમંત કર્મમાં કહેલા તિથ્યાદિકમાં-ત્રીજા માસમાં-પુંસવન કર્મ કરવું, અને આઠમા મહિનામાં રોહિણી-પુષ્ય-શ્રવણ-નક્ષત્રોમાં-પાપગ્રહોથી રહિત, ને દ્દષ્ટિરહિત, એવા શુભલગ્નમાં-આઠમા સ્થાનમાં કોઇ ગ્રહ ન હોય એવા મુહૂર્તમાં વિષ્ણુપૂજન કરવું શુભ છે, (૧૬)

**सूतौ जातं विदध्यादपि जनिमरणाशौचके वा तदंते**
**क्षिप्रै ब्राह्मोत्तराभिश्चरमृदुभि रथो नामवर्णा विदध्युः।**
**सूतेः सूर्याष्टिविंशाकृतिमितदिवसे जातभैर्वाचरांगं**
**रिक्ताष्टम्यारमंदान्व्ययगतखचरं प्रोज्झ्य रात्रिं पराह्नम्, ॥३॥**

अन्वय—सूतौ जानिमरणाशौचके अपि जातं विदध्यात् वा तदन्ते क्षिप्रैः ब्राह्मोत्तराभिः चरमृदुभिः (जातं विदध्यात्) अथो वर्णाः सूतेः सूर्याष्टिविंशाकृतिमितादिवसे जातभैः चरांगं रिक्ताष्टम्यारमंदान् व्ययगतखचरं रात्रिं पराह्नम् प्रोज्झ्य नामवर्णाः विदध्युः ॥३॥

**अन्वयार्थ—सूतौ** પ્રસવ થાય ત્યારે, **जनिमरणाशौचके** જન્મનું તથા મરણનું સૂતક હોય તો, **अपि** પણ, **जातं** જાત સંસ્કાર, **विदध्यात्** કરવો, **वा** અથવા **तदंते** તેના અંતમાં, **क्षिप्रैः** ક્ષિપ્ર **ब्राह्मोत्तराभिः** રોહિણી, ને ત્રણે ઉત્તરા, **चरमृदुभिः** ચર ને મૃદુ સંજ્ઞાવાળાં નક્ષત્રો વડે (**जातं** જાત સંસ્કાર **विदध्यात्** કરવો), **अथो** ત્યારપછી **वर्णाः** બ્રાહ્મણાદિ વર્ણોએ **सूतेः** પ્રસવ થયા પછી **सूर्याष्टिविंशाकृतिमितदिवसे** ૧૨-૧૬-૨૦ ને ૨૨ મા દિવસે, **जातभैः** જાતકર્મ સંસ્કારમાં બતાવેલા નક્ષત્રોવડે, **चरांगं** ચર લગ્નને, **रिक्ताष्टम्यारमंदान्** રિક્તાતિથિ-આઠમ-મંગલ તથા શનિવારને, **व्ययगतखचरं** બારમા ભાવમાં રહેલા ગ્રહને **रात्रिं** રાત્રિને **पराह्नम्** દિવસના છેલ્લા ત્રીજા ભાગને **प्रोज्झ्य** ત્યાગ કરીને, **नामवर्णाः** નામાક્ષરો, **विदध्युः** પાડવા, ॥૩॥

॥ જાતકર્મ સંસ્કારનું મુ૦ ॥

**૩-ભાવાર્થ**—બાલક જન્મ્યા પછી તુરત, "**જાતકર્મ**" સંસ્કાર કરવો, એ સંસ્કારમાં જો જન્મનું કે મરણનું સૂતક આવ્યું હોય તો-પણ તે સૂતકનો બાધ ન ગણતાં જન્મ વખતેજ જાતકર્મ કરવું, તેને માટે મુહૂર્ત જોવાની જરૂર નથી, પરંતુ સૂતક ગયા પછી કરવું હોય તોપણ થઈ શકે છે, પણ તેને માટે મુહૂર્ત જોઈને કરવું, અને તે મુહૂર્તમાં અશ્વિની-રોહિણી-મૃગશીર્ષ-પુનર્વસુ-પુષ્ય-ઉ-ફા, હસ્ત-ચિત્રા-સ્વાતી-અનુરાધા-ઉ-ષા-અભિજીત-શ્રવણ-ધનિષ્ઠા-શત-

ભિષા–ઉ–ભા–ને રેવતી એ નક્ષત્રો લેવાં,

॥ નામ પાડવું કરવાનું શુભ ॥

[1]બ્રાહ્મણાદિ ચારે વર્ણોએ, ૧૬–૧૮–૨૦–૨૨ એ દિવસે નામ પાડવું તે દિવસોમાં મુહૂર્ત જોવાની જરૂર નથી, પણ તે બાબત પછી નામ પાડવામાં આવે તો જાતકર્મ સંસ્કારમાં કહેલાં નક્ષત્રોમાં કરવું સારૂં છે, અને ૧–૪–૭–૧૦ એ લગ્ન, ૪–૮–૯–૧૪ એ તિથિ–શનિ–મંગલ એ વાર, તેમજ બારમે કોઇ ગ્રહ લેવો નહિં, અને દિવસ કે રાત્રિના છેલ્લા ત્રીજા ભાગમાં નામ પાડવું નહિં,

( બાલક જનમ્યા પછી તેના પિતાને કરવા બાબત. )

વશિષ્ઠઃ—श्रुत्वा जातं पिता पुत्रं सचैलं स्नानमाचरेत्, ।
उत्तराभिमुखो भूत्वा नद्यांवा देवखातके (१७)
पुत्रजन्मनि यज्ञे च तथा संक्रमणे रवेः ।
राहोश्च दर्शने स्नानं प्रशस्तं नान्यथा निशि (१८)

અર્થ—બાલકનો જન્મ થયો સાંભળી તેના પિતાએ નાલછેદ થતા પહેલાં નદી વિગેરે જલાશય અથવા દેવાલયમાં જઇને ઉત્તરાભિમુખ રહી ઠંડા પાણીથી વસ્ત્રસહિત સ્નાન કરવું, તેમજ પુત્રના જન્મ વખતે, યજ્ઞમાં સૂર્યની સંક્રાંતિમાં, અને ગ્રહણમાં સ્નાન કરવું તે શિવાય રાત્રિયે વસ્ત્રસહિત ઠંડા પાણીથી સ્નાન કરવું નહિ, (૧૭–૧૮)

दिवा यदाहृतं तोयं कृत्वा स्वर्णयुतंतु तत् ।
रात्रि स्नानेतु संप्राप्ते स्नायादनलसंनिधौ (१९)

અર્થ—ઉપરની બાબતોમાં, રાત્રિએ નદી વિગેરે સ્થલોમાં જવાનું ન બની શકે તો દિવસે લાવેલા પાણીમાં સોનું નાખી અગ્નિના સામે બેસી સ્નાન કરવું, (૧૯)

यस्मिन् मुहूर्ते जनितः कुमारस्तस्मिन्विधेयं खलु जातकर्म ।
संतर्प्य देवान्सपितॄन्द्विजांश्च सुवर्णगोभूतिलकांस्यवस्त्रैः (२०)

[1]–વર્ણ ૪ છે, સોથી ઉંચો વર્ણ બ્રાહ્મણનો, તે પછી ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ પ્રમાણે ઉત્તરોત્તર મનુષ્યજાતિના ચાર વર્ણ હોય છે,

અર્થ—જે સમયે બાલકનો જન્મ થયો હોય, તે વખત જાતકર્મ સંસ્કાર કરવો, અને દેવ-પિતૃ બ્રાહ્મણોને, સોનું-ગાય-પૃથ્વિ-તલ-કાસુ ને વસ્ત્રોથી સંતુષ્ટ કરવા, (૨૦)

जैमिनिः—यावन्नो च्छिद्यते नालं तावन्नाप्नोति सूतकम् , ।
छिन्ने नाले ततः पश्चात्सूतकंतु विधीयते, (२१)

અર્થ—જ્યાં સુધી નાલચ્છેદન થતું નથી, ત્યાં સુધી સૂતક લાગતું નથી, અને જ્યારે નાલચ્છેદન થાય ત્યારેજ સૂતક લાગે છે. ( ૧)

( નામ પાડવામાં શ્રેષ્ટ સમય. )

बृहस्पतिः—पूर्वाण्हःश्रेष्ठ इत्युक्तो मध्यान्हो मध्यमः स्मृतः ।
अपराण्हं च रात्रिं च वर्जयेन्नामकर्माणि. (२२)

અર્થ—નામકર્મ સંસ્કારમાં, પ્રાતઃકાળ-શ્રેષ્ટ, મધ્યાન્હ-મધ્યમ, અને સાયંકાલ કે રાત્રિનિષિદ્ધ કહેલી છે, (૨૨)

( નામ પાડવાની આવશ્યકતા. )

नृसिंहः—देवालयगजाश्वानां वृक्षाणां वापि कूपयोः ।
सर्वोपकारणानां च चिह्नानां योषितां नृणाम् , (२३)
काव्यादीनां कवीनां च पश्वादीनां विशेषतः ।
राजप्रासादसंज्ञानां नामकर्म विशिष्यते, (२४)

અર્થ—દેવાલય, હાથી, ઘોડા, ઝાડ, વાવ, કુવો, દરેકનું ઉપકારણ-ચિન્હ-સ્ત્રી-પુરૂષ, કાવ્ય વિગેરે, કવિ-પશુઆદિ-રાજ-મહેલ વિગેરેનું નામ અવસ્ય પાડવું જોઇએ. (૨૩-૨૪)

(નામ પાડવાના અક્ષર બાબત. )

ज्यो॰ विं॰—षट्कर्मणो बाहुभुवोत्थवार्यैर्नामोदितं वर्णचतुष्टयाढ्यं ।
सत्र्यक्षरं हारि विशस्त्रिवर्णं द्विवर्णवच्छौद्रमतोऽसजेऽन्यत् (२५)

અર્થ—શ્રેષ્ઠોએ, બ્રાહ્મણને ક્ષત્રિયને ચાર અક્ષરવાળું, વૈશ્યને ત્રણ અક્ષર ને શૂદ્રોને બે અક્ષરવાળું નામ પાડવા માટે કહેલું છે, (૨૫)

( પ્રસૂતા સ્ત્રીને જલપૂજાનું મુ૦ )

**मु० चिं—कवीज्यास्त चैत्राधि मासेन पौषे जलं पूजयेत्सूतिकामासपूर्तौ। बुधेंद्विज्यवारे विरिक्ते तिथौ हि श्रुतीज्यादितींद्वर्कनैर्ऋत्य मंत्रैः२६**

**અર્થ**—શુક્ર-ગુરૂના અસ્તમાં, ચૈત્ર-અધિક-ને પોષ માસમાં એક માસ પૂરો થવાના છેવટના દિવસોમાં, પ્રસૂતા સ્ત્રીએ જલપૂજન કરવું નહિં, ચંદ્ર-બુધ-ગુરૂ-આ વારોમાં રિક્તા સિવાય બીજી તિથિયોમાં. અને મૃગશીર્ષ-પુનર્વસુ-પુષ્ય-અનુરાધા-મૂલ-શ્રવણ-એ નક્ષત્રોમાં પ્રસૂતા સ્ત્રીયે જલપૂજન કરવું શુભ છે, (૨૬)

( પ્રસૂતા સ્ત્રીને સ્નાન કરવાનું મુ૦ )

**मु० प्र०—स्नाता प्रसूताप्यसुता बुधेच स्नाताच वंध्या भृगुनंदनेन। सौरे मृतिः क्षीरहतिश्चसोमे पुत्रार्थलाभो रविजीवभौमे (२७)**

**અર્થ**—બુધવારે, સુવાવડી સ્ત્રી સ્નાન કરે તો બાલરહિત, શુક્રવારે-વાંઝણી, શનિવારે મરણ, ને સોમવારે દુધનો નાશ, અને રવિ-મંગલ ને ગુરૂવારે પુત્ર ને અર્થનો લાભ થાય છે. (૨૭)

**कृत्तिका भरणी मूल मार्द्रा पुष्यः पुनर्वसुः। मघा चित्रा विशाखाच श्रवणो दशमस्तथा(२८) हताःप्राणहरास्तारास्तासुस्नानंनकारयेत्॥**

**અર્થ**—ભરણી-કૃત્તિકા-આર્દ્રા-પુનર્વસુ-પુષ્ય-મઘા-ચિત્રા-વિશાખા-મૂલ-શ્રવણ-એ દશ નક્ષત્રોમાં સ્નાન કરવાથી મૃત્યુ થાય છે. (૨૮)

( [1]સુવાવડી સ્ત્રીને પોતાના ઘરમાં પ્રવેશનું મુ૦ )

**मु० ग०—श्रवस्त्रयोत्तराहस्तत्रये पुष्याऽनुराधयोः। पुनर्भे रोहिणीयुग्मे रेवती द्वितये तथा (२९)**

**અર્થ**—સુવાવડ કરવા બીજે ઠેકાણે ગયેલી, પ્રસવવાળી સ્ત્રીયે, અશ્વિની-રોહિણી-મૃગશીર્ષ-પુષ્ય-ઉ-ફા-હસ્ત-ચિત્રા-સ્વાતી-અનુરાધા-ઉ-ષા-શ્રવણ-ઉ-ભા-ને રેવતી, એ નક્ષત્રોમાં પોતાના ઘરમાં પ્રવેશ કરવો, (૨૯)

---

૧ આ મુહૂર્ત-સુવાવડખાનામાં અગર બીજે ઠેકાણે પ્રસવ થયા પછી પોતાને ઘેર આવવામાં જોવાય છે,

(અભુક્ત મૂલ નક્ષત્ર બાબત.)

ज्येष्ठांत्ये घटिकायुग्मं मूलादौ घटिकाद्वयम् ।
अभुक्तमूल मेतत्स्यादित्येवं नारदोऽब्रवीत् (३१)

**અર્થ**—જ્યેષ્ઠા નક્ષત્રની છેવટની બે ઘડીયો—ને મૂલની પહેલી બે ઘડીયોને—નારદ મુનિ અભુક્ત મૂલ કહે છે. (૩૧)

(મૂલ નક્ષત્રમાં જન્મ થવાથી થતું ફલ.)

मूलाद्यचरणे तातो द्वितीये जननी तथा ।
तृतीये तु धनं नश्येच्चतुर्थोऽपि शुभावहः (३२)

**અર્થ**—મૂલ નક્ષત્રના પહેલા ચરણમાં બાલક જન્મે તો બાપનો, બીજા ચરણમાં માતાનો, ને ત્રીજા ચરણમાં ધનનો નાશ કરે છે, પણ ચોથા ચરણમાં જન્મ થાય તો શુભ જાણવો. (૩૨)

(મૂલ નક્ષત્રને રહેવાનું સ્થાન.)

माघाषाढाश्विने भाद्रपदे मूलवसे द्दिवि ।
कार्तिक श्रावणे चैत्रे पौषमासे तु भूतले (३३)
वैशाखे फाल्गुने ज्येष्ठे मार्गे पातालवर्तितत् ।
भूतले वर्तमाने तु ज्ञेयो दोषोऽन्यथा नहि (३४)

**અર્થ**—માઘ-અષાડ—ભાદરવો—ને આસો—એ માસમાં મૂલ નક્ષત્ર સ્વર્ગમાં રહે છે, કાર્તિક—પોષ—ચૈત્ર—ને શ્રાવણ—એ માસોમાં—પૃથ્વીમાં, માર્ગશીર્ષ—ફાગણ—વૈશાખ ને જ્યેષ્ઠમાં—પાતાલમાં રહે છે, જો મૂલ નક્ષત્રનો પૃથ્વીમાં વાસ હોય—ને જન્મ થયો હોય તો ઉપર કહેલું નેષ્ટ ફલ જાણવું, બાકીનું શ્રેષ્ઠ સમજવું. (૩૩–૩૪)

(જ્યેષ્ઠા નક્ષત્રમાં જન્મ થવાથી થતું ફલ.)

आद्ये पादेऽग्रजं हंति ज्येष्ठायां अनुजं द्विके ।
तृतीये जननी जातः स्वात्मानं च तुरीयके (३५)

**અર્થ**—જ્યેષ્ઠા નક્ષત્રના પહેલા ચરણમાં બાલક જન્મે તો મોટા ભા-

ઇનો નાશ કરે છે, બીજા ચરણમાં નાના ભાઇનો, ત્રીજામાં માતાનો, અને ચોથામાં પોતાનો નાશ થાય છે. (૩૫)

( ત્રિક દોષ. )

यदि पुत्रत्रयादूर्ध्वं चतुर्थी कन्यका भवेत् ।
एवं कन्यात्रयात्पुत्र स्तदा दोष स्त्रिकाभिधः (३६)

**અર્થ**—જો ત્રણ છોકરા થયા પછી–ચોથા ગર્ભે છોકરીનો જન્મ થાય, તેમજ ત્રણ છોકરીયો થયા પછી છોકરાનો જન્મ થાય તો–ત્રિક નામનો દોષ થાય છે. (૩૬)

( **છઠ્ઠીની પૂજા.** )

जन्मतः पंचमेघस्रे जीवंत्याः पूजनं निशि ।
षष्ठेन्हि षष्ठिका पूज्या गीतै र्जागरणादिभिः (३७)

**અર્થ**—બાલકના જન્મ્યા પછી પાંચમે દિવસે જીવંતીનું રાત્રિયે પૂજન કરવું, અને છઠ્ઠે દિવસે રાતના જાગરણ કરી ગીત સાથે છઠ્ઠીનું (વિધાત્રાનું) પૂજન કરવું. (૩૭)

वराहः–देशाचारस्तावदादौ विचिंत्यो देशे देशे या स्थितिः सैवकार्या,।
लोके दुष्टं पंडिता वर्जयन्ति दैवज्ञोतो लोकमार्गेण यावत् (३८)

**અર્થ**—મુહૂર્ત જોતાં પહેલાં દેશાચારનો વિચાર કરવો, જે દેશમાં જેવો પ્રચાર હોય તે પ્રમાણે વર્તવું. દેશની રીત મુજબ ન વર્તવાથી લોકમાં પંડિતો અપમાનપાત્ર થાય છે, માટે લોકના વ્યવહાર પ્રમાણે વર્તવું. ( ૩૮ )

जन्माहाद्द्वादशोह्नि ध्रुवमृदुलघुभै र्वान्यसेत्पालकेऽर्भं
सौम्याश्वीज्यध्रुवेंद्रै र्भुवि शुभदिवसे पंचमे मासिदध्यात् ।
एकात्रिंशाद्दिने वाशननिर्गादितभैः कंबुना योज्यमर्भं
व्यग्वाशास्ये पयोथास्य गमवदुदितो निष्क्रमो मासि तुर्ये ॥४॥

अन्वय—जन्माहात् द्वादशेन्हि अर्भं पालकेन्यसेत् वा ध्रुव मृदुलघुभैः (अर्भं पालके न्यसेत्) पंचमे मासि सौम्याश्वीज्यध्रुवेंद्रैः

**शुभ दिवसे (अर्भं) भुवि दध्यात् एकत्रिंशद्दिने वा अशननिगदितभैः व्यग्वाशास्ये अर्भं कंबुना पयः योज्यम् अथ तुर्ये मासि अस्य गमवत् निष्क्रमः उदितः ॥४॥**

**अन्वयार्थ—जन्माह्नात्** જન્મના દિવસથી **द्वादशेऽन्हि** બારમે દિવસે **अर्भं** બાલકને **पालके** પારણામાં **न्यसेत्** સુવાડવું, **वा** અથવા **ध्रुवमृदुळघुभैः** ધ્રુવ મૃદુને લઘુ સંજ્ઞાના નક્ષત્રો વડે. ( **अर्भं** બાલકને **पालके** પારણામાં **न्यसेत्** સુવાડવું, ) **पञ्चमे मासि** પાંચમા માસમાં **सौम्याश्वीज्यध्रुवैंद्रैः** મૃગશીર્ષ–અશ્વિની–પુષ્ય–ધ્રુવ સંજ્ઞક–તથા જ્યેષ્ઠા નક્ષત્રોવડે. **शुभ दिवसे** સારા દિવસમાં **अर्भं** બાલકને **भुवि** જમીન ઉપર **दध्यात्** બેસાડવું, **एकत्रिंशद्दिने** એકત્રીશમે દિવસે **वा** અથવા **अशननिगदितभैः** અન્નપ્રાશનમાં કહેલા નક્ષત્રો વડે **व्यग्वाशास्ये** રાહુ વિનાની દિશામાં મુખ વાળા **अर्भं** બાલકને **कंबुना** શંખવડે. **पयः** દુધ **योज्यम्** પાવું **अथ** ત્યાર પછી **तुर्ये मासि** ચોથા માસમાં **अस्य** આબાલકનું **गमवत्** પ્રયાણની માફક **निष्क्रमः** નિષ્ક્રમણ **उदितः** કહેલું છે. ॥૪॥

॥ બાલકને પારણામાં સુવાડવાનું મુ૦ ॥

૪–**ભાવાર્થ**—જન્મ થયા પછી બારમે દિવસે બાલકને પારણામાં સુવાડવું સારૂં છે, જો બારમે દિવસે ન કર્યું હોય તો મુહૂર્ત જોઈને અશ્વિની–રોહિણી–મૃગશીર્ષ–પુષ્ય–ઉ–ફા–હસ્ત. ચિત્રા–અનુરાધા–ઉ–ષા–અભિજીત–ઉ–ભા–ને રેવતી–એ નક્ષત્રો લેવાં.

॥ જમીન ઉપર બેસાડવાનું મુ૦ ॥

અશ્વિની–રોહિણી–પુષ્પ–ઉ–ફા–જ્યેષ્ઠા–ઉ–ષા–ઉ–ભા–એ નક્ષત્રોમાં–પાંચમામાસમાં–અને શુભદિવસોમાં–બાલકને જમીન ઉપર બેસાડવું.

॥ શંખથી દુધ પાવાનું મુ૦. ॥

અશ્વિની–રોહિણી–મૃગશીર્ષ–પુનર્વસુ–પુષ્પ–ઉ–ફા–હસ્ત–ચિત્રા–સ્વાતી અનુરાધા–ઉ–ષા–અભિજીત–શ્રવણ–ધનિષ્ઠા–શતભિષા–ઉ–ભા–ને રેવતી–નક્ષત્રો, અથવા જન્મથી એકત્રીશમે દિવસે, જે દિ-

શામાં રાહુ[1] હોય તે શિવાયની દિશામાં બાલકનું મુખ રાખીને શં-ખમાં ભરીને બાલકને દુધ પાવું શુભ છે.

॥ બહાર ફેરવવાનું મુ૦ ॥

યાત્રાના મુહૂર્ત પ્રમાણે ચોથા મહિનામાં બાલકને પ્રથમ ઘરની બહાર ફેરવવા લઇ જવું શુભ છે.

( ઘોડાંયાનું ચક્ર જોવું, ને તેથીથતું ફલ. )

મુ૦ચિ૦-सूर्यभाश्चंद्रभं यावत् पंचपंच चतुर्दिशम्,। मध्ये च सप्त देयानि बालकस्य हितायवै, पूर्वभागे तु रोगत्वं दक्षिणे मरणं ध्रुवम्,। पश्चिमे त्रिकृती बाल उत्तरे व्याधि संभवः शेषेतु मध्यनक्षत्रे बालकस्य हितायवै ( ३९-४० )

અર્થ—સૂર્યના નક્ષત્રથી ચંદ્ર નક્ષત્ર સુધી ગણીને પાંચ પાંચ ચાર દિશાઓમાં-અને મધ્યમાં સાત નક્ષત્રો મુકવાં, તેમાં પૂર્વમાં રોગ-દક્ષિણમાં

---

१ ज्योति र्निबन्धे-" राहुलक्षणम् " गुरुभान्वो र्वसेत्प्राच्यामिंदौ शुक्रे च दक्षिणे । कालराहुः कुजे प्रत्यगुत्तरे बुधमन्दयोः ॥ "लक्षणान्तरम्" इंद्रे वायौ यमे रौद्रे तोयाग्निशशिराक्षसे । यामार्द्धं मुदयाद्राहु र्भ्रमत्येवं दिगष्टके ॥ "रुद्रलक्षणम्" हरिसोमवन्हिराक्षसयमवरुणानिलहरालयेष्वेवम् । उदयादि भ्रमति सदा घटिकारुद्रो महालयेत्यादि॥योगिनी राहुरुद्रादि मुखं चैव विवर्जयेत् (४१-४२-४३)

અર્થ—રવિને ગુરૂવારે-પૂર્વમાં, સોમને શુક્રવારે-દક્ષિણમાં, મંગલવારે પશ્ચિમમાં, બુધને શનિવારે ઉત્તરમાં, રાહુનું મુખ જાણવું.

પૂર્વ—વાયવ્ય-દક્ષિણ-ઇશાન-પશ્ચિમ-અગ્નિ કોણ-ઉત્તર-અને નૈરૂત્ય-એ આઠ દિશાઓમાં સૂર્યોદયથી હમ્મેશાં અનુક્રમે-અર્ધો પ્રહર-રાહુ ફરે છે,

પૂર્વ-ઉત્તર-અગ્નિ-નૈરૂત્ય-દક્ષિણ-પશ્ચિમ-વાયવ્ય-અને ઇશાન-એ આઠ દિશાઓમાં-હમ્મેશાં-સૂર્યોદયથી અનુક્રમે એક ઘડી રૂદ્ર ફરે છે,

એ પ્રમાણે-યોગિની-રાહુ-અને રૂદ્ર સન્મુખ હોય તો ત્યાગ કરવો. (૪૧-૪૨-૪૩)

મરણ-પશ્ચિમમાં વિકાર-અને ઉત્તરના નક્ષત્રમાં વ્યાધિ થાય છે, આ પ્રમાણે ક્રમ લેવાનો છે, મધ્યના સાત નક્ષત્રો શુભ સમજવાં. (૩૯-૪૦)

( નવા પારણાનું મુ૦[1] )

જ્યો-વિં:-પ્રતિષ્ઠિતાહ્વયસ્યશિશોશુભાહ્નિત્રયીતનોરન્યથવાવિરિક્તે।
ભવેન્નવાંદોલકપંજરસ્ય નિબંધનં માંગનિમીલઘાય (૪૪)

અર્થ—બાલકના રોગના નાશ માટે શુભ દિવસે અથવા રિક્તાવિનાની તિથિએ અને રવીવારે નામકરણ સંસ્કાર થયેલા બાલકને માટે નવું ઘોડીયું બાંધવું શુભ છે. (૪૪)

( જમીન ઉપર બેસાઠવાના મુહૂર્તમાં મંગલનું વિશેષ ફલ.)

બ્રહ્મપુરાણે—પંચમે ચ તથા માસિ ભૂમૌ તમુપવેશયત્ ।
તત્ર સર્વે ગ્રહાઃ શસ્તા ભૌમોપ્યત્ર વિશેષતઃ (૪૫)

અર્થ—જન્મ્યા પછી પાંચમા માસમાં બાલકને જમીન ઉપર બેસાડવું, તેમાં બધા વાર શુભ છે. પરંતુ ઘણા ભાગે મંગલવાર અત્યુત્તમ છે. (૪૫)

( પૃથ્વીની સ્તુતિ. )

રક્ષૈનં વસુધે દેવિ સદા સર્વગતં શિશુમ્, ।
આયુઃ પ્રમાણં સકલં નિક્ષિપસ્વ હરિપ્રિયે (૪૬)

અર્થ—જમીન ઉપર બેસાડયા પછી પૃથ્વીની પ્રાર્થના કરવી કે હે પૃથ્વિ દરેક ઠેકાણે ફરતા બાલકનું રક્ષણ કર અને આયુષ્યનો વધારો કર. (૪૬)

( ગલ ગ્રહ સંજ્ઞક તિથિઓ. )

મુ. પ્રઃ—કૃષ્ણપક્ષે ચતુર્થી ચ સપ્તમ્યાદિ દિનત્રયમ્ ।
ત્રયોદશી ચતુષ્કં ચ અષ્ટા વેતે ગલગ્રહાઃ (૪૭)

અર્થ—કૃષ્ણપક્ષની ૧-૪-૭-૮-૯-૧૩-૧૪-૩૦ આ આઠ ગલ ગ્રહ-સંજ્ઞક તિથિયો છે. (૪૭)

---

૧—આ મુહૂર્ત બાલકને જન્મ્યા પછી પારણામાં સુવાડવાનું નથી. પણ ગમે ત્યારે નવું ઘોડીયું કરાવ્યું હોય તેમાં સુવાડવા માટે છે આમાં ચક્ર જોવાની જરૂર નથી.

( બાલકને આજીવિકા જાણવાની રીત. )

માર્કંડેયઃ—अग्रतोऽथ प्रविन्यस्य शिल्ला भांडानि सर्वशः ।
शस्त्राणि चैव वस्त्राणि ततः पश्येत्तु लक्षणम् (४८)
प्रथमं यत्स्पृशेद्वालो रिंगमाणः स्वयंतदा ।
जीविकातस्य बालस्य तेनैवतु भविष्यति (४९)

અર્થ—બાલકના આગળ પથ્થર, વાસણ, શસ્ત્ર, વસ્ત્ર, વિગેરે નાંખીને તેની પરીક્ષા કરવી, તે ચીજોમાં બાલક જે વસ્તુને પ્રથમ અડકે તે વસ્તુથી આ પોતાની આજીવીકા ચલાવશે. એમ જાણવુ. (૪૮-૪૯)

मैत्रैः क्षिप्रैः स्थिरभचरभै र्व्यानिलांभः पकर्क्षैं
श्चैकाफापौष्विनशनिकुजर्क्षांशवारा नपास्य ।
रिक्तापर्वेश्वरवसुतिथीन् रात्रिसंध्ये समाब्दं
पुंस्त्रीकर्णौ सविधि पटुना दक्षवामादिवेध्यौ ॥ ५ ॥

अन्वय—व्यानिलांभःपकर्क्षैः मैत्रैः क्षिप्रैः स्थिरभचरभैः चैकाफापौषु इनशनीकुजर्क्षांशवारान् रिक्तापर्वेश्वरवसुतिथीन् रात्रिसंध्ये समाब्दम् अपास्य सविधि पटुना पुंस्त्रीकर्णौ दक्षवामादि वेध्यौ ॥ ५ ॥

**अन्वयार्थ—व्यानिलांभःपकर्क्षैः** સ્વાતી-શતભિષા-રોહિણી-વગરના **मैत्रैः** મૈત્ર **क्षिप्रैः** ક્ષિપ્ર **स्थिरभचरभैः** સ્થિર અને ચર નક્ષત્રો વડે **चैकाफापौषु** ચૈત્ર-કાર્તિક-ફાગણ-ને પોષ માસોમાં **इनशनिकुजर्क्षांशवारान्** રવિ-શનિ ને મંગલવારનું લગ્ન-નવમાંશ-ને વારને **रिक्तापर्वेश्वर वसुतिथीन्** રિક્તા પૂર્ણિમા અમાવાસ્યા અગીઆરસ ને આઠમ એ તિથિઓને **रात्रिसंध्ये** રાત્રિ અને સંધ્યાકાલને **समाब्दं** એકી વરસને **अपास्य** ત્યાગ કરીને **सविधि** શાસ્ત્ર પ્રમાણે **पटुना** ચતુર પુરૂષે **पुंस्त्रीकर्णौ** પુરૂષ અને સ્રીના કાન **दक्षवामादि** જમણો તથા ડાબો **वेध्यौ** વિંધવા. ॥૫॥

॥ કાન વિંધવાનું મુ૦ ॥

**૫—ભાવાર્થ**—કાર્તિક-પોષ-ફાગણ-ચૈત્ર-એ માસો, અશ્વિની મૃગશીર્ષ-પુનર્વસુ-ઉ-ફા-હસ્ત-ચિત્રા-અનુરાધા-ઉ-ષા-અભિજીત શ્રવણ-ધનિષ્ઠા-ઉ-ભા-રેવતી-એ નક્ષત્રો, સારાં જાણવાં, સૂર્ય-મંગલ

ને શનિની રાશીનું લગ્ન, નવમાંશ ને વાર, સંક્રાતિનો દિવસ, ૪-૮-૯-૧૧-૧૪-૩૦-એ તિથિઓ, દિવસ રાત્રિની સંધિ. એકી વરસ, એ તજવાં, ને શાસ્ત્ર પ્રમાણે ચતુર પુરૂષે પુત્રનો જમણો ને પુત્રીનો ડાબો કાન પ્રથમ વિંધવો શુભ છે.

( બાલકને પ્રથમ માસાદિમાં દાંત આવવાથી થતું ફલ. )

मु. चिः-मासेचेत्प्रथमे भवेत्सदशनो बालो विनश्येत्स्वयं
हन्यात्सक्रमतोऽनुजात भगिनीमात्रग्रजान् द्वयादिके ।
षष्ठादौ लभते हि भोगमतुलं तातात्सुखं पुष्टतां
लक्ष्मीं सौख्य मथोजनौ सदशनो वोर्ध्वं स्वपित्रादिहा (५०)

અર્થ—બાલકને પહેલા માસમાં દાંત આવે તો બાલકનું મરણ થાય, અને ૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦ આ માસોમાં દાંત આવે તો અનુક્રમે ભાઇનું મરણ બ્હેનનું મરણ માતાનું મરણ મોટા ભાઇનું મરણ ઘણું સુખ પિતાનું સુખ પુષ્ટતા લક્ષ્મી પ્રાપ્તિ અને સુખ પ્રાપ્તિ આ પ્રમાણે ફલ જાણવું, અને દસ માસ ઉપરાંત દાંત આવે તો અથવા દાંત સહિત જન્મ થાય તો પોતે મરે અથવા પિતા વગેરેને મારે છે.[1] (૫૦)

स्कंदपुराणे-उदयात्प्राक्तनीसंध्या घटिकात्रय मुच्यते ।
सायं संध्या त्रिघटिका ह्यस्ता दुपरि भास्वतः (५१)

અર્થ—સૂર્યોદય પહેલાની ત્રણ ઘડીઓને પ્રાતઃ સંધ્યા કહે છે અને સૂર્યાસ્ત પછીની ત્રણ ઘડીઓને સાયઃ સંધ્યા કહે છે. (૫૧)

( કાન વિંધવામાં બ્રાહ્મણાદિને સૂચી બાબત. )

बृहस्पतिः—सौवर्णी राजपुत्रस्य राजती विप्रवैश्ययोः ।
शूद्रस्य त्वायसीसूची मध्यमाष्टांगुलात्मिका (५२)

---

૧—ચંડેશ્વરના મત પ્રમાણે ૧૧ મા માસમાં દાંત આવવાથી સુખ ને ૧૨ મા માસમાં ધન સંપત્તિ મળે છે. તે ઉપરાંત દાંત આવે તો પોતે મરે અથવા પિતા વગેરેને મારે છે.

**અર્થ**—ક્ષત્રિયના બાલકને સોનાની બ્રાહ્મણ વૈશ્યને રૂપાની અને શૂદ્રને લોઢાની આઠ આંગલની સોય કરાવી કાન વિંધવો. (૫૨)

**राजमार्तण्डः—अर्केऽनुकूले शशिनि प्रशस्ते ताराबले चंद्रविवृद्धिपक्षे,।**
**अयुग्मवर्षे शुभदं शिशूनां कर्णस्य वेधं मुनयोवदंति, (५३)**

**અર્થ**—સૂર્ય અનુકુલ હોય, ચંદ્ર સારો હોય, ને તારા બલ હોય, ત્યારે શુકલપક્ષમાં, ને એકી વર્ષોમાં બાલકનો કાન વિંધાવવો શુભ છે. (૫૩)

**रत्नमालायाः—शिशोरजातदंतस्य मातुरुत्संगसर्पिणः।**
**सूताया वेधयेत्कर्णौ सूच्याद्विगुणसूत्रया, (५४)**

**અર્થ**—જેને દાંત આવ્યા નથી અને માતાના ખોળામાં રહેનાર છોકરીના બે કાન સોયમાં બેવડો દોરો રાખી વિંધવા (૫૪)

( છોકરીને નાક વિંધવાનું મું० )

**ज्यो-वि:—घोणामथोदगयनेविषमेकुमार्यावर्षेसुवारातिथियोगविलग्नलग्नैः**
**मिश्रान्तुलघ्वचलमैत्रचरैर्विकर्क्षै भैराद्यपक्षवतिराजनिचादियामे(५५)**

**અર્થ**—ઉત્તરાયણનો સૂર્ય હોય; શુભ તિથિ વાર યોગને લગ્નમાં, શુક્લ પક્ષના સોમવારે, પહેલા પ્રહરમાં, રોહિણી સિવાય સ્થિર મૈત્રને ચર સંજ્ઞાના નક્ષાત્રોમાં, છોકરીનું નાક વિંધવું શુભ છે. (૫૫)

**मासे षष्ठेऽष्टमे नुर्निगदितमशनं पंचमे सप्तमे वा**
**भीरो रुज्झंति नंदाहरिवसुरजनीरिक्तकाः स्वर्क्ष मेके।**
**सद्व्यांशान्हचांद्रे ध्रुवमृदुचरभक्षिप्रभेऽजालिमीनो—**
**नांगेकेंद्रत्रिकोणांत्यमृतिषु विमलास्विंदुरिष्टोऽखिलोऽगे॥६॥**

**अन्वयः—नुःषष्ठे वा अष्टमे मासे भीरोः पंचमे वा सप्तमे (मासे) अश-नम् निगदितम् नंदाहरिवसुरजनीरिक्तकाः एके स्वर्क्ष उज्झंति अचांद्र सद्व्यांशान्हि ध्रुवमृदुचरभाक्षिप्रभे अजालिमीनोनांगे केंद्रत्रिकोणां-त्यमृतिषु विमलासु अखिलः इन्दुः अंगे इष्टः ॥६॥**

**अन्वयार्थ—नुः** છોકરાને **षष्टे** ૬ **वा** અથવા **अष्टमे** ૮ મા **मासे** માસમાં **स्त्रियोः** છોકરીને **पंचमे** ૫ **वा** અથવા **सप्तमे** ૭ મા માસમાં **अन्नाशनं** અન્ન ખવડાવવાનું **निगदितम्** કહેલું છે, **नंदाहरिवसुरजनीरिक्तका:** નંદા તિથિ, બારસ—આઠમ-રાત્રિ-અને રિક્તા તિથિને **एके** કેટલાક **स्वर्क्षं** જન્મ નક્ષત્રને **उज्झंति** ત્યાગ કરે છે. **अचांद्रे** ચંદ્ર સિવાયના **सदृकांशाह्नि** સારા ગ્રહના દ્રેષ્કાણને નવમાંશના દિવસમાં, **ध्रुवमृदुचरभ क्षिप्रभे**-ધ્રુવ-મૃદુ-ચર-અને ક્ષિપ્ર,સંજ્ઞાનાનક્ષત્રોમાં **अजालिमीनोनांगे** મેષ વૃશ્ચિક-ને મીન શિવાયનાલગ્નમાં **केंद्रत्रिकोणांत्यमृतिषु** કેંદ્ર-ત્રિકોણ—૧૨-૮ એ સ્થાનોમાં **विमलासु** શુભ ગ્રહો **अखिलः** પૂર્ણકલાનો **इन्दुः** ચંદ્રમા **अंगे** લગ્નમાં **इष्टः** ઇષ્ટ જાણવો. ॥૬॥

॥ અન્ન ખવડાવવાનું મુ૦ ॥

૬-ભાવાર્થ—પુત્રને-૬-૮-માસ-પુત્રીને-૫-૭-માસ-અશ્વિની-રોહિણી-મૃગશીર્ષ-પુનર્વસુ-પુષ્ય-ઉ-ફા-હસ્ત-ચિત્રા-સ્વાતી-અનુરાધા-ઉ-ષા-અભિજીત-શ્રવણ-ધનિષ્ઠા-શતભિષા-ઉ-ભા-ને રેવતી-એ નક્ષત્રોમાં બાલકને-પહેલાં અન્ન ખવડાવવું, પણ ૧-૪-૬-૮-૯-૧૧ ૧૨-૧૪-એ તિથિઓ-ને રાત્રિ ત્યાગ કરવાં-કેટલાક આચાર્યોના મતમાં જન્મના નક્ષત્રમાં અન્ન ખવડાવવું નહિં,[1] અને ચંદ્રમાનું[2] દ્રેષ્કાણલગ્ન-નવમાંશલગ્ન-અને તેનો દિવસ લેવો નહિં. ૧-૮-૧૨-લગ્ન લેવું નહિં, તેમજ ૧-૪-૫-૭-૮-૯-૧૦-૧૨-એ સ્થાનોમાં પાપ ગ્રહો લેવા નહિ, પરંતુ શુભ ગ્રહો લેવા, અને આ

૧—જે બાલકને કોઇ પણ વખત પહેલાં અનાજ ખવડાવવામાં આવ્યું નથી તેવા બાલકને પ્રથમ અન્નપ્રાશન કરાવતાં જન્મનું નક્ષત્ર બીલકુલ લેવું નહિં, પરંતુ વિ૦ ૫૫ મા શ્લોકમાં અન્નપ્રાશનમાં જન્મનું નક્ષત્ર જે લેવાનું કહ્યું છે તે બાલકને પ્રથમ અન્નપ્રાશનમાં નહિં, પણ દરેક વર્ષે નવું પાકેલું અન્નપ્રાશન કરતાં જન્મ નક્ષત્ર લેવું, એટલે અન્નપ્રાશન એક, પ્રથમ અન્નપ્રાશન, અને બીજું નવા નભક્ષણ એમ બે પ્રકારનું છે.

૨—પૂર્ણચંદ્રનું દ્રેષ્કાણ ઇત્યાદિ લેવામાં દોષ નથી. ક્ષીણ ચંદ્રમાનું લેવું નહિં.

મુહૂર્તમાં શુભ ગ્રહનું દ્રેષ્કાણુ તથા નવમાંશ લગ્ન લેવું સારૂં છે, તેમજ સંપૂર્ણ કલાનો ચંદ્ર લગ્નમાં શુભ જાણવો.

( અન્નપ્રાશન વિષે. )

**જ્યો૦વિં૦ઃ-मित्रर्क्षमुष्णांशुदिनंच षष्ठी मन्नाशने मंजु जगाद काश्चित् ,।**
**वीक्ष्योदितं तेन नवान्नशुद्धिं तत्रान्नमेत्यात्ययमेति पोतः(५६)**

**અર્થ**—કેટલાકના મતમાં અન્નપ્રાશનના મુહૂર્તમાં છઠ, રવિવારને અનુરાધા નક્ષત્ર લેવાનું કહેલું છે, જો નવાન્ન ભક્ષણના મુહૂર્તની શુદ્ધિ પ્રમાણે અન્નપ્રાશનમાં જોઇને મુહુર્ત આપ્યું હોય તો તે અન્ન બાલક ખાઇને મરણ પામે છે. (૫૬)

( બાલકને તાંબુલ ખાવાનું મુ૦ )

**મુ૦ચિ૦ઃ-वारे भौमार्किहीने ध्रुवमृदुलघुभे विष्णुमूलादितींद्र-**
**स्वातीवस्वभ्युपेते मिथुनमृगसुता कुंभगो मीनलग्ने ।**
**सौम्यैःकेंद्रात्रिकोणे रशुभगगनगैः शत्रुलाभत्रिसंस्थै-**
**स्तांबूलं सार्धमासद्वयमितसमये प्रोक्तमन्नाशने वा (५७)**

**અર્થ**—મંગલ શનિ શિવાય બીજા વારોમાં, પુનર્વસુ જ્યેષ્ઠા મૂલ સ્વાતી શ્રવણ ધનિષ્ઠા ધ્રુવ મૃદુ અને લઘુ સંજ્ઞાના નક્ષત્રોમાં, વૃષભ મિથુન કન્યા મકર કુંભ અને મીનરાશિના:લગ્નમાં, શુભ ગ્રહો ૧-૪-૫-૭-૯-૧૦ આ સ્થાનોમાં હોય, અને પાપ ગ્રહો ૩-૬-૧૧ આ સ્થાનોમાં હોય, તો અઢી માસના બાલકને તાંબુલ.[1] (પાન.) ખવડાવવું શુભ છે. (૫૭)

**કશ્યપઃ-नवान्नप्राशने चौले व्रतबंधेऽभिषेचने, ।**
**शुभदं जन्मनक्षत्र मशुभंत्वन्यकर्मणि, (५८)**

**અર્થ**—નવાન્ન ભક્ષણુ-ચૌલ જનોઇ ને રાજ્યાભિષેકમાં જન્મ નક્ષત્ર શુભ છે તે શિવાયના કર્મમાં અશુભ જાણવું. (૫૮)

**ज्योतिर्निबन्धे-विवाहे सविता शस्तो व्रतबंधे बृहस्पतिः ।**
**क्षौरेतारा विशुद्धिश्च शेषे चंद्रबलं बलम् (५९)**

**અર્થ**—વિવાહમાં સૂર્ય, જનોઇમાં ગુરૂ, ક્ષૌરમાં, તારા, ને બાકીના કામોમાં ચંદ્ર બલ જોવું. (૫૯)

---

૧—પાન,સોપારી, એલચી, વક્ષીયાળી, લવિંગ,તજ,કેસર,કસ્તુરી,વિગેરે.

**गर्भाद्यन्नाशनांतेषु न गुरुसितयो र्बाल्यवार्ध्ये च मौढ्यं**
**जह्यात्कालस्य रोधाद्धरिगुरुमयनं याम्यमूनाधिमासौ ।**
**एतच्चौलादिषूज्झेदथ गुरुसितयो र्बाल्यवार्ध्ये न गाहे**
**चार्यो शाखेशमौढ्ये व्रतमपि निगमारंभमार्यो न कुर्यात् ॥७॥**

**अन्वय–गर्भाद्यन्नाशनांतेषु कालस्य रोधात् गुरुसितयोः बाल्यवार्ध्ये च मौढ्यं हरिगुरुं याम्यं अयनं ऊनाधिमासौ नजह्यात् एतत् चौलादिषु उज्झेत् अथ गुरुसितयोः बाल्यवार्ध्ये नगाहे अथो शाखेशमौढ्ये आर्यःव्रतं च निगमारंभं अपि न कुर्यात् ॥७॥**

**अन्वयार्थ—गर्भाद्यन्नाशनांतेषु** ગર્ભાધાનથી અન્નપ્રાશન સુધીના મુહૂર્તોમાં **कालस्य** સમયના **रोधात्** રોધથકી **गुरुसितयोः** ગુરૂને શુક્રનું **बाल्यवार्ध्ये** બાલ્ય તથા વૃદ્ધપણું. **च** અને **मौढ्यम्** અસ્તપણું. **हरिगुरुं** સિંહના ગુરૂને **याम्यं अयनं** દક્ષિણાયણને **ऊनाधिमासौ** ઉન માસ તથા અધિક માસને **नजह्यात्** ત્યાગ કરવા નહિં, **एतत्** આ બાબત **चौलादिषु**–ચૌલાદિક વિગેરે મુહૂર્તમાં **उज्झेत्** ત્યાગ કરવી, **अथ** ત્યાર પછી **गुरुसितयोः** ગુરૂને શુક્રનું **बाल्यवार्ध्ये** બાલ્યને વૃદ્ધત્વ **नगाहे** સાત દિવસનું હોય છે, **अथ** ત્યાર બાદ **शाखेशमौढ्ये** વેદ પતિના અસ્તપણામાં **आर्यः** શ્રેષ્ઠ માણસે–**व्रतं** યજ્ઞોપવીત **च** અને **निगमारंभं** વેદનો આરંભ–**अपि** પણ **नकुर्यात्** ન કરવો. ॥૭॥

**॥ ગુરૂ શુક્રના બાલત્વને વૃદ્ધત્વના દોષ વિષે. ॥**

૭—**ભાવાર્થ**—[1]ગર્ભાધાન સંસ્કારથી અન્નપ્રાશન સુધીનાં જે મુહૂર્તો પ્રથમ કહ્યાં છે, તે મુહૂર્તોમાં ગુરૂ શુક્રના અસ્તનો બાલપણાનો ને વૃદ્ધપણાનો ત્યાગ કરવો નહિં, કેમ જે એ મુહૂર્તો માટે વધારે દિવસો રોકાઇ શકાતા નથી. માટે તેમાં કરવામાં હરકત નથી, તેમજ તે ઉપલા મુહૂર્તો સિંહ રાશિનો ગુરૂ, દક્ષિણાય-

૧—ગર્ભાધાન, રક્ષાબંધન, સીમંત, જાતકર્મ, નામધારણ બાલકને પારણામાં સુવાડવું, જમીન ઉપર બેસાડવું, શંખથી દુધ પાવું, બહાર ફેરવવું, કાન વિંધવો, ને અન્નપ્રાશન, આ સંસ્કારો ગર્ભાધાનથી અન્નપ્રાશન સુધીના છે.

નનો સૂર્ય-અધિકમાસ-ક્ષયમાસ-માં પણ કરવાને હરકત નથી, પરંતુ હવે પછીના કહેવામાં આવતા ચૌલાદિક સંસ્કારોમાં ઉપર કહેલી દરેક બાબતો અવશ્ય ત્યાગ કરવી.

॥ ગુરૂ શુક્રનું બાલપણું ને ઘરડાપણું ॥

ગુરૂ અને શુક્ર જે દિવસે અસ્ત થવાના છે તેના પહેલા સાત દિવસ તે ગુરૂ શુક્રનું ઘડપણ જાણવું, અને તેઓ જ્યારે ઉદય ના થાય તે પછીના સાત દિવસ સુધી બાલપણું કહેવાય છે પોતપોતાના વેદનો સ્વામી[૨] જો અસ્તનો થયો હોય તો તેમાં વેદ વિદ્યાનો આરંભ કરવો નહિં, અને જનોઈ પણ દેવી નહિં.

( મતાન્તરથી ગુરૂ શુક્રના અસ્તદોષનો પરિહાર. )

मांडव्यः—नित्ययाने गृहेजीर्णे प्राशनांतेषु सप्तसु ।
वधूप्रवेशमांगल्ये न मौढ्यं गुरुशुक्रयोः (६०)

અર્થ—હમ્મેશના પ્રયાણમાં, જુના ઘર પ્રવેશમાં, ગર્ભાધાનથી અન્નપ્રાશન સુધીના મુહૂર્તમાં, ને વધૂપ્રવેશમાં, ગુરૂ ને શુક્રના અસ્તનો દોષ ગણાતો નથી. (૬૦)

चौलं माघादिपंचस्वमधुषुगदितं द्वित्रिपंचोन्मितेऽब्दे
स्वाचाराद्वासगर्भा यदि भवति जनन्यत्रनो कार्यमेतत् ।
साकं यत्रो पनीत्या क्रियत इह तदा यन्निरोधो न हि स्या-
ज्जन्मादंबार्तवेदो व्रतमुपयमनं चाविशुद्धेः शुभार्थी ॥८॥

अन्वय—द्वित्रिपंचोन्मितेब्दे अमधुषु माघादिपंचसु, वा स्वाचारात् चौलंगदितम् यदि अत्र जननी सगर्भा भवति (तदा) एतत् नो कार्यम्, यत्र उपनीत्या साकं क्रियते तदा इह यन्निरोधः हि न स्यात् शुभार्थी अम्बार्तवे अब्दः व्रतं च उपयमनं आविशुद्धेः जन्मात् ॥ ८ ॥

૨—વેદના સ્વામીયો સં૦, શ્લોક ૧૫ માં કહ્યા છે.

**अन्वयार्थ—द्वित्रिपंचोम्मितेऽब्दे** ૨–૩–૫–મા–વર્ષમાં–**मधुषु** ચૈત્ર શિવાય **माघादिपंचसु** માઘ, ફાગણ, વૈશાખ, ને જ્યેષ્ઠ, માસમાં **वा** અથવા **स्वाचारात्** પોતાના કુલાચાર પ્રમાણે **चौलं** ચૌલ કર્મ **गदितम्** કહેલું છે. **यदि** જો **अत्र** એ પ્રસંગમાં **जननी** માતા **सगर्भा** ગર્ભવતી **भवति** હોય (**तदा**) તો **एतत्** ચૌલ કર્મ **नोकार्यम्** કરવું નહિં, **यत्र** જ્યાં **उपनीत्या साकं** જનોઇ સાથે **क्रियते** કરાય છે, **तदा** ત્યારે **इह** અહિં **यन्निरोधः** જે રોધ કહ્યો છે તે **हि** નિશ્ચયથી **न स्यात्** થતો નથી, **शुभार्थी** કલ્યાણ ઇચ્છનાર પુરૂષે **अम्बार्तवे** માતાના રજસ્વલાના દોષમાં **अदः** આ **व्रतं** વ્રત **च** અને **उपयमनं** વિવાહ–**आविशुद्धेः** શુદ્ધિ પર્યન્ત **जह्यात्** ત્યાગ કરવું. ॥ ૮ ॥

॥ મુંડનનું મુ૦ ॥

૮—**ભાવાર્થ**—૨–૩–૫–એ વર્ષોના અથવા પોતાના કુલાચાર પ્રમાણે કહેલા વર્ષોના–માઘ, ફાગણ, વૈશાખ, જ્યેષ્ઠ, માસોમાં, "મુંડન" કરાવવું, પરંતુ જે બાલકનું મુંડન કરવું છે તેની માતા જો સગર્ભા હોય તો મુંડન કરાવવું નહિં, પરંતુ જનોઇ દેતી વખતે જો મુંડન થાય તો તેમાં તેનો દોષ નથી, તેમજ માતા રજસ્વલા હોય તો શુભની ઇચ્છાવાળાએ શુદ્ધ થાય ત્યાં સુધી મુંડન[1] જનોઇ અને લગ્ન કરવું નહિં.

**धर्मशास्त्रे—भर्तुःस्पृश्या चतुर्थेऽ ह्निस्नानेन स्त्री रजस्वला ।**
**पंचमेऽहनियोग्यास्याद्दैवे पित्र्येच कर्मणि (६१)**

**અર્થ**—સ્ત્રી રજસ્વલા થયા પછી ચોથે દિવસે સ્વામીને સ્પર્શ કરવા લાયક શુદ્ધ થાય છે અને પાંચમે દિવસે દેવને પિતૃ સંબંધી કાર્યમાં સ્પર્શ કરવા યોગ્ય થાય છે. (૬૧)

**( ચૌલ કર્મમાં અટકાવ. )**

**मु० चिं:—पंचमासाधिके मातु गर्भे चौलं शिशोर्नसत् ।**
**पंचवर्षाधिकस्येष्टं गर्भिण्यामपि मातरि (६२)**

---

[1]—પુત્રને પ્રથમ હજામત કરાવવી તેને મુંડન કહે છે, જેને આપડે બાધા ઉતારવી કહીયે છીયે.

અર્થ—માતાને ગર્ભે રહે પાંચ માસ પુરા થયા હોય તો બાલકને ચૌલ કર્મ કરાવવું નહિં, પરંતુ બાલકને પાંચ વર્ષ ઉપરાંત વર્ષ થયાં હોય તો ગર્ભવાળી માતા હોય તો પણ ચૌલ કર્મ કરાવવું શુભ છે. (૬૨)

( માતા રજસ્વલા થઈ હોય તો ચૌલ કરવા વિષે )

મુ૰ ગઃ—मातृ रजस्वलादोषे नांदीश्राद्धोत्तरं सदा ।
आवश्यके व्रतं चौलं शांतिं कुर्यादृव्रतं गृही (६३)

અર્થ—નાંદી શ્રાદ્ધ કર્યા પછી બાલકની માતા રજસ્વલા થઇ હોય અને ચૌલ તથા ઉપનયન કરવાની આવશ્યકતા હોય તો ગૃહસ્થાશ્રમીયે શાંતિ કરીને તે કાર્યો કરવાં. (૬૩)

( ચૌલ કર્મમાં તારા બલ ).

तारादौष्टयेऽब्जे त्रिकोणोच्चगे वा क्षौरं सत्स्यात्सौम्यमित्रस्ववर्गे ।
सौम्ये भेऽब्जे शोभने दुष्टतारा शस्ता ज्ञेया क्षौरयात्रादि कृत्ये (६४)

અર્થ—દુષ્ટ તારા હોય તોપણ જો ચંદ્રમા ત્રિકોણ અથવા ઉચ્ચમાં હોય, બુધ, ગુરૂ, ને શુક્રના ષડ્ વર્ગમાં ચંદ્રમા હોય, તો ક્ષાર કર્મ શુભ છે, શુભ ગ્રહની રાશિમાં ચંદ્ર હોય અને ગોચરમાં ચંદ્ર શુભ હોય તો દુષ્ટ તારા પણ શુભ જાણવી. (૬૪)

कार्यं वर्णे रिनारार्किशनिषु निखिलैर्ज्ञत्रये शुक्रसोमे
व्द्यंत्यद्यादित्यशाकेंद्रुभिरिनहरित स्त्रित्रिभै श्चौलकर्म ।
द्यूनेऽर्कारार्किशुक्रा गतकविनिखिला मृत्युगा मृत्युदाःस्यु
र्व्यंब्जाःसंतोऽत्यइष्टास्त्यज गुरुशशिनौ रात्रिसंध्येच रिक्ताः॥१॥

अन्वय—वर्णैः इनारार्किशनिषु (चौलंकार्यम्) निखिलैःज्ञत्रये शुक्र सोमे द्व्यन्त्यद्व्यादित्यशाकेन्दुभिः इनहरितः त्रित्रिभैः चौलकर्म कार्यम् द्यूने अर्कारार्किशुक्राः गतकविनिखिलाः मृत्युगाः मृत्युदाः स्युः व्यब्जाः सन्तः अन्त्ये इष्टाः गुरुशशिनौ रात्रिसंध्ये च रिक्ताः त्यज ॥ १ ॥

**अन्वयार्थ—वर्णैः** બ્રાહ્મણાદિ વર્ણોએ **इनारार्किशनिषु** રવિ, મંગલ, શનિ, ને શનિ,એ વારોમાં અનુક્રમે **चौलं** ચોલ **कार्यम्** કરવું, **निखिलैः** બધાએ **ज्ञत्रये** બુધ, ગુરૂ, ને શુક્રવારે **शुक्लसोमे** શુકલ પક્ષના સોમવારે **द्रयन्त्य-द्रयादित्यशार्केवुभिः** રેવતી, અશ્વિની, પુનર્વસુ, પુષ્ય, જયેષ્ઠા, મૃગશીર્ષ **इनहरितः** હસ્તથી ને શ્રવણથી **त्रित्रिभैः** ત્રણ ત્રણ નક્ષત્રો વડે **चौलकर्म** ચૌલ સંસ્કાર **कार्यम्** કરવો, **द्युने** સાતમે **अर्कारार्किशुक्राः** સૂર્ય, મંગલ, શનિ, શુક્ર, **गतकविनिखिलाः** શુક્ર વિનાના બધા ગ્રહો **मृत्युगाः** આઠમે રહેલા **मृत्युदाः स्युः** મરણ કરે છે, **इतरग्राः** ચંદ્ર શિવાયના **सन्तः** શુભ ગ્રહો, **अन्त्ये** બારમે **इष्टाः** શુભ છે, **गुहशशिनौ** ૬-૧૫-તિથિઓ **रात्रि संध्ये** રાત્રિને બંને સંધ્યા **च** અને **रिक्ताः** રિક્તા તિથિને **त्यज** ત્યાગ કરવી. ॥ ૯ ॥

૯—**ભાવાર્થ**—રવિ, મંગલ, શનિ અને શનિ એ વારોમાં અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રે તેમજ બ્રાહ્મણાદિ સર્વ વર્ણોએ બુધ, ગુરૂ, શુક્ર, શુકલપક્ષના સોમવારે, અને અશ્વિની, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતી, જયેષ્ઠા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, રેવતી એ નક્ષત્રોમાં મુંડન કરાવવું શુભ છે.

॥ મુંડનની લગ્ન શુદ્ધિ. ॥

સાતમા સ્થાનમાં રવિ મંગલ શુક્ર શનિ અને આઠમા સ્થાનમાં શુક્ર વિના કોઈ પણ ગ્રહો હોય તો મરણ કર્તા થાય છે. ચંદ્ર વિના કોઈ પણ શુભ ગ્રહ બારમે આવે તો શુભ જાણવો, અને ૪-૬-૯-૧૪-૧૫ એ તિથિઓ, રાત્રિને સંધ્યા અશુભ જાણવી.

( દક્ષિણાયનમાં ચુડાદિ નિષિદ્ધ કર્મો. )

**मु० चिं:—गीर्वाणांबुप्रतिष्ठा परिणयदहना धानगेह प्रवेशा**
**श्चौलं राजाभिषेको व्रतमपि शुभदं नैव याम्यायने स्यात्।**
**नो वा बाल्यास्तवार्ध्ये सुरगुरुसितयो र्नैव केतूदये स्यात्**
**पक्षं वार्धंच केचिज्जहति तमपरे यावदीक्षां तदुग्रे (६९)**

**અર્થ—**દેવ કુવો વાવ વિગેરે જલાશયની પ્રતિષ્ઠા, વિવાહ, અગ્ન્યાધાન, ગૃહ પ્રવેશ, ચોલ કર્મ, રાજ્યાભિષેક અને યજ્ઞોપવીત એ કામો દક્ષિણાયન

સૂર્યમાં કરવા નહિં, તેમજ ગુરૂ, શુક્રની બાલ્ય, અસ્ત, અને વૃદ્ધ અવસ્થામાં ધૂમકેતુના ઉદયમાં પણ તે કામો કરવાં નહિં, કેટલાકના મતથી ધૂમકેતુના ઉદયથી ૭ અથવા ૧૫ દિવસ છોડીને કાર્ય થઇ શકે છે. બીજા આચાર્યોના મતથી સંપૂર્ણ ઉદય ત્યાગ કરવો. (૬૫)

**( ગુરૂને શુક્રની બાલ્ય વાર્ધક્ય અવસ્થામાં દિન સંખ્યાનું પ્રમાણ. )**

**पुरःपश्चात्भृगोर्बाल्यं त्रिदशाहं च वार्धकम् ।**
**पक्षं पंचादिनं ते द्वे गुरोःपक्ष मुदाहृते (६६)**
**ते दशाहंद्वयोः प्रोक्ते कैश्चित्सप्तादिनं परैः ।**
**ऽर्यहंत्वाख्ययिकेप्यन्यै रर्धाहंचऽपहं विधोः (६७)**

**અર્થ**—પૂર્વ અને પશ્ચિમ દિશામાં ઉદય થયેલા શુક્રની ક્રમે ૩–અને ૧૦ દિવસો સુધી બાલ્ય અને વૃદ્ધ અવસ્થા જાણવી, પૂર્વ પશ્ચિમમાં અસ્ત પામેલા શુક્રની ક્રમે ૧૫–અને ૫–દિવસો સુધી બાલ્ય અને વૃદ્ધાવસ્થા જાણવી, ગુરૂની ૧૫ દિવસોની બન્ને અવસ્થા જાણવી, કોઇના મતથી દિશાના પ્રમાણને ન ગણતાં સામાન્ય રીતે ૧૦ દિવસ સુધી ગુરૂ શુક્રની બાલ્યને વૃદ્ધાવસ્થા જાણવી, કેટલાક ૭[1] દિવસ સુધી કહે છે, ચંદ્રની બાલ્યાવસ્થા અડધા દિવસની અને વૃદ્ધાવસ્થા ત્રણ દિવસની સમજવી. (૬૬–૬૭)

**भुक्ताभ्यक्तोपवासीश्वरजनयुवतीप्राग्वयस्काश्च योगी**
**यात्रायुद्धोन्मुखाये कृतदिनविधयोस्त्यंबकास्ते न मुंड्याः ।**
**सीमंतोर्ध्वं न पत्यु र्नखकचलवनं दूरदेशप्रयाणं**
**वृक्षच्छेदः समुद्राप्लुतिमृतहरणे स्यादृते ऽवश्यकार्यात् ॥१०॥**

**अन्वय–भुक्ताभ्यक्तोपवासीश्वरजनयुवतीप्राग्वयस्काःच योगी ये यात्रायुद्धोन्मुखाः कृतादिनविधयः अरत्यंबकाः ते न मुंड्याः सीमन्तोर्ध्वं पत्युः नखकचलवनं दूरदेशप्रयाणं वृक्षच्छेदः समुद्राप्लुतिमृतहरणे अवश्यकार्यात् ऋते न स्यात् ॥१०॥**

---

૧—માર્તણ્ડકાર સાત દિવસ કહે છે. તે ઘણાના મત પ્રમાણે માન્ય છે, માટે તે દિવસોજ લેવા, અવસ્ય કામમાં ઉપલો મત અંગીકાર કરવો.

**अन्वयार्थ—भुक्ताभ्यक्तोपवासीश्वरजनयुवतीप्राग्वयस्का:** જમ્યા પછી, તેલ ચોળીને, ઉપવાસ કરીને, રાજાના સેવકે, સૌભાગ્યવતી સ્ત્રીયે, અને પ્રથમ અવસ્થાવાળાએ **च** અને **योगी** યોગીએ **ये** જેઓ **यात्रायुद्धोन्मुखा:** પ્રયાણ તથા સંગ્રામમાં તત્પર થયેલા **कृतदिनविधय:** દિવસનો વિધિ કરીને **अस्त्यंबका:** પોતાના માતા પિતાના જીવતાં **ते** તેઓ **न मुंड्या:** મુંડવા નહિં, **सीमन्तोर्ध्वं** સીમંત થયા પછી **पत्यु:** સ્વામીના **नखकचलवनं** નખ તથા વાળનું છેદન **दूरदेशप्रयाणं** દૂર દેશનું પ્રયાણ **वृक्षच्छेद:** ઝાડનું કાપવું, **समुद्राप्लुतिमृतिहरणे** સમુદ્ર સ્નાન અને મડદાને લેઈ જવું તે સર્વે **अवश्यकार्यात्** અવસ્ય કામ **ऋते** વિના. **न स्यात्**, ન કરવું, ॥૧૦॥

॥ **હજામત નહિં કરાવાનાં કારણો.** ॥

**૧૦ ભાવાર્થ**—જમીને, તેલ મર્દન કરીને, ઉપવાસી હોય ત્યારે, રાજાના નોકરે, સૌભાગ્યવતી સ્ત્રીયે, પચાસ વર્ષની અંદરનો પુરૂષ, યોગી, યાત્રા મુસાફરી કે લડાઇમાં જનારે, હમ્મેશનું નિત્ય કર્મ કર્યા પછી, જેને માબાપ જીવે છે તેઓએ મુંડન ( હજામત ) કરાવવું નહિં.

॥ **ગર્ભવતી સ્ત્રીના પતિએ ન કરવાનાં કામો** ॥

સ્ત્રીને સીમંત સંસ્કાર કર્યા પછી તેના સ્વામીએ નખ તથા વાળ લેવડાવવા નહિં, ઝાડ કાપવું નહિં, સમુદ્રમાં ન્હાવું નહિં, મડદુ ઉચકવું નહિં, અને લાંબી મુસાફરીએ જવું નહિં, આ બાબતો અગત્યના કામ સિવાય કરવી નહિં.

**( ગર્ભવતી સ્ત્રીના પતિને ક્ષૌર કરાવવાની છુટ. )**

**स्मृति:—क्षौरं नैमित्तिकं कुर्यान्निषेधे सत्यपि ध्रुवम् ,।**
**पित्रो:प्रेतविधानं च न दोषस्तत्र विद्यते (६८)**
**गंगायां भास्करक्षेत्रे मातापित्रो मृतेऽहनि ।**
**आधाने सोमपाने च षट्सु क्षौरं विधीयते (६९)**

**અર્થ**—હમ્મેશની હજામત-માતાપિતાના પ્રેતનું વિધાન, તેમજ ગંગા, ભાસ્કર ક્ષેત્ર, માતાપિતાના મરણ દિવસે અગ્ન્યાધાન ને સોમપાન એ ૬ બાબતોમાં ક્ષૌર ગર્ભવતી સ્ત્રીના પતિથી થઈ શકે છે, (૬૮-૬૯)

बृहस्पतिः—राजकार्ये नियुक्तानां नराणां भूपसेविनाम् , ।
स्मश्रुलोमनखच्छेदे नास्ति कालविशोधनम् (७०)

અર્થ—રાજ્યકાર્યમાંજોડાયેલા અધિકારીમાણસોને અને રાજાના નોકર ચાકરોને ડાઢી, મુંછ, નખ, વિગેરે મુડાવામાં મુહૂર્તની જરૂર નથી. (૭૦)

क्षौरं चौलोक्तभादौ गदितमथ रविक्षेत्रगंगाध्वराग्न्या-
धाने पित्रो र्विनाशे द्विजनृपकथने सर्वदा क्षौर मिष्टम् ।
मित्रत्र्यर्कादितींद्रांतिमहरितुरगैः पंचमेऽब्दे व्रतात्प्रा-
ग्विद्यारंभोक्तकालेऽक्षरविधि रघटेसौम्यसंज्ञेऽयनेऽर्के ॥११॥

अन्वय—चौलोक्तभादौ क्षौरं गदितम् रविक्षेत्रगंगाध्वराग्न्याधाने पित्रोः विनाशे द्विजनृपकथने सर्वदा क्षौरं इष्टम्, अथ मित्रऽयर्कादितींद्रांतिमहरितुरगैः पंचमेऽब्दे व्रतात्प्राक् विद्यारंभोक्त काले अघटे सौम्यसंज्ञे अयनेऽर्के अक्षरविधिः (शुभः) ॥११॥

अन्वयार्थ—चौलोक्तभादौ ચૌલમાં કહેલા નક્ષત્રાદિકમાં, क्षौरं ક્ષૌર गदितम् કહેલું છે, रविक्षेत्रगंगाध्वराग्न्याधाने સૂર્યક્ષેત્ર, ગંગાયજ્ઞ ને અગ્ન્યાધાનમાં पित्रोः માબાપના विनाशे મરણમાં द्विजनृपकथने બ્રાહ્મણને રાજાની આજ્ઞામાં सर्वदा હમ્મેશાં क्षौरं ક્ષૌર इष्टम् ઇચ્છેલું છે, अथ ત્યાર પછી मित्रत्र्यर्कादितींद्रांतिमहरितुरगैः અનુરાધા, હસ્ત, ચિત્રા, સ્વાતી, પુનર્વસુ, જ્યેષ્ઠા, રેવતી, શ્રવણ, અશ્વિની, નક્ષત્રોમાં, पंचमेऽब्दे પાંચમા વર્ષમાં, व्रतात् प्राक् જનોઈ દીધા પહેલાં विद्यारंभोक्तकाले વિદ્યારંભમાં કહેલા સમયમાં अघटे કુંભસંક્રાંતિ સિવાયના सौम्यसंज्ञेऽयनेऽर्के ઉત્તરાયણના સૂર્યમાં अक्षरविधिः અક્ષર લખવાનો આરંભ ( शुभः ) સારો છે, ॥૧૧॥

॥ સાધારણ ક્ષૌર વિધિ ॥

૧૧ ભાવાર્થ—મુંડનમાં કહેલાં તિથીવાર નક્ષત્રોમાં ક્ષૌર (હજામત) કરાવવી, સૂર્યક્ષેત્રમાં ગંગા ઉપર યજ્ઞના કાર્યમાં અગ્નિહોત્રીએ માતાપિતાના મરણ સમયે બ્રાહ્મણ કે રાજાની આજ્ઞા થાય ત્યારે કંઈ પણ મુહૂર્ત જોયા વગર પોતાની મરજી પ્રમાણે હજામત કરાવવી.

॥ પહેલાં અક્ષર લખાવવાનું મુ૦ ॥

અશ્વિની, પુનર્વસુ, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, જ્યેષ્ઠા, શ્રવણ રેવતી એ નક્ષત્રોમાં જનોઇ દીધા પહેલાં પાંચમા વર્ષમાં અને કુંભ સક્રાંતિ સિવાયના ઉત્તરાયણમાં વિદ્યારંભમાં[1] કહેલા મુહૂર્તમાં અક્ષરનો આરંભ કરાવવો.

(રાજાના ક્ષૌરમાં વિશેષ)

ज्योर्विः-मित्राचलर्क्षो दिजवन्हितारा वरा सदापास्य विरुद्धतारां ।
स्यात्पंचमं पंचममेवचाहः श्मश्रुक्रिया पंचजनेश्वराणाम् (७१)

અર્થ—રાજાઓને ક્ષૌર કર્મમાં, કૃત્તિકા, રોહિણી, મઘા, અનુરાધા ને ત્રણે ઉત્તરા એ નક્ષત્રોનો ત્યાગ કરી, બીજાં નક્ષત્રો લેવાં, તેમાં ૩-૫-૭ મી તારા ત્યાગ કરીને દર પાંચ પાંચ દિવસે હજામત કરાવવી શુભ છે, (૭૧)

(સન્યાસીને વિધવાના ક્ષૌર વિષે.)

कर्मन्दिनां पक्षविरामघस्रे स्याद्ब्रह्मचर्याहित पात्रकानां ।
सतां सदा मुंडनमप्यशुद्धौ चतुर्विधैर्नो वयसापहं च (७२)

અર્થ—સન્યાસી, અગ્નિહોત્રી ને વિધવા સ્ત્રી તેઓને પુનમ અમાસના દિવસે શુદ્ધિ રહિતમાં પણ ચાર પ્રકારના ગૌહત્યાદિ પાપોને નાશ કરનાર એવું ક્ષૌર થઈ શકે છે. (૭૨)

विप्रादे गर्भतोऽब्देऽष्टशिवरविमिते जन्मतो वा व्रतं स्या-
दत्रानिष्टेपि जीवेऽनिमिषरविमधौ कार्यमब्दस्य दार्ढ्यात् ।
स्वाब्दादूर्ध्वं क्रमादा द्विगुणितशरदो निंद्यमब्दक्रमेण
पंचाष्टांकाब्दतो वा मपठनरुचितः शस्तमेषां तदाहुः ॥१२॥

अन्वयः—गर्भतः वा जन्मतः अष्टशिवरविमिते अब्दे विप्रादेः व्रतं स्यात् अत्र अनिष्टे जीवे अपि अनिमिषरविमधौ अब्दस्य दार्ढ्यात् कार्यम् स्वाब्दात् ऊर्ध्वं क्रमात् आद्विगुणितशरदः अब्दक्रमेण निंद्यं वा मपठनरुचितः पंचाष्टांकाब्दतः एषां शस्तं आहुः ॥१२॥

---

1 વિદ્યારંભનું મુહૂર્ત આજ પ્રકરણના શ્લોક ૧૬ માં છે.

**अन्वयार्थ—गर्भतः** ગર્ભથી **वा** અથવા **जन्मतः** જન્મથી, **अष्टशिवरविमिते** ૮-૧૧-૧૨ મા **अब्दे** વર્ષમાં **विप्रादेः** બ્રાહ્મણ વિગેરેને **व्रतं** વ્રત **स्यात्** હોય, **अत्र** આમાં **अनिष्टे** અનિષ્ટ **जीवे अपि** ગુરૂ હોય પણ **अनिमिषरविमधौ** મીન રાશિના સૂર્ય વિષે ચૈત્ર માસમાં **अब्दस्य** વર્ષનું **दाढर्यात्** બલ હોવાથી **कार्यम्** વ્રત કરવું, **स्वाब्दात्** પોતાના વર્ષથી **ऊर्ध्वं** ઉપર **क्रमात्** અનુક્રમથી **आद्विगुणितशरदः** બમણાં કરેલાં વર્ષ સુધી **अब्दक्रमेण** વર્ષના અનુક્રમે **निंद्यं** નિંદવા લાયક છે. **वा** અથવા **प्रपठनरुचितः** ભણવાની ઇચ્છાથી **पंचाष्टांकाब्दतः** ૫-૮-૯ વર્ષથી **एषां** બ્રાહ્મણાદિકને **शस्तं** શ્રેષ્ઠ **आहुः** કહે છે, ॥૧૨॥

॥ જનોઇનું મુ૦ ॥

૧૨ **ભાવાર્થ**—ગર્ભથી અથવા જન્મથી ૮-૧૧-૧૨ એ વર્ષોમાં, બ્રાહ્મણથી અનુક્રમે ત્રણ વર્ણને જનોઈ દેવી, એ વર્ષોમાં પોતાની રાશિથી ગુરૂ અશુભ હોય તો પણ મીન રાશિના સૂર્યમાં ચૈત્ર માસમાં જનોઈ દેવી, કારણ કે બ્રાહ્મણ વિગેરેને ઉપર કહેલાં વર્ષો બલવાન હોવાથી હરકત નથી તેમજ બ્રાહ્મણાદિને ઉપર કહેલાં વર્ષોથી બમણાં વરસ સુધી[1] જનોઇ દેવાની હરકત નથી, પરંતુ પ્રથમ કહેલાં પોત પોતાનાં વર્ષોથી જેમ જેમ વર્ષો વધતાં જાય તેમ જનોઈ દેવાનું ફલ ઓછું જાણવું, હવે બ્રાહ્મણાદિકને જો જલદી વેદ ભણવાની ઇચ્છા હોય તો અનુક્રમે ૫-૮-૯ મે વર્ષે જનોઈ દેવી,

(ઉપવીતમાં મતાન્તર.)

ज्यो० त्रिं:—उपवीतविधानकं विशामलमर्कमितिमे विपश्चितः।
अपि पण्यफलाप्तये भवे दवदन्वा व्रतमष्टकेऽब्दके (૭૩)

**અર્થ**—વૈશ્યોને બારમે વર્ષે ઉપવીત આપવી, પરંતુ જો વેપાર કરવાની ઇચ્છા હોય તો આઠમે વર્ષે ઉપવીત આપી શકાય છે, (૭૩)

---

૧-બ્રાહ્મણને ૧૬, ક્ષત્રિયને ૨૨ ને વૈશ્યને ૨૪' વર્ષ સુધી છેવટમાં છેવટ જનોઇ દેવાનો અધિકાર છે, ત્યાર બાદ જનોઈ દેવાનો અધિકાર રહેતો નથી.

**वरमर्णवचीवराभुजां व्रतमेकादशमे च हायने ।**
**सुसमीकविधानतेजसे खलु षष्ठेऽत्र न विभ्रमो भवेत् (७४)**

**અર્થ**—ક્ષત્રિયને અગીઆરમા વર્ષે ઉપવીત આપવી, અને યુદ્ધના માટે જો ધનુષ્ય ધારણ કરવાની ઇચ્છા હોય તો છઠ્ઠે વર્ષે જનોઈ દેવી. (૭૪)

**कुभुजामपि सप्तमाब्दतोऽर्कसमाषट्कमुदीरितं व्रते ।**
**यवनासुरिदेवलोक्तिभि र्विबुधै राचितसंमितै र्विशाम् (७५)**

**અર્થ**—યવન, આસુરિ ને દેવલ એ ૠષિઓના મતથી ક્ષત્રિયને વૈશ્યને સાતમા વર્ષથી ૬ વર્ષ પર્યંત ઉપવીત આપી શકાય છે, (૭૫)

**राशेः षट्‌त्र्याद्यखस्थो गुरुरिह शुभदः पूजयास्यात्तथापि**
**प्रांत्योऽबुस्थोऽष्टमो नो यदि निजगृहगस्तुंगगोऽत्रापि शस्तः ।**
**एवंकन्यर्क्षतःस्यादतितरगुणिनो लब्धये वाऽतिकाले-**
**ऽनिष्टोऽपीहद्विरर्च्योऽष्टमभवनगतः शोभनः स्यात्रिरर्च्यः ॥२३॥**

**अन्वय—राशेः षट्‌त्र्याद्यखस्थः गुरुः इह पूजया शुभदः (स्यात्) प्रांत्यः अंबुस्थः अष्टमः तथाऽपिनो शुभः यदि निजगृहगः तुंगगः अपि अत्र शस्तः एवंकन्यर्क्षतः स्यात् अतितरगुणिनः लब्धये वा अतिकाले अनिष्टः अपि इह द्विः अर्च्यः अष्टमभवनगतः त्रिः अर्च्यः शोभनः स्यात् ॥२३॥**

**अन्वयार्थ—राशेः** જન્મરાશિથી **षट्‌त्र्याद्यखस्थः** ૬-૩-૧-૧૦ મા સ્થાનમાં રહેલો **गुरुः** ગુરૂ, **इह** અહિં **पूजया** પૂજાથી, **शुभदः स्यात्** શુભ ફલ આપે છે, **प्रांत्यः** ૧૨ મો **अंबुस्थः** ૪ થો, **अष्टमः** આઠમો **तथाऽपि** પૂજાથી પણ **नो शुभः** શુભ થતો નથી, **यदि** જો, **निजगृहगः** સ્વગ્રહી હોય, **तुंगगः** ઉચ્ચનો હોય, **अपि** પણ, **अत्र** અહિં, **शस्तः** શ્રેષ્ઠ છે, **एवं** એ પ્રમાણે, **कन्यर्क्षतः** કન્યાની રાશિથી, **स्यात्** થાય છે. **अतितरगुणिनः** અત્યંત ગુણવાન વરની, **लब्धये** પ્રાપ્તિને માટે **वा** અથવા **अतिकाले** વખત વિતી જતો હોય, તો **अनिष्टः** ખરાબ છતાં, **अपि** પણ, **इह** અહિં, **द्विः** બે વાર, **अर्च्यः** પૂજવો, **अष्टमभवनगतः** આઠમા સ્થા-

નમાં રહેલો, **ત્રિઃ** ત્રણવાર, **અર્ચ્યઃ** પૂજવો એટલે **શોભનઃ** શુભ, **સ્યાત્** થાય, ॥ १३ ॥

॥ ઉપવીતમાં જોવાતું ગુરૂ બલ ॥

**१३—ભાવાર્થ**—પોતાની જન્મરાશિથી ગણતાં ૧–૩–૬–૧૦ મો ગુરૂ હોય તો તે ગુરૂની પૂજા કરીને જનોઈ દેવી, પરંતુ ૪–૮–૧૨ એટલા સ્થાનમાં ગુરૂ હોય તો પૂજા કરાવીને પણ જનોઈ દેવી નહિં, તેમાં પણ જનોઈ દેતી વખતે કર્ક–ધન–કે મીન રાશિનો ગુરૂ પંચાંગમાં[1] હો તો ૪–૮–૧૨ મો ગુરૂ પણ શુભ જાણવો, જનોઈમાં ગુરૂ બલની પેઠે. લગ્નમાં પણ કન્યાની રાશિથી ગુરૂ બલ જોવું,

॥ સંકટમાં ગુરૂની વિશેષ પૂજા ॥

અધિક ગુણવાન વર મલતો હોય ને કન્યાકાળ જતો હોય એવા સંકટના વખતમાં, ચોથા ને બારમા ગુરૂનું બમણું પૂજન કરવાથી શુભ થાય છે, તેમજ આઠમો ગુરૂ હોય તો પણ ત્રણ ઘણું પૂજન કરવાથી શુભ સમજવો.

( નેષ્ટ ગુરૂનો વિશેષ અપવાદ )

**मु० चिं—स्वोच्चेस्वभे स्वमैत्रेवा स्वांशे वर्गोत्तमे गुरुः।**
**रिःफाष्टतुर्यगोऽपीष्टोनीचारिस्थः शुभोऽप्यसत् (७६)**

**અર્થ**—ગુરૂ ઉચ્ચમાં હોય, સ્વગૃહી હોય, પોતાના મિત્રના ઘરમાં હોય, પોતાના નવમાંશમાં હોય અને વર્ગોત્તમી હોય તો ૪–૮–૧૨ સ્થાનોમાં રહ્યો હોય છતાં પણ દોષ નથી, અને શુભસ્થાનાદિમાં હોય છતાં નીચ રાશિનો ને શત્રુના ઘરમાં હોય તો અશુભ ફલ આપે છે. (૭૬)

---

૧–પંચાંગમાં જોતાં એ રાશિઓમાં ગુરૂ હોય તો પુરૂષને જનોઇ દેતાં ને કન્યાને પરણતાં ૪–૮–૧૨ મો ગુરૂ હોય તો પણ તે શુભ જાણવો, અને જેને ૧–૩–૬–૧૦ મો ગુરૂ હોય તો તે અવશ્ય શુભ જાણવો, માટે તેની પૂજા કરવાની બીલકુલ જરૂર નથી, એ ગુરૂ હમ્મેશાં શુભ ફલ આપનારો જ સમજવો,

**द्वीष्वायागांकसंस्थो व्ययजलनिधनव्यभ्रगैश्चेन्नविद्धः
शस्तोऽनिष्टोऽपि वामं शुभ इह खचरै र्वेधितोनोऽष्टमस्थः ।
शुक्ले माघादिपंचस्विनशुभदिवसे प्राग्दलेऽन्होव्रतं स--
त्त्यक्त्वाऽनध्यायरिक्तातिथिमुनिमदनांश्चंद्रभागं प्रदोषम् ॥१४॥**

**अन्वय—द्वीष्वायागांकसंस्थः व्ययजलनिधनव्यभ्रगैः नविद्धः चेत् शस्तः अनिष्टः अपि खचरैः वामं विद्धः इह शुभः वेधितः अष्टमस्थः नो शुभः माघादिपंचसु शुक्ले इनशुभदिवसे अन्हः प्राग्दले अनध्यायरिक्तातिथिमुनिमदनान् चंद्रभागं प्रदोषम् त्यक्त्वा व्रतं सत् ॥१४॥**

**अन्वयार्थ—द्वीष्वायागांकसंस्थः** ૨-૫-૧૧-૭-૯ એ સ્થાનોમાં રહેલો **व्ययजलनिधनव्यभ्रगैः** ૧૨-૪-૮-૩-૧૦ મે રહેલા ગ્રહોથી, **न विद्धः** વેંધાયેલો ન હોય **चेत्** તો **शस्तः** શ્રેષ્ઠ છે, **अनिष्टः अपि** અનિષ્ટ છતાં પણ **खचरैः** ગ્રહોથી, **वामं** વિપરીત, **विद्धः** વેધાયેલો, **इह** અહિં **शुभः** સારો છે, **वेधितः** વેધવાળો. **अष्टमस्थः** આઠમે રહેલો **नो शुभः** સારો નથી, **माघादिपंचसु** માઘથી પાંચમાસોમાં, **शुक्ले** શુક્લપક્ષમાં, **इनशुभदिवसे** રવિને શુભ દિવસોમાં, **अन्हः** દિવસના **प्राग्दले** પહેલા ભાગમાં **अनध्यायरिक्तातिथिमुनिमदनान्** અનધ્યાય, રિક્તા-સાતમ-તેરશ-એ તિથિયોને **चंद्रभागं** કર્કના નવમાંશને **प्रदोषं** પ્રદોષને **त्यक्त्वा** ત્યાગ કરીને **व्रतं** વ્રત, **सत्** શ્રેષ્ઠ જાણવું, ॥૧૪॥

॥ ગુરૂના વેધ બાબત ॥

**૧૪—ભાવાર્થ**—પોતાની રાશિથી ૨-૫-૭-૯-૧૧ એ સ્થાનોમાં રહેલો ગુરૂ શ્રેષ્ઠ જાણવો તે સારા ગુરૂને પણ જો તેજ પ્રમાણે પોતાની રાશિથી ગણતાં ૧૨-૪-૩-૧૦ અને ૮ મો સૂર્યથી શનિ સુધીનો કોઇ પણ ગ્રહ રહીને વેધ કરતો ન હોય તો તે ગુરૂ સારો જાણવો, પરંતુ વેધ કરતો હોય તો સારો જાણવો નહિં,

॥ વામવેધ બાબત ॥

તેમજ ૧૨-૪-૮-૩-૧૦ એ નેષ્ટ ગુરૂને ઉપર પ્રમાણે પોતાની રાશિથી ૨-૫-૧૧-૭-૯ એ સ્થાનોમાં કોઇ પણ ગ્રહ આવી,

અનુક્રમે વેધ કરતો હોય તો અશુભ ગુરૂ પણ શુભ થાય છે, તે અશુભ ગુરૂને આ પ્રમાણે થતા વેધને "વામવેધ" કહે છે, પરંતુ આઠમે આવેલા ગુરૂને વામવેધ થતો હોય તોપણ તેને શુભ જાણવો નહિં.

॥ જનોઈનું મુ૦ ॥

માઘ–ફાગણ–ચૈત્ર–વૈશાખ–જ્યેષ્ઠ–એ માસોમાં અજવાળીઆમાં રવિ–ગુરૂ, ક્ષીણ પક્ષ વિનાનો ચંદ્ર, પાપગ્રહરહિત બુધ–એ વારોમાં અને બપોર પહેલાં જનોઈ દેવી, પરંતુ અનધ્યાય[1] ૪–૭–૯–૧૩–૧૪ એ તિથિયો કર્કનો નવમાંશ અને પ્રદોષ[2] એ જનોઇના મુહૂર્તમાં લેવાં નહિં.

સમજ—જેને જનોઈ દેવું છે, તેને જે દિવસે જનોઇ દેવાનું મુહૂર્ત આવ્યું હોય તે દિવસે પંચાંગમાં ગુરૂ કઈ રાશિનો છે તે જોવું, અને ઉપવીત ધારણ કરનારની રાશિથી પંચાંગની ગુરૂની રાશિ સુધી ગણતાં જેટલી સંખ્યા આવે તેટલામો ગુરૂ તે બટુકને થયો એમ જાણવું, એમ ગણતાં તે ગુરૂ જો ૨–૫–૭–૯–૧૧ હોય તો શ્રેષ્ઠ છે, પરંતુ ગુરૂ સિવાયનો કોઈ પણ ગ્રહ બટુકની રાશિથી તે ગ્રહોની પોતાની રાશિ સુધી ગણતાં જો અનુક્રમે ૧૨–૪–૩–૧૦–૮ મો કોઇ પણ ગ્રહ હોય તો અનુક્રમે ૨–૫–૭–૯–૧૧ મો ગુરૂ સારો હોવા છતાં નેષ્ટ જાણવો.

**ઉદાહરણ**—જનોઇ દેવાના દિવસે પંચાંગમાં ગુરૂ વૃષભ રાશિનો છે, અને બટુકની રાશિ મકર છે તો તે બ્રહ્મચારીને તે દિવસે ગુરૂ પાંચમો થયો તે ગુરૂ સારો કહેવાય, પરંતુ તે દિવસે મંગલ મેષ રાશિનો છે, તે બટુકને ચોથો થયો, તો જ્યારે પાંચમો ગુરૂ સારો છે પણ જેના રાશિએ પાંચમો ગુરૂ છે, તેનીજ રાશિએ ચોથો મંગલ આવ્યો તો તે પાંચમો ગુરૂ વેધાયેલો થયો એમ જાણવું, તેમજ કોઈ પણ ગ્રહ ચોથો હોય તો પણ તે ગુરૂ વેધાએલો જાણવો, એટલે તે ગુરૂ સારો સમજવો નહિં, એજ પ્રમાણે બીજે ગુરૂ હોય ત્યારે ગુરૂ સિવાયનો કોઈ પણ ગ્રહ બારમે હોય તો તે ગુરૂ વેધ પામેલો સમજવો, તેમજ સાતમા ગુરૂને કોઈ ગ્રહ ત્રીજો હોય તો વેધ કરે,

ટીપ—૧ શા, પ્ર૦ જોવું, ૨ અ. પ્ર૦ શ્લોક ૭

એજ પ્રમાણે નવમા ગુરૂને કોઇ પણ દસમે રહેલો ગ્રહ અને અગીઆરમા ગુરૂને આઠમે રહેલો કોઇપણ ગ્રહ વેધ કરે છે.

**સમજ**—એજ પ્રમાણે પોતાની રાશિથી ગુરૂની રાશિ સુધી ગણતાં જો ગુરૂ ૩-૪-૮-૧૦-૧૨ મો આવે તો નેષ્ટ જાણવો, પરંતુ જ્યારે ગુરૂ ત્રીજો હોય ત્યારે કોઇ ગ્રહ પોતાની રાશિથી ગણતાં ૭ મો હોય તો ગુરૂને **"વામવેધ"** એટલે અવળો વેધ થયો, તેથી તે ગુરૂ અશુભ નહિં પણ સારો જાણવો, તેવીજ રીતે ગુરૂ ૪ થો હોવા છતાં બીજો કોઇ ગ્રહ ૫-મો હોય તો તે ગુરૂ શુભ સમજવો, તેમજ ૮ મો ગુરૂ હોય ને ૧૧ મે બીજો ગ્રહ હોય, ગુરૂ ૧૦ મો હોય ને બીજો ગ્રહ ૯ મો હોય, ૧૨ મો ગુરૂ હોય ને કોઇપણ ગ્રહ ૨ જો હોય તો તે ગુરૂ **વેધ પામેલો** જાણવો, એટલે ગુરૂ અશુભ હોવા છતાં વેધ થવાથી શુભ થાય છે. ફક્ત **૮ મો ગુરૂ** હોય ને તેને વેધ થતો હોય તોપણ તેને **અશુભ** જાણવો.

**ઉદાહરણ**—બટુકને જે દિવસે જનોઇ દેવી છે તે દિવસે ગુરૂ, મિથુન રાશિનો છે, ને બટુકની રાશિ મેષ હોવાથી ત્રીજો ગુરૂ થયો, તે અશુભ જાણવો. પરંતુ તે દિવસે પંચાંગમાં તુલારાશિમાં બીજો કોઇ પણ ગ્રહ હોય તો મેષ રાશિથી સાતમો આવ્યો, એટલે સાતમા આવેલા ગ્રહથી ત્રીજો ગુરૂ વામવેધ પામેલો થયો, તેથી તે ગુરૂ અશુભ હોવા છતાં શુભ જાણવો, તેમજ બટુકની જો વૃશ્ચિક રાશિ હોય અને ગુરૂ મિથુનનો હોય તો તે ગુરૂ ૮ મો થયો, પરંતુ તે દિવસે જો કન્યારાશિપર કોઇ બીજો ગ્રહ પંચાંગમાં હોય તો તે ગ્રહ ૧૧ મો થવાથી આઠમા ગુરૂને વામવેધ થયેલો જાણવો, તેથી ૮ મો ગુરૂ સારો થયો, પરંતુ ગ્રંથકારનું કહેવું એવું છે કે, વામવેધના કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે દરેક અશુભ ગુરૂ વામવેધથી સારો થાય છે, પણ આઠમો ગુરૂ વામવેધ થવા છતાં પણ શુભ થતો નથી. માટે આઠમા ગુરૂને વામવેધથી શુભ જાણવો નહિં,

**ગુરૂવેધ.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨ | ૫ | ૭ | ૯ | ૧૧ | ગુરૂ. |
| ૧૨ | ૪ | ૩ | ૧૦ | ૮ | બીજો ગ્રહ. |

**વામવેધ.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | ૪ | ૮ | ૧૦ | ૧૨ | ગુરૂ. |
| ૭ | ૫ | ૧૧ | ૯ | ૨ | બીજો ગ્રહ. |

( મેષ રાશિના સૂર્યમાં મતાન્તર. )

ज्यो-विं०-हंसेऽजगे हारितदेवलादयो व्रतक्रियारंभमलं न मेनिरे।
व्यासादयो धर्मविदोऽनिशंव्रतंवदंति तस्मिन्किलमाधवाश्रिते (७७)

અર્થ—હારિત ને દેવલ ૠષિ વિગેરે મેષરાશિના સૂર્યમાં વ્રતારંભ કરતા નથી, અને વ્યાસ વિગેરે ધર્મ જાણનારાઓ હમ્મેશાં વૈશાખ માસમાં પ્રાપ્ત થયેલા મેષરાશિના સૂર્યમાં ઉપવીત આપવાનું કહે છે, (૭૭)

( ૠતુ પ્રમાણે ઉપવીત સંસ્કાર )

सदा वरं काश्यपिकामराणां मधावृतौ मेखलबंधकर्म।
मधौ निदाघे किल बाहुजानां विशां भवेत्प्रावृषि वा निदाघे (७८)

અર્થ—બ્રાહ્મણોને મૌંજી કર્મ, વસંત ૠતુમાં, ક્ષત્રિયોને વસંત કે ગ્રીષ્મ ૠતુમાં, અને વૈશ્યોને ગ્રીષ્મ કે વર્ષાૠતુમાં શુભ સમજવું, (૭૮)

( ઉપવીતમાં માસ ફલ )

व्रतं गिरे मासि तपस्यपि स्याच्चिरायुषे फाल्गुनसंज्ञके च ।
वैशाखमध्वोरखिलार्थसिध्यै शुक्रेशुचौगोऽर्थदरिद्रतायै (७९)

અર્થ—માઘ માસમાં વિદ્યા પ્રાપ્તિ, ફાગણમાં દીર્ઘાયુષ્ય; ચૈત્ર ને વૈશાખમાં અર્થસિદ્ધિ, અને જ્યેષ્ઠ, અષાડ માસમાં ઉપવીત આપ્યું હોય તો મૂર્ખ અને નિર્ધન, થાય છે. (૭૯)

वात्स्यः—मार्गे मासि तथा ज्येष्ठे विवाहं चौलमेवच, ।
ज्येष्ठपुत्रदुहित्रोश्चेन्नकुर्वीत व्रतं तथा (८०)

અર્થ—જ્યેષ્ઠ માસની માફક માર્ગશીર્ષ માસમાં પણ પહેલા ગર્ભના છોકરા કે છોકરીનો વિવાહ, ચૌલ ને જનોઈ કરવું નહિં, એ પ્રમાણે કેટલાક આચાર્યોનો મત છે, (૮૦)

( ઉપવીતમાં તિથિઓ. )

घस्रा दिगीशोष्विन षड्द्यभिन्नाः शस्ताव्रतेचेह सदादिपक्षे।
कार्ष्णा मिता द्व्यक्ष दिगंगरामै रनेकपक्षेष्वविरुद्धमेतत् (८१)

અર્થ—ઉપવીતમાં શુક્લપક્ષની ૩, ૫, ૬, ૧૦, ૧૧, ૧૨ અને કૃષ્ણપક્ષની ૨, ૩, ૫, ૬, ૧૦ એ તિથિયો લેવી, એવો દરેકનો મત છે, (૮૧)

( જાતિ પરત્વે વારની વિશેષતા. )

**द्विजौ हरीज्यास्फुजितौ च राजा वारांशुमंतौ विडथोषधीशः ।**
**स्ववर्णखेटान्ह्युपवीतकर्म स्वधर्मदं वै तदसंभवत्वात् (८२)**
**सर्वांगमेष्वर्क गुरूशनोज्जा व्रतार्थदाः स्युस्त्वथ सामगानां ।**
**राज्ञां धराभूर्विदथर्वगानां तत्सिद्धिदश्चोरुभुवामिह स्यात् (८३)**

**અર્થ**—ગુરૂ ને શુક્ર બે બ્રાહ્મણ છે, રવિ ને મંગલ ક્ષત્રિય છે, ચંદ્ર વૈશ્ય છે, માટે પોતાના વર્ણના ગ્રહના દિવસે ઉપવીત કર્મ કરવાથી ધર્મિષ્ઠ થાય છે, કદાચ તે પ્રમાણે પોતાની જાતિના વર્ણનો યોગ મળતો ન આવે તો રવિ, ચંદ્ર, ગુરૂ ને શુક્ર એ વારોમાં ઉપવીત આપવાથી ફલ મળે છે, સામવેદવાળા ક્ષત્રિયોને મંગલ ઇષ્ટ છે, અને અથર્વેદી વૈશ્યોને બુધ ઇષ્ટ ફલ આપે છે, (૮૨-૮૩)

**शस्तो द्वीशाग्निशाक्रांतकपितृरहितैः सर्वभैर्मौंजिबंधो**
**वेदेशेज्ञे बलाढ्ये गुरुसितकुजवित्संज्ञका वेदपाःस्युः ।**
**स्वर्क्षोच्चांशेषु सौम्याः श्रुतिपतेरपिचेत्केंद्रकोणस्थिताःस्यु**
**र्वर्णी वेदार्थवेत्ता पशुगृहधनवानत्र मंदेऽस्त्रसेवी ॥१५॥**

**अन्वय–द्वीशाग्निशाक्रांतकपितृरहितैः सर्वभैः वेदेशे ज्ञे बलाढ्ये मौंजिबन्धः शस्तः गुरुसितकुजवित्संज्ञकाः वेदपाः स्युः सौम्याः स्वर्क्षोच्चांशेषुश्रुतिपतिः अपि केंद्रकोणस्थिताः स्युः चेत् वर्णी वेदार्थ-वेत्ता पशुगृहधनवान् अत्र मंदे अन्त्रसेवी (भवति.) ॥१५॥**

**अन्वयार्थ—द्वीशाग्निशाक्रांतकपितृरहितैः** કૃતિકા-વિશાખા જ્યેષ્ટા-ભરણી ને મઘા વિનાનાં **सर्वभैः** બધાં નક્ષત્રો વડે **वेदेशे** વેદપતિ, **ज्ञे** બુધ. **बलाढ्ये** બળવાન હોય તો **मौंजिबन्धः** મૌંજીબંધ, **शस्तः** શ્રેષ્ટ છે, **गुरुसितकुजवित्संज्ञकाः** ગુરૂ, શુક્ર, મંગલ, બુધ સંજ્ઞાવાળા **वेदपाः** વેદના સ્વામીઓ **स्युः** છે, **सौम्याः** સૌમ્ય ગ્રહો, **स्वर्क्षोच्चांशेषु** ઉચ્ચના તથા નવમાંશના હોય, **श्रुतिपतिः** વેદપતિ **अपि** પણ **केंद्रकोणस्थिताः** કેન્દ્ર ને ત્રિકોણસ્થાનમાં **स्युः** હોય **चेत्** તો **वर्णी** બ્રહ્મચારી **वेदार्थवेत्ता** વેદના અર્થને જાણનાર **पशुगृहधनवान्** પશુ, ઘર, તથા ધનવાળો થાય **अत्र**

આમાં મંદે શનિ હોય તો અન્ત્યસેવી નીચને સેવવાવાળો (ભવતિ થાય છે, ॥૧૫॥

**॥ જનોઇમાં લેવાતાં નક્ષત્રો, ને વેદોના સ્વામીઓ ॥**

**૧૫ ભાવાર્થ**—ભરણી, કૃત્તિકા, વિશાખા, જ્યેષ્ઠા, મઘા એ નક્ષત્રો વિના દરેક નક્ષત્રો લેવાં, અને પોતાના વેદનો સ્વામી ને બુધ બલવાન હોય ત્યારે જનોઈ દેવી, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વેદ એ ચાર વેદોના સ્વામીઓ અનુક્રમે ગુરૂ, શુક્ર, મંગલ ને બુધ જાણવા,

**॥ ઉપવીતમાં લગ્ન શુદ્ધિ. ॥**

પોતાની રાશિના કે ઉચ્ચના શુભ ગ્રહો હોય; પોતાના વેદનો સ્વામી કેંદ્ર કે ત્રિકોણમાં હોય ત્યારે જનોઇ દેવાથી તે બટુક બ્રહ્મચારી વેદના અર્થને જાણનાર, ઢોર ને ઘરની સમૃદ્ધિ વાળો અને ધનવાન થાય છે, અને જો કેંદ્ર કે ત્રિકોણમાં શનિ હોય તો તે બ્રહ્મચારી હલકા માણસની સેવા કરનાર થાય છે.

**॥ વેદ પરત્વે નક્ષત્રોની વિશેષતા. ॥**

**ज्यो-र्नि.-विषविषामरणाहिमगोष्मकृभिर्ऋतिमारुतमारमणोडुषु ।**
**समुरवर्द्धकिभेषु भवेद्बटो र्व्रतमृचो विधये श्रुतिकर्मणः (८४)**
**अलमजोऽलघुत्रिदशेंद्रसृ र्भगहिमांशुहिमांशु मृगीदृशः**
**ननु वटोर्यजुषां व्रतबंधने मुनिवरै रुदिताः श्रुतिपारगैः (८५)**
**प्रथमभासुरवैरोत्रिभूतिभृद्धिषणमोत्तरभे नवसूडुषु ।**
**ननु समेत्य हि सामबटुर्व्रतं श्रुतिरसं श्रुतिसंभवमश्नुते (८६)**
**बलनिषूदनजिद्रथकाश्यपीश्वसनमित्रसवित्रिन वैद्यभैः ।**
**सत्रपुभामरवर्द्धकिभैः स्मृतं व्रत मथर्वबटौ पटुबुद्धिभिः (८७)**

**અર્થ**—ઋગ્વેદવાળાઓને આર્દ્રા, આશ્લેષા, પૂ-ફા, હસ્ત, સ્વાતી, મૂલ, પૂ-ષા, શ્રવણ એ નક્ષત્રોમાં ઉપવીત આપવી; (૮૪)

**યજુર્વેદ** વાળાઓને, મૃગશીર્ષ, પુનર્વસુ, પૂ-ફા, સ્થિર અને લઘુ, સંજ્ઞાના નક્ષત્રોમાં જનોઇ દેવી, (૮૫)

**સામવેદવાળાઓને**, અશ્વિની, આર્દ્રા, પુષ્ય, ઉ-ફા, હસ્ત, ઉ-ષા, શ્રવણ, ધનિષ્ઠા, ઉ-ભા, એ નક્ષત્રો ઉપવીતમાં લેવાં, (૮૬)

**અથર્વવેદવાળાઓને** અશ્વિની, પુનર્વસુ, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા શ્રવણ, ધનિષ્ઠા એ નક્ષત્રો જનોઇમાં લેવાં, (૮૭)

( શુદ્ધિ બાબત. )

**नगोचरे दृश्यत एव शुद्धिस्तदाष्टवर्गेण विलोकनीया ।**
**यदाव्रतस्योभयतो न मित्रे चैत्रे भवेन्मीननिकेतनस्थे (८८)**

**અર્થ**—ગોચરમાં ઉપવીતની શુદ્ધિ ન હોય તો અષ્ટક વર્ગથી શુદ્ધિ જોવી, તે એમાં પણ શુદ્ધિ ન મલતી હોય ને મીનનો સૂર્ય હોય તો ચૈત્ર માસમાં જનોઇ દેવી. (૮૮)

(શાખેશ ને વર્ણેશનું પ્રયોજન.)

**मु-चिं-शाखेशवारतनुवीर्यमतीवशस्तं शाखेशसूर्यशशिजीवबले**
**व्रतं सत् । जीवे भृगौ रिपुग्रहे विजितेचनीचे स्याद्वेदशास्त्र**
**विधिना रहितो व्रतेन (८९)**

**અર્થ**—વેદના સ્વામી બલવાન હોય, અને તેના વારમાં ને લગ્નમાં યજ્ઞોપવીત આપવું શ્રેષ્ઠ છે, તેમજ શાખેશ, સૂર્ય, ચંદ્ર ને ગુરૂ, આ ગ્રહો બલવાન હોય તો શુભ છે, ગુરૂ, શુક્ર, વર્ણેશ અને શાખેશ શત્રુના ઘરમાં હોય તો પરાજય થાય છે, અને નીચસ્થાનમાં હોય તો બાલક, વેદશાસ્ત્રાદિથી રહિત (મૂર્ખ) થાય છે. (૮૯)

(જન્મમાસાદિમાં ઉપવીતનું વિધાન.)

**जन्मर्क्षमास लग्नादौ व्रते विद्याधिको व्रती ।**
**आद्यगर्भेऽपि विप्राणां क्षत्रादीनामनादिमे (९०)**

**અર્થ**—જન્મનો માસ, તિથિ, નક્ષત્ર ને લગ્નમાં, બ્રાહ્મણના પહેલા ને બીજા ગર્ભના બાલકને ઉપવીત આપવાથી વિદ્વાન થાય છે, અને ક્ષત્રિય-વૈશ્યના બીજા ગર્ભના બાલકને જનોઇ આપવાથી વિદ્વાન થાય છે, (૯૦)

( ઉપવીતમાં વિશેષ વર્જ્ય બાબત. )

**कृष्णे प्रदोषेऽनध्याये शनौ निश्यपराह्णके ।**
**प्राक्संध्या गर्जिते नेष्टो व्रतबंधोगलग्रहे (९१)**

**અર્થ**—કૃષ્ણપક્ષની પાંચમથી અમાસ સુધીના દિવસોમાં-પ્રદોષમાં-અનધ્યાયમાં, શનિવારે, રાત્રે, ત્રીજાપ્રહરમાં, પ્રાતઃકાલમાં, મોટી ભયંકર ગર્જનામાં, અને ગલગ્રહ સંજ્ઞકતિથિઓમાં યજ્ઞોપવીત આપવું નહિં, (૯૧)

**જ્યો-વિ૦—क्षितिकंपनकालतो मतं नभसस्तारकपातकालतः ।**
**न विदुर्ग्रहतोंशुचंद्रयोरगमित्रा मयुगाश्रितं बुधाः (९२)**

**અર્થ**—પૃથ્વી કંપના સમયથી, આકાશમાંથી તારા પડયાના દિવસથી અને ચંદ્રના ગ્રહણથી ત્રણ માસ સુધી જનોઇ દેવી નહિં, (૯૨)

**चंद्रक्रूराविलग्नेशशिसिततनुपाः षष्ठगेहे सितोंत्ये**
**सर्वे रंध्रे बटुघ्नाःक्वच तनुग इनः श्रेष्ठ उच्चेंदुरेके ।**
**विद्यां मौंज्युक्तकाले स्थिरचरहरिजत्र्युत्तरब्राह्महीने**
**मौंज्या ऊर्ध्वं गणेशं गिरमपि विधिवत्पूजयित्वारभेत ॥१९॥**

**અન્વય—विलग्ने चंद्रक्रूराः शशिसिततनुपाः षष्ठगेहे अंत्ये सितः रंध्रे सर्वे बटुघ्नाः क्वच तनुगः इनः श्रेष्ठः एके उच्चेन्दुः श्रेष्ठः मौंज्युक्तकाले स्थिरचरहरिजत्र्युत्तरब्राह्महीने मौंज्याः ऊर्ध्वं गणेशं गिरं अपि विधिवत् पूजयित्वा विद्यां आरभेत् ॥१९॥**

**અન્વયાર્થ—विलग्ने** લગ્નમાં **चंद्रक्रूराः** ચંદ્ર અને પાપગ્રહો **शशिसिततनुपाः** ચંદ્ર, શુક્ર, લગ્નનો સ્વામી, **षष्ठगेहे** છઠ્ઠા ઘરમાં, **अंत्ये** બારમે **सितः** શુક્ર **रंध्रे** આઠમે, **सर्वे** બધા ગ્રહો હોય તો **बटुघ्नाः** બટુકને મારનારા થાય છે, **क्वच** કોઇ ઠેકાણે **तनुगः** લગ્નમાં રહેલો **इनः** સૂર્ય, **श्रेष्ठः** શ્રેષ્ઠ છે, **एके** કેટલાક **उच्चेन्दुः** ઉચ્ચનો ચંદ્ર **श्रेष्ठः** શ્રેષ્ઠ માને છે, **मौंज्युक्तकाले** મોંજીમાં કહેલા સમયે **स्थिरचरहरिजत्र्युत्तरब्राह्महीने** સ્થિર, ચર, શ્રવણ, ત્રણ ઉત્તરા-રોહિણી શિવાય નક્ષત્રોમાં, **मौंज्याःऊर्ध्वं** મોંજી પછી **गणेशं** ગણપતિને **गिरं अपि** સરસ્વતીને પણ **विधिवत्** વિધિ પ્રમાણે **पूजयित्वा** પૂજીને **विद्यां** વિદ્યાનો **आरभेत्** આરંભ કરવો, ॥૧૯॥

॥ લગ્ન ભંગ યોગ ॥

**૧૯ ભાવાર્થ**—ચંદ્ર કે પાપગ્રહ લગ્નમાં હોય, ચંદ્ર-શુક્ર કે લગ્નનો સ્વામી છઠ્ઠે હોય, શુક્ર બારમે હોય, કોઈ પણ ગ્રહ આઠમે

હોય, તો તે બટુક બ્રહ્મચારીને મરણ કરનાર જાણવો, માટે એવું લગ્ન લેવું નહિં, જો લગ્ન શુદ્ધિ બરાબર આવતી ન હોય તો કેટલાક જ્યોતિષના આચાર્યોના મતથી લગ્નમાં સૂર્ય કે ઉચ્ચ રાશિનો ચંદ્ર હોય તો સારો જાણવો,

॥ વિદ્યારંભનું મુ૦ ॥

ગણુપતિને સરસ્વતીનું યથાવિધિ પૂજન કરીને જનોઇના મુહૂર્ત[1] પ્રમાણે જનોઈ દીધા પછી વિદ્યાનો આરંભ કરાવવો, તે વિદ્યારંભમાં[2] સ્થિર અને ચર લગ્ન, રોહિણી અને ત્રણે ઉત્તરા એ નક્ષત્રો નીલકુલ લેવાં નહિં.

( વિદ્યારંભની આવશ્યકતા. )

ज्यो–विं०–शाखा परिवृढपूज्योशनसामुदये ह्युपलब्ध्यै सततं स्यात्
वागर्थिन इह भाषायशसे विद्यारंभोऽपरवरदिवसे (९३)

અર્થ—શિષ્યને વિદ્યારંભ આ લોકમાં જ્ઞાનને માટે અને વક્તૃત્વ શક્તિને માટે છે, અને તે વિદ્યારંભ ઉત્તરાયણમાં અને ગુરૂ, શુક્રના ઉદયમાં કરવો શુભ છે, (૯૩)

( વિદ્યારંભમાં વાર. )

पर्जन्यार्चितपद्विदुशनसामाहुरहानि वराण्यभिरूपाः।
विद्याया विधुमिहिरदिने वारंभेक्वचिदनसौम्यफलेऽस्मिन्) ९४)

અર્થ—પંડિતો વિદ્યારંભના મુહૂર્તમાં બુધ, ગુરૂ, શુક્ર, એ વારોને શ્રેષ્ઠ કહે છે, કદાચ રવિ, સોમ, પણ લેઇ શકાય છે, (૯૪)

( સંધિ સમયે વિદ્યારંભનો નિષેધ. )

संधावमरतमिस्रादिनयोः संधौ मनुजतमिस्रादिनयोः।
विद्यारंभोऽमरगुरुशरदोः संधावृत्वोरपि न हि वरदः (९५)

---

૧ જનોઇનું મુહૂર્ત શ્લોક ૧૪ ને ૧૫ માં છે,

૨ જે જે વિદ્યાનો આરંભ કરવો હોય, તેતે વિદ્યાનાં જુદાં નક્ષત્રો આપ્યાં છે

**અર્થ**—ઉત્તરાયણ ને દક્ષિણાયનની સંધિ-વર્ષની સંધિ-રાત્રિદિવસની સંધિ-અને ઋતુની સંધિમાં વિદ્યારંભ કરવો નહિં, (૯૫)

( જ્યોતિષ વિદ્યાનો આરંભ. )

**ध्रुवेतुर्दिनेऽर्कीतजन्मांगजान्हि प्रबुद्धा त्रिदोषेच गाणिसमूचुः ।**
**सदारंभ मुग्रर्क्षरक्षोनलर्क्षैः सनासत्यशोज्यैंदुमार्कांत्यलोलैः (९६)**

**અર્થ**—પંડિતો-કુયોગ ને રાત્રિરહિત-રવિને બુધવારે; અશ્વિની, કૃત્તિકા, મૃગશીર્ષ, આર્દ્રા, પુષ્ય, હસ્ત, મૂલ, રેવતી, ક્રૂર ને ચર સંજ્ઞાના નક્ષત્રોમાં જ્યોતિષ વિદ્યાનો આરંભ કરવાનું કહે છે. (૯૬)

( વેદ ને વ્યાકરણનો વિદ્યારંભ. )

**नयेच्छंदशास्त्रागमारंभकालं कृती शेमुषीशोशनोविद्दिनेषु ।**
**चलक्षिप्रमैत्रोडुशैवाश्रितेषुत्विती धर्मशास्त्रादिकाराब्धिकालम् (९७)**

**અર્થ**—વેદ કે વ્યાકરણનો આરંભ કરવામાં બુધ, ગુરૂ, શુક્ર એ વારો, આર્દ્રા-અને ચર-ક્ષિપ્ર ને મૈત્ર સંજ્ઞાનાં નક્ષત્રો લેવાં, (૯૭)

( સાંખ્યશાસ્ત્રનો વિદ્યારંભ. )

**त्रियुग्मीश्रवोयुग्ममैः सद्ग्रहाणां समारंभितं सांख्यशास्त्रादिशास्त्रं ।**
**मृदुक्षिप्रशंभूडुशंभूडुयुक्ते दिनेष्वेव तद्बोधसिद्धिंतनोति (९८)**

**અર્થ**—સાંખ્યશાસ્ત્રનો પ્રારંભ કરવામાં શુભ ગ્રહોના વારો, રોહિણી, આર્દ્રા, પૂ-ફા, ઉ-ફા, પૂ-ષા, ઉ-ષા, શ્રવણ, ધનિષ્ઠા, પૂ-ભા, ઉ-ભા, અને મૃદુ ને ક્ષિપ્ર-સંજ્ઞાનાં નક્ષત્રો લેવાં, (૯૮)

( ધનુર્વિદ્યાનો આરંભ )

**मघावाभगाश्वींद्रजेज्यांबुपर्क्षे शवादिंदुसारंगदृक् सप्तकंच ।**
**कवीनारत्राराःनभिज्ञा वदेयु धनुर्वेदविद्यासमारंभकाले (९९)**

**અર્થ**—ધનુર્વેદવિદ્યાના આરંભમાં રવિ-મંગલ-શુક્ર એ વારો, અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, પૂ-ફા, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલ, પૂ-ષા, શ્રવણ, શતભિષા, એ નક્ષત્રો લેવાં, (૯૯)

(જ્યોતિષ વિદ્યાનો આરંભ.)

ज्ञुनेतुर्दिनेऽत्रीतजन्मांगजान्हि प्रबुद्धा विदोषेच गाणित्यमूचुः ।
सदारंभ मुग्रर्क्षरक्षोनलर्क्षैः सनासत्यशेज्येंदुभार्कात्यलोलैः (९६)

અર્થ—પંડિતો–કુયોગ ને રાત્રિરહિત–રવિને બુધવારે; અશ્વિની, કૃત્તિકા, મૃગશીર્ષ, આર્દ્રા, પુષ્ય, હસ્ત, મૂલ, રેવતી, ક્રૂર ને ચર સંજ્ઞાના નક્ષત્રોમાં જ્યોતિષ વિદ્યાનો આરંભ કરવાનું કહે છે. (૯૬)

(વેદ ને વ્યાકરણનો વિદ્યારંભ.)

नयेच्छन्दशास्त्रागमारंभकालं कृती शेमुषीशोशनोविद्दिनेषु ।
चलक्षिप्रमैत्रोडुशैवाश्रितेषुत्विततो धर्मशास्त्रादिकाराद्धिकालम् (९७)

અર્થ—વેદ કે વ્યાકરણનો આરંભ કરવામાં બુધ, ગુરૂ, શુક્ર એ વારો, આર્દ્રા–અને ચર–ક્ષિપ્ર ને મૈત્ર સંજ્ઞાનાં નક્ષત્રો લેવાં. (૯૭)

(સાંખ્યશાસ્ત્રનો વિદ્યારંભ.)

त्रियुग्मीश्रवोयुग्मभैः सद्ग्रहाणां समारंभितं सांख्यशास्त्रादिशास्त्रं ।
मृदुक्षिप्रशंभूडुशंभूडुयुक्ते र्दिनेष्वेव तद्बोधसिद्धितनोति (९८)

અર્થ—સાંખ્યશાસ્ત્રનો પ્રારંભ કરવામાં શુભ ગ્રહોના વારો, રોહિણી, આર્દ્રા, પૂ–ફા, ઉ–ફા, પૂ–ષા, ઉ–ષા, શ્રવણ, ધનિષ્ઠા, પૂ–ભા, ઉ–ભા, અને મૃદુ ને ક્ષિપ્ર–સંજ્ઞાનાં નક્ષત્રો લેવાં, (૯૮)

(ધનુર્વિદ્યાનો આરંભ.)

सशर्वाभगाश्वींद्रजेज्यांबुपर्क्षे शयादिंदुसारंगदृक् सप्तकंच ।
कवीनारवारानभिज्ञा वदेयु र्धनुर्वेदविद्यासमारंभकाले (९९)

અર્થ—ધનુર્વેદવિદ્યાના આરંભમાં રવિ–મંગલ–શુક્ર એ વારો, અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, પૂ–ફા, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલ, પૂ–ષા શ્રવણ, શતભિષા, એ નક્ષત્રો લેવાં, (૯૯)

(વૈદ્યકવિદ્યાનો આરંભ.)

मृदुक्षिप्रतीक्ष्णाख्यलोलोडुवर्गे तमिस्राभियार्तींद्रसृग्वासरेषु ।
सदा दोषविच्छास्त्रविद्या निरैंद्रेतथारंभयेद्दारुडं कर्म सर्वम् (१००)

અર્થ—વૈદ્યકશાસ્ત્ર (ડાકતરી વિદ્યા) ના મુહૂર્તમાં રવિ, સોમ, મંગલ એ વારો, જ્યેષ્ઠા વિનાનાં મૃદુ, ક્ષિપ્ર, તીક્ષ્ણ ને ચલ સંજ્ઞાનાં નક્ષત્રો લેવાં. (૧૦૦)

(સંગીતવિદ્યાનો આરંભ.)

**हरेभेंचतिष्ये भगर्क्षे हरेभेंहरेभेंच मैत्रेच वेश्वेहरेभे ।**
**हरेभेंश्रविष्ठाद्वयेंत्स्येसदन्हि किलारंभयेन्नाद्यसंगीतशास्त्रम् (१००)**

અર્થ—નાટય-સંગીત વિદ્યાના પ્રારંભમાં-શુભવારો, મૃગશીર્ષ, પુષ્ય પૂ-ફા, હસ્ત, સ્વાતી, અનુરાધા, જ્યેષ્ઠા, ઉ-ષા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, ને રેવતી, એ નક્ષત્રો લેવાં, (૧૦૦)

(યવન-વિદ્યાનો આરંભ.)

**यावनीयुक्तिभाषादिकारंभके दारुणं क्रूरभद्वीशपाथोर्यभैः ।**
**विश्वकृद्वीतिहोत्रांत्यभैर्वाचिते वीज्यवारे सदारंभिते शं भवेत् (१०१)**

અર્થ—ઈંગ્લીશવિદ્યા અથવા હરકોઇ મ્લેચ્છવિદ્યાના મુહૂર્તમાં-ગુરૂ-શી-વાયનાવારો,કૃત્તિકા,વિશાખા,શતભિષા,રેવતી,અને દારૂણ સંજ્ઞાનાં નક્ષત્રોલેવાં,(૧૦૧)

(શિલ્પવિદ્યા શિખવાનું મુ૦)

**मृदुध्रुवक्षिप्रचरेज्ञे गुरौ वा खलग्नगे ।**
**विधौजीववर्गस्थे शिल्पविद्या प्रशस्यते (१०२)**

અર્થ—મૃદુ-ધ્રુવ-ક્ષિપ્ર-અનેચર-સંજ્ઞાના નક્ષત્રોમાં-બુધ-ગુરૂ-૧૦ મે સ્થાને હોય-ને બુધ-ગુરૂ-ના વર્ગમાં ચંદ્ર હોયતો, સુતાર-કડીયા-લોકોને ઘર વિગેરે બનાવવાની વિદ્યા શિખવી શુભ છે. (૧૦૨)

(પરિક્ષા આપવાનું-મુ૦)

**त्यक्त्वाष्टभूतशनिविष्टिकुजान्जनुर्भमासौमृतौरविविधूअपिमानिनाड्यः**
**द्वयंगेचरेतनुलवे शशिजीवतारा शुद्धौकरादितिहरींद्रकपे परीक्षाः १०३**

અર્થ—૮-૧૪-તિથિ-શનિને મંગલવાર, પુનર્વસુ-હસ્ત-જ્યેષ્ઠા-શ્રવણ શતભિષા-નક્ષત્રો, વિષ્ટિકરણ-ભદ્રા-જન્મનક્ષત્ર-જન્મમાસ-૮ મો સૂર્ય-ચંદ્ર, અને વિષ ઘટી-શિવાય, શુભલગ્ન-નેવારાદિમાં, ચર-અને દ્વિઃસ્વભાવ રાશિનું લગ્ન -ને નવમાંશમાં, ચંદ્ર-ગુરૂ-શુદ્ધ હોય, તો પરીક્ષા આપવી ફલદાયક છે, (૧૦૩)

---

ટીપ-૧—ઈંગ્લીસ-પારસી—મુસલમાની-ઉર્દુ-વિગેરે ભાષાઓ યાવની કહેવાય છે.

केशांतं चौलवत्स्यान्नृपमितशरदीत्याहुरार्याव्रतोक्ते
काले मौंजीविमोक्षं गुरुबलमनयोर्नावलोक्यं सुधीभिः ।
शूद्राणां मौञ्ज्यभावात्तदुदिततिथिभेऽनस्तभौमेज्यशुक्रे
ऽव्यारेवारेलवेमास्युपयमविहितेच्छूरिकाबंधमाहुः ॥ १७ ॥

अन्वय—आर्याःनृपमितशरादि केशान्तं चौलवत् स्यात् इति आहुः व्रतोक्ते काले मौंजीविमोक्षं सुधीभिः अनयोः गुरुबलं न अवलोक्यम् शूद्राणां मौञ्ज्यभावात् तदुदिततिथिभे अनस्तभौमेज्यशुक्रे ऽव्यारे वारेलवे उपयमविहिते मासि छूरिकाबन्धं आहुः ॥ १७ ॥

**अन्वयार्थ—आर्याः** આચાર્યો **नृपमितशरादि** ૧૬ મા વર્ષમાં-**केशान्तं** કેશાંતકર્મ-**चौलवत्** ચૌલનીમાફક **स्यात्** થાય **इति** એ પ્રમાણે **आहुः** કહે છે, **व्रतोक्ते** વ્રતમાં કહેલા **काले** સમયમાં-**मौंजीविमोक्षं** મૌંજીનો ત્યાગ કરવો કહે છે, **सुधीभिः** વિદ્વાનો એ **अनयोः** કેશાન્ત અને મૌંજી મોક્ષમાં **गुरुबलं** ગુરૂનું બલ **न अवलोक्यम्** જોવું નહિ, **शूद्राणां** શૂદ્રોને **मौञ्ज्यभावात्** મૌંજી ન હોવાથી **तदुदिततिथिभे** તેમાં કહેલી તિથિને નક્ષત્રમાં-**अनस्तभौमेज्यशुक्रे** અસ્તવિનાના-મંગલ-ગુરૂ-ને શુક્ર હોય ત્યારે **ऽव्यारे** મંગલવિનાના **वारे** વારમાં-**लवे** મંગલના નવમાંશરહિત-**उपयमविहिते** વિવાહ પ્રકરણમાં કહેલા **मासि** માસમાં-**छूरिकाबन्धं** છરી બાંધવાને **आहुः** કહે છે ॥ ૧૭ ॥

॥ કેશાંત-(દાઢી મુડાવવા) નું મુ૦ ॥

**૧૭-ભાવાર્થ**—મુંડનમાં કહેલા મુહૂર્ત પ્રમાણે ૧૬ મા વર્ષમાં દાઢી મુંડવાનું મુહૂર્ત આપવું.

॥ મૌંજીત્યાગ કરવાનું-મુ૦ ॥

જનોઇના મુહૂર્તમાં જનોઇ દેતી વખતે કમ્મરમાં ધારણ કરેલી મૌંજી (મેખલા) નો ત્યાગ કરવો, એટલે તે વખતે બ્રહ્મચર્ય છોડવું, ઉપલી તે બે બાબતોમાં જ્યોતિર્વિદોએ ગુરૂનું બલ જોવું નહિં,

॥ શુદ્રોને છરી બાંધવાનું મુ૦ ॥

શૂદ્રોને જનોઇ દેવાનો અધિકાર ન હોવાથી તેને કટિ મેખલાના બદલે તે મૌંજીના મુહૂર્તમાં કહેલા તિથી નક્ષત્રાદિકમાં, વિવાહમાં

કહેલા માસોમાં–મંગલ–ગુરૂ ને શુક્રના ઉદય વખતે કમ્મરના ભાગમાં છરી બાંધવી, તેમાં મંગલનો વાર ને તેનો નવમાંશ લેવો નહિં.

(સમાવર્તન સંસ્કારનું–મુ૦)

**मु॰ चिं–व्रतोक्तदिवसादौ हि समावर्तनमिष्यते ।**

**અર્થ**—યજ્ઞોપવીતના મુહૂર્તમાં કહેલા–દિવસ–નક્ષત્રાદિકમાં–સમાવર્તન સંસ્કાર શુભ છે,

**सच्छ्रीभूषितगुर्जरान्तरगतेखेडाख्यभागेलसन–**
**नानासत्कुलदीपिते कपडवञ्जाख्येपुरेवासिना ।**
**श्रीसोमेश्वरसाक्षरेण रचितां मार्तण्डबोधोज्वलां**
**सट्टीकां खलु संस्कृतिप्रकरणं संपूर्णतामभ्यगात् ॥**

**અર્થ**—સત્પુરૂષોને લક્ષ્મીથી આભૂષિત એવા ગુજરાત દેશમાં આવેલા **ખેડાજીલ્લાના** અંતર્ગત–નાના પ્રકારના સારા કુલથી દીપિત–કપડવંજ નામના શહેરમાં રહેનાર–**શ્રી સોમેશ્વર જ્યોતિષીએ**–રચેલી મુહૂર્ત માર્તણ્ડનો બોધ થવામાં સરલ એવી ગુજરાતી ટીકામાં **સંસ્કાર નામનું**–પાંચમું પ્રકરણ સમાપ્ત થયું.

---



# ॥ अथ विवाहप्रकरणम् ॥ ६ ॥

शुद्धां गोत्रकुलादिभिर्गुणयुतांकांतांवरश्चोद्वहेत्
वर्णोवश्यभयोनिखेचरगणाःकूटं च नाडीक्रमात् ।
वर्णाद्याबलिनो यथोत्तरमहींदूर्ध्वं गुणैक्यं शुभं
वर्णाविप्रमुखा झषादिहवरोवर्णोत्तमःस्याच्छुभः ॥ १ ॥

अन्वय—गोत्रकुलादिभिः शुद्धां च गुणयुतां कान्तांवरः उद्वहेत् वर्णः वश्यभयोनिखेचरगणाः कूटं च नाडी क्रमात् वर्णाद्याः यथोत्तरं बलिनः अहीन्दूर्ध्वं गुणैक्यं शुभम् इह झषात् विप्रमुखाः वर्णाः ( ज्ञेयाः ) वर्णोत्तमः वरः शुभः स्यात् ॥ १ ॥

अन्वयार्थ—**गोत्रकुलादिभिः** ગોત્રને કુલ વિગેરેથી **शुद्धां** શુદ્ધ **च** અને **गुणयुतां** ગુણયુક્ત **कान्तां** કન્યાને **वरः** વરે **उद्वहेत्** પરણવી, **वर्णः** વર્ણ **वश्यभयोनिखेचरगणाः** વશ્ય, તારા, યોની, મૈત્રી, ગણ **कूटं** કૂટ **च** અને **नाडी** નાડી **क्रमात्** ક્રમથી **वर्णाद्याः** વર્ણવિગેરે **यथोत्तरं** ઉત્તરોત્તર **बलिनः** બલવાન છે, **अहीन्दूर्ध्वं** ૧૮ થી ઉપર **गुणैक्यं** ગુણૈક્ય **शुभम्** શુભ છે, **इह** અહિં **झषात्** મીનથી **विप्रमुखाः** બ્રાહ્મણાદિક **वर्णाः** વર્ણ ( **ज्ञेयाः** જાણવા ), **वर्णोत्तमः** વર્ણમાં શ્રેષ્ઠ **वरः** વર **शुभः** શુભ **स्यात्** હોય, ॥ ૧ ॥



ભાવાર્થ—સારા ગોત્રને કુલમાં ઉત્પન્ન થયેલી ને ગુણવાલી કન્યાને વરે પરણવું, અને એજ પ્રમાણે વરના શુદ્ધ ગોત્રાદિ જોઈને કન્યા એ પરણવું, વર કન્યાને મેલાપક આઠ પ્રકારે જોવાય છે, જેમાં વર્ણ-૧, વશ્ય-૨, તારા-૩, યોની-૪, ગ્રહોની પરસ્પર મૈત્રી-૫, ગણ-૬, કૂટ-૭, ( આગતું લેણું. ) નાડી-૮, એ આઠ બાબત મેલાપકમાં જોવી, વર્ણથી નાડી સુધીની આઠે બાબતો—એક પછી એક

ઉત્તરોત્તર[1] બલવાન જાણુવી, તે ઉપરથી આઠેના જુદા જુદા ગુણાંક-કહાડવા, અને તે આઠે ગુણાંકનું ઐકય (સરવાળો)કહાડવું, તે ગુણૈકય ૧૮ થી વધારે આવે તો તે વર કન્યાનો મેલાપક સારો જાણુવો.

**વર્ણ.**

મીન રાશિથી બારે રાશિના **વર્ણ અનુક્રમે**[2]—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, તે પ્રમાણે વારંવાર વર્ણ જાણવો, કન્યાના વર્ણ કરતાં વરનો વર્ણ ઉત્તમ હોય તો તે શુભ જાણવો, !

**( પુરૂષને જનોઈ માફક સ્ત્રીને વિવાહનો સંસ્કાર જાણવો, )**

**મનુઃ—વૈવાહિકો વિધિઃ સ્ત્રીણા મૌપનાયનિકઃ પરઃ ।**
**પતિસેવા ગુરૌ વાસો ગૃહાર્થોऽગ્નિપરિક્રિયા (१)**

**અર્થ**—જેમ પુરૂષને ઉપનયન આપ્યા પછી, બીજા કામો કરવાનો અધિકાર થાય છે, તેમ સ્ત્રિયોને પરણ્યા પછી પતિસેવા, ગુરૂના ઘેર વાસ કરવો, અગ્નિથી થતી ક્રિયા, વિગેરેનો અધિકાર પ્રાપ્ત થાય છે. (૧)

**( કોની સાથે લગ્ન થાય તેનો ખુલાસો. )**

**જ્યો-વિં०—परिणयेत्प्रमदादिमपूरुषात् सप्तदिपंचनरापरपुंभवा ।**
**अगम पंचजना परजं नरं प्रवरगोत्रविभिन्नकुलं तथा ( २ )**

**અર્થ**—પાંચ પુરૂષ થઈ ગયા પછી જન્મેલી કન્યા, અને સાત પુરૂષ થઇ ગયા પછી ઉત્પન્ન થયેલો પુરૂષ હોય તો, તે બંનેનું લગ્ન થઇ શકે છે, પરંતુ વરકન્યાનું એક ગોત્ર અને એક પ્રવર હોવું જોઇએ નહીં (૨)

---

**ટીપ—૧** ઉત્તરોત્તર એટલે વર્ણનું-૧, વશ્યનું-૨, તારાનું-૩, યોનીનું-૪, મૈત્રીનું-૫, ગણુનું-૬ કૂટનું-૭, અને નાડીનું-૮, એ પ્રમાણે એક પછી એક-ચઢતા ચઢતી બલ જાણવું, અને તે વર્ણાદિક-જો પુરેપુરાં સારાં હોય તો એ પ્રમાણે તેના બલના ગુણૈકયના અંક જાણવા, જેમ કે વર્ણ સંપૂર્ણ બલવાન હોય તો ગુણક-૧ આવે, અને મૈત્રી સંપૂર્ણ બલવાન હોય તો ગુણક-૫ આવે, એ વર્ણાદિક બલમાં જેટલાં ઓછાં હોય. તેટલા તેના વધારેમાં વધારે કહેલા ગુણકમાંથી ઓછા અંકમલે છે, એમ જાણવું, ગુણક એટલે સ્ત્રી પુરૂષ-બન્નેના વર્ણથી-નાડી સુધીના મેલાપકથી મલતા દોકડા અથવા માર્ક જાણવા.

**ટીપ—૨ બ્રાહ્મણ**-કર્ક, વૃશ્ચિક, મીન, । **ક્ષત્રિય**-મેષ, સિંહ, ધન, । **વૈશ્ય-વૃષભ**, કન્યા, મકર, । **શૂદ્ર**-મિથુન, તુલા, કુંભ, ।

( નહિ પરણવા લાયક કન્યા )

**विभुभवार्च्यभवानुचरांगजाऽपरिचितान्वयजा किल याऽबला ।**
**पतिततंत्रवती कुलटोद्‌या त्वनवरा न वराय वरस्यसा ( ३ )**

**અર્થ**—સ્વામિ ( શેઠ, ગુરૂ, રાજા ) ની પુત્રી, પૂજવા લાયક પુરૂષ ( ભાણેજ અનેવી વીગેરે ) ની, સેવક ( શિષ્ય, નોકર ચાકર ) ની, અજાણ્યા કુલની, ભ્રષ્ટ થયેલાની, ભૂતાદિ દોષવાળી, કુલટા ( વેશ્યા ) ની પુત્રી, અને ખરાબ શરીરવાળી, એવી કન્યા સાથે પુરૂષે પરણવું નહિં (૩)

**विष्णुपुराणे—नश्मश्रुव्यंजनवतीं नचैवपुरुषाकृतिम् ।**
**नातिबद्धेक्षणां तद्वत्कृशांगीं नोद्वहेत्स्त्रियम् ( ४ )**
**यस्यातिरोमशे जंघेगुल्फौ यस्यास्तथोन्नतौ ।**
**गंडयोःकूपकौ यस्या हसंत्याश्चैवजायते ( ५ )**

**અર્થ**—દાઢી અને મુછવાળી, ચારા કરનારી, પુરૂષના જેવી આકૃતિવાળી ઝીણી આંખવાળી, દુબળા શરીરવાળી, રૂંવાટા યુક્ત ઝાંઘવાળી, ઉંચી ઘુંટીઓ-વાળી, બેસી ગયેલા ગાલવાળી, અને હસતી, એવી સ્ત્રીને બુદ્ધિમાન પુરૂષે પરણવું નહિં. (૪–૫)

(વર કન્યાના શુભ ગુણો બાબત.)

**ज्यो- सा०—जातिविद्यावयः शीलमारोग्यंबहुपक्षता ।**
**अर्थित्वं वित्तसंपत्तिरष्टावेते वरे गुणाः ( ६ )**

**અર્થ**—જે પુરૂષ કુલવાન અને કન્યા કરતાં વિદ્યા અને ઉમ્મરમાં વધારે હોય, નિરોગી બહોળા કુટુંબવાળો સ્ત્રીની ઇચ્છાવાળો ધનવાન અને સારા સ્વભા-વવાળો હોય, આ પ્રમાણે આઠ ગુણોથી યુક્ત એવા પુરૂષની સાથે કન્યાએ લગ્ન કરવું. (૬)

કન્યાનાં શુભ લક્ષણ.

**हंसस्वरां मेघवर्णां मधुपिंगललोचनाम् ।**
**तादृशीं वरयेत्कन्यां गृहस्थः सुखमेधते ( ७ )**

**અર્થ**—હંસના જેવા સ્વરવાળી, મેઘના જેવા વર્ણવાળી, અને સ્નેહાળ તથા પિંગલવર્ણ નેત્રવાળી કન્યાની સાથે લગ્ન કરવાથી પુરૂષને સુખ મળેછે. (૭)

नुर्भक्ष्या जलजावशा विहरयो वश्या विकौर्प्यां हरे-
रस्यालिर्न शुभोनुरब्जहरयो नेष्टाःस्युरन्यज्जनात् ।
भे गण्येंकहृते मिथस्त्र्यगशराः शेषं नसच्चाश्विभा-
दश्वेभाव्यहिभोगिनः श्ववृषभुङ्मेषाखुभुग्द्व्युंदुराः ॥ २ ॥

गौःकालीपशुभुङ्महिष्यथपशुद्विड्द्वौमृगौश्वाकपि-
द्वौबभ्रूकपिसिंहवाजिहरिगोनागाः क्रमाद्योनयः ।
सिंहेभं महिषाश्वमोतुखनकं श्वैणं च कीशाविगो-
व्याघ्रं बभ्रुफणीति भीरुवरयोः प्रेष्येशयोश्च त्यजेत् ॥३॥

अन्वय—नुः जलजाः भक्ष्याः विहरयः ( सर्वाः ) वशाः हरेः विकौर्प्याः ( सर्वाः ) वश्याः अस्य अलिः न शुभः नुः अब्जहरयः नेष्टाः स्युः अन्यत् जनात् ( ज्ञेयम् ) मिथः भेगण्ये अंकहृते शेषम् त्र्यगशराः नसत् च अश्विभात् अश्वेभाव्याहिभोगिनः श्ववृषभुङ्मे-षाखुभुग्द्व्युंदुराः ॥ २ ॥

—अथ गौःकाली पशुभुक् महिषी पशुद्विट् द्वौ मृगौ श्वा कपिः द्वौ बभ्रू कपिसिंहवाजिहरिगोनागाः क्रमात् योनयः ( स्युः ) सिंहे-भम् महिषाश्वम् ओतुखनकम् श्वैणम् च कीशावि गोव्याघ्रम् बभ्रु-फणी इति भीरुवरयोः प्रेष्येशयोः त्यजेत् ॥ ३ ॥

**अन्वयार्थ—नुः** માણુસને **जलजाः** જલચરરાશિ **भक्ष्याः** ભક્ષ્ય છે, **विहरयः** સિંહ શિવાય (**सर्वाः** બધી) **वशाः** આધીન છે, **हरेः** સિંહને **विकौर्प्याः** વૃશ્ચિક શિવાય (**सर्वाः** દરેક) **वश्याः** વશ્ય છે, **अस्य** સિંહને **अलिः** વૃશ્ચિક **नशुभः** શુભ નથી **नुः** માણુસને **अब्जहरयः** જલચર તથા સિંહ **नेष्टाः** નેષ્ટ **स्युः** છે, **अन्यत्** બીજું **जनात्** મનુષ્યથી (**ज्ञेयम्** જાણવું) **मिथः** પરસ્પર **भेगण्ये** નક્ષત્ર ગણીને **अंकहृते** નવથી ભાગ લેવાથી **शेषम्** શેષ **त्र्यगशराः** ૩-૭-૫ **नसत्** સારી નહિં, **च** અને **अश्विभात्** અશ્વિની નક્ષત્રથી **अश्व** ઘોડો **इभ** હાથી **अवि** મેષ **अहि** સર્પ **भोगिनः** સર્પ **श्व** કૂતરો **वृषभुक्** ઉંદર **मेष** બકરો **आखुभुक्** બિલાડી **द्व्युंदुराः** બે ઉંદર, ॥ २ ॥

**अथ** ત્યાર પછી **गौः** ગાય **काली** ભેંસ **पशुभुक्** વાઘ **महिषी** ભેંસ **पशुद्विट्** વાઘ **द्वौ** એ **मृगौ** હરિણ **श्वा** કુતરો **कपिः** વાનર **द्वौ** એ **बभ्रू** નોળીયા **कपि** વાનર **सिंह** સિંહ **वाजि** ઘોડો **हरि** સિંહ **गो** ગાય **नागाः** હાથી **क्रमात्** ક્રમથી **योनयः** યોનીઓ ( **स्युः** છે, ) **सिंहेभम्** સિંહ અને હાથીને **माहिषाश्वम्** પાડો અને ઘોડાને **ओतुखनकम्** બિલાડી અને ઉંદરને **श्वैणम्** કુતરો અને હરીણને **कीशाविं** વાનર અને ઘેટાને **गोव्याघ्रम्** ગાય અને વાઘને **बभ्रुफणी** નોળીયું અને સાપને **इति** એ પ્રમાણે **भीरुवरयोः** વર અને કન્યાને **प्रेष्येशयोः** નોકર અને સ્વામીને **त्यजेत्** ત્યાગ કરવું, ॥ ૩ ॥

॥ **વશ્ય** ॥

**૨, ૩-ભાવાર્થ**—જલચર[1] રાશિ મનુષ્યને ભક્ષ્ય છે, ને સિંહ વિના બધી રાશિયો મનુષ્યને વશ્ય જાણવી, સિંહ રાશિને વૃશ્ચિક રાશિ વિનાની રાશિયો. વશ્ય જાણવી, મનુષ્યને જલચર અને સિંહરાશિ સારી સમજવી નહિં, બીજી બાબતો લોક વ્યવહારથી જાણવી.

॥ **તારા.** ॥

વર કન્યાના નક્ષત્રો પરસ્પર એક બીજા સુધી ગણતાં થયેલી સંખ્યાને નવે ભાગતાં જે શેષ રહે, તે **તારા** જાણવી. તેમાં ૩-૫ ને ૭ તારાઓ અશુભ અને બાકીની શુભ જાણવી.

---

**ટીપ—૧** મેષ વૃષભ, ધનરાશિ-૧૫-અંશપછી, ને-મકરરાશિ પહેલા ૧૫ અંશની અંદર, એઓની **ચતુષ્પદ**- સંજ્ઞા જાણવી, સિંહરાશિ, વનચર, વૃશ્ચિક રાશિ, કીટ, કર્ક મીન અને મકર રાશી ૧૫ અંશ પછી, તેઓની **જલચર**, । મિથુન, તુલા, કન્યા, કુંભ, ધનરાશિ ૧૫ અંશસુધી, એઓની. **મનુષ્યસંજ્ઞા** જાણવી, । મનુષ્યને જલચર રાશિ ભક્ષ્ય, ને સિંહ શિવાયની બધી રાશિયો. માણસને વશ્ય રહેનારી છે, । જો કે વૃશ્ચિક રાશિ માણસને વશ્ય છે, છતાં સારી સમજવી નહિં, તેમજ સિંહ રાશીને પણ વૃશ્ચિક રાશિ ખરાબ જાણવી, અને સિંહને જલચર-રાશિ સારી નહિં, । મનુષ્યને મનુષ્ય, જલચરને જલચર, કીટને કીટ, ચતુષ્પદને ચતુષ્પદ, અને વનચરને વનચર, એ રાશિયો પરસ્પર ( એક બીજાને ) મિત્ર જાણવી, । વનચર (સિંહ) રાશિ, મનુષ્ય તથા ચતુષ્પદ રાશિને વૈરી જાણવી, । બાકીનું બુદ્ધિ પ્રમાણે જાણી લેવું, જેમકે—મિથુન રાશિ માણસ ને મેષ રાશિ બકરો છે, તો માણસને બકરો ભક્ષ્ય છે. અને બકરો માણસને તાબે રહે છે, માટે વશ્ય પણ છે, તેમજ મનુષ્ય રાશિને (વૃશ્ચિક) કીટ રાશિ વશ્ય છે, ને કીટ રાશી માણસને સારી નથી માટે શત્રુ (અરિ) છે, એવો જ્યાં જ્યાં પ્રસંગ આવે ત્યાં પોતાની બુધ્ધિથી જાણી લેવું, જેમકે હિંદુને ગાય પૂજ્ય હોવાથી વશ્ય છે, અને મુસલમાન વિગેરે શૂદ્રોને ભક્ષ્ય હોવાથી શત્રુ છે.

## ॥ નક્ષત્રયોની ॥

**ભાવાર્થ**–૨–૩–અશ્વિની, પૂ–ભા, **ઘોડો**, ભરણી, ઉ–ફા, **હાથી**, કૃત્તિકા, પુષ્ય, **ઘેટું**, રોહિણી, મૃગશીર્ષ, **સાપ**, આર્દ્રા, **કુતરો**, પુનર્વસુ, આશ્લેષા, મૂલ, **બિલાડો**, મઘા, પૂ–ફા, **ઉંદર**, ઉ–ફા, **ગાય**, હસ્ત, સ્વાતી, **ભેંસ**, ચિત્રા, વિશાખા, **વાઘ**, અનુરાધા, જ્યેષ્ઠા, **હરિણ**, પૂ–ષા, શ્રવણુ, ધનિષ્ઠા, **વાનર**, ઉ–ષા, અભિજીત, **નોરવું**, શતભિષા, **સિંહ**, રેવતી, **પશુ**, આ પ્રમાણે અશ્વિની નક્ષત્રથી રેવતી નક્ષત્ર સુધીની **યોનીએ।** જાણવી, । અને તે યોનીઓમાં સિંહને હાથી, । ભેંસને ઘોડો, । વાંદર ને ઘેટું, । નોળીયું ને સર્પ, । હરિણ ને કુતરો, । ઉંદર ને બિલાડું, । વાઘ ને ગાય, । કુતરો ને વાંદર, । વાઘને પશુ, । એ પ્રમાણે પરસ્પર એક બીજાની યોનીની શત્રુતા જાણવી, એવી શત્રુતાની યોની વર અને કન્યાની, શેઠ અને નોકરની પરસ્પર હોયતો ત્યાગ કરવી,

## ॥ યોનીચક્ર ॥

| યોની. નક્ષત્રો. | યોની. નક્ષત્રો. | ॥ વૈરચક્ર ॥ |
|---|---|---|
| ઘોડો–અ. પૂ–ભા. | ગાય–ઉ–ફા. રે. | ઘોડો–ભેંસ. |
| હાથી–ભ. ઉ–ભા. | ભેંસ–હ. સ્વા. | હાથી–સિંહ. |
| મીંઢ–કૃ. પુષ્ય. | વાઘ–ચિ. વિ. | મીંઢ–વાંદર. |
| સાપ–રો. મૃ. | હરિણ–અ. જ્યે. | સાપ–નોળીયું. |
| કુતરો–આર્દ્રા. | વાંદર–પૂ–ષા. શ્ર. ધ. | કુતરો–હરિણ. |
| બિલાડો–પુ. આ. મૂ. | નોરવું–ઉ–ષા. અભિ. | બિલાડું–ઉંદર. |
| ઉંદર–મઘા, પૂ. ફા. | સિંહ–શ. | |

**भेशामंशुबुचंरवूशुमगुशाः शोगुः क्रियास्यूरवे**
**मित्राणीज्यकुजेंदवः शनिसितौ शत्रूविधोर्नोरिपुः ।**
**मित्रे सूर्यबुधौ कुजस्य विदरिः सूर्येन्दुजीवाहिता–**
**ज्ञस्यार्कास्फुजितौ हितौ विधुररिः सूरेः सितज्ञावरी ॥ ४ ॥**

मित्राण्यर्ककुजेंदवोथ भृगुजस्यारी रवींदूहितौ
मंदज्ञौच शनेः कुजेन्दुरवयो नेष्टाः सितज्ञौ हितौ ।
पूर्वाद्रांतककोत्तरं नरिसुरेकांत्यादितीज्यानिले-
दुश्रुत्यश्विनिमित्र मन्यदसुरेदैत्यैर्नृणांस्यान्मृतिः ॥ ५ ॥

अन्वय—मंशुबुचंरबुशुमगुशाः शः गुः क्रियात् मेशाः स्युः रवेः ईज्यकुजेंदवः मित्राणि शनिसितौ शत्रू विधोःनो रिपुः सूर्यबुधौ मित्रे कुजस्य विद् अरिः सूर्येन्दुजीवाः हिताः ज्ञस्य अर्कास्फुजितौ हितौ विधुः अरिः सुरेः सितज्ञौअरी ॥ ४ ॥

—अर्ककुजेन्दवः मित्राणि अथ भृगुजस्य रवीन्दू अरी च मन्दज्ञौ हितौ शनेः कुजेन्दुरवयः नेष्टाः सितज्ञौ हितौ पूर्वाद्रान्तककोत्तरं नरि, अर्कान्त्यादितीज्यानिलेन्दुश्रुत्यश्विनिमित्रं सुरे, अन्यत् असुरे, दैत्यैः नृणां मृतिः स्यात् ॥ ५ ॥

अन्वयार्थ—मं. મંગલ शु. શુક્ર बु. બુધ चं. ચંદ્ર र. રવિ बु. બુધ शु. શુક્ર मं. મંગલ गु. ગુરૂ श. શનિ शः શનિ गुः ગુરૂ क्रियात् મેષ રાશિથી मेशाःस्युः રાશિઓના સ્વામી છે, । रवेः સૂર્યના ईज्यकुजेंदवः ગુરૂ મંગલ ને ચંદ્ર मित्राणि મિત્રો છે, । शनिसितौ શનિ શુક્ર शत्रू શત્રુ છે, । विधोः ચંદ્રમાને रिपुः શત્રુનો નથી, । सूर्यबुधौ સૂર્ય ને બુધ मित्रे મિત્ર છે, । कुजस्य મંગલનો वित् બુધ अरिः શત્રુ છે, । सूर्येन्दुजीवाः સૂર્ય-ચંદ્ર-ગુરૂ हिताः મિત્રો છે, । ज्ञस्य બુધના अर्कास्फुजितौ રવિ-શુક્ર हितौ મિત્ર છે । विधुः ચંદ્રમા अरिः શત્રુ છે, । सूरेः ગુરૂના सितज्ञौ શુક્ર-બુધ अरी શત્રુ છે, ।

—अर्ककुजेंदवः રવિ-મંગલ-ચંદ્ર मित्राणि મિત્રો છે, । अथ ત્યાર પછી भृगुजस्य શુક્રના रवीन्दू રવિ ને ચંદ્ર अरी શત્રૂ છે, । च અને मन्दज्ञौ શનિ ને બુધ हितौ મિત્ર છે, शनेः શનિના कुजेन्दुरवयः મંગલ-ચંદ્ર-રવિ नेष्टाः શત્રુ છે, सितज्ञौ શુક્ર-બુધ हितौ મિત્ર છે, पूर्वाद्रान्तककोत्तरं ત્રણ પૂર્વા, આર્દ્રા, ભરણી, રોહિણી, ત્રણ ઉત્તરા એ નવ નક્ષત્રો नरि મનુષ્યમાં । अर्क-હસ્ત, अन्त्य-રેવતી, अदिति-પુનર્વસુ, इज्य-પુષ્ય, अनिल-સ્વાતી, इन्दु-મૃગશીર્ષ, श्रुति-શ્રવણ, अश्विनि-અશ્વિની, मित्रं-અનુરાધા, એ નવ નક્ષત્રો सुरे દેવમાં । अन्यत् બીજાં असुरे રાક્ષસ ગણમાં રહેલાં છે, दैत्यैः દૈત્યોથી नृणां માણસોનું मृतिः મરણ स्यात् થાય, ।

## ॥ રાશિઓના સ્વામીઓ. ॥

૪-૫ **ભાવાર્થ**-મેષને વૃશ્ચિકનો **મંગલ**, વૃષભને તુલાનો **શુક્ર**, મિથુનને કન્યાનો **બુધ**, કર્કનો **ચંદ્ર**, સિંહનો **સૂર્ય**, ધનને મીનનો **ગુરૂ**, મકરને કુંભનો **શનિ**, આ પ્રમાણે બાર રાશિઓના સ્વામીઓ છે.

## ॥ ગ્રહોની મૈત્રી. ॥

**સૂર્યના**—ચંદ્ર-મંગલ-ગુરૂ-મિત્ર, બુધ-સમ, શુક્ર-શનિ-શત્રુ, । **ચંદ્રના**—સૂર્ય-બુધ-મિત્ર, મંગલ-ગુરૂ-શુક્ર-શનિ-સમ, શત્રુ કોઇ નથી, । **મંગલના**—સૂર્ય-ચંદ્ર-ગુરૂ-મિત્ર, શુક્ર-શનિ-સમ, બુધ-શત્રુ । **બુધના**—સૂર્ય-શુક્ર-મિત્ર, મંગલ-ગુરૂ-શનિ-સમ, ચંદ્ર-શત્રુ, । **ગુરૂના**—સૂર્ય-ચંદ્ર-મંગલ-મિત્ર, શનિ-સમ, બુધ-શુક્ર-શત્રુ, । **શુક્રના**—બુધ-શનિ-મિત્ર, મંગલ-ગુરૂ-સમ, સૂ.-ચં.-શત્રુ, । **શનિના**—બુધ-મિત્ર, ગુરૂ-સમ. સૂર્ય-ચંદ્ર-મંગલ-શત્રુ, । એ પ્રમાણે સૂર્યથી શનિ સુધીના ગ્રહો પરસ્પરમિત્ર-સમ-ને શત્રુ જાણવા । શત્રુતા કન્યા કે વરની રાશિના સ્વામીની પરસ્પર હોય તો સારી જાણવી નહિં.

## ॥ મૈત્રી ચક્ર. ॥

| ગ્રહ. | મિત્ર. | સમ. | શત્રુ. |
|---|---|---|---|
| સૂ. | ચં. મં, ગુ. | બુ. | શ. શુ. |
| ચં. | સૂ. બુ. | મં. ગુ. શુ. શ. | ૦ |
| મં. | સૂ. ચં. ગુ. | શુ. શ. | બુ. |
| બુ. | સૂ. શુ. | મં. ગુ. શ. | ચં. |
| ગુ. | સૂ. ચં, મં. | શ. | બુ. શુ. |
| શુ. | બુ. શ. | મં. ગુ. | સૂ. ચં. |
| શ. | બુ. શુ. | ગુ. | સૂ. ચં. મં. |

॥ ગણ. ॥

**મનુષ્યગણ**—ભરણી, રોહિણી, આર્દ્રા, પૂ-ફા. પૂ-ષા. પૂ-ભા. અને ત્રણે ઉત્તરા.

**દેવગણ**—અશ્વિની, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય. હસ્ત, સ્વાતી, અનુરાધા, શ્રવણ, રેવતી.

**રાક્ષસગણ**—કૃતિકા, આશ્લેષા, મઘા, ચિત્રા, વિશાખા, જ્યેષ્ઠા, મૂલ, ધનિષ્ટા, શતભિષા.

આ પ્રમાણે જોતાં વર કન્યાને પરસ્પર રાક્ષસ ને મનુષ્ય ગણ હોય તો મૃત્યુ કરે છે.

**आत्रिः—राशीशयोः सुहृद्भावे मित्रत्वे वांशनाथयोः ।**
**गणादिदौष्टयेऽप्युद्वाहः पुत्रपौत्रप्रवर्धनः ( ८ )**

**અર્થ**—રાશિના સ્વામીની પરસ્પર મિત્રતા હોય, અને નવમાંશના સ્વામીયો પરસ્પર મિત્ર હોય, તો ગણ વિગેરેનો દોષ હોય તો પણ વિવાહ કરવાથી સંતતિની વૃદ્ધિ થાય છે. (૮)

**स्याद्देवासुरयोः कलिर्नृसुरयोर्मध्यंस्वयोः सौहृदं**
**नैःस्व्यं द्विव्ययके षडष्टसुविपद्वै पुत्र्यमर्थाकके ।**
**शेषेर्थाविविधा विभैकचरणेभिन्नर्क्षराश्यैककं**
**भिन्नांघ्येकभमेतयोर्गणखगौ नाडी नृदूरं न च ॥ ६ ॥**

**अन्वय—देवासुरयोःकलिःस्यात् नृसुरयोः मध्यम् स्वयोः सौहृदम् द्विव्ययके नैःस्व्यं षडष्टसु विपत् अर्थांकके वैपुत्र्यं विभैकचरणे शेषे विविधाः अर्थाः ( भवन्ति ) भिन्नर्क्षराश्येककं भिन्नांघ्रि एकभं एतयोः गणखगौ नाडी च नृदूरं न ( विलोक्यम्, ) ॥ ६ ॥**

**अन्वयार्थ—देवासुरयोः** દેવને રાક્ષસમાં **कलिः** કજીઓ **स्यात्** થાય, **नृसुरयोः** મનુષ્યને દેવમાં **मध्यम्** સાધારણ **स्वयोः** એકજ ગુણને વિષે **सौहृदम्** મિત્રતા **द्विव्ययके** ૨-૧૨-મે **नैःस्व्यं** નિર્ધનતા-**षडष्टसु** ૬-૮-મે **विपत्** દુઃખ **अर्थांकके** ९-५ મેં **वैपुत्र्यं** સંતાન રહિત થાય, **विभैकचरणे** નક્ષત્રના એક ચરણ શિવાયના **शेषे** શેષમાં **विविधाः** નાનાપ્રકારના **अर्थाः** વૈભવ (**भवन्ति**

થાય છે ) **भिन्नर्क्षराश्येककं** જુદાં નક્ષત્ર–ને એકરાશિ **भिन्नांघ्रि** જુદાંચરણ–**एकभं** એક નક્ષત્ર–**एतयोः** એ એમાં **गणखगौ** ગણને ગ્રહ **नाडी** નાડી **च** અને **नृदूरं** નૃદુર **न ( विलोक्यम्, )** જોવું નહિં, ॥ ૬ ॥

૬ **ભાવાર્થ**—દેવ અને દૈત્ય–કલેશ કરનાર છે, દેવને મનુષ્ય–મધ્યમ છે, અને વરકન્યાનો એકજ ગણ હોયતો પ્રીતિ થાય છે,

॥ કૂટ (માગતું લેણું.) જોવા વિષે. ॥

વરકન્યાની રાશિથી પરસ્પર ગણતાં એકનું માગતું–૨ અને બીજાનું માગતું. ૧૨ હોય તો તે **બીયાબારૂ**, કહેવાય છે. એ બીયાબારૂ વરકન્યાને હોય તો નિર્ધનના થાય છે, તેમજ પરસ્પર એક બીજા નીરાશિથી ગણતાં–૬––૮ માગતું લેણું હોયતો તેને **ષડાષ્ટક** કહે છે, તે ષડાષ્ટક ઘણા પ્રકારે દુઃખ આપનાર કે મરણ કરનારૂં જાણવું, તેવીજ રીતે પરસ્પર ગણતાં ૫–૯ માગતું હોય તો પ્રજા રહિત થાય છે, તેને **નવપંચક**–કહેવાય છે, બંનેના એકજ નક્ષત્રના એક ચરણ શિવાય બાકીનું માગતું ૩–૧૧, ૪–૧૦,૭–૭, ૧–૧, એ કૂટ ઘણા કાર્યોની સિદ્ધિ કરનારૂં જાણવું, અને વરકન્યાની રાશિ–એકને નક્ષત્ર જુદાં,[1] રાશિ એક–નક્ષત્ર એકને ચરણ જુદાં. એવું જ્યાં હોય ત્યાં ગણ–મૈત્રી–નાડી–અને નૃદુર–બીલકુલ જોવાની જરૂર નથી. જેથી એ મેલાપક અવશ્ય સારો જાણવો,

**मु–ग०—विशाखार्द्राश्रवःपुष्योरोहिण्युत्तरभाद्रपद् ।**
**रेवती च मघाश्रेष्ठं नेतरश्चैकभद्वयोः ( ९ )**

**અર્થ**—રોહિણી–આર્દ્રા–પુષ્ય–મઘા–વિશાખા–શ્રવણ–ઉ–ભા, અને રેવતી એ નક્ષત્રોમાંનું કોઈ પણ નક્ષત્ર–વરકન્યા–બંનેનું એક હોયતો શુભ સમજવું, તે શિવાયના નક્ષત્રોમાંનું હોય તો અશુભ જાણવું, (૯)

**ज्यो–र्नि०—ग्रहमैत्र्यं शुभा तारा राशिवश्यं त्रिभिःशुभम् ।**
**षडष्टकं बुधाःप्राहुर्द्वाभ्यांद्व्यर्के त्रिकोणकम् ( १० )**

---

**ટીપ**–૧–તેના ચાર ભેદ થાય છે, રાશિ એકને નક્ષત્ર જુદુ, નક્ષત્ર એકને રાશિ જુદી, નક્ષત્ર એક–રાશિ એક–અને ચરણ જુદાં, બેઉની–એકજ રાશિ–નક્ષત્ર અને ચરણ, આ પ્રમાણે ચાર ભેદોમાંથી–ત્રણ શુભ, અને ચોથો અશુભ જાણવો,

**અર્થ**—ગ્રહોની મૈત્રી, શુભતારા, અને વશ્યરાશિ, એ ત્રણ હોય તો, વરકન્યાને-૬-૮,૨-૧૨, અને ૯-૫, નો દોષ સમજવો નહિં, (૧૦)

षट्काष्टे समभंच षष्ठसहितंचेच्छोभनं स्यात्सम
भं द्विर्द्वादशके द्वितीयसहितं श्रेष्ठं स्त्रियायुग्घरिः ।
मूलेंद्रार्कभपाश्य जैकचरणादित्यार्यमेषाश्विभै
र्याम्येंद्वीज्यभमित्रभाग्यवसुभत्वाष्ट्रांब्वहिर्बुध्न्यभैः ॥ ७ ॥

अन्यैर्नाड्यइहैकनाडिनवके स्यातां द्विभे चेन्मृति
र्गोदादक्षिणतःक्वचिन्नृपमुखेपार्श्वैकनाडी हिता ।
मैत्र्याद्विव्ययमर्थनंदमपिसत् षट्काष्टकं वश्यतः
षड्भिःस्त्रीनृगणावरोस्त्रपगणःसत्कूटमैत्र्योस्तदा ॥ ८ ॥

अन्वय—षट्काष्टे षष्ठसहितम् समभम्चेत् ( तदा ) शोभनम् स्यात् च द्विर्द्वादशके द्वितीयसहितम् समभम् श्रेष्ठम् स्त्रियायुक् हरिः ( सत् ) मूलेन्द्रार्कभपाश्यजैकचरणादित्यार्यमेषाश्विभैः याम्यें-द्वीज्यभमित्रभाग्यवसुभत्वाष्ट्रांब्वहिर्बुध्न्यभैः ॥ ७ ॥

—अन्यैः नाड्यः इह एकनाडीनवके द्विभे स्याताम् चेत् मृतिः ( स्यात् ) गोदादक्षिणतः क्वचित् नृपमुखे पार्श्वैकनाडी हिता द्विव्ययम् अर्थनन्दम् अपि मैत्र्या सत् षट्काष्टकम् वश्यतः षड्भिः ( सत् ) स्त्रीनृगणाः वरः अस्त्रपगणः तदा सत्कूटमैत्र्योः सत् ॥ ८ ॥

**अन्वयार्थ—षट्काष्टे**-૬-૮ માં **षष्ठसहितम्** ૬-ભાગનારની સાથે **समभम्** એકીરાશિ **चेत्** હોય ( **तदा** તો ) **शोभनम् स्यात्** સારૂં છે, **च** અને **द्विर्द्वादशके**-૨-૧૨-માં **द्वितीयसहितम्**-૨, ની સાથે **समभम्** સમરાશિ હોય તો **श्रेष्ठम्** સારૂ છે, **स्त्रिया** કન્યારાશિવડે **युक्** યુકત **हरिः** સિંહરાશિ ( **सत्** શ્રેષ્ઠ છે, ) **मूल** મૂલ-**इन्द्र** જ્યેષ્ઠા-**अर्क**-હસ્ત-**पाशी** શતભિષા-**अजैकचरण** પૂ-ભા, **आदित्य** પુનર્વસુ-**अर्यमा** ઉ-ફા, **इष** આર્દ્રા-**अश्विभैः** અશ્વિની, **याम्य** ભરણી-**इंदु** મૃગશીર્ષ-**इज्य** પુષ્ય-**मित्र** અનુરાધા-**भाग्य**-પૂ-ફા, **वसु** ધનિષ્ઠા-**त्वाष्ट्र** ચિત્રા-**अंबु** પૂ-ષા, **अहिर्बुध्न्यभैः** ઉ-ભા, એ નક્ષત્રોની, ॥ ७ ॥

—**अन्यैः** બાકીનાં નવનક્ષત્રોવડે—**नाड्यः** ત્રણ નાડીયો થાય છે, **इह** એમાં **एकनाडीनवके** એકજ નાડીના નવનક્ષત્રોમાં—**द्विभे** વરકન્યાનાં બે નક્ષત્રો **स्याताम्** હોય, **चेत्** તો **मृतिः** મરણ ( **स्यात्** થાય, ) **गोदादक्षिणतः** ગોદાવથી દક્ષિણ ભાગમાં **क्वचित्** કોઈ વખત **नृपमुखे** ક્ષત્રિયાદિકને વિષે **पार्श्वैक नाडी**—પહેલીને ત્રીજી નાડી **हिता** સારી છે, **द्विव्ययम्**—૨–૧૨—**अर्थनन्दम्**—૫–૯, **अपि** પણ **मैत्र्या** ગ્રહમૈત્રીથી ( **सत्** શ્રેષ્ઠ છે, ) **षट्काष्टकम्**—૬–૮, **वश्यतः** વશ્યથી **षड्भिः** ૬—બાબતોથી ( **सत्** શ્રેષ્ઠ છે. ) **स्त्रीनृगणाः** સ્ત્રીનો મનુષ્ય ગણ હોય, **वरः** વર, **अस्रपगणः** રાક્ષસ ગણનો હોય—**तदा** ત્યારે **सत्कूटमैत्र्योः** સારૂ કૂટ અને મૈત્રીથી **सत्** શ્રેષ્ઠ છે, ॥ ૮ ॥

## ॥ શુભ ષડાષ્ટક, ॥

૭ **ભાવાર્થ**—વરકન્યામાંથી જેની બેકીરાશિ હોય અને તે ૬, માગનાર હોય. તો તે **ષડાષ્ટક**—શુભ જાણવું,

## ॥ શુભ બીયાબારૂ. ॥

તેમજ બીયાબારામાં પણ વરકન્યામાંથી જે બે માગનાર છે, તેની બેકી રાશિ હોય તો તે શુભ સમજવું,

## ॥ બે માગનાર એકી રાશિનું શુભ બીયાબારૂ. ॥

ઉપર કહ્યા પ્રમાણે સિંહને કન્યારાશિનું, બીયાબારૂ, સિંહરાશિ એકી હોવાથી અશુભ હોય, પરંતુ તેજ બીયાબારૂ, ફક્ત એકીરાશિનું હોવા છતાં શુભ જાણવું,

## નાડી.

**પહેલી**—અશ્વિની, આર્દ્રા, પુનર્વસુ, ઉ–ફા, હસ્ત, જયેષ્ઠા, મૂલ, શતભિષા, પૂ–ભા,

**બીજી**—ભરણી, મૃગશીર્ષ, પુષ્ય, પૂ–ફા, ચિત્રા, અનુરાધા, પૂ–ષા; ધનિષ્ઠા, ઉ–ભા,

૮ **ભાવાર્થ**—**ત્રીજી**—કૃત્તિકા, રોહિણી, આશ્લેષા, મઘા, સ્વાતી, વિશાખા, ઉ–ષા, શ્રવણ, રેવતી,

એ પ્રમાણે વરકન્યા બંન્નેની એકજ નાડી હોય તો બંનેનું મૃત્યુ થાય, પરંતુ ગોદાવરી નદીથી દક્ષિણ તરફના દેશોમાં–રહેનાર ક્ષત્રિયાદિક[1] વર્ણને પહેલી ને ત્રીજી નાડીસારી જાણવી,

॥ દુષ્કૂટ બાબત ॥

૨–૧૨, ૯–૫, ભાગતું હોય. તે અશુભ છે, છતાં વરકન્યાની રાશિઓના સ્વામી પરસ્પર–મિત્ર હોય, તો તે અશુભ હોવા છતાં શુભ જાણવું, તેમજ–૬–૮, ભાગતું જો વશ્ય–તારા–યોની–મૈત્રી ગણ–ને નાડી–એ–૬, એ પુરેપુરાં શુભ હોય તો તે અશુભ છતાં શુભ જાણવું,

॥ અશુભગણ બાબત ॥

રાક્ષસગણનો–વર, ને મનુષ્ય ગણની–સ્ત્રી, હોવા છતાં ભાગતું લેણું સારૂં હોય, અને બંનેના રાશિઓના સ્વામી–પરસ્પર–મિત્ર હોયતો તેપણ શુભ જાણવું,

रक्षःस्त्रीनृपुमान्यदावशमुखैः षड्भिर्युतं शोभनं
स्त्रीभान्ना निकटे नृदूरमशुभं खेटोडुमैत्र्योःशुभम् ।
द्व्यर्के ताम्रसुवर्णमष्टरिपुके गोयुग्ममर्थांकके
रौप्यं कांस्यमथैकनाडियुजि गोस्वर्णादि दत्त्वोद्वहेत् ॥ ९ ॥

अन्वय–यदा रक्षःस्त्री नृपुमान् ( तदा ) वशमुखैःषड्भिः युतं शोभनं स्त्रीभात् ना निकटे नृदूरं अशुभम् ( तत् ) खेटोडुमैत्र्योः शुभम् अथ द्व्यर्के ताम्रसुवर्णं अष्टरिपुके गोयुग्मं अर्थांकके रौप्यम् कांस्यम् एकनाडीयुजि गोस्वर्णादि दत्वा उद्वहेत्, ॥ ९ ॥

---

ટીપ ૧—આ ક્ષત્રિયાદિક વર્ણ–જન્મ ઉપરથી જાણવો, એટલે ક્ષત્રિયને ઘેર જન્મેલો, ક્ષત્રિય, વૈશ્યને ત્યાં જન્મેલો વૈશ્ય, અને શૂદ્રને ત્યાં જન્મેલો શૂદ્ર જાણવો, પરંતુ. વિ૦ પ્ર૦ શ્લોક–૧–માં બતાવ્યા પ્રમાણે આ વર્ણ સમજવો નહિ.

**अन्वयार्थ—यदा** જ્યારે-**रक्षःस्त्री** રાક્ષસ ગણુની સ્ત્રી **नृपुमान्** મનુષ્ય ગણુનો પુરૂષ-હોય ( **तदा** ત્યારે ) **वश्यमुखैः** વશ્યાદિ **षड्भिः** ૬ વડે **युतं** યુક્ત મેલન **शोभनम्** શ્રેષ્ટ છે, **स्त्रीभात्** સ્ત્રીના નક્ષત્રથી **ना** મનુષ્યનું નક્ષત્ર **निकटे** નજીકમાં હોયતો **नृदूरं** નૃદૂર-**अशुभम्** અશુભ ( **तत्** તે ) **खेटोडुमैत्र्योः** ગ્રહ ને નક્ષત્રની મૈત્રી હોય તો **शुभम्** શુભ છે, **अथ** ત્યાર પછી **द्व्यर्के** ૨-૧૨-મે **ताम्रसुवर्णे** તાંબુને સોનું-**अष्टरिपुके**-૮-૬ ટ્ઠે **गोयुग्मं** બે ગાયો **अर्थांकके** ૯-૫-મે **रौप्यम्** રૂપુ **कांस्यम्** કાંસુ **एक नाडीयुजि** એક નાડીના યોગમાં **गोस्वर्णादि** ગાય-સોનું-વિગેરે **दत्वा** આપીને **उद्वहेत्** વિવાહ કરવો, ॥ ૯ ॥

॥ **અશુભગણુ બાબત.** ॥

**ભાવાર્થ**—મનુષ્યગણુનો વર, ને રાક્ષસગણુની કન્યા હોય તો. વશ્ય-તારા-યોની-મૈત્રી-કૂટ-(માગતુ લેણું.) ને નાડી-એ-૬-એ પુરેપુરાં શુભ હોયતો-તે **ગણુ-શુભ જાણુવો,**

॥ **નૃદૂર બાબત.** ॥

કન્યાના નક્ષત્રથી ગણુતાં વરનું નક્ષત્ર નજીક હોય. અને વરના નક્ષત્રથી ગણુતાં-કન્યાનું નક્ષત્ર-દૂર હોયતો-તે નૃદૂર-કહેવાય છે, તે **નૃદૂર** અશુભ જાણુવું,

॥ **નૃદૂરનું શુભત્વ.** ॥

જો વરકન્યાની યોનિનીને રાશિના સ્વામીની એમ બે પ્રકારે મિત્રતા હોય-તો તે નૃદૂર-અશુભ છતાં શુભ જાણુવું,

॥ **આવશ્યકતામાં દુષ્કૂટનું પુણ્યદાન.** ॥

જો ૨-ને ૧૨-માગતું હોય. તો તાંબાનું ને સોનાનું દાન આપવું, અને-૬-ને-૮-માગતું હોયતો બે ગાયોનું દાન આપવું, ૯-ને-૫-માગતું હોયતો રૂપાનું ને કાંસાનું દાન આપવું,

॥ **આવશ્યકતામાં દુષ્ટનાડીનું પુણ્યદાન.** ॥

વરકન્યાની એકજ નાડી હોયતો-ગાય-અને સોના વિગેરેનું વિશેષદાન કરી લગ્ન કરે તો શુભ જાણુવું,

**मु–ग०—हेमाख्यरत्नगोदानं मृत्युंजयजपस्तथा ।**
**कुर्यादावश्यकोद्वाहे नाडीदोषाऽपनुत्तये ( ११ )**

અર્થ--અત્યંત જરૂરીના વિવાહમાં-સોનુ, ઘી, રત્ન, ગૌદાન, અને મૃત્યુંજયના-જપ કરવાથી નાડીના દોષને નાશ થાય છે, (૧૧)

**यदि रक्षोगणे कन्या वरश्चेन्नृगणो भवेत् ।**
**तदोद्वाहो गुणाधिक्ये कार्यस्त्वावश्यके सति ( १२ )**

અર્થ—જો કન્યાનો રાક્ષસગણ હોય, વરનો મનુષ્યગણ હોય, તોપણ ગુણૈક્યમાં-( દોકડા.) અધિક હોય, અને અતિઆવશ્યકતા હોય તો વિવાહ કરવો, (૧૨)

ઉપર મુજબ શુભષડષ્ટક-શુભદ્વિર્દ્વાદશક-અને શુભનવપંચક-ગ્રંથકારે જે પ્રમાણે-બતાવ્યું છે. તે પ્રમાણે તે શુભકૂટ-(સત્કૂટ.) થતું હોયતો-તે સત્કૂટ હોવાથી તેના સત્કૂટ પ્રમાણે જેગુણક આવતા હોય, તે ગુણક લેવા, પણ તેને દુઃકૂટ ધારી શૂન્યગુણક-મુકવો નહિં, **जगन्मोहन**-નામના ગ્રંથમાં વસિષ્ઠને કશ્યપરૂષિના મતથી-મીનને મેષનું, વૃષભને મિથુનનું, એ પ્રમાણે દરેક એ-કીરાશિવાળાનું, એ માગતું. અને એકી રાશિવાળાનું-બાર-માગતું. એવું-બીયા-બારૂં. ( દ્વિર્દ્વાદશક. ) હોયતો તેને શુભજ કહ્યું છે, એટલુંજ નહિંપણ-મીનને મેષના બીયાબારાથી સમરાશિ-એ માગનાર-બીયાબારાનું-અનુક્રમે-શુભફલ-નીચે પ્રમાણે કહ્યું છે, મીનને મેષનું-બીયાબારૂ-આયુષ્ય ને વધારનાર, વૃષભને મિથુનનું-પુત્રને વૈભવ આપનાર, કર્કને સિંહનું-પુત્રને ધન વધારનાર, કન્યાને તુલાનું પતિનું સુખ આપનાર, વૃશ્ચિકને ધનનું-સૌભાગ્ય આપનાર, મકરને કુંભનું-ધનધાન્ય વધારનાર, જાણવું, માટે-ગ્રંથકારે જેને સત્કૂટ કહ્યું છે. તે શુભફલ આપનારૂંજ છે, જેમાં જરાપણ શંકા જેવું નથી, જ્યારે-શંકા નથી. અને કોઇપણ ગ્રંથમાં આવા સત્કૂટના ગુણક ન લેવા. એવું કહ્યું નથી, અને **मार्तण्डकार**—આજ પ્રકરણના શ્લોક-૧૨ માં-દુષ્કૂટ હોય. પરંતુ વરકન્યાની યોનીની પરસ્પર-મૈત્રી હોય-અને સ્ત્રી દૂર-હોય, એવા દુઃકૂટના-ચાર ગુણકલેવાને સૂચવે છે, તેમજ યોનીમૈત્રી-અને સ્ત્રીદૂર-એ બેમાંથી-યોનીમૈત્રી હોય-અથવા સ્ત્રી દૂર-હોય, એમ એકજ કારણ હોય તોપણ-દુઃકૂટનો એક ગુણક લેવા-કહે છે, અને તે દુઃકૂટ-વસિષ્ઠ-નેગર્ગ-વિગેરે-મહર્ષિઓના મતથી-મેષને વૃષભ જેમાં એકી રાશિવાળો-બે માગે, એવું-દ્વિર્દ્વાદશક-ખરાબફલ-નીચે પ્રમાણે આપે છે, વૈધવ્ય-મરણ-વધ-બંધન-વિયોગનો સંતાપ-અને અધિક દુઃખ; આ પ્રમાણે-દુઃકૂટ હોવા છતાં પણ-ફક્ત-યોનીમૈત્રી-અને સ્ત્રી દૂર-હોવાથી-ચાર ગુણૈક્ય-મલે છે, તો જે દ્વિર્દ્વાદશાદિકને-શાસ્ત્રકારે-સત્કૂટ-તરીકે લખ્યું છે, તેના ગુણક-શામાટે મલવા ન જોઇએ. જેમકે—મિથુનને-કર્ક-રાશિનું-દુઃકૂટ હોયતો મૃત્યુ થાય છે, છતાં-પુરૂષનો જન્મ-પુનર્વસુ-નક્ષત્રના-પહેલા ચરણમ

થયો છે, તેથી તેની મિથુન રાશિ, અને બિલાડીની યોની, આવે છે. જ્યારે કન્યાનો જન્મ–આશ્લેષા નક્ષત્રના–બીજા ચરણમાં થયો છે, તેથી–કન્યાની કર્ક રાશિ થાય છે, અને તેની યોની પણ–બિલાડીનીજ આવે છે, જેથી વર–અને કન્યાની એકજ યોની હોવાથી–યોની મિત્રતા છે, અને સ્રીના નક્ષત્ર–આશ્લેષાથી–પુરૂષના નક્ષત્ર–પુનર્વસુ–સુધી–નક્ષત્ર સંખ્યા–૨૬–થાય છે, અને પુરૂષના પુનર્વસુ–નક્ષત્રથી–કન્યાના આશ્લેષા નક્ષત્ર સુધી ગણતાં–સંખ્યા–૩–થાય છે, તેથી સ્રી દૂર–પણ આવે છે, માટે યોની મૈત્રી–અને સ્રી દૂર–હોવાથી ઉપલા દુષ્ટ ભકૂટના–ચાર ગુણક–લેવાને શાસ્રકાર–કહે છે, તેમજ વરની રાશિ કન્યા–નક્ષત્ર હસ્ત–અને યોની ભેંસની છે, તેમજ ઉપર મુજબ–કન્યાના નક્ષત્ર–સ્વાતીથી વરના નક્ષત્ર હસ્ત સુધી ગણતાં–નક્ષત્ર સંખ્યા–૨૬–થાય છે, અને વરના નક્ષત્ર હસ્તથી–કન્યાના નક્ષત્ર સ્વાતી સુધી ગણતાં–સંખ્યા–૩–થાય છે, તેથી સ્રી દૂર પણ છે, આવા પ્રસંગે તેના ગુણક–કેટલા લેવા–તે કંઇ સૂચવ્યું નથી, નહિં સૂચવવાનું–કારણ–એકે–મિથુન–ને કર્ક–રાશિના–મૃત્યુ કરનારા–દુષ્કૂટના–યોની મૈત્રી–ને સ્રી દૂરથી–૪–ગુણક મલે તો કન્યા ને તુલારાશિનું–દ્વિર્દ્વાદશક–સ્વામીના સુખને વધારનારૂ–સત્કૂટ–કહેવાય છે, તેમાં પણ–યોની મૈત્રીને સ્રી દૂર–છે, જેથી મિથુન અને કર્ક–રાશિમાં આવેલા–૪–ગુણક– કરતાં–કન્યાને તુલારાશિની–શુભત્વની વિશેષતાને લીધે–ચારથી વિશેષ ગુણક આવે તેવું સ્પષ્ટ સમજાય છે, અને તેથીજ ગ્રંથકારે–સત્કૂટ હોય–નૃદ્દૂર હોય–ને યોનીવૈર–હોયતો–ફકત–એકજ ગુણ ઓછો કરી–૬–ગુણક–આપેલા છે, તેમજ સત્કૂટ–હોવા છતાં જેની રાશિ–જુદી ને નક્ષત્ર એક હોય–એવા સત્કૂટના–પાંચ ગુણક લેવાને કહયું છે, અને એ શિવાયનું ગમે તે શુભકુટ–(સત્કૂટ.) હોયતો–તેના સાત ગુણક–લેવાને માટે સ્પષ્ટ કહયું છે, અને તેજ કારણને લીધે–કન્યા–તુલા–દ્વિર્દ્વાદશક–ને સત્કૂટ ગણી તેના–૭–ગુણક અવશ્ય લેઇ શકાય છે.

તેવીજ રીતે–ષડષ્ટક–કે–નવ પંચકને કોઇપણ રીતે–સત્કૂટતા–પ્રાપ્ત થતી હોયતો તેવા સત્કૂટના પણ–નૃદ્દૂરને યોની વૈરતા હોયતો–૬–ગુણક લેવા, ભિન્ન રાશિને એક નક્ષત્ર હોયતો–૫–લેવા, ઉપલા–૬–ને–૫–ગુણકમાંનું–કંઇપણ કારણ ન હોયતો તેને અન્યત્ર–સત્કૂટ–સમજી–૭–ગુણક–અવશ્ય લેવા,

કેટલાક વિદ્વાનો–સમજ ફેરથી–એમ કહે છે કે–દુષ્કૂટનુ શુભત્વ–ફકત અપવાદ રૂપ છે–એટલે પ્રથમ–તેને–દુષ્કૂટ ગણી–પછીથી તેને અપવાદ–રૂપે સત્કૂટ–કહ્યું છે, તેથી તેના ગુણક–મલવા જોઇએ નહિં, એમાનવું–ઉપલા–મિથુનને–કર્ક, કન્યાને તુલાના આપેલા–દાખલા ઉપરથી–સ્પષ્ટ–સમજાશે કે–તે તેમનું સમજવું–ભૂલ ભરેલું છે, તેમજ તેને માટે–બીજું કારણ તપાસતાં–સં–ગ્ર.

ના શ્લોક-૧૫-માં, ૪-૮-૧૨-મો ગુરૂ-બટુકને-ઉપવીતમાં-ને કન્યાને વિવાહ સમયે-હોયતો-તે પૂજા કરવાથી શુભ થતો નથી, છતાં-તે ગુરૂને-શુભ નથી-એમ કહીને પછી એમ કહયું છે કે જો તે ગુરૂ-પોતાની રાશિમાં કે ઉચ્ચરાશિમાં એટલે ધન-મીન-ને કર્ક-રાશિ ઉપર આકાશમાં હોય, અને કોઇપણ બટુકને કે કન્યાને તે ગુરૂ-૪-૮-૧૨-મો હોય તો તે ગુરૂ-અશુભ નહિ, પણ-શુભ સમજવો, જેમકે-લગનના દિવસે પંચાંગમાં-કર્ક-રાશિનો ગુરૂ છે, અને કન્યાની ધન-રાશિ છે, ધન-રાશિથી-કર્ક-રાશિસુધી ગણતાં-આઠની સંખ્યા હોવાથી ધનરાશિ વાળી કન્યાને-૮-મો ગુરૂ થાય છે, તેથી તે પૂજા કરવા છતાં પણ સારો સમજવો નહિં, પરંતુ તે ગુરૂ-કર્કરાશિના-ઉચ્ચસ્થાનમાં-હોવાથી-પૂજા કરવાની કંઇપણ-જરૂર નથી, એવી રીતે તેને શાસ્ત્રકારે શ્રેષ્ઠ માનેલો છે, જેથી જો તેને અપવાદ રૂપે શ્રેષ્ઠ માન્યો હોત તો તેને પૂજા કરીને શ્રેષ્ઠ કહોત, પરંતુ તેમ કરતાં-કંઇપણ પૂજા કરયાશિવાય-તે આઠમો ગુરૂ-શ્રેષ્ઠ છે, એમ કહયું છે. તેવીજ રીતે કદાચ-દ્વિર્દ્વાદશાદિને-અપવાદરૂપે-સત્કૂટ-હોય તોપણ-સત્કૂટ-હોવાથી તેને મળતા ગુણક-લેવાજ જોઇએ. એ પ્રમાણે નિઃસંશય અમારો મત છે

भूर्वर्णैक्यवरोत्तमेऽथवशभक्ष्येऽर्द्धं द्वयं मित्रयोः
खं वैराशनके धरारिवशकेऽथो सद्वयो रग्नयः ।
मिश्रे तच्छकलं त्वथानिसुहृदो वेदास्त्रयो मित्रयो
रेकःस्याद्विषतःस्वभावगुणयो द्वौ खं महद्वैरिणोः ॥ १० ॥

एकेशोभयमित्रयोःशरमिता अर्द्धं समारातिके
चत्वारःसममित्रके रिपुहिते भूमिद्वयुदासे त्रयः ।
ना देवो मनुजा वधू रिहरसास्तद्वैपरीत्ये शराः
षट् साम्येऽस्नपपुरुषःसुरवधूरत्रैकको न्यत्र खम् ॥ ११ ॥

दुष्कूटे यदि योनिमैत्रमबला दूरं तदांभोधयो
नोचेत्खंत्वनयोर्यदैकमिहभूर्भाढ्यैक्यके खं गुणः ।
सत्कूटे वरदूरता भरिपुता षड्भिभराश्यैकभे
पंचान्यत्र सुकूटके च गिरयोऽथो नाडिभेदे गजाः ॥१२॥

अन्वय—वर्णैक्यवरोत्तमे भूः, अथ वशभक्ष्ये अर्द्धम्, मित्रयोःद्वयम्, वैराशनके खम् अरिवशके धरा, अथो सद्वयोः अग्नयः,

तु मिश्रे तच्छकलम् अथ अतिसुहृदोः वेदाः, मित्रयोः त्रयः, द्विषतोः एकः स्यात् स्वभावगुणयोः द्वौ (गुणौ) महद्वैरिणोः खम्, ॥ १० ॥

—एकेशोभयमित्रयोः शरमिताः, समारातिके अर्द्धम्, सममित्रके चत्वारः, रिपुहिते भूमिः, द्व्युदासे त्रयः नादेवः मनुजावधूः इह रसाः, तद्वैपरीत्ये शराः, साम्ये षट्, अस्नपपूरुषः सुरवधूः अत्र एककः, अन्यत्र खम्, ॥ ११ ॥

—यदि दुष्कूटे योनिमैत्रम्, अबला दूरम्, (तदि) अम्भोधयः, नो चेत् तु खम्, अनयोः यदा एकम् तदा भूःइह भांऽयैक्यके खं गुणः सत्कूटे वरदूरता मरिपुता षट्, भिन्नराश्यैकभे पंच, अन्यत्र सुकूटके गिरयः अथ नाडिभेदे गजाः ॥ १२ ॥

**अन्वयार्थ—वर्णैक्यवरोत्तमे** બંનેના વર્ણ એક હોય અથવા વરનો ઉત્તમ હોય તો **भूः** १–ગુણક, **अथ** પછી **वशभक्ष्ये** વશ્યને ભક્ષ્ય હોય તો **अर्द्धम्** અડધો ગુણક, **मित्रयोः** બંને મિત્ર હોય તો **द्वयम्** २–ગુણક, **वैराशनके** શત્રુ અને ભક્ષ્યમાં **खम्**–०–ગુણક, **अरिवशके** શત્રુ અને વશ્યમાં **धरा**–१ ગુણક, **अथो** ત્યાર પછી **सन्नयोः** સારી તારાઓમાં **अन्नयः** ३–ગુણક, **तु** વલી **मिश्रे** મિશ્રમાં **तच्छकलम्** તેનું અર્ધ, **अथ** પછી **अतिसुहृदोः** બંનેની અધિક મિત્રતા હોય તો– **वेदाः** ४–ગુણક, **मित्रयोः** મિત્ર હોય તો **त्रयः** ३–ગુણક, **द्विषतोः** બંને શત્રુ હોય તો **एकः** १–ગુણક **स्यात्** હોય, **स्वभावगुणयोः** સ્વભાવિક ગુણમાં **द्वौ (गुणौ)** २–ગુણક **महद्वैरिणोः** મોટા વૈરી હોય તો **खम्**–०–ગુણક, ॥ १० ॥

—**एकेशोभयमित्रयोः** બેઉની રાશિઓના સ્વામી એક હોય, અથવા તેમના સ્વામીની પરસ્પર મિત્રતા હોય તો **शरमिताः** ५–ગુણક, **समारातिके** સમશત્રુમાં **अर्द्धं**,०॥–ગુણક, **सममित्रके** સમ અને મિત્ર હોય તો **चत्वारः** ४–ગુણક, **रिपुहिते** શત્રુ મિત્રમાં–**भूमिः** १–ગુણક, **द्व्युदासे** બંને સમ હોય તો **त्रयः** ३–ગુણક, **नादेवः** પુરૂષ–દેવ ગણ હોય, **मनुजावधूः** મનુષ્ય ગણની સ્ત્રી હોય તો **इह** એમાં **रसाः** ६ ગુણક, **तद्वैपरीत्ये** તેથી વિપરીત હોય તો **शराः** ५ ગુણક, **साम्ये** સરખા ગણમાં **षट्**–६–ગુણક, **अस्नपपूरुषः** રાક્ષસ ગણ–

પુરૂષનો હોય **सुरवधूः** દેવ ગણુની કન્યા હોય તો **अत्र** એમાં **एककः** ૧–ગુણુક, **अन्यत्र** અન્ય ગણોમાં **खम्**–૦–ગુણુક, ॥ ૧૧ ॥

—**यदि** જો **दुष्कूटे** દુષ્કૂટમાં– **योनिमैत्रम्** યોનિની મૈત્રી હોય, **अबला** સ્ત્રી **दूरम्** દૂર હોય ( **तदा** ) ત્યારે **अम्भोधयः ४**– ગુણુક લેવા, **नो चेत्** ન હોય **तु** તો **खम्**–૦–ગુણુક, **अनयोः** આ એમાંથી **यदा** જ્યારે **एकम्**–એક હોય **तदा** ત્યારે **भूः १**–ગુણુક, **इह** અહિં **भांघ्र्यैक्यके** નક્ષત્રનું ૧–ચરણુ હોય તો, **खम् गुणः**–૦–ગુણુક, **सत्कूटे** સારૂ કૂટ હોય **वरदूरता** નૃદૂર હોય **भरिपुता** યોનીની શત્રુતા હોય તો– **षट्**–૬–ગુણુક, **भिन्नराश्यैकभे** બેઉની રાશિઓ જુદી–ને નક્ષત્ર એક હોય ત્યારે **पंच**–૫–ગુણુક, **अन्यत्र** બીજા **सत्कूटके** સારા કૂટમાં– **गिरयः ७**– ગુણુક, **अथ** ત્યાર પછી **नाडिभेदे** જુદી નાડી હોય તો–**गजाः ८**–ગુણુક લેવા, ॥ ૧૨ ॥

॥ વર્ણ ॥

**૧૦–ભાવાર્થ**—વર ને કન્યા બેઉના એકજસરખા વર્ણહોય, અથવા વરનો વર્ણ ઉંચો હોય, તો–૧–ગુણુક આપે, ને તેમ ન હોય તો કંઈજ ગુણુક આપે નહિં,

**વશ્ય**—વરકન્યામાંથી એકની રાશિ. વશ્ય, અને બીજાની ભક્ષ્ય હોય તો. તેનો–૦ાા–ગુણુક, બેઉની રાશિઓ મિત્ર હોય. અથવા બેઉની એકજ રાશિ હોય તો–૨–ગુણુક, એકની વૈરવાળી (શત્રુ.) અને બીજાની ભક્ષ્ય રાશિ હોય તો–૦–ગુણુક. અને એકની શત્રુને બીજાની વશ્ય રાશિ હોય તો તેનો–૧–ગુણુક જાણુવો,

**તારા**—વરને કન્યા બેઉની તારા સારી હોય તો–૩–એકની સારીને એકની ખરાબ હોય તો–૧ાા–અને બેઉની તારાઓ ખરાબ હોય તો–૦–ગુણુક જાણુવો,

**યોની**—યોનીમાં[1] ઘણીમિત્રતા હોયતો–૪–સાધારણ મિત્ર

---

**ટીપ—૧**—યોનિઓ બધી મલીને ૧૪ છે, તેમાં વર કન્યાની એક જાતની યોનિ હોય તો અતિ મિત્ર થાય છે, । તેમાં કેટલાએક બંનેની કુતરાની યોની હોય તો તેને અતિ મિત્ર ગણુતા નથી, પણ ગ્રંથકારનો મત પોતે બતાવેલા વૈર શિવાયની કોઇપણુ જાતની બંનેની એક યોનિ હોય તો તેને અતિ મિત્રજ જાણુવી, કારણુ કે કુતરૂ બીજા અજાણ્યા કુતરા સાથે વૈર રાખે છે, પરંતુ પોતાની સ્ત્રી પ્રજા કે હમ્મેશાં સાથે રહેનાર બીજા કુતરા સાથે વૈર રાખતું નથી, જેથી વરકન્યાની કુતરાની એકજ યોનિ હોય તો પણુ અતિ મિત્ર જાણુવી,

હોય તો–૩–સાધારણ શત્રુ હોય તો–૧–મિત્ર પણ ન હોય ને દુશ્મન પણ ન હોય તો–૨–અને ઘણું વૈર હોય તો[1] –૦–ગુણુક જાણવો,

॥ મૈત્રી ॥

**૧૧ ભાવાર્થ**—બેઉની રાશિઓનો એકજ સ્વામી હોય, અથવા બેઉની રાશિઓના સ્વામી એક બીજાને મિત્ર હોય તો–૫–એક મિત્રને બીજો સમ હોય તો–૪–એકની રાશિનો સ્વામીસમ ને બીજાનો શત્રુ હોય તો–૦ાા–એક મિત્રને બીજો શત્રુ હોય તો–૧–ને બેઉના સમ હોય તો–૩–અને બંને શત્રુ હોય તો–૦–ગુણુક જાણવો,

ગણુ—દેવ ગણુનો વર અને માણુસ ગણુની કન્યા હોય તો ૬–દેવ ગણુની કન્યાને માણુસ ગણુનો વર હોય તો–૫–બેઉના એકજ ગણુ હોય તો–૬–રાક્ષસ ગણુનો પુરૂષ ને દેવ ગણુની કન્યા હોય તો–૧–અને એ શિવાયના ગણુ હોય તો–૦–ગુણુક જાણવો,

॥ કૂટ. ॥

**૧૨ ભાવાર્થ**—દુઃકૂટ એટલેનઠારૂંકૂટહોય. પણ એક બીજાની યોનિમાં મિત્રતા હોય. અને સ્ત્રી દૂર હોયતો–૪–ને દુઃકૂટમાં યોનિ–મૈત્રી–ને સ્ત્રીદૂર ન હોય તો–૦–દુઃકૂટમાં–યોનિમિત્રતા–કે સ્ત્રીદૂર બેમાંનું–એક હોય તો–૧–સત્કૂટ હોય પણ–બેઉનાં નક્ષત્ર એક હોય–ને તેના એકજ ચરણુમાં જન્મ હોયતો–૦–સારૂં કૂટ હોય તો–૭–સત્કૂટ હોય પણુ નૃદૂર હોય ને બેઉની યોનિઓ–શત્રુ હોય તો–૬–ગુણુક જાણુવા,

**નાડી**—બેઉની જુદેજુદી નાડી હોયતો–૮–એકજ નાડી હોય તો–૦–ગુણુક જાણુવો,–એ પ્રમાણે ગુણુક મેળવી બધાનો સરવાળો કરવો, તે જો–૧૮ થી વધારે આવે તો રાશ સારી જાણવી, એ રીતે સારી રાશ આવે તો પછી વર્ણ ઉંચો, કે રાક્ષસને માણુસ ગણુ, કે બીયાબારૂ, કે ષડષ્ટક હોય, કે બેઉની નાડી એક હોય તોપણ રાશ સારી જાણુવી.

---

૧—વિ૦ પ્ર૦ ના ત્રીજા શ્લોકમાં આ ગ્રંથકારે જે શત્રુતા બતાવી છે, તેને અતિ શત્રુતા જાણવી, એટલે તેનો ગુણુક શૂન્ય જાણવો,

(પ્રાચીન વિદ્વાનોના મતથી વર્ગ કૂટ)

**मु–चिं०—अकचटतपयशवर्गाःखगेशमार्जारसिंहशुनाम् ।**
**सर्पाखुमृगावीनां निजपंचमवैरिणामष्टौ (१३)**

**અર્થ**—ગરૂડ, બિલાડો, સિંહ, કુતરો, સર્પ, ઉંદર, હરિણ, અને બકરો, આ પ્રમાણે અનુક્રમે–અ, ક, ચ, ટ, ત, પ, ય, અને શ–ના ઉપર કહ્યા પ્રમાણેના વર્ગો છે, જેમકે ગરૂડનો–અવર્ગ, વિગેરે પોતાના વર્ગથી પાંચમો વર્ગ શત્રુ જાણવો, (૧૩)

(કોષ્ટક.) (વૈરચક્ર.)

| | | | |
|---|---|---|---|
| ગરૂડ | અ—ઇ—ઊ—એ. | મૃગ | સિંહ. |
| માર્જાર | ક—ખ—ગ—ઘ—ઙ | ઉંદર | બિલાડી. |
| સિંહ | ચ—છ—જ—ઝ—ઞ | સાપ | ગરૂડ. |
| શ્વાન | ટ—ઠ—ડ—ઢ—ણ | કુતરો | બકરો. |
| સર્પ | ત—થ—દ—ધ—ન | | |
| મૂષક | પ—ફ—બ—ભ—મ | | |
| મૃગ | ય—ર—લ—વ—૦ | | |
| મેષ | શ—ષ—સ—હ—૦ | | |

(એકરાશિ–નક્ષત્રના–કન્યાવરનો વિચાર.)

**—राश्यैक्ये चेद्भिन्नमृक्षं द्वयोःस्यान्नक्षत्रैक्ये राशियुग्मं तथैव ।**
**नाडीदोषो नो गणानां च दोषो नक्षत्रैक्ये पादभेदे शुभं स्यात्(१४)**

**અર્થ**—વરને કન્યાની રાશી એકને નક્ષત્ર જુદાં હોય, તેમજ નક્ષત્ર એક અને રાશિ જુદી હોય, તેમજ નક્ષત્ર એક હોય–અને ચરણ જુદાં હોયતો–તેઓને દુષ્ટગણ અને નાડી દોષ નથી—(૧૪)

(ચોખ્ખા મંગલની સમજ)

**પીયૂષધારા—लग्ने व्यये च पाताले जामित्रे चाष्टमे कुजे ।**
**कन्या भर्तुर्विनाशाय भर्ता कन्याविनाशदः (१५)**

**ટીપ–૧—સ્ત્રીને** ઉપલા સ્થાનોમાં–મંગલ હોયતો–**ઘાટડીએ**–મંગલ કહે છે, અને તે પ્રમાણે પુરૂષને હોયતો–**પાઘડીએ**–મંગલ કહેવાય છે,–પારસી કોમમાં–જન્મ પત્રિકાને **ટપકો** કહે છે, તેમની–જન્મ પત્રિકામાં–ઉપલા **સ્થાને** મંગલ હોયતો–મંગલવારો ટપકો કહે છે, અને કોઈપણ કોમમાં–ઉપલા સ્થાનો શિવાયના સ્થાનમાં–મંગલ હોયતો–ચોખ્ખા જન્માક્ષર કહે છે.

॥ વેધભંગ બાબત ॥

૧૬ ભાવાર્થ--મુહૂર્તની લગ્નશુદ્ધિમાં તે વખતના લગ્નનો સ્વામી લગ્નથી અગીઆરમે હોય તો, ચંદ્રમાને શુભ ગ્રહ દેખતો હોય તો, ચંદ્ર શિવાય કોઇ પણ શુભ ગ્રહ લગ્ને હોય તો વેધનો દોષ નથી,

॥ લત્તાનક્ષત્ર બાબત ॥

સૂર્યથી રાહુ સુધીના ગ્રહો અનુક્રમે જે જે નક્ષત્ર ઉપર રહ્યા છે તે તે નક્ષત્ર થકી અનુક્રમે ગણતાં ૧૨-૭-૩-૨૨-૬-૨૪-૮-૨૦ એ નક્ષત્રોને તે તે ગ્રહો લાત મારે છે, તેથી તે નક્ષત્રો અશુભ છે તેમાં ચંદ્રમા પૂર્ણ કલાનો હોય ત્યારે સાતમા નક્ષત્રને લાત મારે છે, ક્ષીણ કલાનો હોય ત્યારે નહિં, આ લત્તાયોગ [1]માળવાદેશમાં ત્યાગ કરવો બીજા દેશોમાં નહિં,

॥ લત્તાકોષ્ટક ॥

| | | | |
|---|---|---|---|
| સૂ. | ૧૨ | ગુ. | ૬ |
| ચં. | ૭ | શુ. | ૨૪ |
| મં. | ૩ | શ. | ૮ |
| બુ. | ૨૨ | રા. | ૨૦ |

અર્થ—માળવામાં લત્તા-કૌશલદેશમાં મહાપાત-કાશ્મીરમાં એકાર્ગલ-અને દરેક દેશોમાં સપ્તશલાકા-અને પંચશલાકા-વેધ ત્યાગ કરવો, (૪૭)

षण्मासं ग्रहणोडु चंद्रतनुगं विद्धर्क्षजन्मर्क्षके
त्याज्ये जन्मभलग्नके तनुगते सूर्यान्मनूडु त्यजेत् ।
दंतद्व्यंकदशोर्कतो युगगजास्तर्काः खबाणेंदवो
नाडीः संक्रमणे त्यजे द्विविपदां प्रायो रवे दूंषिताः ॥ १७॥

१—लत्ता मालवके देशे पातं कौशलके तथा । एकार्गलं तु काश्मीरे वेधं सर्वत्र वर्जयेत् ॥ ४७ ॥

अन्वय—षण्मासं ग्रहणोडु चन्द्रतनुगं ( त्यजेत् ) विद्धर्क्षजन्मर्क्षके च जन्मभलग्नके तनुगते त्याज्ये सूर्यात् मनूडु त्यजेत् अर्कतः दिविषदां संक्रमणे त्यजेत्, दंतद्व्यंकद्दशः युगगजाः तर्काः खबाणेंदवः नाडीः त्यजेत् प्रायः रवेः दूषिताः ॥ १७ ॥

**अन्वयार्थ—षण्मासं** ૬ માસ પર્યંત **ग्रहणोडु** ગ્રહણનું નક્ષત્ર **चंद्रतनुगं** ચન્દ્રને પામેલું, અને લગ્નમાં રહેલું હોય તો (**त्यजेत्**) ત્યાગ કરવું, **विद्धर्क्षेजन्मर्क्षके** વેધનું નક્ષત્ર અને જન્મનું નક્ષત્ર **च** અને **जन्मभलग्नके** જન્મરાશિ તથા જન્મલગ્ન **तनुगते** લગ્નમાં હોય તો **त्याज्ये** ત્યાગ કરવાં, **सूर्यात्** સૂર્યથી **मनूडु** ૧૪ મું નક્ષત્ર **त्यजेत्** ત્યાગ કરવું, **अर्कतः** સૂર્યથી **दिविषदां** ગ્રહોની **संक्रमणे** સંક્રાંતિમાં **दंतद्व्यंकद्दशः** ૩૨–૨–૯–૨ **युगगजाः** ૮૪ **तर्काः** ૬ **खबाणेंदवः** ૧૫૦ **नाडीः** ઘડીઓ **त्यजेत्** ત્યાગ કરવી **प्रायः** ઘણું કરી **रवेः** સૂર્યસંક્રાંતિની ઘડીઓ **दूषिताः** દોષવાળી છે, ॥ ૧૭ ॥

**૧૭ ભાવાર્થ**—લગ્નશુદ્ધિમાં–ગ્રહણ થયાના દિવસથી–૬ માસ સુધી, ગ્રહણ વખતે જે નક્ષત્ર હોય–તે નક્ષત્રની રાશિનો–ચંદ્રમા, અને તે રાશિનું લગ્ન લેવું નહિં, તેમજ વેધવાળું, નક્ષત્રને જન્મના નક્ષત્રની. રાશિનું લગ્ન પણ લેવું નહિં, અને જન્મરાશિનું પણ લગ્ન લેવું નહિં, સૂર્યના મહાનક્ષત્રથી ગણતાં–૧૪–મું નક્ષત્ર તજવું, સૂર્યથી અનુક્રમે ગ્રહો–એક રાશિ છોડી બીજી રાશિપર જાય–ત્યારે ૩૨–૨–૯–૨–૮૪–૬–૧૫૦–એટલી ઘડીઓ અનુક્રમે ત્યાગ કરવી, તેમાં તે દરેક ઘડીઓનો અડધો ભાગ–દરેક ગ્રહ–જ્યારે રાશિમાં–પ્રવેશ કરે–તે પહેલાં તજવો ને અડધો ભાગ પછી–ત્યાગ કરવો, પરંતુ ઘણું કરીને સૂર્ય સંક્રાતીનીજ ઘડીયો દોષવાલી જાણવી.

**(દરેક માણસને ગ્રહણથી થતું શુભાશુભ ફલ.)**

मु०चिं०—जन्मर्क्षे निधनं ग्रहे जनिभतो घातः क्षतिः श्रीर्व्यथा
चिंतासौख्यकलत्रदौस्थ्यमृतयः स्यु र्माननाशः सुखम् ।
लाभोपाय इति क्रमात्तदशुभध्वस्त्यैजपस्वर्णगो–
दानं शांतिरथो ग्रहं त्वशुभदं नो वीक्ष्य माहुः परे (४८)

અર્થ—જન્મનક્ષત્રમાં ગ્રહણ થાય તો મરણ, જન્મરાશિમાં ઘાત, જન્મથી બીજી રાશિમાં દ્રવ્યનાશ, ત્રીજીમાં લક્ષ્મી, ચોથીમાં દુઃખ, પાંચમીમાં ચિંતા, ૬ માં સુખ, ૭ માં સ્ત્રીને પીડા, ૮ માં મરણ, ૯ માં માનનાશ, ૧૦ માં સુખ, ૧૧ માં લાભ, ૧૨ માં નાશ, એ પ્રમાણે અનુક્રમે ફલ જાણવું, ગ્રહણના દુષ્ટ ફલની નિવૃત્તિ કરવા માટે જપ સોનું અને ગાયનું દાન આપવું, એમ કેટલાક પંડિતો કહે છે, અને તેવા ગ્રહણનું દર્શન કરવું નહિં, ( ૪૮ )

**वसिष्ठः—विषुवतो रयनयो र्दिनत्रयं हरिपदे षडशीति मुखेषु च ।**
**पूर्वतोपि परतोपि संक्रमा न्नाडिकाश्च खलु षोडश त्यजेत् (४९)**

અર્થ—મેષ-કર્ક-તુલા-અને મકરસંક્રાંતિ બેસે ત્યારે પહેલા ત્રણ દિવસ, અને આગલા ત્રણ દિવસ, વિવાહાદિમાં ત્યાગ કરવા, તે શિવાયની સંક્રાંતિઓમાં પહેલી ને પછીની મલી ૩૨ ઘડીઓ ત્યાગ કરવી, ( ૪૯ )

**षट्षष्टि र्ऋतुसंधितस्तिथिभयुक्संधौ द्विनाड्यौ ग्रहा—**
**त्तत्पादै र्दिवसां स्त्रिवेदषड्डिभान्प्रागर्द्धितान्संत्यजेत् ।**
**उत्पाते त्र्यहमुद्गमं च शिखिनो राकाष्टमी प्राग्दले**
**विट् प्रांत्ये कृतरुद्रयोरबहुले कृष्णे निरेके ष्विह ॥ १८ ॥**

**अन्वय—ऋतुसंधितः षट्षष्टिः तिथिभयुक्संधौ द्विनाड्यौ ग्रहात् तत्पादैः त्रिवेदषाडिभान् प्रागर्द्धितान् दिवसान् संत्यजेत् उत्पाते अथ्यहम् च शिखिनः उद्गमम् ( त्यजेत् ) अबहुले राकाष्टमीप्राग्दले विट्, कृतरुद्रयोः प्रान्त्ये ( विट् स्यात् ) इह विट् कृष्णे निरेकेषु त्याज्या ॥ १८ ॥**

**अन्वयार्थ—ऋतुसंधितः** ૠતુઓની સંધિથી **षट्षष्टिः** ૬૬ ઘડી **तिथिभयुक्संधौ** તિથિ નક્ષત્ર ને યોગની સંધિમાં, **द्विनाड्यौ** બે ઘડીઓ તજવી, **ग्रहात्** ગ્રહથી **तत्पादैः** તેના ચરણ પ્રમાણે **त्रि** ૩, **वेद** ૪, **षड्** ૬, **इभान्** ૮, **प्रागर्द्धितान्** પહેલા અડધા **दिवसान्** દિવસોને **संत्यजेत्** ત્યાગ કરવા, **उत्पाते** ઉત્પાતમાં **अय्रहम्** ૭ દિવસ **च** અને **शिखिनः** કેતુના **उद्गमम्** ઉદયને (**त्यजेत्** ત્યાગ કરવા, ) **अबहुले** શુકલપક્ષમાં **राका** ૧૫ **अष्टमी** ૮ ના **प्राग्दले** પૂર્વભાગમાં **विट्** વિષ્ટિ હોય છે **कृतरुद्रयोः** ૪-૧૧-ના **प्रान्त्ये** છેલ્લા ભાગમાં ( **विट्स्यात्** વિષ્ટિ હોય છે ) **इह** એ પ્રમાણે **विट्** વિષ્ટિ **कृष्णे** કૃષ્ણપક્ષમાં **निरेकेषु** એક રહિત તિથિઓમાં **त्याज्या** ત્યાગ કરવી, ॥ १८ ॥

**૧૮ ભાવાર્થ**—[1]ઋતુની સંધિ વખતે ૬૬ ઘટી,ને તિથિ-નક્ષત્ર-યોગની[2] સંધિમાં ૨ ઘટી ત્યાગ કરવી, ગ્રહણ ૧ ભાગ[3]-૨ ભાગ-૩ ભાગ-૪ ભાગ એટલે (ખગ્રાસ) હોય તો અનુક્રમે ૩-૪-૬ ને ૮ દિવસો, ગ્રહણ થઈ ગયા પછીથી અશુભ જાણવા, અને ગ્રહણ થતા પહેલાં અનુક્રમે ૧૫-૨-૩ ને ૪ દિવસો ત્યાગ કરવા, અને ઉત્પાત થયો હોય, ત્યારથી ૭ દિવસો ત્યાગ કરવા, ધૂમકેતુ (પુંછડીયો તારો) આકાશમાં જ્યાં સુધી દેખાય ત્યાં સુધીના દિવસો ત્યાગ કરવા,

॥ વિષ્ટિબાબત ॥

અજવાળીઆમાં ૮ ને ૧૫ ના પહેલા ભાગમાં અને ૪-૧૧ ના પાછલા ભાગમાં વિષ્ટિ હોય છે, અંધારીઆમાં ૭ ને ૧૪ ના પહેલા ભાગમાં અને ૩-૧૦ ના પછીના ભાગમાં વિષ્ટિ હોય છે.

**( ભદ્રાના મુખપુચ્છાદિનો વિભાગ. )**

**मु-चिं०—पंचद्व्यद्रिकृताष्टरामरसभूयामादिघट्यः शरा**
**विष्टेरास्यमसद्गजेंदुरसरामाद्र्यश्विबाणाब्धिषु ।**
**यामेष्वंत्यघटीत्रयं शुभकरं पुच्छं तथा वासरे**
**विष्टिस्तिथ्यपरार्धजा शुभकरी रात्रौ च पूर्वार्धजा(५०)**

**અર્થ**—સુદી ૪ ના પાંચમા પ્રહરની પહેલી ૫ ઘડી, ૮ ના બીજા પ્રહરની પહેલી,૧૧ ના સાતમા પ્રહરની પહેલી, અને ૧૫ ના ચોથા પ્રહરની પહેલી, વદીમાં ૩ ના આઠમા પ્રહરની, ૭ ના ત્રીજા પ્રહરની, ૧૦ ના છઠ્ઠા પ્રહરની, ૧૪

---

૧—ઋતુ ૬ છે, તેને માટે જયો-કૌ૦ પ્રથમાવૃત્તિ પત્ર ૧૩ માં જોવું, એક ઋતુનું ઉતરવું ને બીજીનું બેસવું, તેમાં ઉતરતીની છેલ્લી ઘટી ૩૩, અને બેસતીની પહેલી ૩૩ ઘટીને **ઋતુસંધિ** કહે છે,

૨—એક તિથિ ઉતરે ને બીજી બેસે તે વખત, એક નક્ષત્ર ઉતરીને બીજુ બેસે તે વખત, અને એક યોગ ઉતરીને બીજો બેસે તે વખતને **તિથ્યાદિસંધિ** કહે છે, એટલે તે તિથ્યાદિક ઉતરતા વખતની ૧ ઘટી, અને બેસતા વખતની ૧ ઘટી, એમ બે ઘટીને તિથિ નક્ષત્રને યોગની સંધિ કહે છે,

૩—એક આખી તિથિની ઘટ્યાદિકના બે ભાગ કરવા, એક ભાગની જેટલી ઘટ્યાદિક આવે તેટલો એક ભાગ જાણવો,

ના પહેલા પ્રહરની, આદિની ૫ ઘડીયો ભદ્રાનું મુખ છે, તેમાં શુભ કામ કરવું નહિં, । સુદી ૪ ના આઠમા પ્રહરની, ૮ ના પહેલા પ્રહરની, ૧૧ ના છઠ્ઠા પ્રહરની, ૧૫ ના ત્રીજા પ્રહરની, તેમજ વદી ૩ ના સાતમા પ્રહરની, ૭ ના બીજા પ્રહરની, ૧૦ ના પાંચમા પ્રહરની, ૧૪ ના ચોથા પ્રહરની, છેલ્લી ત્રણ ઘડીઓમાં ભદ્રાનું પુચ્છ કહેવાય છે, તે શુભ કામમાં સારૂં ફલ આપે છે, (૫૦)

## ( ભદ્રાની સ્થિતિ. )

**कुंभकर्कद्वये मर्त्ये स्वर्गेऽब्जेऽजात्रयेऽलिगे ।**
**स्त्रीधनुर्जूकनक्रेऽधो भद्रा तत्रैव तत्फलम् (५१)**

અર્થ—કર્ક-સિંહ-કુંભ-મીન-, મેષ-વૃષભ-મિથુન-વૃશ્ચિક-, કન્યા-તુલા-ધન-મકર, આ પ્રમાણે ચાર ચાર રાશિઓમાં ચંદ્ર હોય તો અનુક્રમે મનુષ્ય સ્વર્ગ ને પાતાલ લોકમાં ભદ્રા રહે છે, અને જ્યાં રહેલી હોય ત્યાંજ તેનું ફલ મળે છે, (૫૧)

## ( ઉત્પાત લક્ષણ. )

**गुरुः—दिग्दाहे वा महादारुपतने चांबुवर्षणे ।**
**उल्कापाते महावाते महाशनिनिपातने (५२)**
**अनभ्राशनिपाते च भूकंपे परिवेषयोः ।**
**ग्रामोत्पाते शिवाशब्दे दुर्निमित्ते च शोभनम् ( ५३ )**

અર્થ—દિશાઓમાં દાહ થવો, મોટા વૃક્ષોનું પડવું, અતિવૃષ્ટિનું થવું, આકાશમાંથી બલતા અંગારાનું પડવું, ભયંકર પવન, પૃથ્વીનું હાલવું, શિયાળવાંનું રડવું, ગામમાં કંઈ પણ ઉત્પાત થવો, વજ્રનું પડવું, અને દુર્નિમિત્ત વિગેરે દિશાઓમાં આકાશમાં અને પૃથ્વિ ઉપર થતા ત્રણ પ્રકારના ઉત્પાતછે (૫૨–૫૩)

**सार्पेंद्रांतिमभान्ततोऽब्धिघटिकं पूर्णांततोऽब्ध्यर्द्धकं**
**कीटांत्यालिविरामतः कुघटिकं गंडांत मूर्ध्वाधरम् ।**
**सार्वैशून्यहगाख्ययोगविरतौ भं तत्र चंडायुधं**
**दुर्योगे दिनभाच्च साभिजिदयुग्भेर्कैस्तदैकार्गलः ॥ १९ ॥**

**अन्वय—सार्पेंद्रांतिमभान्ततः अब्धिघटिकं पूर्णांततः अब्ध्यर्द्धकं ( घटिकं ) कीटांत्यालिविरामतः ऊर्ध्वाधरं कुघटिकं गण्डांतं**

**सार्वैशूव्यहगाख्ययोगविरतौ भं तत्र चण्डायुधं दुर्योगे दिनभात् अर्कः (यदा) साभिजिदयुग्मे (स्यात्) तदा एकार्गलः (स्यात्) ॥१९॥**

**अन्वयार्थ—सार्प** આશ્લેષા, **इंद्र** જ્યેષ્ઠા, **अंतिम** રેવતી, **भान्ततः** એ નક્ષત્રોના અંત્યની, **अब्धिघटिकं** ૪ ઘટિઓ, **पूर्णांततः** ૫–૧૦–૧૫ તિથિઓના અંત્ય ભાગની, **अब्ध्यर्द्धकं** ૨ ( **घटिकं** ) ઘડી, **कीट** કર્ક, **अंत्य** મીન, **अलि** વૃશ્ચિક, **विरामतः** તે રાશિઓના અંત્યની, **ऊर्ध्वाधरं** આગલ પાછલની મલી, **कुघटिकं** ૧ ઘડી, **गण्डांतं** ગણ્ડાંત યોગ થાય છે, **सा** સાધ્ય, **वै** વૈધૃત, **शू** શૂલ, **व्य** વ્યતીપાત, **ह** હર્ષણ, **ग** ગણ્ડ, **आख्ययोगविरतौ** એ યોગોના અંતનું, **भम्** નક્ષત્ર, **तत्र** તે નક્ષત્રમાં, **चण्डायुधं** ચંડાયુધ થાય છે, **दुर्योग** દુષ્ટ યોગને વિષે, **दिनभात्** દિવસના નક્ષત્રથી, **अर्कः** સૂર્ય ( **यदा** જ્યારે ) **साभिजिदयुग्मे** અભિજીત સાથે એકી નક્ષત્રમાં, ( **स्यात्** હોય, ) **तदा** ત્યારે, **एकार्गलः** એકાર્ગલ યોગ, ( **स्यात्** ) થાય, ॥ ૧૯ ॥

**૧૯ ભાવાર્થ—નક્ષત્રગંડાંત—**આશ્લેષા–જ્યેષ્ટા ને રેવતીના ઉતરતા પહેલાં ૨ ઘડી, અને અશ્વિની–મઘા ને મૂલની બેસતાં ૨ ઘડી, એ ચાર ઘડીઓ,

**તિથિગંડાંત**–૫–૧૦–૧૫ એ તિથિઓ ઉતરતાં પહેલી ૨ ઘડી,

**લગ્નગંડાંત**—કર્ક–વૃશ્ચિક ને મીન એ દરેક લગ્નો ઉતરતાં છેવટની ૦॥ ઘડી, અને સિંહ–ધન ને મેષ બેસતાં પહેલી ૦॥ ઘડી મલીને ૧ ઘડી,

**ચંડાયુધ**—સાધ્ય–વૈધૃત–શૂલ વ્યતીપાત–હર્ષણ–ગંડ એ યોગો ઉતરતી વખતે જે નક્ષત્ર હોય તે,

**એકાર્ગલ યોગ**—વિષ્કુંભ–અતિગંજ–શૂલ–ગંડ–વ્યાઘાત–વજ્ર–વ્યતીપાત–પરિઘ–વૈધૃત–એ ૯ દુષ્ટયોગોમાંનો કોઈ પણ એક યોગ હોય, તે દિવસના નક્ષત્રથી સૂર્યના નક્ષત્ર સુધીની અભિજીત સહિત સંખ્યા ગણતાં નક્ષત્રની એકી સંખ્યા થાય તો એકાર્ગલ યોગ જાણવો, તે યોગ શુભકામોમાં ત્યાગ કરવો,

( ગંડાંત આદિ યોગોમાં જન્મ થવાથી થતું ફલ. )

मु-चिं०—गंडांतेंद्रभशूलपातपरिघव्याघातगंडावमे
संक्रांतिव्यतिपातवैधृतिसिनीवालीकुहूदर्शके ।
वज्रे कृष्णचतुर्दशीषु यमघंटे दग्धयोगं मृतौ
विष्टौ सोदरभे जनिर्न पितृभे शस्ता शुभा शांतितः (५४)

અર્થ—ગંડાંતયોગ-જ્યેષ્ઠા અને મૂલનક્ષત્ર-મહાપાત-પરિઘ-વ્યાઘાત-ગંડ-વજ્ર-યમઘંટ-દગ્ધ અને મૃત્યુ યોગો ક્ષયતિથિ-સૂર્યસંક્રાંતિ-વ્યતીપાત-વૈધૃતિ-[1]ચંદ્રસહિત અથવા રહિત અમાવાસ્યા-વદી ૧૪ ભદ્રા અને બ્હેન-ભાઈ મા-બાપના જન્મનક્ષત્રમાં જન્મ થાય તો અશુભ છે. પરંતુ તે યોગોની શાંતિ કરવાથી શુભ છે, (૫૪)

( ગંડાંત દોષભંગ. )

शाकल्य-सं०—तथैव तिथिगंडांतं नास्तीन्दौ बलशालिनि ।
तथैव लग्नगंडांतं नास्ति जीवे बलान्विते (५५)

અર્થ—ચંદ્રબલ હોય તો, તિથિગંડાંતનો અને ગુરૂબલ હોય તો લગ્નગંડાંતનો દોષ નથી, (૫૫)

सूर्याद्यामदलं दिवैव निगमाग्न्यश्वीषुनागात्रिषट्
संख्याकं कुलिकं दिवेंद्ररविदिङ्नागर्तुवेदाद्रिकम् ।
व्येकं तन्निशि षोडशांशमपरे तिथ्यंश मुज्झंति तैः
कालं कंटकमैनिघंटममरेज्यज्ञास्फुजिज्ज्ञयः क्रमात् ॥ २० ॥

अन्वय—सूर्यात् दिवैव निगमाग्न्यश्वीषुनागात्रिषट् संख्याकं यामदलं (त्यजेत्) दिवा इंद्ररविदिङ्नागर्तुवेदाद्रिकम् षोडशांशं कुलिकं (त्यजेत्) निशि व्येकं तं अपरे तिथ्यंशं उज्झंति, अमरेज्यज्ञास्फुजिज्ज्ञयः क्रमात् तैः कालं कंटकं ऐनिघंटं (उज्झन्ति) ॥ २० ॥

---

૧—ચંદ્રસહિત અમાસ એટલે અમાસના દિવસે દિવસના ભાગની અમાસ હોય, ને સૂર્યાસ્ત પહેલાં પડવો બેસતો હોય, એવી અમાવાસ્યાને ચંદ્રસહિત કહે છે, તેમજ જે દિવસે ૬૦ ઘડી અમાસ હોય અથવા અમાસના દિવસે દિનમાનની ઘડી કરતાં અમાસની ઘડી વિશેષ હોય, એવી અમાવાસ્યાને ચંદ્રરહિત અમાવાસ્યા કહે છે.

अन्वयार्थ—सूर्यात् સૂર્યથી दिवैव દિવસે निगम ૪, आद्रि ૭, अश्वि ૨, इषु ૫, नाग ૮, त्रि ૩, षट् ૬, संख्यार्क સંખ્યાપ્રમાણે, यामदलं યામાર્દ્ધ ( त्यजेत् તજવો ) दिवा દિવસમાં-इंद्र ૧૪, रवि ૧૨, दिक् ૧૦, नाग ૮, ऋतु ૬, वेद ૪, द्विकम् ૨, એ મુહૂર્તો षोडशांशं ષોડશાંશ પ્રમાણે कुलिकं કુલિકને ( त्यजेत् ત્યાગ કરવું, ) निशि રાત્રિમાં व्येकं એક રહિત तं તેને તજવાં अपरे બીજા આચાર્યો तिथ्यंशं પંદરમા ભાગને उज्झंति ત્યાગ કરે છે, अमरेज्य ગુરૂ, ज्ञ બુધ, અને आस्फुजिद्भ्यः શુક્રવારથી क्रमात् અનુક્રમે तैः ઈંદ્રાદિ મુહૂર્ત પ્રમાણે, कालं કાલ, कंटकं કંટક, यमघंटं યમઘંટને ( उज्झंति ત્યાગ કરે છે, । ૨૦ ॥

॥ યામાર્દ્ધયોગ ॥

૨૦ ભાવાર્થ—યામાર્દ્ધ એટલે અડધો પ્રહર કહેવાય છે, તો દિવસના પ્રહર ૪ હોવાથી અડધા પ્રહરો ૮ થાય છે, તો સૂર્યથી અનુક્રમે આવતા દરેકવારોનો ૪–૭–૨–૫–૮–૩–૬–એ અર્ધપ્રહરનો વખત તે તે વારોમાં અશુભ જાણવો, અને તે આવેલા વખતને “ યામાર્દ્ધ ” યોગ કહે છે,

॥ કુલિક કાલ–કંટકને યમઘંટ ॥

તેમજ દિનમાનને સોળે ભાગતાં આવેલો ૧ ભાગ એ પ્રમાણે રવિવારથી અનુક્રમે શનિ સુધીના વારોમાં આવેલા ૧૪–૧૨–૧૦–૮–૬–૪–૨–ભાગોને “ કુલિક ” કહે છે, તેજ પ્રમાણે [1]રાત્રિમાનને સોળે ભાગતાં આવેલો ૧–ભાગ એવા રવિવારથી અનુક્રમે ૧૩–૧૧–૯–૭–૫–૩–૧–એ ભાગો રાત્રિમાં કુલિક જાણવા, તે કુલિકનો ત્યાગ કરવો, એજ પ્રમાણે ગુરૂ–બુધ–ને શુક્ર–એ વારોથી અનુક્રમે ૧૪–૧૨–૧૦–૮–૬–૪–૨–એ ભાગો કાલ–કંટક–અને યમઘંટના જાણવા, કેટલાક આચાર્યો પંદરે ભાગવાનું કહે છે,

૧—દિવસને રાત્રિની ૬૦ ઘડી મલી ૧ અહોરાત્ર કહેવાય છે, સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીના વખતને દિનમાન કહે છે, સૂર્યાસ્ત પછી બીજા દિવસનો સૂર્યોદય થતા સુધીમાં રાત્રિમાન કહેવાય છે, ૬૦ ઘડીમાંથી દિનમાનની ઘટ્યાદિક બાદ કરતાં બાકી રહેલી ઘટ્યાદિક રાત્રિમાનની જાણવી.

ઉ૦—જેમ કે ઘટી ૩૧ પલ ૪૨ દિનમાન છે. તેને ૬૦ માંથી બાદ કર્યા તો ૨૮–૧૮ રહ્યા એટલે ઘડી ૨૮–પલ ૧૮ નું રાત્રિમાન થયું.

## ॥ અર્ધ યામાદિકનાં-દુષ્ટ મુહૂર્તોનું-કોષ્ટક. ॥

| રવિ. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. | વાર. |
|---|---|---|---|---|---|---|---|
| ૭-૮ | ૧૩-૧૪ | ૩-૪ | ૯-૧૦ | ૧૫-૧૬ | ૫-૬ | ૧૧-૧૨ | યામાર્દ્ધ દિવસનાં. |
| ૧૪ | ૧૨ | ૧૦ | ૮ | ૬ | ૪ | ૨ | કુલિકના દિવસનાં. |
| ૧૩ | ૧૧ | ૯ | ૭ | ૫ | ૩ | ૧ | કુલિકનાં રાત્રિનાં. |
| ૮ | ૬ | ૪ | ૨ | ૧૪ | ૧૨ | ૧૦ | કાલનાં |
| ૬ | ૪ | ૨ | ૧૪ | ૧૨ | ૧૦ | ૮ | કંટકનાં |
| ૧૦ | ૮ | ૬ | ૪ | ૨ | ૧૪ | ૧૨ | યમઘંટનાં. |

**કોષ્ટકમાં લખેલા યામાર્દ્ધનું ઉદાહરણ**—યામાર્દ્ધયોગ રાત્રે બીલકુલ આવતો નથી, દિવસનાજ હોય છે, તો રવીવારે ચોથો અડધો પ્રહર-એટલે બીજા પ્રહરનો પાછલો અડધો ભાગ, તેને યામાર્દ્ધ કહે છે, દિવસના ૪ પ્રહર હોવાથી તેના અર્ધા પ્રહર ૮, થાય છે, એ આઠ અર્ધા પ્રહરમાંનો ચોથો ભાગ રવિવારે યામાર્દ્ધ-યોગ કહેવાય છે, એવા દરેક વારના લખેલા જે જે અંકો છે, તે તે અર્ધો પ્રહર તે તે વારને માટે યામાર્દ્ધયોગનો જાણવો,

**અડધો પ્રહર જાણવાની રીત**—રવિવારે ચોથો અડધો પ્રહર, કઇ વખતે શરૂ થઇ-કઇ વખતે પુરો થાય, તે જાણવાનું કલ્પિત ઉ૦—જેવારે યામાર્દ્ધયોગ જોવો હોય તે વારના દિવસે દિનમાન કેટલી ઘડીનો છે, તે જોવું, તો રવિવારને દિવસે ૩૨ ઘડીનો દિનમાન છે, ૩૨ ને ચારે ભાગતાં ઘટી ૮, લબ્ધિ આવે છે, તો દરેક આઠઆઠ ઘડીનો એક પ્રહર થાય છે, એ પ્રહરને બેએ ભાગવાથી લબ્ધિ ૪ તે અડધા પ્રહરની ઘટી જાણવી, અથવા દિનમાનને આઠે ભાગતાં આવેલી લબ્ધિ ૪ તે અડધા પ્રહરની ઘટી સમજવી, એવી રીતે દિનમાનને ચારે ભાગવાથી પ્રહર થાય છે, અને આઠે ભાગવાથી પ્રહરાર્ધ થાય છે, હવે રવિવારને દિવસે યામાર્દ્ધ

કઇ વખતે બેસે અને કઇ વખતે ઉતરે તે જોવા માટે ચોથો અર્ધો પ્રહર રવિવારે યામાર્દ્ધ આવે છે, તો ત્રણ અર્ધા પ્રહરના ઉતરવા પછી ચોથા અડધા પ્રહરમાં યામાર્દ્ધ બેસે, દરેક અર્ધા પ્રહરની ૪ ઘટી હોવાથી ૧૨ ઘટીએ ત્રણ અર્ધા પ્રહર પુરા થાય છે, એટલે ૧૨ ઘડીની શરૂઆત પછીથી બીજી ચાર ઘડી એટલે ૧૬ ઘડી પુરી થાય ત્યાંસુધીનો વખત યામાર્દ્ધયોગ જાણવો. પરંતુ કોષ્ટકમાં આઠ અડધા પ્રહર નહિં લેતાં કુલિકાદિ યોગના ૧૬ ભાગ કરેલા છે, તેથી યામાર્દ્ધ તે કોષ્ટકમાં સાથે હોવાથી તેને પણ દિવસના ૧૬ મા ભાગના હિસાબે મુકેલો છે, એટલે રવિવારે ૧૨ ઘડી પછીથી ૧૬ ઘડી સુધીનો યામાર્દ્ધયોગ થાય છે, રવિવારના યામાર્દ્ધના કોષ્ટકમાં ૭ અને ૮ આંક લખેલા છે, જેથી આખા દિવસના ૧૬ ભાગ કરતાં ૭ મો ને ૮ મો ભાગ યામાર્દ્ધનો આવે છે, તો દિનમાન ૩૨ ઘડીનો હોવાથી તેને ૧૬ ભાગતાં ૨ ઘડીનો ૧ ભાગ થાય છે, તેવો ૭ મો ને ૮ મો ભાગ જાણવા માટે દરેક ભાગ ૨ ઘડીનો હોવાથી ૬ ઠ્ઠો ભાગ ૧૨ ઘડીનો પુરો થાય છે, તે પછી ૭ મા ભાગની શરૂઆત થાય છે, જેથી સાતમા ભાગની બે ઘડી ૧૪ ઘડીએ પુરી થાય છે, અને આઠમા ભાગની બે ઘડી ૧૪ માં ઉમેરવાથી ૧૬ ઘડીએ પુરી થાય છે, માટે ૭ ને ૮ મા ભાગની મલીને ૪ ઘડી ૧૨ ઘડી પછીથી ૧૬ ઘડી પુરી થાય ત્યાં સુધીનો યામાર્દ્ધયોગ જાણવો.

शुक्रेंद्वीज्ययमेषु गोंकराविभूतुल्या मुहूर्ता दिवा
दुष्टाः स्युः कुजनिश्यगो य इतरे संत्यर्धयामादिषु ।
प्रेक्ष्यः संप्रति वृद्धितुर्यचरणे ब्रह्मद्वितीयेऽपमः
सूर्याद्या अनुविश्वपाशियमलेंद्वब्जर्कभैर्मृत्युदाः ॥ २१ ॥

अन्वय—शुक्रेंद्वीज्ययमेषु गोंकराविभूतुल्याः मुहूर्ताः दिवा दुष्टाः स्युः कुजनिशि अगः ( मुहूर्तः दुष्टः स्यात् ) ये इतरे ते अर्ध-यामादिषु संति संप्रति वृद्धितुर्यचरणे ब्रह्मद्वितीये अपमः प्रेक्ष्यः सूर्याद्याः अनुविश्वपाशियमलेंद्वब्जर्कभैः (सहिताः) मृत्युदाः स्युः॥२१॥

**अन्वयार्थ—शुक्रेंद्वीज्ययमेषु** શુક્ર-ચંદ્ર-ગુરૂ-શનિ-એ ગ્રહોના વારમાં **गोंकरत्रिभूतुल्याः** ૯-૯-૧૨-૧ એ **मुहूर्ताः** મુહૂર્તો **दिवा** દિવસમાં **दुष्टाः स्युः** અશુભ છે, **कुजनिशि** મંગલવારની રાત્રિએ **अगः** ૭ મું (**मुहूर्तः दुष्टः स्यात्**) મુહૂર્ત દુષ્ટ છે, **ये** જે **इतरे** અન્ય દુષ્ટ મુહૂર્તો **ते** તે **अर्धयामादिषु** અર્ધયામાદિકમાં **संति** છે **संप्राति** ગ્રંથારંભથી ચાલુ સમયમાં, **वृद्धितुर्यचरणे** વૃદ્ધિયોગના ચોથા ચરણમાં **ब्रह्मद्वितीये** બ્રહ્માયોગના બીજા ચરણમાં **अपमः** ક્રાંતિયોગ **प्रेक्ष्यः** જોવો, **सूर्याद्याः** સૂર્યાદિ વારો **अनु** અનુરાધા, **विश्व** ઉ-ષા, **पाशि** શતભિષા, **यमल** અશ્વિની, **इंदु** મૃગશીર્ષ, **अहि** આશ્લેષા, **अर्कमैः** હસ્ત,એ નક્ષત્ર(**साहिताः** સાથે હોય તો ) **मृत्युदाः स्युः** મરણ કરે છે, ॥ ૨૧ ॥

**૨૧ ભાવાર્થ**—સોમવારે ૯ મું મુહૂર્ત, ગુરૂવારે ૧૨ મું, શુક્રવારે ૯ મું, અને શનિવારે ૧ લું એ મુહૂર્તો દિવસના ભાગમાં દુષ્ટ છે, મંગલવારની રાત્રે ૭ મું મુહૂર્ત દુષ્ટ છે, આથી બીજાં દુષ્ટ મુહૂર્તોનો અર્ધયામાદિકમાં સમાવેશ થઇ જાય છે, કારણ કે અર્ધયામાદિક ત્યાગ કરીએ તે વખતે તેનો પણ ત્યાગ થઇ જાય છે, તેથી તે દુષ્ટ મુહૂર્તો જુદેજુદાં કહ્યાં નથી, વૃદ્ધિયોગના ચોથા ચરણમાં અને બ્રહ્માયોગના બીજા ચરણમાં ક્રાંતિ જોવી તે ગ્રંથારંભથી ચાલુ સમયમાં જોવી.

॥ મૃત્યુયોગ ॥

રવિવાર ને અનુરાધા, સોમવારે ઉત્તરાષાડા, મંગલવારે શતભિષા, બુધવારે અશ્વિની, ગુરૂવારે મૃગશીર્ષ, શુક્રવારે જયેષ્ઠા, અને શનિવારે હસ્તનક્ષત્ર હોય તો મૃત્યુયોગ થાય છે, તે યોગ મરણ કરનારો છે તેથી તેનો ત્યાગ કરવો,

**मु–ग०—वेधः पातो युतिक्रांतिर्लत्तैकार्गलपंचकम् ।**
**दग्धोपग्रहजामित्रं दोषास्त्याज्या इमे दश ( ५६ )**

**અર્થ**—વેધ-પાત-યુતિ-ક્રાંતિ-લત્તા-એકાર્ગલ-પંચક-દગ્ધ-ઉપગ્રહ-અને જામિત્ર-એ ૧૦ દોષો વિવાહમાં ત્યાગ કરવા, ( ૫૬ )

**लत्तोपग्रहजामित्रपातैकार्गलकर्तरी ।**
**एते दोषा विनश्यंति लग्नेंदुबलान्विते (५७)**

અર્થ—સૂર્ય અને ચંદ્રના બલથી યુક્ત લગ્ન હોય તો ઉપર કહેલા લત્તા વિગેરે ૧૦ દોષો નાશ પામે છે, ( ૫૭ )

भरद्वाजः—गुरौ लग्नाधिपे शुक्रे सवीर्ये लग्नकेन्द्रगे ।
दशदोषा विनश्यंति यथाग्नौ तूलराशयः (५८)

અર્થ—ગુરૂ-લગ્નનો સ્વામી ને શુક્ર બલવાન થઈ-લગ્નમાં કે કેંદ્રમાં રહ્યા હોય તો ઉપર કહેલા દશ દોષોનો, જેમ અગ્નિમાં કપાસના ઢગલાનો નાશ થાય છે તેમ નાશ થાય છે, (૫૮)

केंद्रकोणे शुभः खेटो लग्नाद्वा राशितोऽथवा ।
यमघंटोद्भवं दोषं निहंति गरलोपमम् (५९)

અર્થ—લગ્નથી અથવા ચંદ્રથી શુભગ્રહ કેન્દ્ર કે ત્રિકોણ સ્થાનમાં રહ્યો હોય તો ઝેર જેવા [1]યમઘંટથી થયેલા દોષનો નાશ કરે છે, ( ૫૯ )

मु–प्र०—शुक्लाष्टमीं समारभ्य फाल्गुनस्य दिनाष्टकम् ।
पूर्णिमाऽवधिकं त्याज्यं होलाष्टकमिदं शुभे (६०)

અર્થ—ફાગણ શુદી ૮ થી ૧૫ સુધી [2]હોલાષ્ટક-કહેવાય છે, તે હોલાષ્ટક-શુભ કામમાં ત્યાગ કરવું, (૬૦)

पंचाशज्जिनखाग्नयश्च खकृता आखंडला मूर्च्छना
स्त्रिंशद्विंशरदाः खरामनखधृत्येकाश्विनौ विंशतिः ।
शक्रेंद्रौ दश वासवा रसशराः सिद्धा नखाशा दिशो
धृत्यष्टी जिनखाग्नयोऽश्वित इमाभ्योग्रेऽब्धिनाड्यो विषम् ॥२२॥

अन्वय—आश्वितः (क्रमात्) पंचाशत् जिनखाग्नयः च खकृताः आखंडलाः मूर्च्छनाः त्रिंशद्विंशरदाः खरामनखधृत्येकाश्विनौ विंशतिः शक्रेंद्रौ दश वासवाः रसशराः सिद्धाः नखाशादिशः धृत्यष्टी जिनखाग्नयः इमाभ्यः अग्रे अब्धिनाड्यः विषं स्यात् ॥२२॥

૧—યમઘંટની કેટલીક સમજુતી પૃ૦ ૧૬ માં આપેલી છે.
૨—હોલાષ્ટકનો નિષેધ પૃ. ૧૦ માં આપેલો છે.

अन्वयार्थ—अश्वितः અશ્વિનીથી ( क्रमात् ) અનુક્રમે, पंचाशत् ૫૦ जिन ૨૪, खाग्नयः ૩૦, खकृताः ૪૦, आखंडलाः ૧૪, मूर्च्छनाः ૨૧, त्रिंशत् ૩૦, विंश ૨૦, रदाः ૩૨, खराम ૩૦, नख ૨૯, धृति ૧૮, एकाश्विनौ ૨૧, विंशतिः ૨૦, शक्र ૧૪, इंद्र ૧૪, दश ૧૦, वासवाः ૧૪, रसशराः ૫૬, सिद्धाः ૨૪, नख ૨૦, आशाः ૧૦, दिशः ૧૦, धृति ૧૮, अष्टी ૧૬, जिन ૨૪, खाग्नयः ૩૦, इमाभ्यः આ ઘટીઓથી, अग्रे પછીની अब्धिनाड्यः ૪ ઘટીઓ, विषम् વિષ, स्यात् થાય છે. ॥ ૨૨ ॥

॥ નક્ષત્ર-તિથી-ને-વારની-વિષઘટીયો ॥

૨૨ ભાવાર્થ—અશ્વિની નક્ષત્રની ૫૦ ઘટીઓ, પછીની ૪ વિષઘટીઓ છે, એ પ્રમાણે ભરણી નક્ષત્રની ૨૪, ઘટીઓ પછીની ૪, ઘટીઓ વિષ છે, એ પ્રમાણે કૃત્તિકાદિ નક્ષત્રોની અનુક્રમે ૩૦,૪૦, ૧૪,૨૧,૩૦,૨૦,૩૨,૩૦,૨૦,૧૮,૨૧,૨૦,૧૪,૧૪,૧૦,૧૪,૫૬,૨૪,૨૦ ૧૦,૧૦,૧૮,૧૬,૨૪,૩૦, એ દરેક નક્ષત્રોની ઘટીઓ તે તે નક્ષત્રની ધ્રુવકની સ્થૂલ ઘટીઓ જાણવી, એ ઘટીઓ પછીની ૪ સ્થૂલ વિષઘટીઓ છે,

ज्योतिःसागरे—विवाहव्रतचूडासु गृहारंभप्रवेशयोः ।
यात्रादिशुभकार्येषु विघ्नदा विषनाडिकाः ( ६१ )

અર્થ—વિવાહ-જનોઈ-ચૌલ-ગૃહારંભ-વાસ્તુ-અને યાત્રા વિગેરે શુભ કામોમાં વિષનાડીયો વિઘ્ન આપનારી છે, (૬૧)

मु-ग०—तिथिबाणाष्टसप्तांगपंचवेदाष्टभूधराः ।
दिग्वन्ह्यर्कमनुक्ष्माभृद्वसवो घटिकाः क्रमात् (६२)
आभ्यो घटीचतुष्कं च विषं प्रतिपदादितः ।

અર્થ-૧૫,૫,૮,૭,૬,૫,૪,૮,૭,૧૦,૩,૧૨,૧૪,૭,૮ આ ઘટિઓ પછીની ૪ ઘટીઓ, અનુક્રમે પ્રતિપદાદિ તિથિઓને દિવસે-વિષઘટી જાણવી, જેમકે પડવેના દિવસે ૧૫ ઘટી વિતી ગયા પછીની ૪ ઘટીઓ વિષઘટીની સમજવી,[1] (૬૨)

नखयुग्मार्कदिक्सप्तबाणतत्त्वपिताः क्रमात् ।
आभ्यो नाडीचतुष्कं च विषं तद्रविवासरात् (६३)

---

૧—તિથિ અને વારનો ધ્રુવક અને વિષઘટી કહાડવાની રીત આગલના શ્લોક ૨૩ માં બતાવેલા નક્ષત્રના ધ્રુવક અને વિષઘટીની માફક જાણવી.

**અર્થ**—૨૦-૨-૧૨-૧૦-૭-૫-૨૫ એ ઘટીઓ પછીની ૪ ઘટીઓ અનુક્રમે રવિવારાદિમાં **વિષઘટીઓ** જાણવી. (૬૩)

**नक्षत्रस्य गतैष्ययोगगुणितः स्वस्वध्रुवः षष्टिहृ-**
**त्स्पष्टः स्यादतऊर्ध्वमब्धिघटिकाः स्पष्टाः स्युरेवं कृताः।**
**चंद्रः सौम्यभगोथऽवा शुभसुहृद्दृष्टोऽथवा स्वांशगः**
**कोणास्ताभ्रसुखेषु वा विषभयं हंतीहसांगेंऽगपः ॥ २३ ॥**

**अन्वय—नक्षत्रस्य गतैष्ययोगगुणितः स्वस्वध्रुवः षष्टिहृत् स्पष्टः स्यात् अतः ऊर्ध्वं एवं कृताः अब्धिघटिकाः स्पष्टाः स्युः सौम्यभगः अथवा शुभसुहृद्दृष्टः अथवा स्वांशगः वा कोणास्ताभ्र-सुखेषु चंद्रः विषभयं हन्ति इह सांगे अंगपः (विषभयं हन्ति) ॥२३॥**

**अन्वयार्थ—नक्षत्रस्य** નક્ષત્રની **गतैष्ययोगगुणितः** ગત ને આવતી ઘટીના યોગથી ગુણાએલો **स्वस्वध्रुवः** પોતપોતાનો ધ્રુવક **षष्टिहृत्** ૬૦ થી ભાગવાથી **स्पष्टः** સ્પષ્ટ **स्यात्** થાય **अतऊर्ध्वं** તે પછી **एवं** એ પ્રમાણે **कृताः** કરેલી **अब्धिघटिकाः** ૪ ઘટીઓ **स्पष्टाः स्युः** સ્પષ્ટ થાય, **सौम्यभगः** શુભગ્રહની રાશિમાં રહેલો **अथवा** અથવા **शुभसुहृद्दृष्टः** શુભ ગ્રહો અને મિત્રથી જેવાએલો **अथवा** અથવા **स्वांशगः** પોતાના નવમાંશમાં રહેલો **वा** અથવા **कोणास्ताभ्रसुखेषु** -૯-૫-૭-૧૦-૪-એ સ્થાનોમાં રહેલો **चंद्रः** ચંદ્રમા **विषभयं** વિષઘટીના દોષને **हन्ति** નાશ કરે છે, **इह** ૯-૫-૭-૧૦-૪-એ સ્થાનમાં રહેલો **सांगे** લગ્નસહિત **अंगपः** લગ્નનો સ્વામી ( **विषभयं हन्ति** ) વિષઘટીના દોષને નાશ કરે છે ॥ ૨૩ ॥

**॥ સ્થૂલધ્રુવકને સ્પષ્ટ ધ્રુવક કરવાની રીત ॥**

**૨૩ ભાવાર્થ—જે નક્ષત્રની વિષઘટી જાણવી હોય-તે આખા નક્ષત્રનું સર્વર્ક્ષ કરવું, અને તે તે નક્ષત્રોનો જે જે ધ્રુવક, કહ્યો છે, તે ધ્રુવકથી નક્ષત્રના સર્વર્ક્ષને ગુણી-૬૦ થી ભાગવા-અને ઘટ્યાદિ બે ફલ-લાવવાં, તે આવેલાં બે ફલ-તે નક્ષત્રનો સ્પષ્ટ ધ્રુવક થાય, અને તે સ્પષ્ટ ધ્રુવકની ઘડીઓ પછીની-૪ ઘડીઓ-વિષઘટી, જાણવી-**

**॥ સ્થૂલ વિષઘટીને સ્પષ્ટ કરવાની રીત ॥**

**જેમ ધ્રુવકને સ્પષ્ટ કર્યો તેવીજ રીતે ૪ ઘડીઓને પણ સ્પષ્ટ કરવી, તેજ નક્ષત્રના સર્વર્ક્ષને ચારે ગુણી-૬૦ ભાગતાં ઘટ્યાદિ**

આવેલાં બે ફલ-તે સ્પષ્ટ વિષઘટી જાણવી, તે વિષઘટીનાં ઘટ્યાદિ બે ફલ-સ્પષ્ટ કરેલા ધ્રુવકની ઘટ્યાદિમાં ઉમેરતાં જેટલી ઘટ્યાદિક થાય તેટલી ઘટીઓ નક્ષત્રની શરૂઆતથી-તે વિષઘટી ઉતરે એમ જાણવું, અને નક્ષત્રની શરૂઆતથી-સ્પષ્ટ ધ્રુવકની ઘટ્યાદિ પછીથી-તે વિષઘટી-શરૂ થઇ એમ જાણવું, એ પ્રમાણે ધ્રુવકને-ઈષ્ટઘટી-સ્પષ્ટ થાય છે,

## ॥ વિષઘટીનો ભંગ ॥

૧—ચંદ્રમા-શુભગ્રહની રાશિનો હોય તો-

૨—ચંદ્રને શુભગ્રહ-કે પોતાનો મિત્રગ્રહ-( સૂર્ય-ને બુધ- ) જોતા હોય તો,

૩—ચંદ્રમા નવમાંશમાં-સ્વગ્રહી હોય તો,

૪—ચંદ્રમા-૪-૫-૭-૯-૧૦-મા સ્થાનમાં-રહ્યો હોય તો,

૫—લગ્નનો સ્વામી-કેન્દ્ર-કે ત્રિકોણમાં હોય તો,

એ પાંચ પ્રકારે વિષઘટી દોષનો ભંગ થાય છે, એટલે વિષઘટી હોવા છતાં ઉપલા પાંચમાંનું એક પણ-કારણ લગ્નશુદ્ધિમાં હોય તો-વિષઘટીનો દોષ રહેતો નથી,

## ॥ સ્પષ્ટ ધ્રુવકનું ઉદાહરણ. ॥

શાકે-૧૮૩૯ ના શ્રાવણ શુદી-૧૧ ને સોમવારના દિવસે જયેષ્ઠા નક્ષત્ર છે, તેનું સર્વર્ક્ષ કરવા માટે-રવીવારના દિવસે-અનુરાધા-નક્ષત્ર-૩૯ ઘડી અને ૪૯ પલે ઉતરે છે-તે પછી-જયેષ્ઠા નક્ષત્ર બેસે છે, અનુરાધાની ઘટી પલોને-૬૦ માંથી બાદ કરતાં ઘટ્યાદિ-૧૦ ને ૨૧ આવી-તેટલી ઘટ્યાદિ-રવીવારે-જયેષ્ઠાનક્ષત્રની ગઇ, સોમવારે જયેષ્ઠા-નક્ષત્ર-ઘટી-૪૮ ને પલ-૩૩ છે, તેમાં રવીવારે ભોગવાએલી-જયેષ્ઠાની ઘટી ૧૦ ને ૨૧ ઉમેરતાં ૫૮ ને ૫૪ થાય છે, તે ઘટ્યાદિ-જયેષ્ઠાનક્ષત્રનું સર્વર્ક્ષ થયું, તે સર્વર્ક્ષને-જયેષ્ઠાનક્ષત્રના ધ્રુવક ૧૪ થી ગુણતાં-ઘટી-૮૨૪ અંક થયો, તેને-૬૦ થી ભાગતાં આવેલી ઘટ્યાદિ લબ્ધિ-૧૩-૪૪-એટલો જયેષ્ઠાનક્ષત્રનો સ્પષ્ટ ધ્રુવક થયો, એટલે જયેષ્ઠાનક્ષત્ર બેઠા પછીથી જ્યારે જયેષ્ઠાનક્ષત્રની ઘટ્યાદિ-૧૩

ને ૪૪ ભોગવાય, તે પછી વિષઘટીની શરૂઆત થાય, તો રવીવારના દિવસે–જયેષ્ઠાનક્ષત્ર–૧૦ ને ૨૧ છે, તેને જયેષ્ઠાનક્ષત્રના સ્પષ્ટ ધ્રુવક-માંથી બાદ કરતાં ઘટ્યાદિ–૩–૩૯–આવ્યાં–એટલે સોમવારના દિવસે સૂર્યોદયથી–ઘટી–૩–૩૯–જાય તે પછી વિષઘટીની શરૂઆત થઇ એમ જાણવું,

( વિષઘટીની ચાર ઘટીઓ સ્પષ્ટ કરવાનું ઉ૦ )

જયેષ્ઠાનક્ષત્રના સર્વર્ક્ષ–૫૮–૫૪ ને ૪ થી ગુણતાં–ઘટ્યાદિ–૨૩૫–૫૫ થઈ, તેને ૬૦ થી ભાગતાં આવેલી–ઘટી ૩ ને ૫૫ તે જયેષ્ઠાનક્ષત્રની–વિષઘટી–જાણવી, તે વિષઘટીની ઘટ્યાદિને–જયેષ્ઠા-નક્ષત્રના સ્પષ્ટ ધ્રુવકની ઘટ્યાદિ–૧૩ ને ૪૪ માં ઉમેરતાં ઘટી-૧૭ ને ૩૯ થઇ–એટલે જયેષ્ઠાનક્ષત્ર બેઠા પછીથી–ઘટ્યાદિ–૧૩ ને ૪૪ પછીથી વિષઘટીની શરૂઆત થાય–તે ઘટ્યાદિ–૧૭–ને ૩૯ વખતે ઉતરી જાય એમ જાણવું, અથવા સૂર્યોદયથી–જયેષ્ઠાનક્ષત્રનો સ્પષ્ટ-ધ્રુવક–૩ ને ૩૯ છે, એટલે સોમવારે–ઈષ્ટઘટી–૩ ને ૩૯ વખતે–જયેષ્ઠાનક્ષત્રનો સ્પષ્ટધ્રુવક પુરો થાય, અને તેજ વખતે-વિષઘટી શરૂ થાય છે. તેમાં વિષઘટીની ઘટ્યાદિ–૩ ને ૫૫ ઉમેરતાં સૂર્યોદયથી ઈ–ઘ–૭ ને ૩૪ વખતે વિષઘટી–ઉતરી જાય છે, એમ જાણવું, જેથી સોમવારના દિવસે સૂર્યોદયથી–ઈષ્ટઘ–૩–૩૯–પછી તે ઈ–ઘ–૭ ને ૩૪ સુધીનો વખત–વિષઘટીનો સમજવો.

॥ નક્ષત્રના ધ્રુવકનું કોષ્ટક. ॥

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ. | ભ. | કૃ. | રો. | મૃ. | આ. | પુ. | પુ. | આ. | મ. | પૂ. | ઉ. | હ. | ચિ. |
| ૫૦ | ૨૪ | ૩૦ | ૪૦ | ૧૪ | ૨૧ | ૩૦ | ૨૦ | ૩૨ | ૩૦ | ૨૦ | ૧૮ | ૨૧ | ૨૦ |
| સ્વા. | વિ. | અ. | જયે. | મૂ. | પૂ. | ઉ. | શ્ર. | ધ. | શ. | પૂ. | ઉ. | રે. | |
| ૧૪ | ૧૪ | ૧૦ | ૧૪ | ૫૬ | ૨૪ | ૨૦ | ૧૦ | ૧૦ | ૧૮ | ૧૬ | ૨૪ | ૩૦ | |

( ઉપગ્રહબાબત. )

मु–म०—अष्टमं पंचमं चाष्टादशं वाथ चतुर्दशं ।
द्वाविंशैकोनविंशे च त्रयोविंशं तथैव च ( ६४ )

चतुर्विंशं तथैतानि नक्षत्राण्यष्ट सूर्यभात् ।
उक्तान्युपग्रहाख्यानि त्याज्यान्युद्वाहनादिषु (६५)

**અર્થ**—સૂર્યના નક્ષત્રથી ૮-૫-૧૮-૧૪-૨૨-૧૯-૨૩-૨૪-એ ૮-નક્ષત્રોની-**ઉપગ્રહ**-સંજ્ઞા છે, તેથી તે નક્ષત્રો-વિવાહાદિ શુભકામોમાં તજવાં,(૬૪-૬૫.)

गृहप्रवेशे दारिद्र्यं विवाहे मरणं भवेत् ।
प्रस्थाने विपदः प्रोक्ता उपग्रहदिनं यदि ( ६६ )

**અર્થ**—ઉપર કહેલા-ઉપગ્રહસંજ્ઞક નક્ષત્રમાં-ગૃહપ્રવેશ કરવાથી-દરિદ્રતા-લગ્ન કરવાથી-મરણ, અને પ્રયાણ કરવાથી-દુઃખ પ્રાપ્ત થાય છે, (૬૬)

लग्ने चंद्रखलारिपौ शशिसितौ सर्वे द्युने खे बुधो-
ऽब्जोंऽत्येगुः सुखगोष्टमाः कुजशुभाः शुक्रस्तृतीयः शुचे ।
लाभे सर्वखगाः शुभा अखिलगाह्यष्टारिगाः स्युः खला
श्चंद्रस्त्र्यंबुधने श्रियेंशभदृगेट् स्यान्मृत्यवेष्टारिगः ॥ २४ ॥

**अन्वय**---लग्ने चंद्रखलाः रिपौ शशिसितौ सर्वे द्युने खे बुधः अन्त्ये अब्जः सुखगः अगुः अष्टमाः कुजशुभाः तृतीयः शुक्रः शुचे लाभे सर्वखगाः शुभाः अखिलगाः त्र्यष्टारिगाः खलाः स्युः त्र्यंबुधने चंद्रः श्रिये अंशभदृगेट् अष्टारिगः मृत्यवे स्यात् ॥ २४ ॥

**अन्वयार्थ**—**लग्ने** લગ્નમાં **चंद्रखलाः** ચંદ્ર અને પાપગ્રહો હોય. **रिपौ** ૬ ઠ્ઠે-**शशिसितौ** ચંદ્ર અને શુક્ર હોય-**सर्वे** બધા ગ્રહો-**द्युने** સાતમે હોય-**खे** ૧૦ મે-**बुधः** બુધ હોય-**अन्त्ये** ૧૨ મે-**अब्जः** ચંદ્રમા હોય-**सुखगः** ૪ થે રહેલો-**अगुः** રાહુ હોય-**अष्टमाः** ૮ મે રહેલા-**कुजशुभाः** મંગલ અને શુભ ગ્રહો હોય-**तृतीयः** ત્રીજે **शुक्रः** શુક્ર-હોય તો-**शुचे**-ચિંતા કરાવતા છે-**लाभे** ૧૧ મે **सर्वखगाः** બધા ગ્રહો હોય-**शुभाः** શુભ ગ્રહો-**अखिलगाः** કોઈ પણ ઠેકાણે રહેલા હોય-**त्र्यष्टारिगाः** ૩-૮-૬ ઠ્ઠે રહેલા-**खलाः** પાપ ગ્રહો હોય-**त्र्यंबुधने** ૩-૪-૨ જે-**चंद्रः** ચંદ્ર હોય તો-**श्रिये** લક્ષ્મીને આપતા છે, **अंशभदृगेट्**-નવમાંશલગ્ન-અને દ્રેષ્કાણનો સ્વામી-**अष्टारिगः** ૮-૬-ઠ્ઠે રહેલા હોય તો-**मृत्यवे-स्यात्**-મૃત્યુ આપતા થાય છે ॥ ૨૪ ॥

## ॥ લગ્નશુદ્ધિમાં–અશુભયોગો. ॥

**૨૪ ભાવાર્થ**—લગ્નમાં–ચંદ્ર કે પાપગ્રહ, ૬ ઠ્ઠે–ચંદ્ર કે શુક્ર, ૭ મે કોઇ પણ ગ્રહ, ૧૦ મે બુધ, ૧૨ મે ચંદ્રમા, ૪ થે રાહુ, ૮ મે મંગલ, અને કોઇ પણ શુભ ગ્રહ, અને–૩ જે શુક્ર હોય તો–એ સર્વે ચિંતા કરાવતા છે, તેમજ લગ્નશુદ્ધિ વખતના–લગ્ન–નવમાંશ–ને દ્રેષ્કાણુના–સ્વામીઓ–લગ્નશુદ્ધિમાં–૬–૮–સ્થાનોમાં હોય તો–મરણ કરનારા જાણુવા,

## ॥ લગ્નશુદ્ધિમાં–શુભયોગો. ॥

કોઈ પણ–ગ્રહ–૧૧ મા સ્થાનમાં હોય, તો શુભ ગ્રહો કોઇ પણ સ્થાનોમાં હોય, તો[1] અને પાપ ગ્રહો–૩–૬–ને ૮–સ્થાનોમાં હોય, તો સારા જાણુવા, પરંતુ મંગલ વિનાના પાપ ગ્રહો–આઠમા સ્થાનમાં સારા જાણુવા, તેમજ ચંદ્રમા–૨–૩–ને–૪–સ્થાનોમાં હોય તો–ધન આપનાર–જાણુવો,

**कन्यातौक्षिकशत्रुगेहगभृगुः षष्ठोपि नो भंगकृ-**
**द्भौमो मृत्युगतोपि शत्रुशशिनो गेहास्थितो वार्कगः ।**
**शुक्लेन्त्यारिविधुः सुवर्गदागतः स्वोजोयुजीज्ये तनौ**
**शुक्रे वा शुभदोथकंटकनिजांशेज्योक्षितः सग्रहः ॥ २५ ॥**

**अन्वय—कन्यातौक्षिकशत्रुगेहगभृगुः षष्ठः अपि नो भंगकृत् मृत्युगतः अपि शत्रुशशिनोः गेहास्थितः वा अर्कगः भौमः ( न भंगकृत् ) शुक्ले अन्त्यारिविधुः सुवर्गदागतः स्वोजोयुजि शुक्रे वा इज्ये तनौ शुभदः अथ सग्रहः कंटकनिजांशेज्ये क्षितः शुभदः ॥ २५ ॥**

---

**ટીપ-૧**—શુભ ગ્રહો-કોઇ પણ લગ્નથી–બારે ભાવમાંના–હરકોઇ સ્થાનમાં–શ્રેષ્ઠ–જાણુવા, પણ જે શુભ ગ્રહને–જે સ્થાનમાં–નિંદિત–કહ્યો છે, તે સ્થાનમાં તે શુભ ગ્રહ આવ્યો હોય તો–તે શુભ જાણુવો નહિં, જેમ કે આજ શ્લોકમાં–ચંદ્ર ને શુક્ર શુભ ગ્રહ થઇ–૧૦ મે–રહ્યા હોય, અથવા–હરકોઇ શુભ ગ્રહ–સાતમે રહ્યો હોય, બુધ–૧૦ મે–રહ્યો હોય, એ પ્રમાણે–ગ્રંથકારે–જે જે સ્થાનમાં–નિંદિત–કહ્યા છે, તે તે સ્થાનમાં–તેજ પ્રમાણે-તે તે ગ્રહો રહ્યા હોય તો–તે ગ્રહો શુભ હોવા છતાં–નિંદિત સ્થાનોમાં–આવવાથી–શુભ જાણુવા નહિં,

**अन्वयार्थ—कन्यातौक्षिकशत्रुगेहगभृगुः** કન્યારાશિમાં-ધનરાશિમાં-ને શત્રુના ઘરમાં રહેલો-શુક્ર **षष्ठः अपि** છઠ્ઠો હોય તો પણ-**नो भंगकृत्** ભંગ કરતો નથી.-**मृत्युगतः अपि** આઠમે રહેલો પણ-**शत्रुशशिनोः** શત્રુ અને ચંદ્રના **गेहस्थिताः** ઘરમાં રહ્યો હોય-**वा** અથવા **अर्कगः** અસ્તનો-**भौमः** મંગલ હોય તો ( **न भंगकृत्** ) ભંગ કરતો નથી, **शुक्ले** શુકલપક્ષમાં **अन्त्यारिविधुः** ૧૨-૬-ઠ્ઠે ચંદ્રમા-**सुवर्गदृग्गितः** શુભ ગ્રહના વર્ગમાં રહેલો ચંદ્રમા-શુભ ગ્રહની દૃષ્ટિવાલો હોય-**स्वोजोयुजि** પોતાના બલથી યુક્ત-**शुक्रे** શુક્ર-**वा** અથવા-**इज्ये** ગુરૂ-**तनौ** લગ્નમાં હોય તો **शुभदः** શુભ ફલ આપે છે-**अथ** પછી-**सग्रहः** ગ્રહ સાથે ચંદ્રમા-**कंटकनिजांशेज्येक्षितः** કેન્દ્રમાં હોય-નવમાંશમાં સ્વગ્રહી થયેલા-ગુરૂની દૃષ્ટિ હોય તો તે-**शुभदः** શુભ ફલ આપે છે ॥૨૫॥

## ॥ લગ્નશુદ્ધિમાં અશુભ યોગનો ભંગ. ॥

**૨૫ ભાવાર્થ**—મિથુન અને કન્યાનો છઠ્ઠે આવેલો શુક્ર-દોષિત છે, પરંતુ તે શુક્ર-જો કર્ક-સિંહ-કન્યા-ને ધનરાશિનો થઇને-છઠ્ઠે આવ્યો હોય તો તે-અશુભ સમજવો નહિં, આઠમા ઘરમાં-મંગલ અશુભ છે. પરંતુ-મિથુન-કર્ક-ને કન્યારાશિનો આઠમે હોય-અથવા સૂર્યના ભેગો અસ્તનો હોય તો તે મંગલ-શુભ જાણવો, ચંદ્રમા-૬ ને ૧૨-મા સ્થાનમાં-અશુભ હોવા છતાં તે ચંદ્ર-હોરાદિ ષડવર્ગમાં શુભગ્રહની રાશિનો હોય[1]-અને તે ચંદ્ર ઉપર ૨-શુભગ્રહની દૃષ્ટિ હોય-તેમજ લગ્નશુદ્ધિમાં અધિક બલવાન-ગુરૂ-કે-શુક્ર-લગ્ને હોય-તો તે ચંદ્ર-અશુભ હોવા છતાં-શુભફલ આપનાર-થાય છે. બુધ અને ગુરૂ-શિવાયના-કોઇ પણ ગ્રહ સાથે-રહેલો ચંદ્ર-અશુભ હોવા છતાં-તે ચંદ્ર ગ્રહો સાથે કેન્દ્રમાં હોય-અને લગ્નશુદ્ધિની નવમાંશ કુંડલીમાં સ્વગ્રહી થયેલો ગુરૂ-તે ચંદ્રને જોતો હોય તો-ગ્રહસહિત-ચંદ્રનો પણ દોષ નથી,

### ( પંગુ-અંધ-અને બધિરાખ્ય લગ્નદોષ-અને તેમાં કેટલાક આચાર્યોના મત, ને તેનું ફલ સાથે પ્રયોજન. )

**मु-चिं०-घस्रे तुलाली बधिरौ मृगाश्वौ रात्रौ च सिंहाजवृषा दिवांधाः।**
**कन्या नृयुक्कर्कटका निशांधा दिने घटोऽन्त्यो निशि पंगुसंज्ञः (६७)**

---

૧—કેટલાકો-નવમાંશ શુભગ્રહની રાશિનો ચંદ્રમા હોય, એમપણ કહે છે,—

बधिराधन्वितुलालयोऽपरान्हे मिथुनं कर्कटकोंगना निशांधाः।
दिवसांधा हरिगोक्रियास्तु कुब्जा मृगकुंभांतिमभानि संध्ययो र्हि(६८)
दारिद्र्यं बधिरतनौ दिवांधलग्ने वैधव्यं शिशुमरणं निशांधलग्ने ।
पंग्वंधे निखिलधनानि नाशमीयुः सर्वत्राधिपगुरुदृष्टिभि र्न दोषः(६९)

**અર્થ**—દિવસમાં-તુલા-અને વૃશ્ચિક-લગ્ન-બ્હેરાં છે, રાત્રે-ધન-અને-મકર-લગ્ન-બ્હેરાં છે, મેષ-વૃષભ-ને સિંહ-લગ્નો-દિવસે આંધળાં છે, મિથુન-કર્ક-ને કન્યા-રાત્રે આંધળાં છે, કુંભલગ્ન-દિવસે-પાંગળુ છે, અને રાત્રે-મીનલગ્ન પાંગળુ છે, નમતા દિવસ (અપરાન્હ-) માં-તુલા-વૃશ્ચિક-ને ધન-લગ્નો બ્હેરાં છે, અને પાછલી રાત્રે-મિથુન-કર્ક-ને કન્યા-લગ્નો-આંધળાં છે, દિવસે-મેષ-વૃષભ-ને સિંહ-લગ્નો આંધળાં છે, પ્રાતઃસંધ્યા-અને સાયંસંધ્યામાં મકર-કુંભ-ને મીન-એ લગ્નો-કુબડાં છે, ।। બ્હેરાલગ્નમાં વિવાહ-કરે તો-વર-કન્યા-દરિદ્રી-થાય છે, દિવાંધમાં-વરનું મરણુ, રાત્ર્યંધમાં-સંતાનનું મરણુ, પાંગળામાં-ધનનાશ થાય છે, આ લગ્નોને-ગુરૂ-અથવા-લગ્નનો સ્વામી દેખતો હોય તો-દોષ નથી. ( ૬૭-૬૮-૬૯ )

वसिष्ठः—अंधे वैधव्यमाप्नोति दारिद्र्यं बधिरे तथा ।
अर्थनाशो भवेत्पंगा विति धात्रा विनिश्चितम् ( ७० )

**અર્થ**—આંધળા લગ્નમાં-વૈધવ્ય, બ્હેરામાં-દારિદ્ર્ય, અને લંગડા લગ્નમાં પરણે તો દ્રવ્યનો નાશ થાય છે, એ પ્રમાણે-બ્રહ્માએ-નિશ્ચય કરેલો છે, ( ૭૦ )

**( સૂર્યાદિ ગ્રહોની સાથે-ચંદ્ર રહેવાથી-ફલ. )**

मु-चिं०—चंद्रे सूर्यादिसंयुक्ते दारिद्र्यं मरणं शुभम् ।
सौख्यं सापत्न्यवैराग्ये पापद्वययुते मृतिः (७१)

**અર્થ**—સૂર્યથી શનિપર્યંત-ગ્રહ સાથે-ચંદ્રનો યોગ થવાથી-અનુક્રમે-દારિદ્ર્ય, મરણુ, શુભ, સુખ, શત્રુતા, ને વૈરાગ્ય થાય, છે, અને બે પાપગ્રહ સાથે-ચંદ્ર રહ્યો હોય તો-મરણુ થાય છે, ( ૭૧ )

**( અપવાદસહિત અષ્ટમ લગ્નદોષ. )**

जन्मलग्नभयोर्मृत्यू राशौ नेष्टः करग्रहः ।
एकाधिपत्ये राशीश मैत्रेवा नैव दोषकृत् ( ७२ )

અર્થ—જન્મલગ્ન અને જન્મરાશિથી–આઠમી રાશિમાં–વિવાહ–શુભ નથી, પરંતુ જન્મલગ્ન અથવા જન્મરાશિનો સ્વામી–અને વિવાહલગ્નનો સ્વામી એક હોય તો–અથવા પરસ્પર મિત્રતા હોય તો–વિવાહ કરવામાં વાંધો નથી,(૭૨)

मीनोक्षकर्क्यालिमृगास्त्रियोष्टमं लग्नं यदा नाष्टमगेहदोषकृत् ।
अन्योन्यमित्रत्ववशेन सा वधूर्भवेत्सुतायुर्गृहसौख्यभागिनी ( ७३ )
मृतिभवनांशो यदि च विलग्ने तदधिपति र्वा न शुभकरः स्यात् ।
व्ययभवनं वा भवति तदंश स्तदधिपति र्वा कलहकरः स्यात् (७४)

અર્થ—વૃષભ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર, અને મીન, આ રાશિઓ–અષ્ટમલગ્ન–અને પરસ્પર મિત્રતા હોય તો–તે કન્યા–પુત્ર, આયુષ્ય, ને ઘરના સુખને મેળવે છે, આઠમા સ્થાનનો નવમાંશ–જો લગ્નમાં આવે, અથવા લગ્નનો સ્વામી હોય તો–વિવાહ શુભ નથી, જન્મરાશિ અને જન્મલગ્નથી–આઠમું સ્થાન, બારમું સ્થાન, તેનો નવમાંશ, અથવા તેનો સ્વામી હોય તો–ક્લેશ કરે છે, ( ૭૩–૭૪ )

दोषाणां शतमिंदुजः शतयुगं शुक्रो गुरु र्घातयेत्
लक्षं कंटककोणगोऽगमिनचंद्रौजस्वि पातादिकान् ।
भंगा ये विबला न तेऽत्र सफलाः संध्यंशतुल्योऽफलः
स्याद्भावांशसमोग्रहो ऽखिलफलः संध्यूर्ध्वगः स्यात्परः ॥२६॥

अन्वय—कंटककोणगः इन्दुजः दोषाणां शतं घातयेत्, शुक्रः शतयुगं ( घातयेत् ) गुरुः लक्षं ( घातयेत् ) इनचन्द्रौजस्वि अंगं पातादिकान् ( घातयेत् ) अत्र ये भंगाः विबलाः ते सफलाः न, संध्यंशतुल्यः अफलः ( स्यात् ) भावांशसमः ग्रहः अखिलफलः ( स्यात् ) संध्यूर्ध्वगः परः स्यात् ॥ २६ ॥

अन्वयार्थ—कंटककोणगः ૧–૪–૭–૧૦–૯–૫–में રહેલો–इंदुजः બુધ–दोषाणांशतं–સો દોષોને घातयेत् નાશ કરે છે, शुक्रः શુક્ર–शतयुगं બસો દોષોને–( घातयेत् ) નાશ કરે છે, गुरुः ગુરૂ–लक्षं લાખ દોષોને–(घातयेत् ) નાશ કરે છે, इनचंद्रौजस्वि–સૂર્યને ચંદ્રથી બલવાન–अंगं લગ્ન હોય તો–पातादिकान् પાત વિગેરે દોષોને–( घातयेत् ) નાશ કરે છે, अत्र અહિં,

**ये मंगाः** જે ભંગ કરનારા ગ્રહો-**विबलाः** બલ રહીત હોય-**ते** તે ગ્રહો-**सफलाः न,** ફલ આપતા નથી, **संध्यंशतुल्यः** સંધિના અંશ સમાન હોય તો-**अफलः** નિષ્ફલ-(**स्यात्**) થાય છે, **भावांशसमः** ભાવના અંશ સમાન-**ग्रहः**ગ્રહ-**अखिलफलः (स्यात्)** સમગ્ર ફલ-આપનારો છે-**संध्यूर्ध्वगः** સંધિના અંશો વિતાવી-ગયેલો ગ્રહ-**परः स्यात्**, બીજા ભાવના ફલને આપે છે. ॥ ૨૬॥

## ॥ સામાન્ય દોષોનો ભંગ. ॥

**૨૬ ભાવાર્થ**—લગ્નશુદ્ધિમાં-કેંદ્ર અને ત્રિકોણમાં બુધ-રહ્યો હોય તો-સો-દોષોનો-નાશ કરે છે, તેજ સ્થાનોમાં શુક્ર હોવાથી બસો દોષોનો નાશ થાય છે, અને ગુરૂ હોય તો લાખ દોષોનો નાશ કરે છે,। લગ્નમાં સૂર્ય ને ચંદ્ર બલવાન હોય તો-ક્રાન્તિસામ્યપાતાદિ દોષોનો નાશ કરે છે, પરંતુ તે દોષોના નાશ કરનાર ગ્રહો-બલવાન હોય તો તે દોષોનો નાશ કરે છે, પરંતુ તે ગ્રહો નિર્બલ હોય તો દોષનો ભંગ કરતા નથી,

## ॥ ભાવોની શુદ્ધિ. ॥

કોઈ પણ ગ્રહના અંશો-સંધિના અંશોની બરાબર હોય તો તે ગ્રહ પોતાનું સારૂં કે ખરાબ કંઈ ફલ આપતો નથી, એટલે તે ગ્રહ નિષ્ફળ જાણવો, અને કોઇ પણ ગ્રહના અંશો ભાવના અંશના સરખા હોય તો તેનાથી થતું સંપૂર્ણ ફલ તે ગ્રહ આપે છે, કોઇ પણ ગ્રહના અંશો સંધિના અંશોથી વિતાવી જે ભાવમાં જાય[1] તે ભાવનું ફલ આપે છે,

**આગલે ભાવે જતા ગ્રહનું** ઉ૦—૪ થો ભાવ ૮-૧૦-૧૩-૧૨ છે, ચોથા ભાવની સંધિ ૮-૨૪-૨૧-૫૦ છે, અને ચોથા ભાવમાં બેઠેલો ગ્રહ ૮-૨૭-૧૮-૧૫ છે, તો ચોથા ભાવની સંધિના અંશાદિ કરતાં ગ્રહના અંશાદિ વધારે હોવાથી તે ગ્રહ પાંચમા ભાવે ગયો એમ જાણવું,

**પાછલે ભાવે ગયેલા ગ્રહનું** ઉ૦—૪ થો ભાવ ૮-૨૫-૧૩-૧૨ છે, ને ત્રીજા ભાવની સંધિ ૮-૧૧-૨૩-૩૩ છે, અને ચોથે ભાવે બેઠેલો ગ્રહ ૮-૮-૪૦-૫૪ છે, તે ગ્રહના અંશો ત્રીજા ભાવની સંધિ કરતાં ઓછા હોવાથી તે ગ્રહ ત્રીજા ભાવમાં છે, એમ જાણવું,

---

૧—સંધિના આગલ કોઈપણ ગ્રહ જાય તો તે ગ્રહ બીજા ભાવમાં ગયો, જાણવો,

भागाः स्युर्नतनाडिका रसहता स्तद्धीनयुक्प्राक्परे
सूर्यः खं सरसं सुखं कथितवल्लग्नं सषड्भं मदः ।
व्यस्ताभ्रत्रिलवोऽथ दृक्च्युत उभौ योज्यौ कुदृग्घ्नौ पृथ-
ग्लग्ने चांबुनि ते सषट् तनुमुखाः संधिर्द्वियोगोऽर्धकः ॥२७॥

( पाठान्तरम् )

व्यस्ताभ्रारिलवोथ भूच्युत इमौ भूयोंगपातालयोः
क्षेप्यौ षट् तनुतः ससंधय इमे षड्भान्विताः स्युः परे ॥

अन्वय—रसहताः नतनाडिकाः भागाः स्युः (ते क्रमात्) तद्धीनयुक् सूर्यः खं सरसं सुखं कथितवत् लग्नं (स्यात्) सषड्भं (लग्नं) मदः व्यस्ताभ्रत्रिलवः अथ दृक्च्युतः कुदृग्घ्नौ पृथक् लग्ने च अम्बुनि योज्यौ ते सषट् तनुमुखाः (भावाः स्युः) द्वियोगोर्द्धितः सन्धिः (स्यात्) ॥ २७ ॥

पाठान्तरं)—अथ व्यस्ताभ्रारिलवः भूच्युतः इमौ भूयः अंगपातालयोः क्षेप्यौ, तनुतः ससंधयः इमे षट् ( भावाः स्युः ) एते षड्भान्विताः परे ससंधयः स्युः ॥

अन्वयार्थ—रसहताः ૬ થી ગુણેલી नतनाडिकाः નતની ઘડીઓ भागाःस्युः અંશો થાય, ( ते क्रमात् તે ભાગો અનુક્રમે ) तद्धीनयुक् તેથી રહિત ને યુક્ત सूर्यः સૂર્ય खं ૧૦ મો ભાવ હોય, सरसं ૬ ઉમેરવાથી सुखं ૪ થો ભાવ થાય, कथितवत् કહ્યા પ્રમાણે लग्नं (स्यात्) લગ્ન હોય सषड्भं ૬ રાશિસહિત (लग्नं લગ્ન) मदः ૭ મો ભાવ, व्यस्ताभ्रत्रिलवः ગયો છે સાતમો ભાવ જે થકી એવા દસમા ભાવનો ત્રીજો ભાગ दृक्च्युतः એમાંથી કહાડી નાંખી कुदृग्घ्नौ ૧–૨ થી ગુણી पृथक् જુદી જુદી રીતે लग्ने લગ્નમાં च અને अम्बुनि ચોથા ભાવમાં योज्यौ જોડવા ते सषट् તે ૬ ભાવસહિત तनुमुखाः લગ્નાદિ (भावाः स्युः) ૧૨ ભાવો થયા, द्वियोगोर्द्धितः બંને યોગનું અર્ધ सन्धिः સંધિ (स्यात्) થાય છે, ॥ ૨૭ ॥

(पाठान्तरम्)—अथ ત્યારપછી व्यस्ताभ्रारिलवः ગયેલો છે સાતમો ભાવ જેથકી એવા દસમા ભાવનો ૬ ઠ્ઠો ભાગ, भूच्युतः એકમાંથી કહાડી નાંખી इमौ આ બે भूयः વારંવાર अंगपातालयोः લગ્નમાં તથા ચોથા ભા-

વમાં **क्षेप्यौ** જોડવા, **तनुतः** લગ્નથી **ससंधयः** સંધિસહિત **इमे** આ **षड्** ( **भावाःस्युः** ) ૬ ભાવો થયા, ( **एते** એ ૬ ભાવો ) **षड्भावान्विताः** ૬ ભાવોથી યુકત **परे** બીજા ( **ससंधयः** સંધિયુકત ભાવો, ) **स्युः** થાય છે ॥

## ॥ ભાવ સ્પષ્ટ કરવાની રીત. ॥

**૨૭ ભાવાર્થ**—નતની ઘટ્યાદિને ૬ એ ગુણવાથી **નતાંશ** થાય છે, પૂર્વનત હોય તો તે નતાંશમાંથી સૂર્ય કહાડી નાંખવો, અને પશ્ચિમનત હોય તો નતાંશમાં સૂર્ય ઉમેરવો, તો આવેલું રાશ્યાદિ ફલ **દશમો ભાવ** થાય છે, દશમા ભાવની રાશ્યાદિમાં ૬ રાશિ જોડવાથી **ચોથો ભાવ** થાય છે, લગ્ન એ પહેલો ભાવ જાણવો, તેમાં પહેલા ભાવના રાશ્યાદિમાં ૬ રાશિ ઉમેરવાથી **સાતમો ભાવ** થાય, અને સાતમા ભાવની રાશ્યાદિ દશમા ભાવની રાશ્યાદિમાંથી કહાડી નાંખી. રહેલા રાશ્યાદિને ત્રણે ભાગતાં આવેલો રાશ્યાદિનો તૃતીયાંશ એ રાશિમાંથી કહાડી નાંખી પહેલા ભાવમાં જોડવાથી આવેલો રાશ્યાદિ **બીજો ભાવ** થાય છે, અને એ રાશિમાંથી કહાડી નાંખતાં રહેલા તૃતીયાંશને બમણો કરી લગ્નમાં ઉમેરવાથી **ત્રીજો ભાવ** થાય છે, તેજ પ્રમાણે એમાંથી કહાડેલો તૃતીયાંશ ચોથા ભાવમાં જોડવાથી **પાંચમો ભાવ** થાય છે, અને એ માંથી કહાડેલા તૃતીયાંશને બમણો કરી ચોથા ભાવમાં જોડવાથી **છઠ્ઠો ભાવ** થાય છે, આ પ્રમાણે ૧ થી ૬ ભાવ તૈયાર થાય છે, પહેલા ભાવથી અનુક્રમે દરેક ભાવના રાશ્યાદિમાં ૬ રાશિ ઉમેરવાથી અનુક્રમે ૭ થી ૧૨ ભાવ થાય છે,

## ॥ ભાવની સંધિયો કરવાની રીત. ॥

પાસે પાસેના બે ભાવોના અંશાદિકો યુક્ત કરતાં આવેલા અંશાદિકનું અર્ધ કરવાથી તે લીધેલા બે ભાવ વચ્ચેની સંધિના અંશાદિ થાય છે, એ પ્રમાણે દરેક બે ભાવોનો યોગ કરી તેનું અર્ધ કરવાથી તે બે ભાવોના વચ્ચેની દરેક સંધિના અંશાદિકો આવે છે,

## ॥ ભાવ સ્પષ્ટ કરવાનું ઉદાહરણ. ॥

**નત કરવાની રીત**—" **જ્યોતિષકલ્પતરૂ** " આવૃત્તિ, પહેલી પત્ર ૧૪૨ માં જુવો,

શાકે ૧૮૩૯ ના શ્રા– શુદ્દી ૧૧ ને સોમવારે ઈષ્ટઘટી ૨૮ ને ૧૨ વખતનો સૂર્ય રાશ્યાદિ ૩–૧૩–૪૪–૧૬ છે, લગ્નરાશ્યાદિ ૮–૧૯–૨૪–૯ છે, પશ્ચિમનત ઘટ્યાદિ ૧૨ ને ૭ છે, તે નતને ૬ થી ગુણવાથી ઘટ્યાદિ ૨–૧૨–૪૨ નતાંશ થયું, નતાંશમાં સૂર્ય રાશ્યાદિ ૩–૧૩–૪૪–૧૬ ઉમેરતાં આવેલું રાશ્યાદિ ૫–૨૬–૨૬–૧૬ તે દશમો ભાવ થયો, તેમાં ૬ રાશિ જોડવાથી રાશ્યાદિ ૧૧–૨૬–૨૬–૧૬ ચોથો ભાવ થયો, અને લગ્ન ૮–૧૯–૨૪–૯ છે, તે પહેલો ભાવ થયો, તે પહેલા ભાવની રાશ્યાદિકમાં ૬ રાશિ ઉમેરવાથી રાશ્યાદિ૨–૧૯–૨૪–૯ સાતમો ભાવ થયો, અને સાતમા ભાવની રાશ્યાદિ ૨–૧૯–૨૪–૯ દશમા ભાવની રાશ્યાદિકમાંથી કહાડી નાંખતાં ૩–૭–૨–૭ રહ્યા તે રાશ્યાદિને ત્રણે ભાગતાં આવેલાં રાશ્યાદિ ફલો ૧–૨–૨૦–૪૨ (તૃતીયાંશ ) થયા. તેને એકે ગુણીપહેલાભાવની રાશ્યાદિમાં જોડવાથી ૯–૨૧–૪૪–૫૧ બીજો ભાવ થયો, હવે તૃતીયાંશને બેએ ગુણ્યા તો ૨–૪–૪૧–૨૪ આવ્યા તેને પહેલા ભાવમાં ઉમેર્યા તો ૧૦–૨૪–૫–૩૩ એ ત્રીજો ભાવ આવ્યો, હવે તૃતીયાંશને બે રાશિમાંથી બાદ કર્યા તો ૦–૨૭–૩૯–૧૮ આવ્યા, તેને એકે ગુણી ચોથા ભાવમાં ઉમેર્યા તો ૦–૨૪–૫–૩૪ પાંચમો ભાવ આવ્યો, હવે ૦–૨૭–૩૯–૧૮ તેને બેથી ગુણ્યા તો ૧–૨૫–૧૮–૩૬ આવ્યા તેને ચોથા ભાવમાં ઉમેર્યા તો ૧–૨૧–૪૪–૫૨ એ છઠ્ઠો ભાવ આવ્યો, હવે ૬–એ ભાવમાં અનુક્રમે ૬ રાશિ ઉમેરવાથી સાતથી બાર ભાવ નીચે પ્રમાણે થાય છે.

## ॥ ભાવની સંધિયોનું ઉ૦— ॥

પહેલો ભાવ–રાશ્યાદિ ૮–૧૯–૨૪–૯ બીજો ભાવ રાશ્યાદિ ૯–૨૧–૪૪–૫૧ તે બેનો યોગ ૧૮–૧૦–૬૮–૬૦ થયો, તેનું અર્ધ ૯–૫–૩૪–૩૦ થયું, તે પહેલા અને બીજા ભાવની વચ્ચેની સંધિ જાણવી, એજ પ્રમાણે બીજા અને ત્રીજા ભાવનો યોગ કરી તેનું અર્ધ કરવાથી બીજા અને ત્રીજા ભાવ વચ્ચેની સંધિ થાય છે, તેમજ ત્રીજા અને ચોથા ભાવનો યોગ કરી તેનું અર્ધ કરવાથી તે બેની વચ્ચેની સંધિ થાય છે, એ પ્રમાણે બારે ભાવોની સંધિયો તૈયાર થાય છે.

( બાર ભાવોનું કોષ્ટક. )

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૦ | ૨ | ૦ | ૩ | ૦ | ૪ | ૦ | ૫ | ૦ | ૬ | ૦ |
| ૮ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| ૧૯ | ૫ | ૨૧ | ૭ | ૨૪ | ૧૦ | ૨૬ | ૧૦ | ૨૪ | ૭ | ૨૧ | ૫ |
| ૨૪ | ૩૪ | ૪૪ | ૫૫ | ૫ | ૧૫ | ૨૬ | ૧૫ | ૫ | ૫૫ | ૪૪ | ૩૪ |
| ૯ | ૩૦ | ૫૧ | ૧૨ | ૩૩ | ૫૪ | ૧૬ | ૫૪ | ૩૩ | ૧૨ | ૫૧ | ૩૦ |
| ૭ | ૦ | ૮ | ૦ | ૯ | ૦ | ૧૦ | ૦ | ૧૧ | ૦ | ૧૨ | ૦ |
| ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ | ૬ | ૬ | ૭ | ૭ | ૮ |
| ૧૯ | ૫ | ૨૧ | ૭ | ૨૪ | ૧૦ | ૨૬ | ૧૦ | ૨૪ | ૭ | ૨૧ | ૫ |
| ૨૪ | ૩૪ | ૪૪ | ૫૫ | ૫ | ૧૫ | ૨૬ | ૧૫ | ૫ | ૫૫ | ૪૪ | ૩૪ |
| ૯ | ૩૦ | ૫૧ | ૧૨ | ૩૩ | ૫૪ | ૧૬ | ૫૪ | ૩૩ | ૧૨ | ૫૧ | ૩૦ |

( પાઠાંતર મુજબ ભાવાર્થ અને ભાવોનું ઉ૦— )

**ભાવાર્થ**—દસમા ભાવમાંથી સાતમો ભાવ બાદ કરી તેનો ૬ ઠ્ઠો ભાગ કરવો, તે ૬ ઠ્ઠા ભાગમાંથી ૧–ને બાદ કરવો, ૬ ઠ્ઠો ભાવ લગ્નથી વારંવાર ત્રીજા ભાવ પછીની સંધિ સુધી ઉમેરવો, અને તે ૬ ઠ્ઠા ભાવમાંથી એકને બાદ કરવો, ચોથા ભાવથી તે ૬ ઠ્ઠા ભાવ પછીની સંધિ સુધી વારંવાર જોડવો, એ પ્રમાણે ષડાંશ અને એક રાશિમાંથી કહાડી નાંખેલો ષડાંશ એ બેને અનુક્રમે પહેલા ભાવથી ત્રીજા ભાવની સંધિ સુધી, ને ચોથા ભાવથી ૬ ઠ્ઠા ભાવની સંધિ સુધી ઉમેરવાથી લગ્નથી આરંભીને સંધિ સહિત ૬ ઠ્ઠા ભાવ પછીની સંધિ સુધીના ૬ ભાવો થાય છે, એ સંધિ સહિત ૬–એ ભાવોની દરેક રાશિઓમાં ૬–રાશિ ઉમેરવાથી અનુક્રમે સાતમા ભાવથી બારમા ભાવની સંધિ સુધી ૬–ભાવો થાય છે, તે પ્રમાણે ૧૨–ભાવો તૈયાર થાય છે,

ઉ૦—લગ્ન રાશ્યાદિ–૮–૧૯–૨૪–૯ છે, ચોથો ભાવ ૧૧–૨૬–૨૬–૧૬ છે, લગ્નની રાશ્યાદિકમાં ૬ રાશિ જોડવાથી ૨–૧૯–૨૪–૯ એ સાતમો ભાવ થયો, ચોથા ભાવની રાશિમાં ૬–રાશિ ઉમેર-

વાથી ૫–૨–૨૬–૨૬ દસમો ભાવ થયો, દસમા ભાવના રાશ્યાદિકમાંથી સાતમા ભાવના રાશ્યાદિક બાદ કર્યા તો રાશ્યાદિક ૩–૭–૨–૭–રહ્યા, તેનો ષડાંશ કરવા માટે ૬–એ ભાગતાં ૦–૧૬–૧૦–૨૧ રહ્યા, તે ષડાંશ થયો, તે ષડાંશને ૧ માંથી બાદ કરવાથી ૦–૧૩–૪૯–૩૯ થયા, ષડાંશને લગ્નમાં જોડવાથી ૨૦–૯–૫–૩૪–૩૦ થયા, એ પહેલા ભાવ પછીની સંધિ થઇ, એજ સંધિમાં ફરીથી ષડાંશને જોડતાં ૯–૨૧–૪૪–૫૧ એ બીજો ભાવ થયો, એ પ્રમાણે ષડાંશ જોડવાથી ત્રીજા ભાવ પછીની સંધિ સુધી તૈયાર થાય છે, હવે એકમાંથી કહાડી નાંખેલો ષડાંશ ચોથા ભાવના રાશ્યાદિકમાં જોડવાથી ૦–૧૦–૧૫–૫૪ થાય છે, એ ચોથા ભાવ પછીની સંધિ થઈ, તે સંધિમાં તે ષડાંશ જોડવાથી પાંચમો ભાવ, એ પ્રમાણે અનુક્રમે ષડાંશ જોડવાથી૬ ઠ્ઠા ભાવ પછીની સંધિ તૈયાર થાય છે, તે કોષ્ટકમાં જોવાથી સ્પષ્ટ સમજાશે, હવે પહેલા ભાવમાં ૬–રાશિ જોડવાથી ૨–૧૯–૨૪–૯ એ સાતમો ભાવ, થયો, એ પ્રમાણે પહેલા ભાવથી ૬ ઠ્ઠા ભાવની સંધિ સુધીની દરેક રાશિઓમાં અનુક્રમે ૬–રાશિ ઉમેરવાથી અનુક્રમે ૭ મો ભાવ, સંધિ, ૮ મો ભાવ, સંધિ, ૯ મો ભાવ, સંધિ, ૧૦ મો ભાવ, સંધિ, ૧૧ મો ભાવ, સંધિ, અને બારમો ભાવ, તથા તેની સંધિ સુધીના બારે ભાવો તૈયાર થાય છે.

इंदो र्वा हरिजा द्व्ययस्वगतयोः स्यात्क्रूरयोः कर्तरी
स्वे वक्र्यंत्य ऋजुर्महत्यथ गुरौ रिःफे शुभे वा तनौ ।
स्वेब्जे सौम्यखगेऽपि वा गुरुभृगुज्ञैः केंद्रकोणेषु वा
चेत्स्तः कर्तरिकारकौ दिविचरौ नीचास्थितौ सा न हि ॥२८॥

अन्वय—इन्दोः वा हरिजात् व्ययस्वगतयोः क्रूरयोः कर्तरी- स्यात् स्वे वक्री अन्त्ये ऋजुः महती ( कर्तरी स्यात् ) अथ गुरौ रिःफे ( सति ) वा शुभे तनौ ( सति ) स्वे अब्जे ( सति ) वासौम्यखगे अपि केन्द्रत्रिकोणेषु गुरुभृगुज्ञैः यदि कर्तरिकारकौ दिविचरौ नीचास्थितौ स्यातास् तदा सा न हि ( स्यात् ) ॥ २८ ॥

**अन्वयार्थ—इन्दोः** ચન્દ્રથી **वा** અથવા **हरिजात्** લગ્નથી **व्ययस्वगतयोः** ૧૨–૨–સ્થાનમાં રહેલા **क्रूरयोः** પાપગ્રહ હોય તો **कर्तरी** કર્તરી યોગ **स्यात्** થાય, **स्वे** બીજે રહેલો ક્રૂર ગ્રહ **वक्री** વક્રી હોય **अन्त्ये** ૧૨ મે રહેલો ક્રૂર ગ્રહ **ऋजुः** માર્ગી હોય તો **महती** મોટી (**कर्तरीस्यात्**) કર્તરી થાય છે, **अथ** ત્યાર પછી **गुरौ** ગુરૂ **रिःफे (सति)** ૧૨ મે હોય **वा** અથવા **शुभे** શુભ ગ્રહ **तनौ (सति)** લગ્નમાં હોય **स्वे** બીજે **अब्जे (सति)** ચંદ્રમા હોય **वा** અથવા **सौम्यखगे** શુભગ્રહ બીજે હોય તો **अपि** પણ **केन्द्रत्रिकोणेषु** કેન્દ્રમાં અને નવમે પાંચમે **गुरुभृगुज्ञैः** ગુરૂ શુક્ર અને બુધવડે **यदि** જો **कर्तरिकारकौ** કર્તરી યોગ કરનારા **विचरौ** ગ્રહો **नीचस्थितौ** નીચના થએલા **स्याताम्** હોય **तदा** ત્યારે **सा** તે કર્તરી **न हि (स्यात्)** થતી નથી. ॥ ૨૮ ॥

॥ કર્તરીબાબત ॥

**૨૮ ભાવાર્થ**—લગ્ન કે ચંદ્રની આજુબાજુ ૨ અને ૧૨ મે સ્થાને કોઇ પણ પાપગ્રહ હોય તો કર્તરીયોગ થાય છે,

॥ મહાકર્તરી બાબત ॥

લગ્ન કે ચંદ્રથી બીજે રહેલો પાપગ્રહ વક્રી હોય અને લગ્ન કે ચંદ્રથી બારમે રહેલો પાપગ્રહ માર્ગી હોય તો મહાકર્તરી જાણવી,

॥ ૬ પ્રકારે કર્તરીદોષનો ભંગ ॥

૧–બારમે ગુરૂ હોય તો, ૨–લગ્નમાં શુભગ્રહ હોય તો, ૩–બીજે ચંદ્ર હોય તો, ૪–બીજે કોઇ શુભ ગ્રહ હોય તો, ૫–કેન્દ્ર કે ત્રિકોણમાં બુધ ગુરૂ કે શુક્ર હોય તો, ૬–કર્તરી કરનાર ગ્રહ નીચનો હોય તો તે કર્તરીનો ભંગ થાય છે,

(વિવાહમાં નવમાંશ અને તેનો કિંચિન્નિષેધ.)

**मु०–चिं०–कार्मुकतौलिककन्यायुग्मलवे झषगे वा ।**
**यर्हि भवेदुपयाम स्तर्हि सती खलु कन्या (७५)**
**अंत्यनवांशे न च परिणेया काचन वर्गोत्तम मिह हित्वा ।**
**नो चरलग्ने चरलवयोगं तौलिमृगस्थे शशभृति कुर्यात् (७६)**

**અર્થ**—મિથુન, કન્યા, તુલા, ધન, ને મીનના નવમાંશમાં વિવાહ કરે તો કન્યા પતિવ્રતા થાય છે, વર્ગોત્તમ લગ્ન શિવાય છેલ્લા નવમાંશમાં વિવાહ કરવો

નહિં, ચર લગ્નના ચર નવમાંશ વખતે તુલા, મકરના ચંદ્રમામાં પણ વિવાહ કરવો નહિં, ( ૭૫-૭૬ )

( કર્તરિ આદિ દોષોનો વિશેષ અપવાદ )

पापौ कर्तरिकारकौ रिपुगृहे नीचास्तगौ कर्तरी-
दोषो नैव सिते ऽरिनीचगृहगे तत्षष्ठदोषोऽपि न ।
भौमेऽस्ते रिपुनीचगे न हि भवेद्भौमोऽष्टमो दोषकृ-
न्नीचे नीचनवांशके शशिनि रिःफाष्टारिदोषोऽपि न ( ७७ )

અર્થ—કર્તરીયોગ કરનારા પાપગ્રહો, શત્રુક્ષેત્રી, નીચસ્થ, અને અસ્તના હોય તો કર્તરીદોષ થતો નથી, તેમજ શત્રુક્ષેત્રી, અને નીચસ્થ શુક્ર હોય તો છઠ્ઠા સ્થાનમાં રહેલા શુક્રનો દોષ નથી, તેમજ શત્રુક્ષેત્રી, નીચસ્થ, અને અસ્તનો મંગલ આઠમે રહેવાથી દોષ નથી, અને ચંદ્ર નીચ રાશિ, અથવા નીચ નવમાંશમાં હોય તો ૬-૮-૧૨ સ્થાનોમાં પણ રહેવાથી દોષ નથી, ( ૭૭ )

( અબ્દાદિ અનેક દોષોનો અપવાદ. )

त्रिकोणे केन्द्रे वा मदनरहिते दोषशतकं
हरेत्सौम्यः शुक्रो द्विगुणमपि लक्षं सुरगुरुः ।
भवेदाये केंद्रेऽगप उत लवेशो यदि तदा
समूहं दोषाणां दहन इव तूलं शमयति ( ७८ )

અર્થ—સાતમા સ્થાન શિવાય[1] ત્રિકોણ, અને કેંદ્રમાં બુધ રહ્યો હોય તો સો દોષોનો નાશ કરે છે, તેમજ શુક્ર હોય તો બસો દોષો નાશ કરે છે, અને ગુરૂ હોય તો લાખ દોષોનો નાશ કરે છે, તેમજ ૧-૪-૧૦-૧૧ આ સ્થાનોમાં લગ્નનો સ્વામી અથવા નવમાંશનો સ્વામી હોય તો જેમ મોટા કાપુસના ઢગલાને અગ્નિ જલદીથી બાળે છે, તેમ ઘણા દોષોનો નાશ થાય છે, ( ૭૮ )

---

૧—શ્લોક ૨૬-માં જે પ્રકારે ભંગ બતાવ્યા છે, તે મુજબ આ શ્લોકમાં બતાવ્યો છે, પરંતુ માર્તંડકાર દરેક કામમાં કહેલા બુધાદિક ગ્રહો રહેવાથી દોષો નાશ પામે છે, એમ કહે છે, ત્યારે ચિંતામણિકાર સાતમા શિવાયના કેંદ્રમાં રહ્યો હોય તો તે દોષનો નાશ થાય છે, એમ કહે છે.

**ગ્રહોથી સસરા આદિનો વિભાગ સંકીર્ણ જાતિવિવાહ અને (ગાંધર્વ આદિ લગ્નમાં વિશેષ.)**

श्वश्रूः सितोऽर्कः श्वशुरस्तनुस्तनु र्जामित्रपः स्याद्दयितो मनः शशी।
एतद्बलं संमति भाव्यतां त्रिक स्तेषां सुखं संभवदे द्विवाहतः (७९)

कृष्णे पक्षे सौरिकुजार्के ऽपि च वारे वर्ज्ये नक्षत्रे यदि वा स्यात्करपीडा।
संकीर्णानां तर्हि सुतायु र्धनलाभ प्रीतिप्राप्त्यै सा भवतीह स्थितिरेषा८०

गांधर्वादिविवाहेऽर्का द्वेदनेत्रगुणेंदवः।
कुयुगांगाग्नि भूरामा स्त्रिपद्यामशुभाः शुभाः (८१)

અર્થ—શુક્ર, કન્યાની સાસુ છે, સૂર્ય, સસરો છે, લગ્ન કન્યાનું શરીર છે, સાતમા સ્થાનનો સ્વામી, કન્યાનો પતિ છે, અને ચંદ્રમા મન છે, આ પ્રમાણે સિદ્ધાંતવેત્તા જ્યોતિષીએ વિચાર કરી, તે ઉપરથી વિવાહમાં, સુખ, અને દુઃખ કહેવું, કૃષ્ણપક્ષ, રવિ, મંગલ, શનિ, આ વારોમાં, તેમજ વિવાહમાં નહિં કહેલા, નક્ષત્રાદિકમાં, સંકીર્ણ, (મ્લેચ્છ) જાતિનો વિવાહ થાય તો પણ તે જાતિઓને પુત્ર, આયુષ્ય, ધનપ્રાપ્તિ, વિગેરે સુખ આપે છે, (અર્થાત્ મ્લેચ્છ જાતિને કંઈ પણ નિયમ નથી,) [1]ગાંધર્વાદિ વિવાહમાં સૂર્યનક્ષત્રથી અનુક્રમે ૪–૨–૩–૧–૧–૪–૬–૩–૧–૩ અશુભ, શુભ, ફલ જાણવું (૭૯-૮૦-૮૧)

लग्नं सेततिथिग्रहै र्हृदिभदृग्वेदर्तुभूशेषकै
रोगाग्नीनहरात्ययास्त्यज रुजं रात्र्यर्कमौंजीषु च।
आग्निं भौमगृहद्युषु द्युशनिसेवेंदुष्विनं हारमी-
ज्यारेतिष्वपरं विवाहसितवित्संध्यासु हीने तनौ ॥ २९ ॥

अन्वय—ग्रहैः हृत् सेततिथि लग्नं इभदृग्वेदर्तुभूशेषकैः (क्रमात्) रोगाग्नीनहरात्ययाः रात्र्यर्कमौंजीषु रुजं त्यज, च भौमगृहद्युषु आग्निं, द्युशनिसेवेन्दुषु इनं, ईज्यारेतिषु हारं, विवाहसितवित्संध्यासु अपरं (त्यज) (इदं) तनौ हीने (सति) त्यज ॥ २९ ॥

---

1—સ્ત્રી, પુરૂષનું, બંનેના પરસ્પર પ્રેમથી, વડીલ, કે અન્યોની સંમતિ શિવાય જે લગ્ન થાય છે, તેને "ગાંધર્વવિવાહ" કહે છે,

**अन्वयार्थ—ग्रहैः हृत** નવથી, ભાગે લીધેલું, **सततिथि** ગયેલી તિથિ સહિત, **लग्नं** લગ્ન **इभ** ૮, **दृग्** ૨, **वेद** ૪, **ऋतु** ૬, **भू** ૧, **शेषकैः** શેષ રહે તો (**क्रमात्**) ક્રમથી, **रोग** રોગ, **अग्नि** અગ્નિ, **इन** રાજા, **हर** ચોર, **अत्ययाः** મૃત્યુપંચક હોય, **राज्यर्कमौंजीषु** રાત્રે, રવિવારે, અને મૌંજીકર્મમાં, **रुजं** રોગ-પંચકને **त्यज** ત્યાગ કરવું, **च** અને **भौमगृहद्युषु** મંગલવારે. ઘરમાં, દિવસે, **अग्निं** અગ્નિપંચકને **द्युशनिसेवेन्दुषु** દિવસે, શનિવારે, નોકરીમાં, ને સોમવારે **इनं** રાજ્યપંચકને, **इज्यारेतिषु** ગુરૂવારે, મંગલવારે, યાત્રામાં, **हारं** ચોરપંચ-કને, **विवाह** વિવાહ, **सित** શુક્ર, **वित्** બુધવાર, **संध्यासु** સંધ્યાકાલે, **अपरं** મૃત્યુપંચકને, **त्यज** ત્યાગ કરવું, (**इदं**) એ ૫ચકો **तनौ** લગ્ન **हीने** (**सति**) બલરહિત હોય તો **त्यजेत्** ત્યાગ કરવાં ॥ ૨૯ ॥

॥ નિત્યપંચકબાબત ॥

**૨૯ ભાવાર્થ**—લગ્નશુદ્ધિના લગ્નમાં ગતતિથિ ઉમેરી, નવે ભાગતાં જો ૮,૨,૪,૬,૧ એ શેષ રહે તો, અનુક્રમે રોગ, અગ્નિ, રાજ, ચોર, ને મૃત્યુ, નામનાં પંચક આવે છે,

**રોગપંચક**—રાત્રિએ કરવાના કામમાં, રવિવારે, અને મૌંજી-બંધન, એકામોમાં ત્યાગ કરવું,

**અગ્નિપંચક**—મંગલવારે, ઘરમાં, અને દિવસે ત્યાગ કરવું.

**રાજપંચક**—દિવસે, શનિવારે, સોમવારે, અને નોકરીમાં ત્યાગ કરવું,

**ચોરપંચક**—યાત્રામાં, ગુરૂ, અને મંગલવારે, ત્યાગ કરવું,

**મૃત્યુપંચક**—સંધ્યાકાલે, બુધ, અને શુક્રવારે, તેમજ વિવાહમાં ત્યાગ કરવું,

॥ નિત્યપંચકનો ભંગ ॥

ઉપર મુજબના દરેક પંચકનો દોષ, લગ્ન નિર્બલી હોય તો જાણવો, પરંતુ લગ્ન [1]બલવાન હોય તો તે પંચકનો દોષ બીલકુલ ગણવો નહિ,

---

૧—**लघुजातक—अधिपयुतो दृष्टो वा बुधगुरुनिरीक्षितश्च यो राशि।
स भवति बलवान्यदा युक्तो दृष्टोऽपि वा शेषैः** (૮૨)

**અર્થ**—લગ્નનો સ્વામી, લગ્નમાં હોય, અથવા લગ્નને જોતો હોય, અથવા બુધ, ગુરૂ, લગ્નને જોતા હોય, તો લગ્ન બલવાન જાણવું, તેમ ન હોય તો નિર્બલ જાણવું, (૮૨)

**નિત્યપંચકનું ઉદાહરણ**—શાકે ૧૮૩૯ ના શ્રાવણ શુદી ૧૧ ને સોમવારે, ઇષ્ટઘટી ૨૮-૧૨ છે, લગ્ન, રાશ્યાદિ-૮,૧૯,૨૪,૯, છે, તે લગ્નની રાશિમાં, ગતતિથિ ૧૦ ઉમેરતાં ૧૮ થયા, તેને નવથી ભાગતાં ૦ આવ્યું, ત શેષ ૦ હોવાથી પંચક આવતું નથી,

**રોગપંચકનું** ઉ૦—શા-૧૮૩૯ ના શ્રા-શુ-૧૦ ને દિવસે લગ્નરા૦-૮,૧૯,૨૪,૯ છે, તેમાં ગતતિથિ ૯, ઉમેરતાં ૧૭ થયા, તેને નવે ભાગતાં શેષ ૮, વધ્યા, માટે મુહૂર્તની ઇષ્ટઘટી વખતે રોગપંચક થયું.

**અગ્નિપંચકનું** ઉ૦—શા-૧૮૩૯ ના શ્રા-શુ-૧૩ ને દિવસે લગ્નરા૦ ૮,૧૯,૨૪,૯ છે, તેમાં ગતતિથિ ૧૨ ઉમેરતાં ૨૦ થયા, તેને નવે ભાગતાં શેષ ૨ વધ્યા, જેથી **અગ્નિપંચક** થયું,

**રાજપંચકનું** ઉ૦—શા-૧૮૩૯ ના શ્રા-શુ-૧૫ ને દિવસે લગ્નરા૦ ૮,૧૯,૨૪,૯ છે, તેમાં ગતતિથિ ૧૪ ઉમેરતાં, ૨૨ થયા, તેને નવથી ભાગતાં શેષ ૪ વધ્યા, જેથી **રાજપંચક** થયું,

**ચોરપંચકનું** ઉ૦—શા-૧૮૩૯ ના શ્રાવણ વદી ૨ ને દિવસે લગ્નરા-૮,૧૯,૨૪,૯ છે, તેમાં ગતતિથિ ૧૬ ઉમેરતાં ૨૪ થયા, તેને નવથી ભાગતાં શેષ ૬ વધવાથી **ચોરપંચક** જાણવું,

**મૃત્યુપંચકનું** ઉ૦—શા-૧૮૩૯ ના શ્રા-વ-૬, ને દિવસે લગ્નરા૦-૮;૧૯,૨૪,૯ છે, તેમાં ગતતિથિ ૨૦ ઉમેરતાં ૨૮ થયા, તેને નવે ભાગતાં શેષ ૧ વધ્યો, તેથી **મૃત્યુપંચક** થયું,

એ મુજબના પંચકો, જે વખતે આવતાં હોય, તે પંચકોમાં જે કામ કરવાનું ના કહ્યું હોય, તો તે કામ, તે પંચક વખતે કરવું નહિં, તેના ઉતર્યા પછી, કે પહેલાં તે કામ કરવું,

## ( સંક્રાંતિના અંશો ઉપરથી નિત્યપંચક જોવાની રીત. )

मु–चिं०–रसगुणशशिनागाब्ध्याढ्यसंक्रांतियातां
शकमितिरथ तष्टांकै र्यदा पंच शेषाः ।
रुगनलनृपचोरा मृत्युसंज्ञश्च बाणो
नवहृतशरशेषे शेषकैक्ये सशल्यः ( ८३ )

**અર્થ**—સૂર્યની સંક્રાંતિના ગતાંશોને અનુક્રમે ૬–૩–૧–૮–૪ અંકોમાં જોડવા, અને ૯ થી ભાગ લેતાં ૫ શેષ રહે તો ક્રમે રોગ, અગ્નિ, રાજ, ચોર, અને મૃત્યુપંચક થાય છે, દરેક પંચકને નવથી ભાગતાં કંઈ પણ શેષ રહે તેનો યોગ કરી, નવે ભાગવાથી ૫ બચે તો તે **શલ્યપંચક** જાણવું, ( ૮૩ )

### (ઉપલા નિત્યપંચક જોવાનું ઉ૦—)

શાકે ૧૮૪૦ ના માઘવદી ૧૧ ને બુધવારે સૂર્ય ૧૦–૧૪ છે, જેથી ગત અંશ ૧૩ થયા, તેમાં ૬–જોડવાથી ૧૯,૩ જોડવાથી ૧૬,૧ જોડવાથી ૧૪,૮ જોડવાથી ૨૧,૪ જોડવાથી ૧૭, થયા તેને અનુક્રમે નવે ભાગતાં શેષ ૧–૭–૫–૩–૮ એ પ્રમાણે આવી, હવે જો શેષ ૧ ની જગોએ ૫ હોત તો રોગપંચક, અને ૭ ની જગોએ ૫ આવ્યા હોત તો અગ્નિપંચક થાત, પછી ૫ બચેલા છે, તે રાજપંચક આવ્યું જાણવું, તેમજ તે પછીની શેષો ૩–૮ ને બદલે ૫ બચ્યા હોત તો ચોર, અને મૃત્યુપંચક આવત, પરંતુ ત્રીજી જગ્યાએ ૫ શેષ વધવાથી ત્રીજું રાજપંચક આવ્યું, એમ જાણવું, અને તે રાજપંચકમાં જે બાબત ત્યાગ કરવાની છે, તે કરવી નહિં, માર્તંડમાં કહેલાં પંચકો, લગ્નના આધારે હોવાથી આશરે દર બેબે કલાકે બદલાય છે, જ્યારે સંક્રાંતિના અંશ ઉપરથી આવેલું પંચક અંશની શરૂઆતથી તે અંશ પુરો થાય ત્યાંસુધી ભોગવે છે, એટલે આશરે આ પંચક બેઠાથી ઉતરતા સુધીનો વખત લગભગ ૨૪ કલાકનો હોય છે, સંક્રાંતિ પરત્વે, ઉપર મુજબ કહાડેલા પંચકને **કાષ્ઠશલ્યપંચક** કહે છે, તે તે પંચકોમાં જે જે કામોની મનાઈ કરી હોય, તે તે કામ કરવું નહિં, તેમજ સંક્રાંતિના ગત અંશોને ૬–૩–૮ ને ૪ થી ગુણી અનુક્રમે નવે ભાગતાં શેષ ૧–૭–૫–૩–૮ રહી છે, તેનો સરવાળો કરતાં ૨૪ થયા, તેને નવે ભાગતાં શેષ ૬ રહી, તે ૬ ના બદલામાં જો ૫ રહી હોત તો તે લોહશલ્યપંચક કહેવાત, અને જ્યારે એ પ્રમાણે લોહશલ્યપંચક આવ્યું હોય, ત્યારે રોગ, અગ્નિ, રાજ, ચોર, અને મૃત્યુપંચકનાં જુદેજુદાં જે જે ત્યાગ કરવાનાં કહ્યાં છે, તેમ નહિં કરતાં, હરકોઈ કાર્ય આ લોહશલ્યપંચકમાં કરવું નહિં,

जन्मर्क्षोदयतो मृती तदधिपौ तद्गाश्च ये तल्लवा-
स्तद्भं चांगगमंतकृत्खलु न चेत्तत्स्वामिमित्रैकता ।
शस्तोंऽशो घटभीरुयुग्मधनुषां विज्ञास्तभांशौ तथा
चंद्रापुण्ययुतौ मृतिं वितनुतो दैन्यं च हीनौजसः ॥ ३० ॥

अन्वय—जन्मर्क्षोदयतः मृती तदधिपौ च ये तद्गाः तल्लवः च भं अंगगं चेत् अन्तकृत् खलु, ( कदा ) तत्स्वामिमित्रैकता न चेत् ( तदा ) घटभीरुयुग्मधनुषां अंशः शस्तः तथा विज्ञास्तभांशौ चन्द्रा पुण्ययुतौ मृतिं वितनुते च हीनौजसः दैन्यं वितनुतः ॥ ३० ॥

**अन्वयार्थ—जन्मर्क्षोदयतः** જન્મરાશિ, અને લગ્નથી **मृती** આઠમી રાશિ, **तदधिपौ** તેના સ્વામીઓ, **च** અને, **ये** જે ગ્રહો, **तद्गाः** આઠમે રહેલા હોય, **तल्लवः** તેનો નવમાંશ **च** અને **भं** રાશિ **अंगगं** લગ્નમાં રહેલું હોય **चेत्** તો, **अन्तकृत्** નાશ કરે છે, **खलु** નિશ્ચય, ( **कदा** ) ક્યારે, **तत्स्वामिमित्रैकता** લગ્ન, ને આઠમા ભાવના સ્વામીની મિત્રતા, અને ઐક્યતા, **न चेत्** ન હોય, ( **तदा** ) ત્યારે **घट** તુલા, **भीरु** કન્યા, **युग्म** મિથુન, **धनुः** ધન, **एषां** એમનો **अंशः** નવમાંશ, **शस्तः** શ્રેષ્ઠ છે, **तथा** તેવીજ રીતે, **विज्ञास्तभांशौ** બુધ શિવાયના અસ્ત ગ્રહોની રાશિ, અથવા નવમાંશ હોય તો શ્રેષ્ઠ છે, **चन्द्रापुण्ययुतौ** ચંદ્રને પાપગ્રહથી યુક્ત હોય તો, **मृतिं** મરણને **वितनुते** વિસ્તારે છે **च** અને, **हीनौजसः** નિર્બલી હોય તો, **दैन्यं** ગરીબાઇને **वितनुतः** વિસ્તારે છે, ॥ ૩૦ ॥

**૨૦ ભાવાર્થ**—જન્મરાશિ, અને જન્મલગ્નથી ગણતાં, આવતા આઠમા ઘરના સ્વામીઓ, અને આઠમે રહેલા ગ્રહો, તેમજ એનો નવમાંશ, અને તે ગ્રહોની રાશિ, લગ્નશુદ્ધિના લગ્નમાં હોય તો મરણ કરે છે, પરંતુ તે જન્મલગ્ન અને જન્મરાશિના સ્વામી સાથે, જન્મલગ્ન, અને જન્મરાશિથી આવતા આઠમા ઘરના સ્વામીઓનું, મિત્રપણું ન હોય તો મરણ કરે છે, અથવા તે બંને રાશિઓના સ્વામી એક ન હોય તો મરણ કરે, નહિં તો મરણકર્તા સમજવું નહિં, નવમાંશલગ્નમાં ૭-૩-૬-૯, રાશિઓ સારી જાણવી, અને બુધવિના અસ્તગ્રહની રાશિ, ને તેનો નવમાંશ, લગ્નમાં હોય તો મરણ કરે, બુધ અસ્તનો હોવા છતાં, તેની રાશિ, અને તેનું

નવમાંશ લગ્ન હોય તો મરણકર્તા નથી, પાપગ્રહોથી યુક્ત ચંદ્રમા, લગ્નમાં કે નવમાંશમાં હોય તો મરણ કરે છે, અને નિર્બલ ગ્રહનું લગ્ન, કે નવમાંશ દરિદ્રતા આપે છે,

नो वर्गोत्तमतो विनांतिमलवं दद्याच्चरर्क्षे चरं
चंद्रे तौलिमृगास्यगे न च तनुं पंचेष्टखेटोनिताम् ।
मेषादिष्वजनक्रतौलिककुलीराद्या नवांशाः क्रमा-
दिष्टा त्पूर्वनवांशका दशहता त्र्याप्ता लवाद्या तनुः ॥ ३१ ॥

अन्वय—वर्गोत्तमतः विना अन्तिमलवं नो दद्यात् चंद्रे तौलिमृगास्यगे (सति) चंद्रे चरर्क्षे चरं (नो) च पंचेष्टखेटोनितां तनुं (नो दद्यात्) मेषादिषु क्रमात् अजनक्रतौलिककुलीराद्याः नवांशाः (स्युः) इष्टात् पूर्वनवांशकाः दशहताः त्र्याप्ताः लवाद्याः तनुः (स्यात्) ॥ ३१ ॥

अन्वयार्थ—वर्गोत्तमतः विना વર્ગોત્તમ રાશિશિવાય, अन्तिमलवं છેલ્લો નવમાંશ, नो दद्यात् ન આપવો, चंद्रे ચંદ્ર, तौलिमृगास्यगे (सति) તુલા, અને મકર રાશિનો હોય તો, चरर्क्षे ચરલગ્નમાં, चरं ચરનવમાંશ, (नो) ન લેવો, च અને पंचेष्टखेटोनितां પાંચ ગ્રહથી ઓછા ઇષ્ટગ્રહવાળું, तनुं લગ્નને, (नो दद्यात् ન આપવું,) मेषादिषु મેષાદિ રાશિને વિષે, क्रमात् ક્રમથી, अज મેષ, नक्र મકર, तौलिक તુલા, कुलीराद्याः કર્ક છે આદિ જેમને એવા, नवांशाः નવમાંશ (स्युः) છે, इष्टात् ઇષ્ટથી, पूर्वनवांशकाः ગયેલા નવમાંશોને, दशहताः ૧૦ થી ગુણી, त्र्याप्ताः ત્રણથી ભાગતાં, लवाद्याः અંશાદિક, तनुः લગ્ન, (स्यात् હોય) ॥ ૩૧ ॥

૩૧ ભાવાર્થ—વર્ગોત્તમ[1] લગ્નવિના છેલ્લા નવમાંશવાળું લગ્નલેવું નહિં, અને જ્યારે ચંદ્રમા, તુલા કે મકરનો હોય ત્યારે, લગ્નશુદ્ધિમાં ચરરાશિ સાથે, ચરરાશિનું નવમાંશ લગ્ન લેવું નહિં, અને જેમાં પાંચ ગ્રહો સારૂ ફલ આપતા ન હોય તેવી લગ્નશુદ્ધિ પણ લેવી નહિં,

૧—લગ્નશુદ્ધિમાં, લગ્નની જે રાશિ છે, તેજ રાશિનવમાંશ લગ્નમાં હોય તો લગ્નશુદ્ધિનું લગ્ન વર્ગોત્તમી જાણવું,

## ॥ નવમાંશ કરવાની રીત ॥

મેષ, સિંહ, અને ધન, એ ત્રણ રાશિની પહેલી મેષ–વૃષભ, કન્યા, ને મકર, તેની પહેલી મકર–મિથુન, તુલા, ને કુંભની, પહેલી તુલા–કર્ક, વૃશ્ચિક, અને મીનની પહેલી રાશિ કર્ક જાણવી– એ પ્રમાણે મેષ, મકર, તુલા, અને કર્ક એ ચાર નવમાંશની આદ્યરાશિઓ જાણવી, નવમાંશના ભાગો તે રાશિઓથી ગણવા;

## ॥ કેટલા અંશે લગ્ન લેવાથી ધારેલા નવમાંશ લાવો શકાય તેની રીત ॥

લગ્નશુદ્ધિની રાશિની ઉપર બતાવ્યા પ્રમાણે જે આદ્યરાશિ આવે, તે રાશિથી ધારેલા નવમાંશની જે સંખ્યા થાય, તે સંખ્યામાંથી, એક ઓછો કરતાં બાકી રહેલી સંખ્યાને ૧૦ ગુણી ત્રણથી ભાગતાં બે ફલ, અંશાદિક જે આવ્યાં, તેટલા અંશાદિ પછીથી ધારેલા નવમાંશની શરૂઆત થાય છે, એમ જાણવું, એટલે લગ્નશુદ્ધિનું લગ્ન તેટલા અંશથી વિશેષ લેવું,

## ॥ નવમાંશ કરવાનું ઉ૦— ॥

શાકે ૧૮૩૯ ના શ્રાવણ શુદી ૧૧ ને સોમવારે ઇષ્ટ ઘટી ૨૮ ને ૧૨ વખતે લગ્ન ૮–૧૦–૨૪–૯ છે, તેનું મેષ આદ્ય થયું, અને લગ્નના અંશાદિના કોષ્ટકમાં મુકેલા ૩–૨૦ વિગેરે અંશોના કોઠામાં તે ધનલગ્નના અંશો ૨૦–૦ વાળા કોઠામાં આવી જાય છે, તે કોઠાનો ઉપલો અંક ૬ છે, તેને આવેલી આદ્યરાશિ મેષમાં ઉમેરતાં ૬ થયા, એટલે કન્યારાશિનું નવમાંશ લગ્ન આવ્યું જાણવું, તેજ પ્રમાણે સૂર્યાદિક ગ્રહોની રાશિ ઉપરથી આદ્યરાશિ શોધી તે તે ગ્રહોના અંશાદિકો કોષ્ટકમાં જે અંશોમાં સમાતા હોય તે ભાગની સંખ્યા આદ્યરાશિમાં ઉમેરતાંજે જે રાશિ થાય તે તે રાશિના તે તે સૂર્યાદિક ગ્રહો નવમાંશની રાશિમાં મુકવા,

( કેટલા અંશે લગ્ન હોય તો લેવા ધારેલો નવમાંશ લાવી શકાય તેનું ઉ૦—

શાકે ૧૮૩૯ ના શ્રાવણ શુદી ૧૧ ને સોમવાર ઇષ્ટઘડી ૨૮ ને ને ૧૨ સમયે લગ્ન ૮–૧૯–૨૪–૯ છે, તેથી લગ્નની ધનરાશિ હોવાથી આદ્યમેષરાશિ થઇ, હવે તેના ઉપરથી તુલાનો નવમાંશ લાવવાનો છે, તો આદ્યરાશિ મેષથી ધારેલી નવમાંશની રાશિ સુધી ગણુતાં ૭ થાય છે, તેમાં એક ઓછી કરવાથી ૬ રહી, તેને ૧૦ થી ગુણી ૬૦ થી ભાગતાં ૨૦ આવ્યા, ધનરાશિના લગ્નમાં તુલાનો નવમાંશ લેવો હોય તો ૨૦ અંશ ઉપરાંતનું ધનલગ્ન લેવાથી કન્યાનો નવમાંશ ઉતરીને તુલાનો નવમાંશ શરૂ થાય, તે ૨૩ અંશને ૨૦ કલા સુધીનું ધનલગ્ન લેવાથી તુલાનો નવમાંશ આવી શકે, તો ઉપરના ધનલગ્નના અંશો ઇષ્ટઘટી ૨૮–૧૨–પ્રમાણે ૧૯ આવ્યા છે, તો ૨૦ અંશ ઉપરનું લગ્ન લેવા માટે ઇષ્ટઘટીમાં વધારો કરવો, હવે તે દિવસના સ્પષ્ટ સૂર્યના રાશિ અંશ ૩–૧૩ છે. તે રાશિ અંશપ્રમાણે પોતાના દેશના લગ્નપત્રમાં જોવું તો મુંબઇના લગ્નપત્રાના કોઠામાં જોતાં અંક ૨૦–૧૫ આવે છે; હવે ૨૦ અંશ ઉપરનું ધનલગ્ન લેવાનું છે, તો ધનરાશિના ૨૦ અંશ ઉપર લગ્નપત્રામાં અંક ૪૮–૪૧ છે, તો ધારેલા ધનરાશિના ૨૦ ના અંકો ૪૮–૪૧ માંથી સૂર્યના રાશિ અંશ પ્રમાણે લાવેલા લગ્નપત્રાના અંકો ૨૦–૧૫ બાદ કરવાથી ૨૮–૨૬ રહ્યા, તે રહેલા ઘટ્યાદિક અંકો જેટલી ઘટ્યાદિ સૂર્યોદયાત્ ઇષ્ટઘટી વખતનું સ્પષ્ટ લગ્ન કરવાથી ધારેલો નવમાંશ આવી શકશે એમ જાણવું.

( મેષાદિ લગ્ન કેટલે અંશે લેવાથી વર્ગોત્તમ લગ્ન આવે તે જોવાનું કોષ્ટક )

મેષ, કર્ક, તુલા, મકર, ૩ અંશને ૨૦ કલા સુધીનું હોય તો વર્ગોત્તમી થાય,

વૃષભ, સિંહ, વૃશ્ચિક, કુંભ ૧૩ અંશને ૨૦ કલા પછી ૧૬–૪૦ અંદરનું હોય તો,

મિથુન, કન્યા, ધન, મીન ૨૬ અંશને ૪૦ કલા ઉપરનું હોય તો,

ચરરાશિઓ ૪ છે, મેષ, કર્ક, તુલા, મકર, તેમાં મેષ ને કર્કમાં લગ્નનું મુહૂર્ત આવતું નથી, તુલાને મકરમાં વિવાહનાં નક્ષત્ર આવવાથી, તે ચરરાશિના ચંદ્રમાં લગ્ન આવે છે, માટે ચરરાશિથી બે રાશિયો લેવી.

નવમાંશ અને ચાર આદિ. રાશિઓનું કોષ્ટક.

| ૧–મેષ, | ૨–મકર, | ૩–તુલા, | ૪–કર્ક, |
|---|---|---|---|
| મેષ. | વૃષભ. | મિથુન. | કર્ક. |
| સિંહ. | કન્યા. | તુલા. | મીન. |
| ધન. | મકર. | કુંભ. | વૃશ્ચિક. |

ત્રીશઅંશના નવભાગનો કોઠો. નવમાંશના ભાગો.

| ભાગ. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અંશ. | ૩ | ૬ | ૧૦ | ૧૩ | ૧૬ | ૨૦ | ૨૩ | ૨૬ | ૩૦ |
| કળા. | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ |

लग्नांशौ स्वपदृग्युतौ नृसुखदौ वाऽन्योन्यपाव्योक्षितौ
ताभ्यां सप्तमकौ तथैव युवते नोचेत्तयो मृत्युदौ ।
द्विघ्नेकोनविलग्नके रविसितज्ञेंद्वार्किजीवासृजो
होरेशा द्युपतेः खलेह्नि खलजा नेष्टा शुभे मध्यमाः ॥ ३२ ॥

अन्वय—लग्नांशौ स्वपदृग्युतौ वा अन्योन्यपाढ्येक्षितौ (तदा) नृसुखदौ ताभ्यां सप्तमकौ युवतेः तथैव (सुखदौ) नो चेत् तयोः मृत्युदौ, अर्कोनविलग्नके द्विघ्ने द्युपतेः रविसितज्ञेन्द्वार्किजीवासृजः होरेशाः खलेन्हि खलजाः नेष्टाः शुभे मध्यमाः ॥ ३२ ॥

**अन्वयार्थ—लग्नांशौ** લગ્ન, અને નવમાંશ, **स्वपदृग्युतौ** પોતાના સ્વામીથી જોવાયેલા, અથવા યુકત હોય, **वा** અથવા, **अन्योन्यपाढ्येक्षितौ** લગ્નને નવમાંશના સ્વામીઓ, પરસ્પર એકબીજાની રાશિમાં આવ્યા હોય, અથવા એક બીજાની રાશિને જોતા હોય, ( **तदा** ) ત્યારે, **नृसुखदौ** વરને સુખ આપે છે, **ताभ्यां** લગ્ન, તથા લગ્નના નવમાંશથી **सप्तमकौ** સાતમી રાશિના સ્વામીઓ, **युवतेः** કન્યાને, **तथैव** તેવીજ રીતે, ( **सुखदौ** સુખ આપે છે, **नो चेत्** એમ ન હોય તો, **तयोः** વરકન્યાને, **मृत्युदौ** નાશ કરે છે, **अर्कोनविलग्नके** સૂર્યથી રહિત લગ્નને **द्विघ्ने** બેથી ગુણી, આવેલાને, **द्युपतेः** તે દિવસના વારથી, **रवि** સૂર્ય, **सित** શુક્ર, **ज्ञ** બુધ, **इन्दु** ચન્દ્ર, **आर्कि** શનિ, **जीव** ગુરૂ, **असृजः** મંગલ, એ પ્રમાણે, **होरेशाः** હોરાના સ્વામીઓ છે, **खलेन्हि** પાપગ્રહના વારમાં, **खलजाः** પાપગ્રહથી થયેલી હોરા **नेष्टाः** ખરાબ છે, **शुभे** શુભગ્રહના વારમાં તે હોરા, **मध्यमाः** મધ્યમ છે, ॥ ૩૨ ॥

॥ વરને સુખકારક યોગ ॥

**૩૨ ભાવાર્થ**—લગ્ન, અને નવમાંશ, એ બે પોતપોતાના સ્વામીયુક્ત, અથવા પોતાના સ્વામીઓ, પોતપોતાના ઘર ઉપર જોતા હોય, તો વરને સુખ આપે છે, અથવા લગ્નનો સ્વામી નવમાંશ લગ્નમાં હોય, કે તેને જોતો હોય, તેમજ નવમાંશલગ્નનો સ્વામી લગ્નશુદ્ધિના લગ્નમાં રહ્યો હોય; કે જોતો હોય તો પણ વરને સુખ આપે છે,

॥ કન્યાને સુખકારક યોગ ॥

લગ્નશુદ્ધિના લગ્નથી અને નવમાંશલગ્નથી, સાતમા ઘરના સ્વામીઓ લગ્નમાં અને નવમાંશમાં સાતમેજ હોય, અથવા સાતમે જોતા હોય તો, કન્યાને સુખ આપે છે. તેમ ન હોય તો વરકન્યાનું મૃત્યુ કરે છે, લગ્નશુદ્ધિના લગ્નથી સાતમા ઘરનો સ્વામી નવમાંશ

લગ્નમાં સાતમા ઘરમાં હોય, અથવા નવમાંશમાં, સાતમા ઘરને જોતો હોય, અને તેજ પ્રમાણે નવમાંશમાં, સાતમા ઘરનો સ્વામી લગ્નશુદ્ધિની સાતમી રાશિમાં રહ્યો હોય, કે જોતો હોય; એમ એક બીજાના ઘરમાં યુક્તદષ્ટ હોય તો પણ કન્યાને સુખ આપે છે.

॥ હોરા જોવાની રીત ॥

સ્પષ્ટલગ્નના રાશ્યાદિકમાંથી સ્પસ્ટસૂર્યના, રાશ્યાદિક બાદ કરતાં, આવેલા શેષ રાશ્યાદિકને બમણા કરતાં, જે દિવસે હોરા જોવી હોય, તે દિવસનો જે વાર હોય, તે વારની શરૂઆતથી નીચે બતાવેલા અનુક્રમ પ્રમાણે આવેલા રાશ્યાદિકના અંક જેટલી ગત હોરા જાણવી, અને તે પછીના અંકના વારની ચાલુ હોરા સમજવી, તે હોરાના સ્વામીઓ રવિ, શુક્ર, બુધ, ચંદ્ર, શનિ, ગુરૂ અને મંગલ અનુક્રમે આવેલી સંખ્યાને તુલ્ય જાણવા, પાપગ્રહોના દિવસે પાપગ્રહની હોરા ખરાબ જાણવી, શુભગ્રહોના દિવસોમાં પાપગ્રહની હોરા મધ્યમ જાણવી, અને શુભગ્રહોના દિવસોમાં શુભગ્રહની હોરા હોય તો સારી સમજવી,

( હોરાનું ઉદાહરણ )

સ્પષ્ટલગ્ન રાશ્યાદિ ૧૧–૧૯–૬–૫૫ છે, એમાંથી સ્પષ્ટસૂર્યના રાશ્યાદિક ૨–૫–૫૪–૫૧ બાદ કરતાં, આવેલાં શેષ રાશ્યાદિક ૯–૧૩–૧૨–૪ ને બમણાં કરતાં આવેલો અંક ૬–૨૬–૨૪–૮ થયો, તે રાશિના અંક ૬–જેટલી સંખ્યાની હોરાઓ ગઈ, અને તે પછીનો અંક ૭ મો આવ્યો, તે અંક જેટલી હોરા ચાલુ જાણવી, તો શાકે ૧૮૦૫ ના જેઠ શુદી ૧૪ ના દિવસે મંગલવાર છે, તો તે મંગલવાર થકી અનુક્રમે ઉપર બતાવ્યા પ્રમાણે એક પછી એક હોરા ગણતાં મંગલની હોરા ૭ સંખ્યા પ્રમાણે ગુરૂની હોરા આવી એમ જાણવું,[1]

---

૧—હોરેશનો અનુક્રમ, જે દિવસે, જે વાર હોય, તેની હોરા, સૂર્યોદયના આજુબાજુ વારની શરૂઆતથી, તેજ વારની હોરા પ્રથમ શરૂ થાય, અને તે વાર પછીથી તે વારથીજ ગણતાં જે ૬ ઠ્ઠો વાર આવે, તેની હોરા બેસે, તે પ્રમાણે દરેક ૬ ઠ્ઠા વારની હોરા બેસે છે, એમ જાણવું, ગ્રંથકારના કહેવા પ્રમાણે, રવિવારને દિવસે પ્રથમ રવિની હોરા, બીજી શુક્રની, અને ત્રીજી બુધની કહી છે, એટલે રવિથી શુક્ર, ૬ ઠ્ઠો, અને શુક્રથી બુધ, ૬ ઠ્ઠો, એમ દરેકથી ૬ ઠ્ઠો વાર જાણવો,

ઉપર બતાવ્યા પ્રમાણે એક પછી એક હોરા ગણતાં, રાશિનો ચાલુ અંક એક હોય તો મંગલની હોરા, ૨–રાશિ હોય તો રવિ, ૩–રાશિથી શુક્ર, ૪–રાશિથી બુધ, ૫–થી ચંદ્ર, ૬–થી શનિ, અને આ ઉદાહરણમાં ૬–રાશિ ગતને ૭–મી રાશિ ચાલુ હોવાથી લગ્નની ઇષ્ટ ઘટી વખતે ગુરૂની હોરા ચાલુ છે, એમ જાણવું,

(હોરેશની બીજી રીત)

**मु–चिं०—वारादे घंटिका द्विघ्नाः स्वाक्षहृच्छेषवर्जिताः ।**
**सैका स्तष्टा नगैः कालहोरेशा दिनपात्क्रमात् ( ८४ )**

અર્થ—જેવારે [1]વાર પ્રવેશના આરંભથી જેટલી ઘડીઓ ઉપર ગ્રહની હોરા જોવી હોય, તે ઘડીયોને, બેથી ગુણી, જુદી જુદી મુકવી, પછી એક જગોની બમણી કરેલી ઘડીઓને ૫–થી ભાગતાં, જે શેષ આવે, તેને બીજી જગો ઉપર મુકેલી બમણી ઘડીઓમાંથી બાદ કરીને ૧–અંક જોડવા, તેને ૭–થી ભાગતાં, જે શેષ રહે, તે સંખ્યા પ્રમાણે ચાલુ વારથી ગણતાં, જે વાર આવે તે ગ્રહની હોરા જાણવી, ( ૮૪ )

( હોરાનું પ્રયોજન )

**वारे प्रोक्तं कालहोरासु तस्य धिष्ण्ये प्रोक्तं स्वामितिथ्यंशकेऽस्य ।**
**कुर्याद्दिक्शूलादि चिन्त्यं क्षणेषु नैवोल्लंघ्यः पारिघश्चापि दंडः (८५)**

અર્થ—જે વારમાં, જે જે કૃત્યો કરવા કહ્યું છે, તે તે કૃત્યો તે તે વારની હોરામાં કરી શકાય છે, અને જે નક્ષત્રમાં જે કર્મ કરવા કહ્યું છે, તે કર્મ તે તે નક્ષત્રના સ્વામીના મુહૂર્તમાં કરવું, પરંતુ તે મુહૂર્તોમાં દિશાશૂલ વિગેરે જોવું, અને પરિદંડનું ઉલ્લંઘન કરવું નહિ, ( ૮૫ )

**लग्नेंद्वोः स्मरगे शुभाशुभखगे स्तश्चाधिमृत्यु ततो–**
**ऽजांगोना स्त्कृतमौर्विका स्त्वखयमै र्लब्धं यदाब्धीषवः ।**

---

૧—વારનો પ્રવેશ, સૂર્યોદયની સાથે થતો નથી, પરંતુ કોઈ વખત સૂર્યોદય થતા પહેલાં કે પછી થાય છે. એ જાણવાની રીત માટે અમો તરફથી જ્યો–ક૦–ગ્રંથની પહેલી આવૃતિ ૧ લા બાગમાં પૃ૦ ૪૪૮ માં આપેલી છે તે જોવાથી જણાશે.

सन्स्विष्टोच्च निजांशभेऽस्तमखिलं पश्ये दरि त्र्यायगे
सूर्ये वा खजलाद्यकोणगशुभो वाब्जं प्रपश्येन्न तत् ॥ ३३ ॥

अन्वय—लग्नेंद्वोः स्मरगे शुभाशुभखगे, सति ( आधिमृत्यु स्तः ) ततः अब्जांगोनात् कृतमौर्विकात् खखयमैः लब्धम् यदा अब्धीषवः ( तदा आधिमृत्यूस्तः ) स्विष्टोच्चनिजांशभे सन् अस्तम् अखिलम् पश्येत् ( तदा ) वा अरित्र्यायगे सूर्ये वा खजलाद्यकोणगशुभः अब्जं प्रपश्येत् तत् न स्यात् ॥ ३३ ॥

**अन्वयार्थ—लग्नेंद्वोः** લગ્ન અને ચંદ્રથી, **स्मरगे** ७ मे રહેલો, **शुभाशुभखगे, सति** શુભ કે અશુભ ગ્રહ હોય તો, ( **आधिमृत्यू स्तः** ) સંતાપ કે મૃત્યુ થાય છે, **ततः** તે ७ મે રહેલા ગ્રહમાંથી, **अब्जांगोनात्** ચંદ્ર, કે લગ્ન રહિત કરી તેની, **कृतमौर्विकात्** કલા કરી, **खखयमैः** २०० વડે **लब्धम्** પ્રાપ્ત ફલ તે, **यदा** જ્યારે **अब्धीषवः** ५४ હોય, ( **तदा** ) ત્યારે ( **आधिमृत्यू स्तः** ) સંતાપ કે મૃત્યુ થાય છે, **स्विष्टोच्चनिजांशभे** શુભ એવા, પોતાના મિત્રગ્રહની રાશિમાં, કે નવમાંશમાં, ઉચ્ચની રાશિમાં, કે ઉચ્ચના નવમાંશમાં, પોતાની રાશિ, કે પોતાના નવમાંશમાં રહેલો, **सन्** શુભગ્રહ, **अस्तम्** ७ મા સ્થાનને, **अखिलम्** સંપૂર્ણ, **पश्यत्** જોતો હોય, ( **तदा** ) ત્યારે, **वा** અથવા, **अरित्र्यायगे** ६–३–११–મે રહેલો, **सूर्ये** સૂર્ય હોય, **वा** અથવા, **खजलाद्यकोणगेशुभः** १०–४–१–९–५ મે રહેલો શુભગ્રહ, **अब्जं** ચંદ્રને **प्रपश्येत्** જોતો હોય તો, **तत्** તે જામિત્રયોગ, **नस्यात्** ન હોય, ॥ ३३ ॥

॥ જામિત્ર યોગ ॥

**३३–ભાવાર્થ**–લગ્ન કે ચંદ્રથી સાતમે શુભગ્રહ હોય તો પરિતાપ થાય, અને પાપગ્રહ હોય તો મરણ થાય, પરંતુ જો લગ્નથી સાતમે ગ્રહ હોય તો લગ્નના રાશ્યાદિકમાંથી સાતમે રહેલા રાશ્યાદિક કહાડી શેષ અંશાદિકની કલાઓ કરવી, તે કલાઓને બસોથી ભાગતાં જો લબ્ધિ ५४ આવે તો મરણ કરે, તેમજ ચંદ્રથી સાતમે ગ્રહ હોય તો ચંદ્રમાંથી તે ગ્રહને બાદ કરી તેની કલાઓને બસોથી ભાગતાં ५४ રહે તોજ મરણ કરે, પરંતુ તે બંનેની ५४ લબ્ધિ ન રહે તો લગ્નથી અને ચંદ્રથી સાતમે રહેલો કોઇ પણ ગ્રહ ચિન્તા કે મરણ કરતો નથી, આ યોગને જામિત્રયોગ કહે છે.

॥ જામિત્રયોગનો ભંગ ॥

કોઈ પણ ગ્રહ પોતાની રાશિનો કે પોતાના મિત્રની રાશિનો કે ઉચ્ચનો હોય, અથવા નવમાંશમાં પણ તે પ્રમાણે હોય, એવો કોઇ પણ ગ્રહ જામિત્રયોગ કરનાર સાતમે રહેલા ગ્રહને સંપૂર્ણ દૃષ્ટિથી જોતો હોય તો,

લગ્નશુદ્ધિમાં ૩–૬–૧૧ સ્થાનોમાં સૂર્ય હોય તો,

કોઈ પણ શુભગ્રહ ૧–૪–૫–૯–૧૦ એમાંના કોઈ પણ સ્થાનમાં રહેલો ચંદ્રમાને સંપૂર્ણ દૃષ્ટિથી જોતો હોય તો, એ પ્રમાણે જામિત્ર યોગના ત્રણ પ્રકારના ભંગથી ૧૪ પ્રકારે ભંગ થાય છે,

॥ જામિત્રયોગનું ઉ૦–– ॥

લગ્નરાશ્યાદિક ૩–૨–૩૨–૧૫ માંથી સાતમે રહેલા મંગલ ચન્દ્રના રાશ્યાદિક ૮–૧–૪૫–૧૫ બાદ કરતાં શેષ રહેલા રાશ્યાદિક ૭–૦–૪૭–૦ ના અંશાદિક ૩૧૦ થયા તે અંશાદિકની કળાએ ૧૨૬૪૭ થઇ, તેને બસોથી ભાગતાં લબ્ધિ ૬૩ આવી, તે આવેલી લબ્ધિ ૫૪ થી વિશેષ છે, માટે તે પુરેપુરો જામિત્રયોગ થયો જાણવો. તેજ પ્રમાણે સ્પષ્ટચન્દ્ર ૮–૧–૪૫–૧૫ માંથી ચન્દ્રથી સાતમે રહેલો સૂર્ય બાદ કરતાં ૪–૧૭–૩૨–૪૧ રહ્યા, તેની કળાએ ૮૨૫૨ થઈ, તેને બસોથી ભાગતાં લબ્ધિ ૪૧ આવી, તે લબ્ધિ ૫૪ થી ઓછી હોવાથી જામિત્રયોગ થતો નથી એમ જાણવું,

( જામિત્રયોગભંગનું કલ્પિત ઉ૦— )

**યોગ ૧ લો**—લગ્ન કે ચંદ્રથી સાતમે રહેલો મંગલ જામિત્રયોગ કરે છે, ધારો કે લગ્ન મુહૂર્ત સમયે લગ્નકુંડલીમાં લગ્નથી અથવા ચન્દ્રથી મંગલ સાતમે રહેલો છે, અને તે સાતમે કન્યારાશિનો થઈને બેઠેલો છે, તેથી તે જામિત્રયોગ કરે છે, તેવા પ્રસંગે લગ્નથી જામિત્રયોગ થયો હોય તો લગ્નમાં, અને ચન્દ્રથી થયો હોય તો ચન્દ્ર સાથે શુક્ર બેઠો હોય તો તે જામિત્રયોગનો ભંગ થાય છે,

**યોગ ૨ જો**—નવમાંશ લગ્નથી કે નવમાંશમાં રહેલા ચંદ્રથી સાતમે રહેલા મંગલથી જામિત્રયોગ થાય છે, પણ નવમાંશલગ્નમાં

કે નવમાંશમાં ચન્દ્ર સાથે રહી પોતાની રાશિ મિત્રની રાશિ, કે ઉચ્ચનો ગ્રહ જોતો હોય તો લગ્નશુદ્ધિની કુંડલીમાં મંગલથી થયેલા જામિત્રયોગનો ભંગ થાય છે, તેજ પ્રકારે વિશેષ દૃષ્ટિ કરનારા ગ્રહો મંગલ, ગુરૂ, ને શનિ લગ્નમાં અને ચન્દ્રની સાથે નહિ રહેવા છતાં હર કોઇ ઠેકાણે રહી જામિત્રયોગ કરનારા ગ્રહને સંપૂર્ણ દૃષ્ટિથી જોતા હોય તો પણ જામિત્રયોગનો ભંગ થયો જાણવો,

**યોગ ૩ જો**—એવીજ રીતે મીનરાશિનું લગ્ન હોય અને સાતમે મંગલ રહેવાથી જામિત્રયોગ થતો હોય, પરન્તુ લગ્નથી ત્રીજે એટલે વૃષભ રાશિનો, લગ્નથી છઠે એટલે સિંહરાશિનો, અને લગ્નથી અગીઆરમે એટલે મકરરાશિનો સૂર્ય હોય તોપણ જામિત્રયોગનો ભંગ થયો જાણવો, તેમજ કોઇ પણ શુભગ્રહ ઉપર કહેલા લગ્નાદિ કોઇ પણ સ્થાનમાં એ પ્રમાણે ગણતાં આવ્યો હોય, અને તે આવેલો શુભગ્રહ ચન્દ્રમાને સંપૂર્ણ દૃષ્ટિથી જોતો હોય તો પણ જામિત્રયોગનો ભંગ થાય છે,

( શુભ મિત્રની રાશિનું કલ્પિત ઉ૦ )

જન્મ કે નવમાંશમાં બુધ, વૃષભરાશિનો છે, અને બુધનો શુક્ર મિત્ર છે, તેમ શુક્ર શુભગ્રહ છે, માટે શુક્ર શુભગ્રહ હોવા છતાં બુધનો મિત્ર પણ છે, એવી રીતે જન્મકુંડલીમાં, અથવા નવમાંશ કુંડલીમાં રહેલો બુધ, શુભ મિત્રની રાશિમાં, કે શુભમિત્રના નવમાંશમાં રહેલો જાણવો, એ બુધ, જામિત્રયોગ કરનાર ગ્રહને સંપૂર્ણ દૃષ્ટિથી જોતો હોય તો, જામિત્રયોગનો ભંગ કરે છે, માટે જામિત્રયોગનો દોષ સમજવો નહિ, તેવીજ રીતે સૂર્ય લગ્ન કે નવમાંશમાં ધનરાશિનો છે, ધનરાશિ ગુરૂની છે, ને તે ગુરૂ શુભગ્રહ છે, એટલે સૂર્ય પોતાના મિત્રની રાશિમાં છે, તે સૂર્ય જામિત્રયોગ કરનાર ગ્રહને સંપૂર્ણ દૃષ્ટિથી જુવે છે, છતાં તે સૂર્ય શુભગ્રહ નહિ હોવાથી જામિત્રયોગના દોષનો ભંગ કરી શકતો નથી, કારણ કે—તે પાપગ્રહ છે, માટે શુભમિત્રની રાશિમાં રહ્યો હોય, ને પોતે શુભગ્રહ હોય, તો જામિત્રયોગનો ભંગ કરે છે,

( જામિત્ર એકાર્ગલ અને ખાર્જુરાદિ દોષોનો અપવાદ.

मु-चिं०—लग्ना चंद्रा न्मदनभवनगे खेटे न स्यादिह परिणयनम् ।
किं वा बाणाशुगमितलवगे जामित्रं स्या दशुभकरमिदम्(८६)
एकार्गलो पग्रह पात लत्ता जामित्रकर्तर्युदयास्तदोषाः ।
नश्यंति चंद्रार्क बलोपपन्ने लग्ने यथाऽर्काभ्युदये तु दोषाः(८७)
उपग्रहर्क्षे कुरुबाल्हिकेषु कलिंग वंगेषु च पातितं भम् ।
सौराष्ट्रशाल्वेषु च लत्तितं भं त्यजे त्तु विद्धं किल सर्वदेशे (८८)

અર્થ—લગ્નથી અથવા ચંદ્રમાથી, સાતમા સ્થાને કોઈ ગ્રહ હોયતો વિવાહ કરવો નહિં, અને નવમાંશના, ૫૫ મા ભાગની શરૂઆતથી અશુભ ફલ આપવાવાલો જામિત્રયોગ થાય છે. ( ૮૬ )

એકાર્ગલ, ઉપગ્રહ, પાત, લત્તા, જામિત્ર, કર્તરી, અને ઉદય, અસ્ત સંબંધી દોષો, જો લગ્નમાં સૂર્ય, ચંદ્ર, બલવાન થઈને રહ્યા હોય તો સૂર્યના ઉદયથી જેમ રાત્રિનો અંધકાર નાશ પામે છે, તેવી રીતે નાશ પામે છે, ( ૮૭ )

ઉપગ્રહ દોષ, કુરૂ, અને બાલ્હિક, દેશમાં ત્યાગ કરવો, કલિંગ. અને વંગ ( બંગાલ ) દેશમાં પાતદોષ ત્યાગ કરવો, સૌરાષ્ટ્ર ( કાઠીયાવાડ ) અને શાલ્વદેશમાં લત્તાદોષનો ત્યાગ કરવો, અને વેધદોષ, બધા દેશોમાં ત્યાગ કરવો, (૮૮ )

त्र्यस्रं कोण मवायुरैनिगुरुभूपुत्राः क्रमात्पूर्णया
दृष्ट्यान्ये चरणोत्तरं च सकलाः पश्यंति पूर्णं द्युनम् ।
भं होरा त्रिलवो नवांशक इनांश स्त्रिंशदंशः क्रमा-
द्वर्गाः सन् शुभजः परै स्तु सुहृदो नाब्ध्यून वर्गा तनुः॥३४॥

अन्वय—ऐनिगुरुभूपुत्राः क्रमात् त्र्यस्रम् कोणम् अवायुः पूर्णया दृष्ट्या पश्यन्ति अन्ये चरणोत्तरम् ( पश्यन्ति ) सकलाः द्युनम् ( पश्यन्ति ) क्रमात् भम् होरा त्रिलवः नवांशकः इनांशः त्रिंशदंशः वर्गाः (स्युः) शुभजः ( वर्गः ) सन् परैः सुहृदः (वर्ग सन्) प्रोक्तः अब्ध्यूनवर्गा तनुः न ॥ ३४ ॥

अन्वयार्थ—ऐनिगुरुभूपुत्राः શનિ, ગુરુ, ને મંગલ, क्रमात् અનુક્રમથી, त्र्यस्रम् ૩-૧૦ ને कोणम् ૯-૫ ને अवायुः ૪-૮ ને पूर्णया સંપૂર્ણ, दृष्ट्या

દૃષ્ટિથી, **पश्यन्ति** જુવે છે, **अन्ये** બીજાઓ, **चरणोत्तरम्** એક એક પાદ અધિક દૃષ્ટિથી, ( **पश्यन्ति** જુએ છે ), **सकलाः** બધા ગ્રહો, **द्युनम्** સાતમે, ( **पश्यन्ति** દેખે છે ), **क्रमात्** અનુક્રમથી, **भम्** રાશિ, **होरा** હોરા, **त्रिलवः** દ્રેષ્કાણ,**नवांशकः** નવમાંશ, **इनांशः** દ્વાદશાંશ, **त्रिंशदंशः** ત્રિશાંશ **वर्गाः** વર્ગો (**स्युः**) છે, **शुभजः** શુભ ગ્રહથી થયેલો, (**वर्गः** વર્ગ) **सन्** શુભ છે, **परैः** બીજા આચાર્યોએ, **सुहृदः** મિત્રનો ( **वर्गः सन्** ) વર્ગ શ્રેષ્ઠ, **प्रोक्तः** કહ્યો છે, **अब्ध्यूनवर्गा** ચાર શુભ વર્ગથી રહિત, **तनुः** લગ્ન, **न** શ્રેષ્ઠ નથી ॥ ૩૪ ॥

## ॥ દ્રષ્ટિની બાબત ॥

**૩૪ ભાવાર્થ**--હરેક ગ્રહ પોતાના સ્થાનથી સાતમા સ્થાનપર સંપૂર્ણ દ્દષ્ટિથી જુવે છે, પોતાના ઘરથી ત્રીજે અને દસમે એક ભાગ ( ૦। ) દૃષ્ટિથી જુવે છે, તેમજ પાંચમે ને નવમે બે ભાગ (૦॥ ) દૃષ્ટિથી જુવે છે, અને ચોથા ને આઠમા સ્થાને ત્રણ ભાગ (૦॥। ) દૃષ્ટિથી જુવે છે,

## ॥ ત્રણ ગ્રહોની વિશેષ દ્રષ્ટિ બાબત ॥

કોઈ પણ ગ્રહ જેમ સાતમા સ્થાન ઉપર સંપૂર્ણ નજર કરે છે, તે પ્રમાણે શનિ પણ સાતમા સ્થાન ઉપર સંપૂર્ણ નજર કરે છે, અને બીજા ગ્રહો પોતાના ઘરથી ત્રીજે કે દશમે જ્યારે ૦। દૃષ્ટિથી જુવે છે, ત્યારે શનિ તે સ્થાનોને સાતમા ઘરની માફક સંપૂર્ણ નજરે જુવે છે, તેમજ ગુરૂ પાંચમા અને નવમા સ્થાન ઉપર સાતમા ઘરની માફક સંપૂર્ણ દૃષ્ટિથી જુવે છે, અને તેજ પ્રમાણે મંગલની ચોથા ને આઠમા સ્થાન ઉપર સંપૂર્ણ નજર હોય છે,

## ॥ ષડ્વર્ગ બાબત[1] ॥

મુહૂર્તશુદ્ધિ વખતની લગ્નકુંડલી, હોરા, દ્રેષ્કાણ, નવમાંશ, દ્વાદશાંશ, ને ત્રિશાંશ, એ કુંડલીઓના ભેગા નામને ષડ્વર્ગ કહે છે,

---

૧ હોરા, દ્રેષ્કાંણ, સપ્તમાંશ, નવમાંશ, દ્વાદશાંશ, ત્રિશાંશ કરવાની રીત. જ્યો૦ ક૦ આવૃત્તિ પેહેલી પૃ. ૧૫૩ માં આપેલી છે, તેમજ લગ્ન કે ગ્રહોના રાશ્યાદિક ઉપરથી હોરાદિ ષડ્વર્ગની ૬ કુંડલીઓમાં લગ્ન કે ગ્રહ કોષ્ટક ઉપરથી સહેલાઇથી કરી શકાય તેની પણ સમજુતી જ્યો૦ ક૦ આવૃત્તિ પહેલી પૃ. ૧૬૧ મા આપેલી છે,

અને તેમાંની એક એક કુંડલી તે એક એક વર્ગ જાણવો, તે દરેક વર્ગોમાંથી જે વર્ગના લગ્નમાં શુભગ્રહની રાશિ હોય, તે વર્ગ શુભ જાણવો, તેવીજ રીતે કેટલાક આચાર્યોના મતથી હોરાદિ ષડ્વર્ગમાં લગ્નમાં મિત્રગ્રહની[1] રાશિ હોય તો પણ તે વર્ગ શુભ સમજવો, બીજા આચાર્યોના મતથી જે જે વર્ગોમાં મિત્રની રાશિનું લગ્ન હોય તે તે વર્ગોને શુભ જાણવા, એ પ્રમાણે ૬ વર્ગોમાંના ચાર શુભવર્ગ જે લગ્નશુદ્ધિમાં શુભ ન હોય તે લગ્નશુદ્ધિ લેવી નહિં,

**प्रोक्तं प्राग्गृहमोजभेर्कशशिनो होरे समेब्जार्कयो**
**दृक्केट् प्राक् सुतधर्मपो नवलवः प्रोक्तः स्वतोर्कांशकः ।**
**शुक्रज्ञेज्ययमासृजां शरमुनीभार्थेषवो युग्मभे**
**त्रिंशांशा विषमे त एव गदिता व्यस्ताश्च षड्वर्गकाः ॥ ३५॥**

**अन्वय—प्राक् गृहम् प्रोक्तम्, ओजभे अर्कशशिनोः होरे ( स्याताम् ) समे अब्जार्कयोः ( होरे स्याताम् ) प्राक्सुतधर्मपः दृक्केट् ( स्यात्, ) नव लवः ( प्राक् ) प्रोक्तः स्वतः अर्कांशकः ( स्यात् ) युग्मभे शुक्रज्ञेज्ययमासृजाम् ( क्रमात् ) शरमुनीभार्थेषवः त्रिंशांशाः ( स्युः ) विषमे ते एव व्यस्ताः ( त्रिंशांशाः ) च षड्वर्गकाः गदिताः ॥ ३५ ॥**

**अन्वयार्थ—प्राक्** પહેલાં, **गृहम्** ગ્રહોનું ઘર, **प्रोक्तम्** કહેલું છે, **ओजभे** એકી રાશિમાં, **अर्कशशिनोः** સૂર્ય ચંદ્રની, **होरे** હોરાઓ, ( **स्याताम्** થાય છે ) **समे** સમરાશિમાં, **अब्जार्कयोः** ચંદ્ર સૂર્યની, ( **होरे स्याताम्** ) હોરાઓ થાય છે, **प्राक्सुत धर्मपः** ૧-૫-૯ નો પતિ, **दृक्केट्** દ્રેષ્કાણનો સ્વામી, ( **स्यात्** થાય છે; ) **नवलवः** નવમાંશ ( **प्राक्** ) પહેલાં, **प्रोक्तः** કહેલો છે, **स्वतः** પોતાથી, **अर्कांशकः** દ્વાદશાંશ, ( **स्यात्** ) થાય છે, **युग्मभे** સમરાશિમાં, **शुक्र** શુક્ર, **ज्ञ** બુધ, **इज्य** ગુરૂ, **यम** શનિ, **असृजाम्** મંગલના,

---

૧ હોરાદિ ષડ્વર્ગના લગ્નોના સ્વામીઓ, જન્મલગ્નના સ્વામીના જે જે વર્ગમાં મિત્રગ્રહો થયા હોય, એવું જે જે વર્ગમાં હોય, તે તે વર્ગને મિત્રને વર્ગ જાણવો.

( **क्रमात्** ) ક્રમથી, **शर** ૫, **मुनि** ૭, **इभ** ૮, **अर्थ** ૫, **इषवः** ૫, **त्रिंशांशाः** ત્રિંશાંશ, ( **स्युः** ) છે, **विषमे** વિષમરાશિમાં, **ते एव** તેજ ગ્રહો અને અંશો **व्यस्ताः** વિલોમ, ( **त्रिंशांशाः** ) ત્રિશાંશ, **च** અને **षड्वर्गकाः** ષડ્વર્ગ **भाषिताः** કહેલા છે, ॥ ૩૫ ॥

**૩૫ ભાવાર્થ**—પ્રથમ રાશિઓના સ્વામી ગ્રહો કહેલા છે. તે પ્રમાણે લગ્નશુદ્ધિ કહાડવી.

**હોરાની રીત**—વિષમ રાશિના પહેલા ૧૫ અંશમાં લગ્ન કે ગ્રહ હોય તો તેની સૂર્યની હોરા જાણવી, એટલે લગ્ન લીધું હોય તો હોરાકુંડલીમાં સૂર્યની રાશિ સિંહલગ્ને મુકવી, ને ગ્રહ લીધો હોય તો સિંહરાશિમાં મુકવો, ને પછીના ૧૫ અંશમાં વિષમરાશિનો ગ્રહ કે લગ્ન હોય તો ચંદ્રની હોરા એટલે લગ્ને ચંદ્રની રાશિ કર્ક મુકવી, ને ગ્રહ હોય તો તેને પણ કર્કરાશિમાં મુકવો, ને લગ્ન કે ગ્રહ સમરાશિનો હોય તો તેમાં પહેલા ૧૫ અંશમાં ચંદ્રની હોરા, એટલે કર્કમાં લગ્ન કે ગ્રહ જે સમરાશિનો હોય તે મુકવો, ને પાછલા ૧૫ અંશમાં હોય તો સૂર્યની હોરા એટલે સિંહરાશિમાં લગ્ન કે ગ્રહ મુકવો, હોરા કુંડલીમાં લગ્ન, સિંહ, અથવા કર્ક બેજ રાશિમાંનું આવે છે, ને બેજ રાશિમાં દરેક ગ્રહ પણ આવે છે, તેમાં કેતુ રાહુની સાથેજ મુકી દેવો,

**દ્રેષ્કાણની રીત**—દરેક ગ્રહ, કે લગ્ન પહેલા ૧૦ અંશ સુધીમાં હોય તો તે ગ્રહની રાશિમાં ૧ ઉમેરવો. એટલે જે રાશિ છે, તેજ રાશિ જાણવી, ને ૧૦ થી ૨૦ અંશમાં જે હોય, તેની રાશિમાં પાંચ રાશિ ઉમેરવી, ને જે રાશિ થાય તેનો ગ્રહ મુકવો, ઉમેરતાં ૧૨ થી અધિક થાય તો ૧૨ બાદ કરીને શેષ રહે તે રાશિનું લગ્ન જોયું હોય તો લગ્ન કે ગ્રહ જોયો હોય તો ગ્રહ મુકવો, ને ૨૦ થી ૩૦ ની અંદર હોય તો તેમાં ૯ રાશિ ઉમેરી જે રાશિ આવે તે રાશિનું લગ્ન કે ગ્રહ મુકવા,

**દ્વાદશાંશની રીત**—દ્વાદશાંશમાં ૩૦ અંશના ૧૨ ભાગ પાડેલા છે, તે એકેકો ભાગ અંશ ૨ ને ૩૦ કળાનો થાય છે, લગ્ન કે ગ્રહના અંશાદિ બાર ભાગના કોઠામાંથી જે કોઠામાં સમાય, તેટલી

રાશિ, તે ગ્રહ કે લગ્નની રાશિમાં ઉમેરતાં જે રાશિ થાય તે રાશિનું લગ્ન કે ગ્રહ દ્વાદશાંશમાં મુકવું.

**ત્રિશાંશની રીત**—ત્રિશાંશમાં જે ગ્રહ કે લગ્ન વિષમરાશિમાં હોય તેના અંશ કોઠામાં વિષમરાશિના નીચેના અંશોમાં જોતાં કયા ગ્રહ આગલ સમાય છે તે ગ્રહની વિષમરાશિ જે હોય તે તે રાશિના ગ્રહ કે લગ્ન મુકવું, ને જે સમરાશિના ગ્રહો છે તે ગ્રહના અંશ કોઠામાં સમ લખેલું છે, તેના ઉપરના અંશોમાં જોતાં, જે ગ્રહ આગળ સમાય તે ગ્રહની સમરાશિનો જે ગ્રહ લીધો હોય તે મુકવો,

संक्रां त्यंतरहो हृताद्दिनगणादाप्तं भपूर्वो रवि–
मेषा द्यातभयुग्युतो यनलवै रात्रौ सषड्भः स च ।
तद्भोग्यांशनिजोदयाहतिखरामाप्तं तथै वांगतो
भुक्तांशा कलितेन युक् ग्विवरगैः कालः स्फुटो भोदयैः ॥३६॥

अन्वय—संक्रांत्यतरहोहृतात् दिनगणात् आप्तम् (सः) मेषात् यातभयुक् भपूर्वः रविः (स्यात्) अयनलवैः युतः (सः कार्यः) च रात्रौ सषड्भः (कार्यः) तद् भोग्यांश निजोदयाहति खरामाप्तम्, (रवेः भोग्यकालः स्यात्) तथैव अंगतः भुक्तांशाकलितेन युक् (रवेः भोग्यकालः) विवरगैः भोदयैः (युक्)–(सः) स्फुटः कालः (स्यात्) ॥ ३६ ॥

**अन्वयार्थ—संक्रांत्यन्तरहोहृतात** સંક્રાંતિના મધ્યના દિવસથી ભાગે લીધેલા, **दिनगणात्** અહર્ગણથી, **आप्तम्** જે લબ્ધિ, (**सः**) તે **मेषात्** મેષ રાશિથી, **यातभयुक्** ગયેલી રાશિથી યુક્ત, **भपूर्वः** રાશ્યાદિ, **रविः** સૂર્ય (**स्यात्**) થાય છે, **अयनयुतैः** અયનાંશથી, **युतः** યુક્ત, (**सः** તે સૂર્ય, **कार्यः** કરવો), **च** અને **रात्रौ** રાત્રિમાં, **सषड्भः** (**कार्यः**) ૬ રાશિ યુક્ત કરવી, **तद्भोग्यांश** તેના ભોગ્ય અંશોને **निजोदयाहति** પોતાના ઉદયથી ગુણી, **खरामाप्तम्**, ૩૦થી ભાગવાથી જે લબ્ધિ તે, (**रवेः भोग्यकालः स्यात्**) રવિનો ભોગ્યકાલ થાય છે, **तथैव** તેજ પ્રકારે, **अंगतः** લગ્નથી, **भुक्तांशा कलितेन युक्** ભોગવાએલા અંશોથી લાવેલા ભુક્તકાલવડે યુક્ત કરેલો, (**रवेः भोग्यकालः**) રવિનો ભોગ્યકાલ, પલાત્મક, **विवरगैः** સૂર્યને લગ્નના મધ્યના અંતરમાં આવેલાં પલા-

ત્મક, **भोदयैः** રાશિઓના ઉદય માનવડે ( ( **युक्** ) યુક્ત કરવાં, ( **सः** ) તે પલાત્મક, **स्फुटः कालः ( स्यात् )** સ્પષ્ટ ઇષ્ટકાલ હોય, ॥ ૩૬ ॥

## ॥ અંશાદિક સૂર્ય કરવાની રીત ॥

**૩૬ ભાવાર્થ**—જે દિવસે જે વખતનો સૂર્ય કરવો હોય, તેના પહેલાં ગમે તેટલા દિવસ પાછલ કયા દિવસે કયા વખતે કીયા સૂર્યની સંક્રાંતિ બેસે છે, તે જોવું, તે સંક્રાંતિ બેસવાના દિવસની ઘટીપલથી આરંભી જે દિવસે જેટલી ઘડીએ સૂર્ય કરવો છે, તે દિવસની તેટલી ઘટીપલ સુધી સંક્રાંતિ બેસવાના દિવસથી તે દિવસ સુધી કેટલા દિવસ અને ઘટીપલ ગઇ છે, તે શોધી કહાડવું, તેને **ઇષ્ટદિનગણસમૂહ** કહે છે.

અને તેવીજ રીતે સંક્રાંતિ બેસવાના વખતથી તે તેજ સંક્રાંતિ ઉતરી તે પછીની બીજી સંક્રાંતિ જે વખતે બેસે ત્યાં સુધીના કેટલા દિવસો અને ઘટીપલ થાય છે, તે જોવું, તે સંક્રાંતિના **"અન્તર્ગતદિનગણસમુહ"** જાણવા,

હવે ઈષ્ટદિનગણસમૂહને, સંક્રાંતિદિનગણસમૂહથી ભાગી અંશાદિ ત્રણ ફલ લાવવાં, તે આવેલાં ત્રણ ફલ ચાલતી સંક્રાંતિનાં અંશાદિક થયાં, હવે રાશિ લાવવા માટે, ચાલતી સંક્રાંતિની જે રાશિ હોય, તેના પહેલાંની રાશિનો અંક, મેષથી ગણતાં જે આવે તે અંશાદિક લાવેલા ત્રણ ફલોની ઉપર રાશિ તરીકે મુકવું, એ રાશ્યાદિ સૂર્ય થયો,

## ॥ સૂર્ય ને લગ્ન ઉપરથી ઈષ્ટઘટી લાવવાની રીત ॥

જો દિવસની ઇષ્ટઘટી લાવવી હોય, તો સૂર્યમાં અયનાંશા જોડવા, અને રાત્રિની ઈષ્ટઘટી લાવવી હોય તો સૂર્યની રાશીમાં બીજી ૬ રાશિ ઉમેરી અયનાંશા જોડવા, અયનાંશા જોડતાં આવેલા અંશાદિક સૂર્યના ભુક્તાંશ થાય છે, તે ભુક્તાંશને ૩૦ અંશમાંથી બાદ કરતાં જે આવે તે સૂર્યના ભોગ્યાંશ થાય છે, તેજ પ્રમાણે લગ્નમાં અયનાંશા જોડતા આવેલા અંશાદિક લગ્નના ભુક્તાંશ જાણવા, સૂર્યના ભોગ્યાંશા ઉપરથી પલાત્મક ભોગ્યકાલ કરવો, અને લગ્નના ભુક્તાંશ ઉપરથી પલાત્મક ભુક્તકાલ કરવો, હવે સૂર્યના ભોગ્યકાલમાં લગ્નનો ભુક્ત-

કાલ ઉમેરવાથી જે પલાદિક થાય, તેમાં સાયનસૂર્ય અને સાયનલગ્ન એ બંનેની વચ્ચેની જેટલી રાશિઓ હોય, તે રાશિઓની ઉદયમાનની પલોને એકઠી કરી ભુકતકાલની અને ભોગ્યકાલની એકઠી થયેલી પલોમાં ઉમેરતાં જેટલી પલો થાય, તેને ૬૦ થી ભાગતાં આવેલી લબ્ધિઘટી, અને શેષ રહી તે પલ, એ પ્રમાણે સૂર્યને લગ્ન ઉપરથી સ્પષ્ટ ઇષ્ટ ઘટી થાય છે,

( સૂર્ય અને લગ્ન ઉપરથી દિવસની ઇષ્ટઘટી લાવવાનું ઉ૦ )

શાકે ૧૮૩૯ ના શ્રાવણ શુદી ૧૧ ને સોમવારના દિવસે સ્પષ્ટ સૂર્ય ૩–૧૩–૪૪–૧૬ છે, અયનાંશા[1] ૨૩–૧૪–૧૭ છે, સૂર્યમાં અયનાંશા જોડતાં ૪-૬–૫૮–૩૩ થયા, તે ભુકતાંશ કહેવાય, તેને ૩૦ માંથી બાદ કરતાં ૨૩–૧–૨૭ રહ્યા, તે ભોગ્યાંશ થયા, સ્પષ્ટલગ્ન ૮–૧૯–૨૪–૯ છે, તેમાં અયનાંશા જોડતાં થયેલા અંશાદિક ૧૨–૩૮–૨૬ લગ્નના ભુકતાંશ થયા, સૂર્યના ભોગ્યાંશ ઉપરથી પલાત્મક ભોગ્યકાલ ૨૫૪–૨૪–૧–૨૪ થયો,[2] અને લગ્નના ભુકતાંશ ઉપરથી પલાત્મક ભુકતકાલ ૧૩૦–૫–૫૫–૨૪ થયો, સૂર્યના પલાત્મક ૨૫૪–૨૪–૧–૨૪ ભોગ્યકાલમાં લગ્નનો પલાત્મક ભુકતકાલ ૧૩૦–૫–૫૫–૫૪ ઉમેરવાથી પલાદિક ૩૮૪–૨૯–૫૭–૧૮ થયા, તેમાં સાયનસૂર્યની રાશિથી તે સાયનલગ્નની રાશીસુધીની જે જે રાશિઓ હોય, તે તે રાશિઓના ઉદય માનની પલોનો સરવાળો કરતાં પલો ૧૩૦૭ થઇ, તેને સૂર્યના ભોગ્યકાલની અને લગ્નના ભુકતકાલની એકઠી કરેલી પલોમાં ઉમેરતાં પલો ૧૬૯૧–૨૯–૫૭ થઈ, તેને ૬૦ થી ભાગતાં આવેલી લબ્ધિ ૨૮ તે ઘટીઓ જાણવી, અને શેષ રહી તે પલો જાણવી, એટલી ઘટીપલે ઉપર મુજબનો સૂર્ય અને લગ્ન સ્પષ્ટ આવશે એમ જાણવું.

( સૂર્ય અને લગ્ન ઉપરથી રાત્રે ઇષ્ટકાલ લાવવાનું ઉ૦

સૂર્ય રાશ્યાદિ ૩–૧૩–૪૪–૧૬ માં ૬ રાશિ જોડવાથી ૯–૧૩–૪૪–૧૬ થયા, તેમાં અયનાંશા ઉમેરતાં ૧૦–૬–૫૮–૩૩ થયા, હવે

---

૧—અયનાંશાના રીત—જ્યો૦ ક૦ આવૃત્તિ પેહેલી પૃ. ૧૧૬ માં આપેલીછે,

૨—સ્પષ્ટ સૂર્યને લગ્ન ઉપરથી ઇષ્ટઘટી લાવવા માટે સંપૂર્ણ રીત જ્યો૦ ક૦ આવૃત્તિ પેહેલી પૃ. ૧૧૮ માં બતાવેલી છે. તે જોવી,

પછીની બાકીની દરેક રીત દિવસના ઇષ્ટકાલની માફકજ કરવાથી રાત્રિનો ઇષ્ટકાલ આવે છે.

लग्नार्कौ यदि चैकभेंऽशविवरा त्स्वीयोदयघ्नाद्वीय-
त्र्याप्तिः काल इनात्तनु र्यदि तनुः सूर्योदया त्प्रागसौ ।
कुंडेऽभः परिपूरिते सुघटिका मर्धोदयास्ते न्यसे-
त्स्तुत्वाऽग्नित्रय वायुगा न शुभदा पूर्णाग्नि पंच स्वथ ॥ ३७ ॥

अन्वय—लग्नार्कौ यदि एकभे ( चेत्–तदा ) अंशविवरात् स्वीयोदयघ्नात् वियत्त्र्याप्तिः कालः स्यात् यदि तनुः इनात् तनुः चेत्–असौ सूर्योदयात् प्राक् ( स्यात् ) अर्धोदयास्ते अंभः परिपूरिते कुंडे सुघटिकाम् स्तुत्वा न्यसेत् (सा) अग्नि त्रय वा युगाः सुभदा न अथ पूर्णा आग्निपंचसु न शुभदा स्यात् ॥ ३७ ॥

अन्वयार्थ—लग्नार्कौ લગ્ન અને સૂર્ય, यदि જો, एकभे ( चेत् तदा ) એક રાશિમાં હોય તો, अंशविवरात् તેઓના અંશનું અંતર, स्वीयोदयघ्नात् પોતાના ઉદયમાનને ગુણવાથી, वियत्त्र्याप्तिः જે ૩૦ પ્રાપ્ત ફલ તે कालः ઇષ્ટકાલ स्यात् હોય यदि જો तनुः લગ્ન, इनात् સૂર્યથી, तनुः चेत् ઓછું હોય તો, असौ આ ઇષ્ટકાલ, सूर्योदयात् સૂર્યોદયથી प्राक् પહેલો, (स्यात् થાય) अर्धोदयास्ते અર્ધ ઉદયને અર્ધ અસ્ત થતી વખતે, अंभः परिपूरिते જલથી ભરેલા, कुंडे કુંડમાં, सुघटिकाम् સારા ઘટી યંત્રને, स्तुत्वा સ્તુતિ કરીને न्यसेत् મુકવો, ( सा ) તે ઘટી, अग्नित्रय वायुगाः અગ્નિકોણથી ત્રણ અને વાયવ્યકોણમાં જાય તો, शुभदः न શુભ નહિ अथ ત્યારપછી, पूर्णा ભરેલી ઘટી, अग्निपंचसु આગ્નેયાદિ પાંચ દિશામાં ડુબે તો न शुभदा स्यात् શુભ ફળ આપતા ન હોય, ॥૩૭॥

॥ લગ્નને સૂર્ય, એકરાશિ ઉપર હોય ત્યારે ઇષ્ટઘટી લાવવાની રીત ॥

૩૭ ભાવાર્થ—લગ્નને સૂર્ય એક રાશિ ઉપર હોય તો તેઓના અંશાદિકનું અંતર કરવું, એટલે વધારે અંશાદિકમાંથી થોડા અંશાદિક કહાડી નાંખવા, અને તે પોતાની રાશિના ઉદયમાનની પલોથી ગુણી ૩૦ વડે ભાગી ઘટ્યાદિ જે ફલ લાવવાં, તે ઇષ્ટઘટી થાય છે, પરંતુ જો સૂર્યના અંશાદિકથી લગ્નના અંશાદિક ઓછા હોય તો તે આવેલી ઇષ્ટઘટી, તે દિવસના સૂર્યોદય પહેલાંની છે, એમ જાણવું,

અને લગ્નના અંશાદિકથી સૂર્યના અંશાદિક ઓછા હોય તો સૂર્યોદય પછીની ઈષ્ટઘટી છે, એમ સમજવું,

( સૂર્યને લગ્ન, એકરાશિમાં હોય ત્યારે ઈષ્ટઘટી કરવાનું ઉ૦ )

સૂર્ય, રાશ્યાદિ ૩–૮–૭–૪૫ છે, અને લગ્નના રાશ્યાદિ ૩–૭–૫–૪૨ છે, એ બેઉના અંશાદિનું અંતર કરતાં ૧–૨–૩ અંશાદિ રહ્યા તેને લગ્નની રાશિ ૩ ના ઉદયમાનની પલો ૩૩૭ થી ગુણ્યા, તો ૩૭૭–૬૭૪–૧૦૧૧ થયા, તેને ૬૦ થી ચડાવતાં, ૩૪૮–૩૦–૫૧ આવ્યા, હવે ઉપલા ફ્લને ૩૦ થી ભાગતાં લબ્ધિ ૧૧ પલ આવી, એમાં સૂર્યથી લગ્નના અંશ ઓછા છે, માટે આવેલી ૧૧ પલોને ૬૦ ઘટીમાંથી બાદ કરતાં સૂર્યોદય પહેલાંની ઇષ્ટઘટી ૫૯–૪૯ થઇ, અને સૂર્યના રાશ્યાદિથી લગ્નના રાશ્યાદિ વધારે હોય તો ૩૦ થી ભાગતાં આવેલી સૂર્યોદય પછીની પલો જાણવી, તેને ૬૦ થી ભાગી ઘટીઓ કરવી, તે ઇષ્ટઘટી થાય છે,

॥ મુહૂર્તનો સમય જોવા માટે ઘટીયંત્ર સ્થાપન કરવાની રીત ॥

ઘટી એવી લેવી કે, પુરેપુરી ૬૦ પલો થતાં એટલે ૧ ઘડીએ તેના નીચેના છિદ્રમાં પાણી ભરાવાથી પાણીમાં ડુબી જાય, એવા બનાવેલા ઘટીયંત્રને સવારમાં પૂર્વતરફ સૂર્યને જોતાં જ્યારે સૂર્યનો અરધો ભાગ આપડા દેખવામાં આવે, અથવા સંધ્યાકાલે પશ્ચિમ દિશા તરફ જોતાં અરધો સૂર્ય આથમી ચુકયો હોય તે વખતે પાણીના ભરેલા એક મોટા વાસણના મધ્યભાગમાં [1]ઘટીયંત્ર મુકવો,

॥ ઘટીયંત્ર મુકવાથી થતું ફ્લ ॥

પાણીમાં ઘટીયંત્ર મુકી તુરત તે ઘટીને તપાસવી, કે તે ઘટી કઈ દિશા તરફ જાય છે, પ્રથમ અગ્નિ, દક્ષિણ, નૈરૂત્ય, અને વાયવ્ય એ ચાર દિશાઓથી ગમે તે દિશામાં ફરતી ફરતી જાય તો તે અશુભ જાણવું, અને તે શિવાયની દિશાઓમાં જાય તો શુભ ફ્લ જાણવું, અથવા જ્યાં મુકી હોય, ત્યાં આગલજ સ્થિર રહે તો પણ શુભ સમજવું,

---

૧—ઘટી બનાવવાના શ્લોકો માટે જ્યો૦ ક૦ આવૃત્તિ પેહેલી પત્ર ૪૦ થી ૪૨ જુઓ,

**॥ ઘટીયંત્ર પહેલી વખત પાણીમાં ડુબવાથી થતું ફલ ॥**

ઘટી અગ્નિખુણાથી, પાંચ દિશાઓમાં ભરાઇને ડુબે તો તેનું ફલ અશુભ જાણવું, બાકીની દિશાઓમાં અથવા મધ્યમાં ભરાઇને ડુબે તો તેનું ફલ શુભ સમજવું, એ પ્રમાણે શરૂઆતમાં ઘટીની સ્તુતિ કરી પછી ઘટી મુકવી, ત્યારે પ્રથમ ઘટી ડુબે ત્યારેજ ફલ જોવું, તે પછી ગમે તેટલી વાર ઘટી મુકવાથી કે ડુબવાથી કંઇ પણ ફલ જોવું નહિં, જેટલી ઘડીપલે લગ્નનું મુહૂર્ત આવ્યું હોય, તેટલી ઘટીપલ કયે વખતે થશે, તે જાણવા માટે વારંવાર ઘટીયંત્ર, ઘડીએ ઘટીએ મુકવો, અને તેની નોંધ લેવી, જેટલી ઘટીની આપણને જરૂર હોય, તેટલી વખત તે ઘટીયંત્ર, સૂર્યના અર્ધઉદય વખતથી કે સૂર્યના અર્ધ અસ્ત વખતથી મુકવો.

**यंत्राणां मुख्यरूपासि ब्रह्मणा निर्मिते घटि ।**
**दंपत्योः शुभकालाप्तिहेतवे भव शोभने ( ८९ )**

**અર્થ**—બ્રહ્માએ બનાવેલી ઘટિ, તું દરેક યંત્રોમાં મુખ્ય છે, માટે આ સ્રીપુરૂષને શુભફલ આપનાર થજે, ( ૮૯ )

**गोधूलं पदजादिके शुभकरं पंचांगशुद्धौ रवे-**
**रर्द्धास्ता त्परपूर्व तो र्ध घटिकं तत्रेंदुमष्टारिगम् ।**
**सोग्रांगं कुजमष्टमं गुरुयमाहः पातमर्कक्रमं**
**जह्याद्विप्रमुखे ऽतिसंकट इदं स यौवनाद्ये क्वचित् ॥ ३८ ॥**

**अन्वय—पंचांगशुद्धौ गोधूलम् पदजादिके शुभकरम् रवेः अर्द्धास्तात् परपूर्वतः अर्धघटिकम् ( गोधूलम् स्यात् ) तत्र अष्टारिगम् इन्दुम् सोग्रांगम् अष्टमम् कुजम् गुरुयमाहः पातम् अर्कक्रमम् जह्यात् यौवनाद्ये अतिसंकटे क्वचित् विप्र मुखे इदम् सत् ॥ ३८ ॥**

**अन्वयार्थ—पंचांगशुद्धौ** પંચાંગની શુદ્ધિમાં, **गोधूलम्** ગોધૂલલગ્ન, **पदजादिके** શુદ્રાદિક નીચ જાતિને **शुभकरम्** શુભ કરનાર છે, **रवेः** સૂર્યના, **अर्धास्तात्** અર્ધાસ્ત થયાથી, **परपूर्वतः** પછી અને પહેલાં, **अर्धघटिकम्** અડધી ઘટી, **( गोधूलं स्यात् )** ગોધૂલ થાય છે, **तत्र अष्टारिगम्** ૮-૬ રહેલા **इन्दुम्** ચંદ્રમાને, **सोग्रांगम्** પાપગ્રહો સહિત લગ્નને, **अष्टमम्** આઠમે રહેલા, **कुजम्** મંગલને, **गुरुयमाहः** ગુરૂને શનિવારને, **पातम्** ક્રાંતિ સામ્યને, **अर्कक्र-**

**मम्** સૂર્યની સંક્રાંતિને, **जह्यात्** ત્યાગ કરવી, **यौवनाद्ये** કન્યાની યુવાવસ્થા વિગેરે, **अतिसंकटे** અતિ સંકટ વખતે, **क्वचित्** કોઈક વખત **विप्रमुखे** બ્રાહ્મણાદિકને, **इदम्** આ ગોધૂલલગ્ન, **सत्** શુભ છે, ॥ ૩૮ ॥

॥ ગોધૂલિક મુહૂર્ત. ॥

સંધ્યાકાલે અડધો સૂર્ય અસ્ત થાય, તેની પહેલી, ૧૫ અને પછીની, ૧૫–પલો એમ અડધી ઘટીનું ગોધૂલ[1] લગ્ન જાણવું, તે લગ્ન શૂદ્રાદિક હીનવર્ણ માટે શુભ છે, તેમાં ફક્ત પંચાંગશુદ્ધિ જોવી, તે વખતની લગ્નશુદ્ધિમાં ૬–૮ મા સ્થાનમાં ચંદ્રમા, લગ્નમાં પાપગ્રહ ૮ મે મંગલ, તેમજ ગુરૂ અને શનિવાર મહાપાત, સૂર્યસંક્રાંતિનો દિવસ, એ સર્વે દોષોનો ગોધૂલલગ્નમાં ત્યાગ કરવો. ગુરૂવાર નહિં લેવાનું કારણ એ છે જે, તે દિવસે સૂર્યાસ્ત પહેલાં યામાર્દ્ધયોગ હોય છે, ને સૂર્યાસ્ત પછી યમઘંટ યોગ હોય છે, તેમજ શનિવારે અસ્ત પહેલાં અને અસ્ત પછી, કુલિકયોગ હોય છે, જેથી ગુરૂ, અને શનિ લેવા નહિ, બ્રાહ્મણાદિક ત્રણે વર્ણો માટે ગોધૂલલગ્ન અશુભ છે, પરંતુ કન્યાકાલ વિતી જતો હોય, અને બીજું શુભમુહૂર્ત, ને લગ્નશુદ્ધિ બરાબર આવતી ન હોય, એવા સંકટસમયે ગોધૂલિકમુહૂર્ત શુભ જાણવું,

---

૧—સૂર્ય અર્ધો અસ્ત થાય, તેની પહેલી ૧૫–પલ, અને અર્ધો અસ્ત પછીની ૧૫–પલ, એ અર્ધઘટીના ગોધૂલિક લગ્નની શરૂઆત કયારથી થાય, અને તે પુરી કયારે થાય, તે જાણવા માટે, દિનમાનની ઘટ્યાદિકમાંથી ૧૫–પલ, બાદ કરતાં, જેટલી ઘટ્યાદિક આવે, તેટલી ઘટયાદિક પછી ગોધૂલિક લગ્નની શરૂઆત થાય, અને દિનમાનમાં ૧૫–પલ, ઉમેરતાં, જેટલી ઘટ્યાદિક થાય, તેટલી ઘટીપલે ગોધૂલિકલગ્ન પુરૂં થાય, એમ જાણવું. કારણ કે-સૂર્યાર્દ્ધ બિંબોદયાતથી, દિનમાનની શરૂઆત થાય છે, અને અર્ધસૂર્યાસ્ત સમયે દિનમાન પુરો થાય છે, એટલે દિનમાન જેટલો લખ્યો હોય, તેટલી ઘટી–પલ, અર્ધસૂર્યના ઉગવાની શરૂઆતથી, અર્ધસૂર્યના અસ્તસુધીની, તે દિનમાનની ઘટીપલ છે, એમ જાણવું,

કલ્પિત ઉ૦—દિનમાન ઘટી ૨૮–૪૫ છે, તેમાંથી ૧૫ પલ બાદ કરતાં ઘટયાદિ ૨૮ ને ૩૦ રહે છે, જેથી ૨૮ ઘડીને ૩૦ પલ, પછીથી ગોધૂલિક લગ્ન શરૂ થાય, અને દિનમાનમાં ૧૫–પલ, ઉમેરતાં ઘટી ૨૯ થાય છે, જેથી ૨૯ ઘટીએ ગોધૂલિકલગ્નની સમાપ્તિ સમજવી, અથવા ઘટી ૨૮–૩૦ પલે, ગોધૂલિકલગ્નની શરૂઆત થાય છે, તેમાં અર્ધી ઘટી એટલે ૩૦–પલ, ઉમેરવાથી પણ ૨૯–ઘટી થાય છે, જેથી તે વખતે ગોધૂલિકલગ્નની સમાપ્તિ જાણવી.

( ગોધૂલિક લગ્ન ને, તેમાં તજવાની બાબતો. )

मु-चिं०-नास्यामृक्षं न तिथिकरणं नैव लग्नस्य चिंता
नो वा वारो न च लवविधि र्नो मुहूर्तस्य चर्चा ।
नो वा योगो न मृतिभवनं नैव जामित्रदोषो
गोधूलिः सा मुनिभिरुदिता सर्व कार्येषु शस्ता (९०)

अस्तं याते गुरुदिवसे सौरे सार्के लग्ना न्मृत्यौ रिपुभवने लग्ने चेंदौ ।
कन्या नाश स्तनुमदमृत्युस्थे भौमे वोढु र्लाभे घन सहजे चंद्रे सौख्यम् ॥

અર્થ—જે મુહુર્તમાં તિથિ, વાર, નક્ષત્ર, યોગ કરણ, લગ્ન, નવમાંશ વિગેરેનો શુભાશુભ વિચાર કંઈ પણ નથી, તેમજ અષ્ટમસ્થાન, અને જામિત્ર દોષ પણ નથી, એવા ગોધૂલિકલગ્નને, મુનિઓએ બધા કામમા શુભ કહ્યુ છે, (૯૦)

ગુરૂવારે—સૂર્યાસ્ત સમયે, શનિવારે સૂર્યાસ્ત પહેલાં, ગોધૂલિક લગ્ન શુભ છે, ગોધૂલિક લગ્નથી ૬-૮ સ્થાનો, અને લગ્નમાં ચંદ્ર હોય તો કન્યાનો નાશ થાય છે, ૧-૭-૮ સ્થાનોમાં મંગલ હોય તો વરનો નાશ થાય છે, અને ૨-૩-૧૧ આ સ્થાનોમાં ચંદ્ર હોવાથી સર્વ સુખ મલે છે, ( ૯૧ )

( ગોધૂલિક લગ્નની શ્રેષ્ટતા )

भागुरिः-गोपै र्यष्ट्याहतानां खुरपुटदलिता याति धूलि र्दिनांते
सोद्वाहे सुंदरीणां विविधधनसुतारोग्यसौभाग्यदात्री ।
तस्मिन् काले न ऋक्षं न च तिथिकरणं नैव लग्नं न योगाः
ख्याताः पुंसां सुखार्थं शमयति दुरितान्युत्थितं गोरजस्तु(९२)

અર્થ—સાંજની વખતે સીમાડામાંથી જે વખતે ઢોરાં ગામમાં પેસે, તે વખતને ગોરજ સમય કહે છે, એટલે તે વખતે લગ્ન કરવાથી, સ્ત્રિયોને સંતતિ, આયુષ્ય, અને આરોગ્યતા મલે છે, તે સમયે લગ્ન, તિથિ, નક્ષત્ર, યોગ, કરણ, વિગેરેની જરૂર રહેતી નથી, પરન્તુ ગાયોના પગથી ઉડેલી ધૂળથી શુદ્ધિ થાય છે, ( ૯૨ )

ज्यो.-कमलाजिनौ सुरभि पादरजोभि र्निचितेऽम्बरे यदि पराचलमूर्धौ ।
रवि रेति लोकजननीजनकौ स्यादिति तत्प्रजासु न हि तज्जविरोधः

અર્થ—સૂર્યના અસ્ત વખતે અને વગડામાંથી ગાયો ઘેર આવવાની વખતે ભગવાને લક્ષ્મીજી સાથે લગ્ન કર્યું છે, જેથી તેમનાથી ઉત્પન્ન થયેલી આ પ્રજામાં પણ તે લગ્ન અનિંદ્ય ( શ્રેષ્ઠ ) છે, ( ૯૩ )

( ખડ્ગ-વિવાહ ).

मु०-ग०-चंद्रपंचांगसंशुद्धौ सौम्यायनविवाहभे
राज्ञो गोधूलिके लग्ने खड्गोद्वाहः प्रशस्यते ( ९४ )

અર્થ—ચંદ્રબલ-અને પંચાંગશુદ્ધિમાં, વિવાહના નક્ષત્રોમાં, ઉત્તરાયણમાં, અને ગોધૂલિક લગ્ન વખતે-રાજાને, ખડ્ગ સાથે વિવાહ કરવો શુભ છે, ( ૯૪ )

ना-सं०-प्राच्यानां च कलिंगानां मुख्यं गोधूलिकं स्मृतम् ।
अभिजित् सर्वदेशेषु मुख्यं दोषविनाशकृत् ( ९५ )

અર્થ—પૂર્વદિશાના દેશોમાં, અને કલિંગદેશમાં, ગોધૂલિકલગ્ન મુખ્ય છે. બધા દેશોમાં-અભિજીતમુહૂર્ત, મુખ્ય અને દોષોને નાશ કરનાર છે,[1] ( ૯૫ )

( અભિજીતમુહૂર્ત ).

मध्यं दिनगते भानौ सकलं दोषसंचयं ।
करोति दोषमभिजि तूलराशि मिवानलः ( ९६ )

અર્થ—સૂર્ય જે વખતે મધ્યાન્હકાલે ( બપોરના ૧૨-વાગે ) આવે, તે વખતને અભિજીત-મુહૂર્ત કહે છે, તે મુહૂર્ત જેમ અગ્નિ-કપાસના ઢગલાને બારે છે, તે પ્રમાણે બધા દોષોનો નાશ કરે છે, ( ૯૬ )

वेदी प्राक्प्रवणा चतुर्वरकरा हस्तोच्छ्रिताऽग्र्यस्य दो-
र्जादे र्द्वित्रियुगांगुलै रपचिता सोक्ता बहि र्वामतः ।
यस्यांगं यदृर्क्षोऽगिनो गदितभे कुर्यादिहैंदो र्बलं
नालोक्यं तु विवाहत स्त्वयरिनवाह्नि प्राङ्कुर्यादिदम् ॥ ३९॥

अन्वय—प्राक्प्रवणा चतुर्वरकरा हस्तोच्छ्रिता अग्र्यस्य वेदी दोर्जादेः द्वित्रियुगांगुलैः अपचिता सा बहिः वामतः प्रोक्ता

१—मु०-प्र०-માં ગાંધર્વવિવાહ, અને વૈશ્યના વિવાહમાં ગોધૂલિકલગ્ન લીધેલું છે,

**यस्य यत् अंगम् अदः अंगिनः गदितभे कुर्यात् इह इंदोः बलम् न आलोक्यम् विवाहतः प्राक् त्र्यरिनवाह्नि इदम् न कुर्यात् ॥ ३९ ॥**

**अन्वयार्थ—प्राक्प्रवणा** પૂર્વ તરફ નમતી, **चतुर्वरकरा** વરના ૪ હાથ જેટલી, **हस्तोच्छ्रिता** એક હાથ ઉંચી, **अग्र्यस्य** બ્રાહ્મણને, **वेदी** વેદી કરવી, **क्षोर्जादेः** ક્ષત્રિયાદિકને **द्वित्रियुगांगुलैः** ૨–૩–૪–આંગલથી, **अपचिता** ઓછી, **सा** વેદી, **बहिः** ઘરની બહાર, **वामतः** ડાબી બાજુએ, **प्रोक्ता** કહેલી છે, **यस्य** જે કર્મનું, **यत्** જે, **अंगम्** અંગ, **अदः** એ કર્મ, **अंगिनः** મુખ્ય કર્મના, **गदितभे** કહેલા નક્ષત્રોમાં, **कुर्यात्** કરવું, **इह** અહિં, **इंदोः** ચંદ્રમાનું, **बलम्** બલ, **न आलोक्यम्** ન જોવું, **विवाहतः** વિવાહથી, **प्राक्** પહેલાં, **त्र्यरिन-वान्हि** ૩–૬–ને–૯–દિવસે, **इदम्** વિવાહનું અંગીભુત કાર્ય, **न कुर्यात्** ન કરવું, ॥ ૩૯ ॥

## ॥ વિવાહની વેદી કરવાની રીત ॥

**૩૯ ભાવાર્થ**—વરના ચાર હાથ જેટલી લાંબીને, પહોળી, પૂર્વ દિશા તરફ જરા નીચી, અને ઘરની ડાબી બાજુએ, એવી બ્રાહ્મણના માટે ચતુરસ્ર વેદી કરવી, તે વેદી, લંબાઈ, પહોળાઇને ઉંચાઈમાં, બ્રાહ્મણની વેદીના પ્રમાણ કરતાં, ક્ષત્રિએ, ૨ આંગલ, વૈશ્યે ૩ આંગલ–અને શૂદ્રે ૪ આંગલ–ઓછી કરવી[1],

જે જે મોટા કામના અંગીભુત–નાનાં કામો[2] કરવાં હોય, તે કામો મોટા કામમાં–જે નક્ષત્રાદિ કહ્યાં છે, તે નક્ષત્રાદિકમાં કરવાં, અને તે નાના કામોમાં–ચંદ્રબલ જોવાની બીલકુલ જરૂર નથી, અને વિવાહના અંગે–નાનાં નાનાં જે કામો કરવાં હોય–તે વિવાહના દિવસથી–પહેલાં–૩–૬–કે–૯ મા દિવસમાં કરવાં નહિ, પણ તે શિવાયના દિવસમાં કરવાં,

---

૧—**स्वल्पावकाशनिलये हीनमानं समाश्रयेत् ।**

ઘરના આગલ જગ્યાનો સંકોચ હોય તો ઉપર બતાવેલા માપથી ઓછો માપ લેઇને પણ વેદીકા કરી શકાય છે. તેમજ વરના હાથનો માપ લેવાને કહેલું છે. છતાં જગ્યાના સંકોચમાં કન્યાના હાથનો પણ માપ લેઈ શકાય છે,

૨—ઘઉં વિગેરે અનાજનું–દરાવવું, ખંડાવવું, લીંપવું, ચુનો, રંગ, ધ્વજા, વિગેરેથી ઘરને શણગારવું. ચંદરવા વિગેરેનું બાંધવું, લાડુ–પાપડ–ચટની–અથાંણું–વિગેરે બનાવવું, જવારા વાવવા, મંડપ અને વેદિકાનું બનાવવું,

(વેદીનું પ્રમાણ-અને મંડપ વિસર્જનની દિનશુદ્ધિ).

**मु०-चिं०-हस्तोच्छ्राया वेदहस्तैः समंता तुल्या वेदी सद्मनो वामभागे युग्मे घस्रे षष्ठहीने च पंच सप्ताहे स्यान्मंडपोद्वासनं सत् (९७)**

અર્થ—એક હાથ ઉંચી-અને ચારે તરફ-ચાર હાથ સમાન-એવી ઓટલી ઘરની ડાબી બાજુએ કરવી, લગ્ન થયા પછી-છઠ્ઠા દિન શિવાયના સમદિનોમાં-અને પાંચમે તથા સાતમે દિવસે મંડપનું વિસર્જન કરવું શ્રેષ્ઠછે,(૯૭)

(મંડપમાં સ્તંભપ્રતિષ્ઠા (થાંભલી ડાટવા વિષે).

**सूर्यंगना सिंहघटेषु शैवे स्तंभोऽलिकोदंडमृगेषु वायौ।**
**मीनाजकुंभे निर्ऋतौ विवाहे स्थाप्योऽग्निकोणे वृषयुग्मकर्के (९८)**

અર્થ—સિંહ, કન્યા, તુલા, રાશિનો સૂર્ય હોય તો-ઈશાન કોણમાં, વૃશ્ચિક, ધન, મકરનો હોય તો, વાયવ્યકોણમાં, કુંભ, મીન, ને મેષનો હોય તો-નૈરૃત્ય-કોણમાં, અને વૃષભ, મિથુન, કર્કનો સૂર્ય હોય તો-અગ્નિકોણમાં-વિવાહમંડપમાં સ્તંભસ્થાપના કરવી, (૯૮)

(હાથના પ્રમાણની સમજ).

**मार्कंडेयः—परमाणुः परं सूक्ष्मं त्रसरेणु महीरजः।**
**वालाग्रं चैव लिक्षा च यूका चाथ यवोदरम् (९९)**
**क्रमादष्टगुणानाहु र्यवानामष्टतोंगुलम्।**
**षडंगुलं पदं तच्च वितस्ति र्द्विपदं स्मृता (१००)**
**द्विवितस्ती तथा हस्तो मार्कंडेयमुनीरितः।**
**कर्तु र्दक्षिणहस्तस्य मध्यमांगुलिपर्वणः (१०१)**

અર્થ—પરમાણું અત્યંત-સૂક્ષ્મ હોય છે, પૃથ્વી નારજઃકણને ત્રસરેણુ, વાળના અગ્રભાગને લિક્ષા, આઠ લીક્ષાની એક યુકા-ને આઠ યુકાનો એકયવ થાય છે-ને-આઠ યવોને-અંગુલ, ૬-અંગુલને પદ, બે પદને-વિતસ્તિ, અને બે વિતસ્તી (બે વેંત-)ને એક હાથ કહે છે, એ પ્રમાણે જમણા હાથની મધ્યમા (ત્રીજી) આંગળી સુધી માપ લેવાનું માર્કંડેય મુનિ કહે છે, (૯૯-૧૦૦-૧૦૧)

---

૧—**पीयूषधारा**-માં વિશેષ બાબત કહેલી છે કે-મંડપમાં-૧૬-હાથનો માપ વધારે સારો, ૧૨-હાથનો મધ્યમ, અને ૮-હાથનો કનિષ્ટ છે, તે હાથનો માપ-જનોઇમાં-બટુક, વિવાહમાં-કન્યા, તેમજ બીજા શુભકામોમાં-યજમાનના હાથનો લેવો,

लग्नादष्टिदिनांततः सममुनीष्वंकद्युषूर्ध्वं त्वयु-
ग्घस्रे मास्यपि हायने शरमिता दूर्षात्परं स्वेच्छया।
वैफामार्गसिते जगुः श्रुतियुगोद्वाहर्क्षचित्राश्विनी-
ज्यर्क्षै श्वानवमंदिरे निशि वधूसंवेशमंगे स्थिरे ॥ ४० ॥

**अन्वय—लग्नात् अष्टिदिनान्ततः सममुनीष्वंकद्युषु ऊर्ध्वम् तु अयुग्घस्रे मासि हायने अपि शरमितात् वर्षात् परं स्वेच्छया वैफामार्गसिते श्रुतियुगोद्वाहर्क्षचित्राश्विनीज्यर्क्षैः अनवमंदिरे स्थिरे अंगे निशि वधूसंवेशम् जगुः ॥ ४० ॥**

**अन्वयार्थ—लग्नात्** વિવાહ પછી, **अष्टिदिनान्ततः** ૧૬ દિવસની વચમાં **सममुनीष्वंकद्युषु** એકી દિવસોમાં, ૭-૫-૯ એ દિવસોમાં, **ऊर्ध्वम्** તે ઉપરાંતના **अयुग्घस्रे** એકી દિવસે, **मासि** એકી માસમાં, **हायने अपि** એકી વર્ષમાં પણ, **शरमितात् वर्षात् परम्** પાંચ વર્ષની પછી, **स्वेच्छया** પોતાની ઈચ્છા હોય ત્યારે, **वैफामार्गसिते** વૈશાખ, ફાગણ, માર્ગશીર્ષ, એ માસોના શુક્લપક્ષમાં **श्रुतियुग** શ્રવણ, ને ધનિષ્ઠા, **उद्वाहर्क्ष** વિવાહનાં નક્ષત્રો, **चित्रा** ચિત્રા, **अश्विनी** અશ્વિની, **इज्यर्क्षैः** પુષ્ય એ નક્ષત્રોમાં, **अनवमंदिरे** જુના ઘરમાં, **स्थिरे अंगे** સ્થિર લગ્નમાં, **निशि** રાત્રે, **वधूसंवेशम्** વધૂપ્રવેશ, **जगुः** કહે છે, ॥ ૪૦ ॥

॥ વધૂપ્રવેશ મુહૂર્ત ॥

**૪૦ ભાવાર્થ**—લગ્ન થયા પછી–૧૬ દિવસની અંદરના કોઇ પણ એકી દિવસોમાં–અને એકી દિવસોમાંના–૫–૭–ને–૯ મા દિવસોમાં–કન્યાને પહેલાં સાસરે મોકલવી શુભ છે, જો ૧૬ દિવસ પછી–કન્યા સાસરે જાય તો એકી દિવસોમાં–અને એક માસ પછી જાય તો એકી માસોમાં–તે માસોમાં એકી દિવસની જરૂર નથી, તેમજ ૧ વર્ષ પછી–૫, વર્ષની અંદર–પહેલાં સાસરે જાય તો એકી વર્ષમાં જવું, તે વખતે એકી માસ કે એકી દિવસ જોવાની જરૂર નથી, પાંચ વર્ષો વિતી જાય–ને તે પછી સાસરે જવાનો પ્રસંગ આવે તો–પોતાની ઇચ્છા હોય તે વખતે જવું, તે વખતે ઉપલી બાબતો જોવાની કંઇ જરૂર નથી–પણ તેને માટે નીચે પ્રમાણે મુહૂર્ત જોઇને જવું,

માગશીર, ફાગણ, વૈશાખ, એ માસો, અજવાળીયું, અશ્વિની, પુષ્ય, ચિત્રા, શ્રવણ, ધનિષ્ઠા, વિવાહનાં નક્ષત્રો, રાત્રિએ, અને સ્થિર

લગ્નમાં, સાસરે જવું શુભ છે, કન્યાએ નવા કરેલા ઘરમાં–પહેલાં જવું નહિં,

**नारदः—आरभ्योद्वाहदिवसा त्षष्ठे वा प्यष्टमे दिने ।**
**वधूप्रवेशः संपत्त्यै दशमेऽथ समे दिने ( १०२ )**

**અર્થ**—વિવાહના દિવસથી આરંભીને-બેકી દિવસોમાં, નવીન પરણેલી સ્ત્રીએ-પહેલવહેલો, સ્વામીના ઘરમાં પ્રવેશ કરવો, તેમાં પણ-૬-૮-૧૦-એ દિવસોમાં પ્રવેશ કરે તો સંપત્તિ પ્રાપ્ત થાય છે, ( ૧૦૨ )

**संग्रहे—विवाहमारभ्य वधूप्रवेशो युग्मे दिने षोडशवासरांतः ।**
**ऊर्ध्वं ततोऽब्देऽयुजि पंचमांतं पुनः परस्तान्नियमो न चास्ति (१०३)**

**અર્થ**—વિવાહથી આરંભીને ૧૬-દિવસની અંદરના બેકી દિવસોમાં પ્રવેશ કરવાનો કહ્યો છે, તે ઉપરાંત દિવસો થયા હોય તો- એકી વર્ષોમાં જવું. એ નિયમ પાંચ વર્ષ સુધી જાણવો, ત્યાર પછી બેકી વર્ષોમાં જવાને હરકત નથી, ( ૧૦૩ )

**धर्मशास्त्रे—समे वर्षे समे मासे यदि नारी गृहं व्रजेत् ।**
**आयुष्यं हरते भर्तुः सा नारी मरणं व्रजेत् ( १०४ )**

**અર્થ**—લગ્ન થયા પછી-પાંચ વર્ષની અંદર-બેકી વર્ષ-અને બેકી માસમાં, સ્ત્રી પરણ્યા પછી સાસરે જાય તો, પોતાના સ્વામીનું આયુષ્ય નાશ કરે છે, અને પોતે મરણ પામે છે, ( ૧૦૪ )

**व्यवहारतत्वे- पौष्णात्कभाच्च श्रवणाच्च युग्मे हस्तत्रये मूलमघोत्तरासु ।**
**पुष्ये च मैत्रे च वधूप्रवेशो रिक्तेतरे व्यर्ककुजे च शस्तः (१०५)**

**અર્થ**--૪-૯-૧૪-શિવાયની તિથિઓ, રવિને મંગલ શિવાયના વારો,[1] અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, ઉ-ફા, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, મૂલ, ઉ-ષા, શ્રવણ, ધનિષ્ઠા, ઉ-ભા, ને રેવતી, એ નક્ષત્રોમાં, વધૂપ્રવેશ-શુભ જાણવો, ( ૧૦૫ )

---

૧—**पीयूषधारा-टीका**—કેટલાક દેશોમાં-બુધ-અને શનિવાર-આ મુહૂર્તમાં લેતા નથી-તેનું કારણ-કેટલાક ઋષિઓ એમ બતાવે છે કે-તે બંને વાર-નપુંસક છે,

बादरायणः—स्वभवनपुरप्रवेशे देशानां विभ्रमे तथोद्वाहे ।
नूतनवध्वागमने प्रतिशुक्रो नैव दूषयति ( १०६ )

અર્થ—પોતાના ગામમાં પ્રવેશ કરવો, મુસાફરી, લગ્ન, અને નવીન પરણેલી સ્ત્રીના આવવામાં-સન્મુખ રહેલા-શુક્રનો દોષ નથી, ( ૧૦૬ )

ज्यो०र्वि—आदित्यदैत्यार्चितपादपुष्करौ हितौ तु नैत्यादिहहंसलीनगू ।
खगोपरागो हरिगो हरिप्रियो दीपोत्सवस्त्रीगृहवेशने हितः ( १०७ )

અર્થ—પરણ્યા પછી-દીપોત્સવી ( દીવાલી )ના સમયે સ્ત્રીને-પતિને ઘેર જતાં-ગુરુ-શુક્ર-અસ્તના હોય તો-તે દોષ ગણાતો નથી, તેમજ સિંહરાશિનો ગુરૂ હોય તો પણ-દોષ સમજવો નહિ, ( ૧૦૭ )

उद्वाहात्प्रथमे शुचौ यदि वसेद्भर्तुर्गृहे कन्यका
हन्या त्तज्जननीं क्षये निजतनुं ज्येष्ठे पतिज्येष्ठकम् ।
पौषे च श्वशुरं पतिं च मलिने चैत्रे स्वपित्रालये
तिष्ठंती पितरं निहंति न भयं तेषामभावे भवेत् ॥ ४१ ॥

अन्वय—उद्वाहात् प्रथमे शुचौ यदि कन्यका भर्तुः गृहे वसेत् ( चेत् ) तज्जननीम्-(हन्यात्) क्षये निजतनुम् ज्येष्ठे पतिज्येष्ठकम् पौषे श्वशुरम् च मालिने पतिम् हन्यात् च चैत्रे स्वपित्रालये तिष्ठन्ती पितरम् निहन्ति तेषाम् अभावे भयम् न भवेत् ॥ ४१ ॥

अन्वयार्थ—उद्वाहात् વિવાહ થયા પછી, प्रथमे પહેલા, शुचौ અષાડમાસમાં, यदि જો, कन्यका કન્યા, भर्तुः સ્વામીના, गृहे ઘરમાં, वसेत् ( चेत् ) રહે તો, तज्जननीम् પોતાની સાસુને, ( हन्यात् હણે છે, ) क्षये ક્ષય માસમાં, निजतनुम् પોતાના શરીરને, ज्येष्ठे જ્યેષ્ઠમાસમાં, पतिज्येष्ठकम् પોતાના જેઠને, पौषे પૌષમાસમાં, श्वशुरम् સાસરાને, च અને मालिने મલમાસમાં पतिम् સ્વામીને, हन्यात् નાશ કરે છે, च અને, चैत्रे ચૈત્રમ સમાં स्वपित्रालये પોતાના બાપના ઘેર, तिष्ठंती રહેતી, पितरम् બાપને, निहन्ति નાશ કરે છે तेषाम् તેઓના, अभावे અભાવમાં, भयम् ભય न भवेत् નથી, ॥ ૪૧ ॥

॥ વધૂપ્રવેશમાં માસનું ફલ ॥

૪૧ ભાવાર્થ—લગ્ન થયા પછી અષાડ માસમાં-કન્યા-પહેલાં પોતાના સ્વામીને ઘેર જાય તો પોતાની સાસુનો, ક્ષયમાસમાં

જાય તો પોતાનો, જ્યેષ્ઠમાં જાય તો પોતાના જેઠનો, પૌષમાં જાય તો સાસરાનો, અધિક માસમાં જાય તો સ્વામીનો નાશ કરે છે, અને પરણ્યા પછી સાસરે ગયા વિના-ચૈત્રમાસમાં જો કન્યા-પિતાને ત્યાં રહેતો પિતાનો નાશ કરે છે, પરંતુ ઉપલા માસોમાં-સ્વામીના ઘેર જવાથી જેનો જેનો નાશ થાય છે, તે તે માણસોની હયાતી ન હોય તો તે તે માસોમાં જવાની હરકત નથી તેમ બાકીના માસો તો સારાજ છે,

( બીજી વાર સાસરે જવાનું. મુ૦ )

मु०चिं०-चरेदथौजहायने घटालिमेषगे रवौ
रवीज्यशुद्धियोगतः शुभग्रहस्य वासरे ।
नृयुग्ममीनकन्यकातुलावृषे विलग्नके
द्विरागमं लघुध्रुवे चरेऽस्रपे मृदूडुभिः ( १०८ )

અર્થ—જન્મવર્ષથી આરંભીને વિષમ-( એકી ) વર્ષમાં, મેષ, વૃશ્ચિક, ને કુંભ-સંક્રાંતિઓમાં, શુભગ્રહના વારોમાં, લઘુ-ધ્રુવ-ચર-મૃદુ-સંજ્ઞાના નક્ષત્રો, અને મૂલનક્ષત્રમાં, વૃષભ, મિથુન, કન્યા, તુલા, અને મીનરાશિના લગ્નમાં, ગુરૂ શુક્રની શુદ્ધિમાં, પરણેલી કન્યાને, બીજી વાર સાસરે મોકલવી શુભ છે (૧૦૮)

( ત્રીજી વાર સાસરે જવાનું મુહૂર્ત ).

मु०म०-आदित्यहस्तेऽन्त्यमृगाश्विमैत्रे तथा श्रविष्ठा स्वपि वातपित्र्ये
वध्वा स्तृतीये गमने प्रशस्तं स्याद्योगिनीं शूलतमो विशुद्धौ (१०९ )

અર્થ—રવિવાર, અશ્વિની, મૃગશીર્ષ, મઘા, હસ્ત, સ્વાતી, અનુરાધા, શ્રવણ, અને રેવતી, એ નક્ષત્રો સ્ત્રીને ત્રીજી વખત સાસરે જવામાં શુભ છે, પરંતુ તે મુહૂર્તમાં યોગિની અને દિશાશૂલ જોવું, ( ૧૦૯ )

विवाहे गुरुशुद्धिश्च भृगुशुद्धि द्विरागमे ।
त्रिगमे राहुशुद्धिश्च चंद्रशुद्धिश्चतुर्गमे ( ११० )

અર્થ—કન્યાના વિવાહમાં-ગુરૂશુદ્ધિ, બીજીવખત સાસરે જતાં-શુક્રશુદ્ધિ, ત્રીજી વખત સાસરે જવામાં-રાહુશુદ્ધિ, અને ચોથી વખતે સાસરે જતાં-ચંદ્ર-શુદ્ધિ જોવાય છે, (૧૧૦)

शूद्रांत्येषु पुनर्भवा परिणयः प्रोक्तो विवाहोक्तभै
र्नालोक्यं तिथिमासवेधभृगुजेज्यास्तादि तत्रार्कभात् ।

त्रिव्यर्क्षेषु मृतिर्धनं मृतिमृती पुत्रा मृति दुर्भगं
श्रीरौन्नत्यमथो धृतीशकृततत्त्वर्क्षे ऽत्ययः साभिजित् ॥४२॥

अन्वय—शूद्रान्त्येषु पुनर्भवा परिणयः विवाहोक्तभैः प्रोक्तः तत्र तिथिमासवेधभृगुजेज्यास्तादि न आलोक्यम् अर्कभात् त्रित्र्यर्क्षेषु मृतिः धनम् मृतिमृती पुत्राः मृतिः दुर्भगम् श्रीः औन्नत्यम् अथो धृतीशकृततत्त्वर्क्षे साभिजित् अत्ययः ॥ ४२ ॥

अन्वयार्थ--शूद्रान्त्येषु શૂદ્ર અને અન્ત્ય જાતિમાં, पुनर्भवा પુનર્ભૂ परिणयः વિવાહ, विवाहोक्तभैः વિવાહમાં કહેલા નક્ષત્રોવડે प्रोक्तः કહેલો છે, तत्र તે પુનર્લગ્નમાં, तिथिमासवेधभृगुजेज्यास्तादि તિથિ, માસ, વેધ, શુક્ર, અને ગુરૂનો અસ્ત વિગેરે, न आलोक्यम् ન જોવું, अर्कभात् સૂર્યના નક્ષત્રથી, त्रित्र्यर्क्षेषु ત્રણ ત્રણ નક્ષત્રોમાં અનુક્રમે, मृतिः મરણ, धनम् ધન, मृतिमृती મરણ-મરણ, पुत्राः પુત્ર, मृतिः મરણ, दुर्भगम् રોગી, श्रीः લક્ષ્મી, औन्नत्यम् ઉન્નતિ થાય, अथो હવે, धृतीशकृततत्त्वर्क्षे ૧૮-૧૧-૪-૨૫ એ નક્ષત્રોમાં, साभिजित् અભિજીત સાથે ગણતાં, अत्ययः નાશ થાય છે ॥૪૨॥

॥ પુનર્વિવાહનું મુહૂર્ત. ॥

૪૨ ભાવાર્થ—શૂદ્રો-અને ધોબી મોચી વિગેરે-હલકી વર્ણે વિવાહમાં કહેલા નક્ષત્રોમાં પુનર્વિવાહ-( નાતરૂં ) કરવું, તે પુનર્વિવાહમાં-માસ-તિથિ-વેધ-ગુરૂ શુક્રનો અસ્ત-વિગેરે બાબતો જોવાની જરૂર નથી,

॥ તેમાં જોવાતો બ્રહ્મપટ ॥

સૂર્યના મહાનક્ષત્રથી-દિનનક્ષત્ર સુધી-અભિજીત શિવાય ગણતાં-પહેલા ત્રણ નક્ષત્રોમાં મરણ-બીજામાં ધનલાભ-ત્રીજા, ચોથામાં મરણ-પાંચમામાં પુત્રલાભ-છઠ્ઠામાં મરણ-સાતમામાં સ્ત્રીના ગુપ્તભાગમાં બિગાડો-આઠમામાં ધન-અને નવમામાં ચઢતી થાય છે,

॥ રૂદ્રપટશુદ્ધિ ॥

સૂર્યના નક્ષત્રથી-અભિજીત સાથે દિવસના નક્ષત્ર સુધી ગણતાં ૪-૧૧-૧૮-૨૫ એ નક્ષત્રો આવે તો મૃત્યુ થાય, બાકીનાં નક્ષત્રો શુભ જાણવાં, પુનર્વિવાહમાં બ્રહ્મપટને રૂદ્રપટ-બંનેમાં શુભનક્ષત્ર આવે ત્યારે પુનર્વિવાહ કરવો,

## ॥ લગ્નમાં દોષો ન લેવા બાબત. ॥

उत्पातान्महपातदग्धतिथिभि र्दुष्टांश्च योगांस्तथा
चंद्रेज्योशनसामथास्तमयनं तिथ्याः क्षयर्द्धी तथा ।
गंडातं च सविष्टि संक्रमदिनं तन्वंशपास्तंतथा
तन्वंशेशविधूनथाष्टरिपुगा न्पापस्य वर्गास्तथा ( १११ )
सेंदुक्रूरखगोदयांशमुदयास्ताशुद्धिचंडायुधान्
खार्जूरं दशयोगयोगसहितं जामित्रलत्ताव्यधम् ।
बाणोपग्रहपापकर्तरि तथा तिथ्यृक्षवारोत्थितं
दुष्टं योग मथार्धयामकुलिकाद्यान्वारदोषा नपि ( ११२ )
क्रूराक्रांतविमुक्तभं ग्रहणभं यत्क्रूरगंतव्यभं
त्रेधोत्पातहतं च केतुहतभं संध्योदितं भं तथा ।
तद्वच्चग्रहभिन्नयुद्धगतभं सर्वानिमा न्संत्यजे-
दुद्वाहे शुभकर्मसु ग्रहकृतान् लग्नस्य दोषा नपि ( ११३ )

**અર્થ**—ઉત્પાત, મહાપાત, દગ્ધાદિતિથિ, દુષ્ટયોગ, ચંદ્ર, ગુરૂ, શુક્રના અસ્તની તિથિ, અને ઘડી, ક્ષય અને વૃદ્ધિતિથિ, ત્રણ પ્રકારનો ગંડાંત, ભદ્રા-સંક્રાંતિ, દિનલગ્ન, અને નવમાંશના સ્વામીનો અસ્ત, ચંદ્ર ૬–૮–સ્થાનોમાં અથવા પાપગ્રહના વર્ગમાં હોય, પાપગ્રહોસહિત ચંદ્ર, લગ્નનો સ્વામી, નવ-માંશનો સ્વામી, ઉદય અસ્તની શુદ્ધિ, ચંડાયુધ, ખાર્જૂર, વ્યાઘાત આદિ દોષો, દશદોષો, યુતિદોષ, જામિત્ર, લતા, વેધ, બાણપંચક, ઉપગ્રહ, કર્તરી, અને તિથિ, વાર, નક્ષત્રથી થયેલો દુષ્ટયોગ, વારવેલા દોષ, કુલિક, અને વારદોષ, આ બધા દોષો વિવાહાદિ શુભકાર્યોમાં લેવા નહિ, જે નક્ષત્ર પાપગ્રહોથી યુક્ત, અથવા પાપગ્રહોએ ભોગવેલું હોય, સૂર્ય–ચંદ્રના ગ્રહણનું નક્ષત્ર, જેમાં પાપગ્રહ જવાનો છે એવું નક્ષત્ર, ત્રણ ઉત્પાત નક્ષત્રો, કેતુના ઉદયનું નક્ષત્ર, સૂર્યાસ્તનું વખતે બેસતુ–નક્ષત્ર, સૂર્ય નક્ષત્રથી ચૌદમું નક્ષત્ર, ગ્રહોથી ભેદ પામેલું અને ગ્રહોના યુદ્ધનું નક્ષત્ર, લગ્નસંબંધી દોષો, આ બધા દોષો–વિવાહાદિ શુભકાર્યમાં અવશ્ય લેવા નહિં, ( ૧૧૧–૧૧૨–૧૧૩ )

भुक्तायैव सुता सुपोषितनरो दद्याच्च सावित्रिका-
मारब्धोत्सवके यदा जनिमृती स्यातां स्वगोत्रे क्वचित् ।

सांगं तं विदधीत वाजमपरेऽस्मादारभे त्पूर्वतो
यज्ञोद्वाहनचौलमौंजिकमहःसु स्वर्गदिक्त्रित्रिषु ॥ ४३ ॥

अन्वय—उपोषितनरः भुक्ताय एव सुताम् च सावित्रिकाम् दद्यात् यदा आरब्धोत्सवके स्वगोत्रे क्वचित् जनिमृती स्याताम् तदा सांगम् तम् विदधीत अपरे वाजम् अस्मात् यज्ञोद्वाहनचौलमौं-जिकम् स्वर्गदिक्त्रित्रिषु अहःसु आरभेत् ॥ ४३ ॥

**अन्वयार्थ—उपोषितनरः** ઉપવાસ કરેલા પુરૂષે, **भुक्ताय एव** જમેલા-નેજ, **सुताम्** કન્યાને, **च** અને **सावित्रिकाम्** ગાયત્રીને, **दद्यात्** આપવી, **यदा** જ્યારે, **आरब्धोत्सवके** આરંભ કરી ચૂકેલા માંગલિક કામમાં, એવા, **स्वगोत्रे** પોતાના ગોત્રમાં, **क्वचित्** કોઈ ઠેકાણે, **जनिमृती** જન્મ-મરણ, **स्याताम्** થાય, **तदा** ત્યારે **सांगम्** પરિપૂર્ણ, **तम्** તે કર્મને, **विदधीत** કરવું, **अपरे**,બીજા ગોત્રવાલાઓએ **वाजम्** રસોઇ કરવી, **अस्मात्** યજ્ઞાદીના નિશ્ચય દિવસ પહેલું, **यज्ञोद्वाहनचौलमौंजिकम्** યજ્ઞ, વિવાહ, ચૌલ, જનોઇ, વિગેરે કર્મો **स्वर्गदिक्-त्रित्रिषु** ૨૧–૧૦–૩–૩–એ, **अहःसु** દિવસોમાં **आरभेत्** આરંભવું, ॥ ૪૩ ॥

॥ લગ્નસંબંધી કેટલોક શાસ્ત્રાર્થ. ॥

**૪૩ ભાવાર્થ**—કન્યાદાન આપનારે ઉપવાસ કરી જમેલા વરને કન્યાદાન આપવું. તેજ પ્રમાણે જનોઇ દેતી વખતે-ગાયત્રીમંત્રનો ઉપદેશ આપનાર ગુરૂએ જમેલા બટુકને ગાયત્રીમંત્ર આપવો, કોઈ પણ શુભકાર્યોમાં ગણપતિનું સ્થાપન ( કાર્યનો આરંભ ) થયા પછી પોતાના નજીકના ગોત્ર (પિતૃઓ )માં કોઇને ત્યાં જન્મનું કે મરણનું સુતક આવ્યું હોય તો પણ જે શુભકાર્યનો આરંભ કર્યો હોય, તે કાર્ય વિધિપ્રમાણે સંપૂર્ણ કરવું, પરંતુ જમવાની રસોઇ પર-ગોત્રિએ કરવી,

॥ કાર્યના આરંભ કરવાના દિવસો ॥

યજ્ઞનું કામ યજ્ઞના મુહૂર્ત પહેલાં ૨૧ દિવસથી આરંભવું, તેજ પ્રમાણે વિવાહનો આરંભ ૧૦ દિવસ પહેલાં, મુંડન અને જનોઈનો આરંભ ૩ દિવસો પહેલાં કરવો,

नोश्राद्धं क्षयदर्शनैत्यकमधीतिं शीतलाप्स्वाप्लुतिं
सीमासिंध्वतिपात मेककुलजाः सव्यातिपातं क्वचित् ।
उत्थापावधि मंडपस्य सशरागान्होर्विषष्ठे समे-
न्ह्युत्थाप्यो न गृहोद्वहौ सहजयो स्तुल्यक्रियाब्दांततः ॥४४॥

अन्वय—क्षयदर्शनैत्यकम् श्राद्धम् अधीतिम् शीतलाप्सु आप्लुतिम् सीमासिंध्वतिपातम् सव्यातिपातम् एककुलजाः मंडपस्य उत्थापावधि क्वचित् नो कुर्युः सः शरागान्होः विषष्ठे समेऽन्हि उत्थाप्यः अब्दांततः सहजयोः तुल्यक्रिया गृहोद्वहौ न ॥ ४४ ॥

अन्वयार्थ—क्षयदर्शनैत्यकम् श्राद्धम् ક્ષયશ્રાદ્ધ, અમાસનું શ્રાદ્ધ, નિત્યશ્રાદ્ધ, अधीतिम् અભ્યાસ, शीतलाप्सु ઠંડા પાણીમાં, आप्लुतिम् નહાવું, सीमासिंध्वतिपातम् સીમાડો અને નદીનું ઉલ્લંઘન, सव्यातिपातम् અપસવ્ય, एककुलजा એક કુલમાં ઉત્પન્ન થયેલાઓએ, मंडपस्य માંડવાને उत्थापावधि ઉઠાવતા સુધીમાં, क्वचित् કોઈ વખત, नो कुर्युः ન કરવાં, सः માંડવો, शरागान्होः પાંચમે અને સાતમા દિવસે, विषष्ठे ૬ થી રહિત, समेन्हि એકી દિવસે, उत्थाप्यः ઉપાડવો, अब्दान्ततः એક વર્ષની અંદર, सहजयोः એક ઉદરથી ઉત્પન્ન થયેલાને, तुल्यक्रिया સરખી ક્રિયા, गृहोद्वहौ અને તે બંનેનું એક ઘેર લગ્ન न ન કરવું, ॥ ४४ ॥

॥ જ્યાં સુધી મંડપનું ઉત્થાપન કર્યું ( માંડવો વધાવ્યો ) ન હોય
ત્યાં સુધી એક કુલમાં ઉત્પન્ન થયેલા પિતૃઓએ
ન કરવાનાં કામો બાબત. ॥

૪૪ ભાવાર્થ—ગુજરી ગયેલા કોઇ પણ પિતૃનું માસિકશ્રાદ્ધ, તેમજ અમાસે થતું ( દર્શ ) શ્રાદ્ધ, નિત્યશ્રાદ્ધ, ( નિત્યતર્પણ ), અભ્યાસ કરવો ટાઢા પાણીથી ન્હાવું, સીમાડાનું ઓળંઘવું, મોટી મુસાફરી, સમુદ્રની મુસાફરી, તેમજ જેમાં મોટી સિંધુ જેવી નદીઓ ઓળંઘાતી હોય, તેવી મુસાફરી, અપસવ્ય, ( કંઇ પણ મરેલા પિતૃનું શ્રાદ્ધકર્મ ) એ સર્વે બાબતો જ્યાં સુધી મંડપ ઉત્થાપન કર્યું ન હોય, ત્યાંસુધી વરકન્યાના દરેક પિતૃઓએ પણ કરવી નહિં,

## ॥ મંડપનું ઉત્થાપન. ॥

વિવાહના દિવસ પછી છઠ્ઠા શિવાયના એકી દિવસોમાં, અને પાંચમે કે સાતમા દિવસે મંડપનું ઉત્થાપન કરવું, અને વિવાહ પછીના એક વર્ષમાં, એક માતાના ઉદરથી જન્મેલા, બે ભાઈઓનો કે બે બ્હેનોનો એકજ ઘરમાં વિવાહ કરવો નહિં, તેમજ એક વર્ષમાં-મુંડન કે જનોઈ પણ દેવી નહિં, આ વર્ષ ચૈત્રમાસથી લેવાનું છે,

उद्वाहव्रतचूडके ऽब्ददलतत्खंडं तिलै स्तर्पणं
श्राद्धं पिंडयुतं महालयगयापित्र्यं विना नाचरेत् ।
पूर्वं सप्तपदीविधे रधिगते दोषे वरे वा मृते
देयाऽन्यत्र विवाहितापि च बलाद्या विद्धयोनि र्न चेत् ॥४५॥

अन्वय—उद्वाहव्रतचूडके अब्ददलतत्खंडं महालयगयापित्र्यम् विना तिलैः तर्पणम् पिंडयुतम् श्राद्धम् न आचरेत् सप्तपदीविधेः पूर्वम् दोषे अधिगते वा वरे मृते ( सति ) ( च ) बलात् विवाहिता अपि या विद्धयोनिः न चेत् अन्यत्र देया ॥ ४५ ॥

अन्वयार्थ—उद्वाहव्रतचूडके લગ્ન, જનોઈ, અને ચૌલકર્મમાં अब्ददलतत्खंडम् ૧ વર્ષ-૬ માસ, અને ૩ માસ સુધી, महालयगयापित्र्यम् विना મહાલયશ્રાદ્ધ-ગયાશ્રાદ્ધ-ને માતાપિતાના શ્રાદ્ધવિના तिलैः તલવડે, तर्पणम् તર્પણ; पिंडयुतम् પિંડયુક્ત, श्राद्धम् શ્રાદ્ધ, न आचरेत् ન કરવું, सप्तपदीविधेः पूर्वम् સપ્તપદી કર્યા પહેલાં, दोषे દોષ, अधिगते જણાયો હોય, वा અથવા, वरे વર मृते ( सति ) મરણ પામ્યો હોય તો, ( च અને ) बलात् બલાત્કારથી, विवाहिता अपि પરણાવેલી હોય તોપણ, या જે સ્ત્રી, विद्धयोनिः વિદ્ધયોનિ, न चेत् ન થઇ હોય તો, अन्यत्र બીજાને, देया આપવી ॥૪૫॥

**૪૫ ભાવાર્થ**—વિવાહ, જનોઇને, મુંડન, એ ત્રણ કામો કર્યા પછી અનુક્રમે ૧ વર્ષ ૬ માસ, ને ૩ માસ, સુધી તલ લેઇને તર્પણ કરવું નહિં, પિણ્ડ મુકવા જેવું શ્રાદ્ધ કરવું નહિં, પરંતુ દર વર્ષે ભાદરવા વદી ( શ્રાદ્ધપક્ષ )માં આવતું પિતૃશ્રાદ્ધ, ગયાજીમાં થતું શ્રાદ્ધ, અને માતાપિતાનું ક્ષયિક (સંવત્સરી) શ્રાદ્ધ, કરવામાં દોષ નથી,

સપ્તપદીનો, વિધિ થતા પહેલાં, વરમાં કોઇ પણ જાતનો મોટો દોષ[1] જણાતો હોય, અથવા તેનું મરણ થાય તો તે કન્યાને બીજા વર સાથે પરણાવવી, તેમજ બલાત્કારથી કન્યાની સાથે લગ્ન કરવામાં આવ્યું હોય તો જ્યાં સુધી તે કન્યાને વરે ભોગવી ન હોય ત્યાં સુધી તે કન્યા બીજા વર સાથે પરણાવી શકાય છે,

अस्त्रीकैः कुशहेमरौप्यरचिता ताम्री च विप्रादिभि-
भार्या वा निखिलैः सुवर्णरचिता धर्माय धार्या बुधैः ।
मंदारार्कदिनेऽबुपाग्निफणिभं भद्रातिथिश्चे दिहो-
द्भूता सा विषकन्यकापि तनुगौ सौम्यौ रिपुक्षेत्रगौ ॥ ४६ ॥
एकः क्रूर इहोद्भवाप्यथतनौ सौरी रविः पुत्रगो
धर्मस्थो धरणीसुतो यमपरो योगोऽपि तज्जाविषम् ।
मूलाद्यात्रिपदोद्भवा श्वशुरमश्लांत्यत्रये तत्स्त्रियं
ज्येष्ठांत्ये पतिपूर्वजं द्विपचतुर्थे देवरं हंति च ॥ ४७ ॥

अन्वय—अस्त्रीकैः विप्रादिभिः कुशहेमरौप्यरचिता च ताम्री वा निखिलैः बुधैः सुवर्णरचिता भार्या धर्माय धार्या, मन्दारार्कदिने अंबुपाग्निफाणिभम् च भद्रा तिथिः चेत् इह उद्भूता सा विषकन्यका, रिपुक्षेत्रगौ सौम्यौ तनुगौ चेत् अपि ( विषकन्यका ) ॥ ४६ ॥

—एकः क्रूरः ( रिपुक्षेत्रगः तनुगः ) इह उद्भवा अपि अथ तनौ सौरिः रविः पुत्रगः धरणीसुतः धर्मस्थः अयम् अपरः योगः

---

१—कारिकानिबंधे-अंधोमूकः क्रियाहीनश्चापस्मारी नपुंसकः ।
दूरस्थः पतितः कुष्ठी दीर्घरोगी वरो न सत्
मूर्खनिर्धन दूरस्थ शूरमोक्षाभिलाषिणाम् ।
त्रिगुणाधिकवर्षाणां न देया जातु कन्यका

અર્થ—આંધળો, મુંગો, ક્રિયાહીન, અપસ્મારક ( ફેફરૂં ) રોગવાળો, નપુંસક, દૂર દેશાવર રહેતો હોય, ભ્રષ્ટ થઇ ગયેલો હોય, કુષ્ટરોગવાળો ( કોઢીઓ ) લાંબા વખતનો રોગી, મૂર્ખ, દરિદ્રી, લડાક, વૈરાગી, અને ત્રણ ઘણા અધિક વર્ષવાળો હોય, તો તેવા પુરૂષને કન્યા આપવી નહિં,

**तज्जाविषम् (ज्ञेया) मूलाद्यत्रिपदोद्भवा श्वशुरम्, अहांत्यत्रये तत्स्त्रियम्, ज्येष्ठान्त्ये पतिपूर्वजम् च द्विपचतुर्थे देवरम् हन्ति॥४७॥**

**अन्वयार्थ—अस्त्रीकैः** સ્ત્રી-વિનાના, **विप्रादिभिः** બ્રાહ્મણાદિ વર્ણોએ **कुश** દર્ભ, **हेम** સોનું, **रौप्यरचिता** રૂપાની બનાવેલી, **च** અને, **ताम्री** તાંબાની **वा** અથવા, **निखिलैः** બ્રાહ્મણાદિ વર્ણોએ, **सुवर्णरचिता** સોનાની બનાવેલી **भार्या**, સ્ત્રી, **बुधैः** વિદ્વાનોએ, **धर्माय** ધર્મકાર્ય કરવા માટે, **धार्या** ધારણ કરવી, **मन्दारार्कदिने** શનિ, મંગલ ને રવિવારે, **अंबुप** શતભિષા, **अग्नि** કૃત્તિકા, **फणिभम्** આશ્લેષા નક્ષત્ર હોય, **च** અને, **भद्रातिथिः** ભદ્રાતિથિ હોય, **चेत्** તો, **इह** એ યોગોમાં, **उद्भूता** ઉત્પન્ન થયેલી, **सा** તે **विषकन्यका** વિષકન્યા જાણવી, **रिपुक्षेत्रगौ** શત્રુના ઘરમાં ગયેલા, **सौम्यौ** બે શુભગ્રહો, **तनुगौ** લગ્નમાં હોય, **चेत्** તો, **अपि** પણ, ( **विषकन्यका** ) વિષકન્યાયોગ જાણવો, ॥ ૪૬ ॥

—**एकः** એક, **क्रूरः** ક્રૂર ગ્રહ, ( **रिपुक्षेत्रग? तनुगः** ) શત્રુની રાશિને પામેલો ગ્રહ લગ્નમાં હોય તો, **इह** એ યોગમાં, **उद्भवा** ઉત્પન્ન થયેલી, **अपि** પણ વિષકન્યા જાણવી, **अथ** હવે, **तनौ** લગ્નમાં, **सौरिः** શનિ, **रविः** સૂર્ય **पुत्रगः** પાંચમે હોય, **धरणीसुतः** મંગલ, **धर्मस्थः** નવમે હોય તો, **अयम्** એ, **अपरः** બીજો, **योगः** યોગ છે, **तज्जा** તેમાં ઉત્પન્ન થયેલી, **विषम्** વિષકન્યા, ( **ज्ञेया** ) જાણવી, **मूलाद्यत्रिपदोद्भवा** મૂલના આદિ ત્રણ ચરણમાં ઉત્પન્ન થયેલી, **श्वशुरम्** સાસરાને, **अहांत्यत्रये** અશ્લેષાના છેલ્લા ત્રણ ચરણમાં જન્મેલી, **तत्स्त्रियम्** સાસુને, **ज्येष्ठान्त्ये** જ્યેષ્ઠાના છેલ્લા ચરણમાં, **पतिपूर्वजम्** જેઠને, **च** અને, **द्विपचतुर्थे** વિશાખાના ચોથા ચરણમાં જન્મેલી, **देवरम्** દીયરને, **हन्ति** નાશ કરે છે, ॥ ૪૭ ॥

**૪૬-૪૭ ભાવાર્થ**—વિવાહ વિગેરે દરેક ધર્મકાર્યોનો વિધિ-સ્ત્રી સાથેજ કરવાનો શાસ્ત્રમાં કહેલો છે, પરંતુ જેને સ્ત્રી ન હોય, એવા પુરૂષના હાથે તે કાર્ય કરવાનું હોય ત્યારે, બ્રાહ્મણાદિ વર્ણે અનુક્રમે, દર્ભ, સોનું, રૂપું, તાંબુ, એ ચાર જાતની સ્ત્રીયો કરી પોતાની પાસે રાખી તે ધર્મકાર્ય કરવું, અથવા બ્રાહ્મણાદિ દરેક વર્ણે સોનાની સ્ત્રી કરીને પણ પાસે રાખી ધર્મકાર્ય કરી શકાય છે,

॥ વિષકન્યાયોગો ॥

૧—૨, ૭, ૧૨, એમાંની કોઈ પણ તિથિ, સૂર્ય, મંગલ, કે શનિ, એમાંનો કોઈ પણ વાર, કૃત્તિકા, આશ્લેષા, ને શતભિષા,

એમાંનું કોઈ પણ નક્ષત્ર, એ પ્રમાણે તિથિ, વાર, અને નક્ષત્ર, એ-માંનો કોઇ પણ તિથિ, વાર, ને નક્ષત્ર, સાથે હોય, ને છોકરીનો જન્મ થયો હોય તો,

૨—બે શુભગ્રહો જન્મલગ્નમાં પોતાની શત્રુની રાશિના થઈને બેઠા હોય તો,

૩—એક પાપગ્રહ શત્રુની રાશિનો થઇ, લગ્નમાં બેઠો હોય તો,

૪—લગ્નમાં શનિ, પાંચમે સૂર્ય, અને નવમે મંગલ, એ પ્રમાણે, ત્રણ સ્થાનોમાં કહેલા, ત્રણ ગ્રહો હોય તો, આ ચાર પ્રકારે વિષકન્યાનો યોગ જાણવો, એવા યોગમાં જન્મેલી કન્યા સાથે લગ્ન કરવું નહિં, કારણ કે તે સ્વામીનું મરણ કરે છે,

॥ મૂલાદિ નક્ષત્રોમાં જન્મેલી કન્યાથી થતું અશુભ ફલ. ॥

મૂલ નક્ષત્રના પહેલા ત્રણ ચરણોમાં, જન્મેલી કન્યા સાસરાને, અને આશ્લેષાના છેલ્લા ત્રણ ચરણમાં જન્મેલી કન્યા સાસુને, જ્યેષ્ઠાના છેલ્લા ચરણમાં, જન્મેલી કન્યા જેઠને, અને વિશાખાના ચોથા ચરણમાં, જન્મેલી કન્યા દીયરને, મરણ કરનારી થાય છે, તે નક્ષત્રના કહેલા ચરણો શિવાયના બીજા ચરણો દોષવાલા જાણવા નહિં,

एवं ना युवते रभाव इह नो दोषो नु रेतत्फलं
मौंज्यूर्ध्वं न वदंति केचिदपि पैत्र्याद्ये फलं मूलवत् ।
नोद्वाहौ सहजातयो ह्यृतुषु नोद्वाहाद्व्रतं नो पुमु–
द्वाहा त्त्र्युद्वहनं न मंगलविधे र्मुंडं त्रिशुभ्येषु न ॥ ४८ ॥

अन्वय—एवम् ना युवतेः ( हन्ति ) इह अभावे नो दोषः नुः मौंज्यूर्ध्वम् एतत् फलम् न वदन्ति केचित् पैत्राद्ये अपि मूलवत्-फलम् सहजातयोः त्र्यृतुषु उद्वाहौ न उद्वाहात् व्रतम् नो पुमुद्वाहात् त्र्युद्वहनम् नो मंगलविधेः मुंडम् न एषु त्रिशुभी न ॥ ४८ ॥

**अन्वयार्थ—एवम्** એ પ્રમાણે, **ना** પુરૂષ, **युवतेः** કન્યાના સંબંધીયોને (**हन्ति**) નાશ કરે છે. **इह** એમાં **अभावे** તેઓનો અભાવ હોય તો, **नो दोषः** દોષ નથી, **नुः** પુરૂષને, **मौंज्यूर्ध्वम्** મૌંજીબંધન થયા પછી, **एतत् फलम्**

એ ફલ, **न वदन्ति** કહેતા નથી, **केचित्** કેટલાક આચાર્યો, **वैत्राद्ये** મઘાના પહેલા ચરણમાં, **अपि** પણ, **मूलवत्** મૂલ નક્ષત્રની માફક, **फलम्** ફલ કહે છે, **सहजातयोः** એક ઉદરથી ઉત્પન્ન થયેલાંને, **त्र्यृतुषु** ત્રણ ૠતુ સુધી, **उद्वाहौ** લગ્ન, **न** ન કરવું, **उद्वाहात्** વિવાહ પછી, **व्रतम्** વ્રતબંધ, **नो** ન કરવું, **पुमुद्वाहात्** પુરુષનું લગ્ન થયા પછી, **कन्युद्वहनम्** કન્યાનું લગ્ન **नो** ન કરવું, **मंगलविधेः** લગ્ન થયા પછી, **मुंडम्** ચૌલ, **न** ન કરવું, **एषु** એ ત્રણ ૠતુ સુધીમાં **त्रिशुभी** ત્રણ શુભ કાર્યો, **न** ન કરવાં, ॥ ૪૮ ॥

૪૮ ભાવાર્થ—જેમ ઉપલા નક્ષત્રોમાં જન્મેલી કન્યા, વર તરફના સગાંનો નાશ કરે છે, તેજ પ્રમાણે તે નક્ષત્રોમાં વરનો જન્મ થયો હોય તો કન્યા તરફના તે તે સગાંનો નાશ કરે છે. તેમાં જેઠને દીયરના ઠેકાણે, મોટો અને નાનો સાળો લેવો, આ પ્રમાણે પુરૂષને માટે આ ગ્રંથકારનો વિશેષ મત છે, અને કેટલાક વિદ્વાનો જનોઈ દીધા પહેલાજ પુરૂષને તે ફલ કહે છે, અને શૂદ્રને જનોઈ દેવાનો અધિકાર ન હોવાથી હુમ્મેશાં ફલ આપે છે, પરંતુ જેને સાસુ સસરો વિગેરે ન હોય, તો તેને નક્ષત્રોથી થતા દોષો સમજવા નહિં, મૂલ નક્ષત્રના પહેલા ત્રણ ચરણોમાં સાસરાને જેમ મારતા થાય છે, તેમ મઘાના પહેલા ચરણનું પણ તેજ ફલ જાણવું, બે ભાઈઓ, બે બ્હેનો, અથવા ભાઇબ્હેન, અને બ્હેનભાઇ, જેઓ એક માતાથી જન્મેલાં છે, તેઓમાંના એકનું લગ્ન થયા પછી, બીજા ૬ માસ સુધી, બીજા ભાઈનું કે બ્હેનનું લગ્ન કરવું નહિં, તેમજ એકનું લગ્ન ગયા પછી, ૬ માસ સુધી, બીજા ભાઈને જનોઇ પણ દેવી નહિં, તેમજ મુંડન પણ કરાવવું નહિં,

**नो ज्येष्ठाल्लघु कालरुद्धत ऋते कात्यायनो मुंडनं**
**चौलं प्राह न मेखले त्युभयतः कार्या विवाहादियम् ।**
**भेदे ऽब्दस्य च संकटे वितनुयात्पूर्वोदितं मंगलं**
**वेदाहांतरिते दिनव्यवहिते नद्या नगेनापि वा ॥ ४९ ॥**

**अन्वय—ज्येष्ठात् कालरुद्धतः ऋते लघु नो कात्यायनः मुंडनम् चौलम् प्राह मेखला न इति विवाहात् उभयतः इयम् कार्या**

**( इति प्राह ) संकटे अब्दस्य भेदे च वेदाहान्तरिते दिनव्यवहिते वा नद्या नगेन ( व्यवहिते ) पूर्वोदितम् मंगलम् वितनुयात् ॥ ४९ ॥**

**अन्वयार्थ—ज्येष्ठात्** મોટું મંગલકાર્ય થયા પછી, **कालरुद्धतः ऋते** ગર્ભાધાનાદિ જેવા કામવિના, **लघु** નાનું મંગલકાર્ય **नो** ન કરવું, **कात्यायनः** કાત્યાયનઋષિ **मुंडनम्** મુંડનને, **चौलम्** ચૌલ, **प्राह** કહે છે, **मेखला न** વ્રતબંધ કહેતા નથી, **इति** એ પ્રકારે, **विवाहात्** વિવાહથી, **उभयतः** આગલ પાછળ, **इयम्** મૌંજી ( વ્રતબંધ ), **कार्या** કરવી, ( **इति प्राह** ) એ પ્રમાણે કહે છે, **संकटे** સંકટ હોય તો, **अब्दस्य भेदे** વર્ષ બદલાતું હોય તો, **च** અને **वेदाहान्तरिते** ૪ દિવસના વ્યવધાનમાં, **दिनव्यवहिते** ૧ દિવસના અંતરમાં **वा** અથવા, **नद्या** નદીવડે **नगेन** પર્વતવડે, ( **व्यवहिते** ) વ્યવધાન હોય તો, **पूर्वोदितम्** પ્રથમ કહેલું, **मंगलम्** મંગલકાર્ય, **वितनुयात्** કરવું, ॥ ૪૯ ॥

**૪૯ ભાવાર્થ**—એક મોટું શુભ કામ કર્યા પછી, બીજાં નાનાં શુભ કામો, ૬ માસ સુધી કરવાં નહિં, પરંતુ ગર્ભાધાનાદિ સંસ્કારો ૬ માસની અંદર કરવા માટે દોષ નથી, કાત્યાયનમુનિ ચૌલને મુંડન કહે છે, વ્રતબંધ કહેતા નથી, તેમના મતથી વિવાહ પહેલાં ૬ માસ અને પછી ૬ માસ બાદ કરી શકાય છે, પરંતુ ૬ માસ સુધી રહી શકાતું ન હોય, અને કરવાની આવશ્યકતા હોય, એવા સંકટ વખતે વર્ષના ઉતર્યા[1] પછી કરવામાં દોષ નથી, તેથી પણ વિશેષ જરૂર હોય તો ચાર દિવસ ગયા પછી–તેમ પણ બનતું ન હોય તો ૧ દિવસ પછી, અને તેમ પણ ન બને તો એકજ દિવસમાં–નદીના જુદા જુદા કિનારા ઉપર બે કાર્યો સાથે કરવાં, અથવા પર્વતની આગલ પાછલ બે કામો કરવાં,

**च्यवनः—आदौ चौलं ततो मौंजी विवाहश्च शुभप्रदः ।**
**मातृभेदे बुधैरुक्तो मातुरैक्ये न कर्हिचित् ( ११४ )**

**અર્થ**—પહેલાં ચૌલ, પછી જનોઈ, અને ત્યાર પછી વિવાહ કરવાથી શુભ ફલ મળે છે, માતા જુદી હોય તો બે બાલકોને સાથે, વિવાહાદિ સંસ્કારો થઈ શકે છે, એક હોય તો, સાથે કદાપિ થઈ શકતું નથી, ( ૧૧૪ )

૧—અહિં આગલ ચૈત્રમાસથી બેસતું વર્ષ જાણવું, એટલે એક મંગલકાર્ય, ચૈત્ર મહિનાના પહેલાં માઘ, અગર ફાગણ, જેવા કોઈ પણ માસમાં થયું હોય, અને બીજું શુભકાર્ય ચૈત્રમહિનામાં કરવું હોય તો તે થઇ શકે છે,

( નાનાં અને મોટાં શુભ કામો )

सारसमुच्चये–चूडाकेशांतसीमंतविवाहोपनयान् बुधाः ।
गुरुमंगलमित्याहु स्तदन्यल्लघु मंगलम् ( ११५ )

**અર્થ**—વિદ્વાનો, મુંડન, કેશાન્ત, વિવાહ, અને જનોઇને મોટાં શુભકાર્ય કહે છે, તે શિવાયનાં કાર્યોને નાનાં શુભકાર્ય કહે છે, ( ૧૧૫ )

एकाहेपि जनाश्रयांतर इहेदं तारतम्याद्बुधै–
योज्यं नो यमयो र्निषिद्धमनयो रेकत्र कार्यं जगुः ।
नैकस्मै दुहितृद्वयं सहजयो र्नैकोद्भवे कन्यके
दद्यादुद्वहनं मिथो न तनुयात्कुर्यादसंपद्यदः ॥ ५० ॥

अन्वय––एकाहे अपि जनाश्रयान्तरे ( कुर्यात् ) इह इदम् बुधैः तारतम्यात् योज्यम् यमयोः नो निषिद्धम् अनयोः एकत्र कार्यम् जगुः एकस्मै दुहितृद्वयम् नो दद्यात् सहजयोः एकोद्भवे कन्यके न मिथः उद्वहनम् न तनुयात् अदः असंपदि कुर्यात् ॥५०॥

**अन्वयार्थ**—एकाहे अपि એક દિવસમાં પણ, जनाश्रयान्तरे મંડપ જુદો હોય તો ( कुर्यात् કરવું ), इह એમાં, इदम् વર્ણાદિ બાબત, बुधैः વિદ્વાનોએ, तारतम्यात् બરોબર ચતુરાઇથી, योज्यम् જોડવું, यमयोः સાથે જન્મેલાઓને, नो निषिद्धम् નિષિદ્ધ નથી, अनयोः સાથે જન્મેલાઓને, एकत्र એકજ ઠેકાણે, कार्यम् કાર્ય, जगुः કહે છે, एकस्मै એક વરને, दुहितृद्वयम् બે છોકરીઓ, नो दद्यात् આપવી નહિં, सहजयोः સહોદર બે ભાઇઓને, एकोद्भवे એકજ ઉદરથી જન્મેલી, कन्यके બે કન્યાઓ, न ન આપવી, मिथः પરસ્પર, उद्वहनम् વિવાહ, न तनुयात् ન કરવો, अदः આ સર્વ, असंपदि સંકટના સમયમાં, कुर्यात् કરવું, ॥ ૫૦ ॥

૫૦ **ભાવાર્થ**—નદીનું અંતર કે પર્વતનું અંતર પણ બની શકતું ન હોય તો, તે સહોદરોના કાર્યના મંડપો જુદા જુદા કરવા, જો સહોદર સાથે ( જોડીલાં ) જન્મેલાં હોય તો ઉપર કહેલા દોષોમાંથી કોઇ પણ દોષ તેઓને લાગુ પડતો નથી, એક વરને સગી બે બ્હેનો પરણાવવી નહિં, તેમજ સહોદર ભાઇઓને સહોદરી બે બ્હેનો પરણાવવી નહિં, કે એકબીજાની પરસ્પર કન્યા લેવી ને દેવી કે જેને

આટું કહે છે, તે પણ કરવું નહિં, પરંતુ સંકટ હોય, કન્યાને વર ન મલતો હોય, તેમજ વરને કન્યા ન મલતી હોય, તો તેવા પ્રસંગે કરવામાં હરકત નથી,

नोद्वाहं सति निश्चयेपि जगदुः पित्रोः सपित्रोः स्त्रियाः
सूनो र्भ्रातु रनूढितस्वसुरसू त्क्रांतौ पितृव्यस्य च ।
अन्ये स्वान्वयजात्ययेऽपि जनकांबास्त्रीसुतान्यात्यये-
ऽब्दार्द्धार्द्धार्द्धदलांतरे विदधते हेरंबशांत्या क्वचित् ॥ ५१ ॥

अन्वय—निश्चये सति अपि सपित्रोः पित्रोः स्त्रियाः सूनोः भ्रातुः अनूढितस्वसुः च पितृव्यस्य असूत्क्रान्तौ उद्वाहम् न जगदुः अन्ये स्वान्वयजात्यये अपि जनकांबास्त्रीसुतान्यात्यये अब्दार्द्धार्द्धार्द्धदलांतरे क्वचित् हेरंबशान्त्या विदधते ॥ ५१ ॥

अन्वयार्थ—**निश्चये** નિશ્ચય, **सति अपि** છતાં પણ, **सपित्रोः** માતાના અને પિતાના માબાપ સાથે, **पित्रोः** માબાપનું, **स्त्रियाः** સ્ત્રીનું, **सूनोः** પુત્રનું, **भ्रातुः** ભાઈનું, **अनूढितस्वसुः** પરણ્યા વિનાની બ્હેનનું, **च** અને, **पितृव्यस्य** કાકાનું, **असूत्क्रान्तौ** મરણ થાય તો, **उद्वाहम्** વિવાહ, **न जगदुः** કહેલો નથી, **अन्ये** બીજા આચાર્યો, **स्वान्वयजात्यये अपि** પોતાના વંશમાં કોઈનો નાશ થયો હોય તો પણ લગ્ન ન કરવું, **जनकांबास्त्रीसुतान्यात्यये** પિતા, માતા, સ્ત્રી, પુત્ર, અને બીજાના મરણમાં, **अब्दार्द्धार्द्धार्द्धदलान्तरे** ૧ વર્ષ, ૬ માસ, ૩ માસ, ૧॥ માસ, અને તેનું અર્ધ ૨૩ દિવસ એ પ્રમાણે અંતરથી, **क्वचित्** કોઈ સંકટ વખતે, **हेरम्बशान्त्या** ગણપતિની પૂજાથી શાન્તિ કરીને, **विदधते** વિવાહ કરે છે, ॥ ૫૧ ॥

**૫૧ ભાવાર્થ**—બાપ, દાદો, બાપની મા, પોતાની મા, માનો બાપ, માની મા, સ્ત્રી, પુત્ર, ભાઈ, પરણ્યા વિનાની બ્હેન, અને કાકો, એ સર્વેમાંથી કોઈનું પણ મરણ થાય ને લગ્ન કરવાનો નિશ્ચય કર્યો હોય તો પણ ૬ માસ સુધી લગ્ન કરવું નહિં, કેટલાક આચાર્યો કહે છે કે. પોતાના નજીક પિતૃઓમાં કોઈનું પણ મરણ થાય તો વિવાહ કરવો નહિં, પણ કરવાની બહુ જરૂર હોય, એવા સંકટમાં માના મરણથી ૬ માસ, સ્ત્રીના મરણથી ૩ માસ, પુત્રના મરણથી

૧॥ માસ, અને પોતાના પિતૃમાંથી કોઈ પણ માણસનું મરણ થાય તો ૨૩ દિવસ પછી ગણપતિની પૂજા કરીને વિવાહ કરવો,

भ्रातुश्चात्मजवद्भयेऽतिसमये पित्रो मृतेः संशये
नान्येषां प्रतिकूलमामयिविरक्ताराद्गतानामपि ।
आतुर्या न्मृतनृक्रियानभिभवे नांदीमुखं नाचरे-
न्नो कुर्याज्ज्वरितस्य मंगलमतिव्याध्युद्भवे निश्चयम् ॥ ५२ ॥

अन्वय—भ्रातुः ( मृते सति ) आत्मजवत्, भये ( सति ) अतिसमये ( सति ) पित्रोः मृतेः संशये ( सति ) अन्येषाम् प्रतिकूलं न ( स्यात् ) आमयिविरक्ताराद्गतानाम् अपि ( प्रतिकूलं न स्यात् ) आतुर्यात् मृतनृक्रियानभिभवे ( सति ) नांदीमुखं न आचरेत्, ज्वरितस्य ( मंगलं ) नो कुर्यात्, अतिव्याध्युद्भवे ( सति ) निश्चयम् मंगलम् ( न कुर्यात् ॥ ५२ ॥

अन्वयार्थ—**भ्रातुः** ભાઈનું, ( **मृते सति** ) મરણ હોય તો, **आत्मजवत्** પુત્રની માફક, પ્રતિબંધ છે, **भये** ( **सति** ) ભય હોય, **अतिसमये** (**सति**) ઘણો વખત થયો હોય, **पित्रोः** માતાપિતાના, **मृतेः** મરણની, **संशये** (**सति**) શંકા હોય તો, **अन्येषाम्** માતા, પિતા, શિવાયના બીજા માણસોના મરણથી, **प्रतिकूलं** પ્રતિબંધ, **न** ( **स्यात्** ) નથી, **आमयि** રોગો, **विरक्त** ઉદાસીન, **आराद्गतानाम्** દૂર ગએલાઓના મરણથી, **अपि** પણ, (**प्रतिकूलं न स्यात्**) પ્રતિબંધ નથી, **आतुर्यात्** મૂલ પુરૂષથી ચોથા પુરૂષ સુધીમાં, **मृतनृक्रिया नभिभवे** ( **सति** ) મરણ પામેલા પુરૂષની ક્રિયાનો અભાવ હોય તો, **नांदीमुखम्** નાંદીશ્રાદ્ધ, **न आचरेत्** કરવું નહિ, **ज्वरितस्य** જ્વરવાળાને, ( **मंगलं** ) મંગલકાર્ય, **नो कुर्यात्** કરવું નહિ, **अतिव्याध्युद्भवे** ( **सति** ) ઘણી વ્યાધિવાળો હોય તો, **निश्चयम्** નિશ્ચય; **मंगलं** મંગલકાર્ય, ( **न कुर्यात्** ) કરવું નહિ,

૫૨ ભાવાર્થ—જેમ પુત્રના મરણથી–૧॥ માસ ત્યાગ કરવો કહેલો છે, તેમજ ભાઈના મરણમાં પણ સમજવું, અને કોઈ પણ જાતનું સંકટ હોય, માબાપ મરી જવાની શંકા હોય,[1] તો તેવી વખતે લગ્ન કરવું નહિં, પરંતુ માબાપ શિવાયના પોતાના નજીકના પિતૃ-

૧—જ્યોતિઃસાગરે–દુકાલ–અને દેશનો ભંગ–થવાનો હોય તો પણ લગ્ન કરવું નહિં,

એમાં, કોઇના મરણની શંકા હોય, તો લગ્ન બંધ રાખવું નહિં, માટે રોગી, અને વિરક્ત હોય તો, બંધ રાખવું, અને દૂર ગયેલા કોઇ પણ પોતાના સગાનું મરણ થયું હોય તો કરવું, જેનું લગ્ન કરવું છે, તે મનુષ્યથી ગણતાં ચોથી પેઢી સુધીમાંનું, કોઈ પણ મરી જાય, અને તેની ક્રિયા કોઇ પણ કારણથી થઇ ન હોય તો નાંદીશ્રાદ્ધ કરવું નહિ, શરીરમાં તાવ હોય, તે વખતે લગ્ન કરવું નહિં, અને પોતાના સગામાં તુરત મરે એવું હોય. તો પણ લગ્ન કરવું નહિં,

चेत्स्यात्सूतकमुक्तपूर्वसमये ऽनारब्धकार्ये बुधः
कुष्मांडीघृतहोमतोपि जननाशौचे क्वचित्कारयेत् ।
सिंहेज्येन शुभं हितं हरिलवोर्ध्वं गौतमीदक्षिणे
जान्हव्युत्तरतः क्वचिद्धितमजेऽर्के तोऽस्रभीत्यादिषु ॥ ५३ ॥

अन्वय—बुधः उक्तपूर्वसमये अनारब्धकार्ये सूतकम् स्यात् चेत् कुष्मांडीघृतहोमतः हि क्वचित् जननाशौचे कारयेत् सिंहेज्ये शुभम् हितम् न हरिलवोर्ध्वम् गौतमीदक्षिणे जान्हव्युत्तरतः ( शुभं कारयेत् ) क्वचित् अस्रभीत्यादिषु ( हरिलवोर्ध्वम् ) ( गौतम्युत्तरतः जान्हवीदक्षिणतः ) अन्तः अजे अर्के हितम् ॥ ५३ ॥

अन्वयार्थ—बुधः વિદ્વાને, उक्तपूर्वसमये પ્રથમ કહેલા સમયમાં, अनारब्धकार्ये કાર્યનો આરંભ ન કર્યો હોય, અને सूतकम् સૂતક, स्यात् થયું હોય, चेत् તો कुष्मांडीघृतहोमतः કુષ્માંડી ઋચાથી યુક્ત, ઘીના હોમથી, हि નિશ્ચય, क्वचित् કોઈ વખત, जननाशौचे જન્મના સૂતકમાં, कारयेत् કરવું, सिंहेज्ये સિંહના ગુરૂમાં, शुभम् શુભકાર્ય, हितम् न શુભ નથી, हरिलवोर्ध्वम् સિંહના નવમાંશ પછી, गौतमीदक्षिणे ગૌતમીના દક્ષિણ ભાગમાં, जान्हव्युत्तरतः ગંગાના ઉત્તર ભાગમાં, ( शुभं कारयेत् શુભ કામ કરવું ), क्वचित् કોઇ વખત, अस्रभीत्यादिषु રજસ્વલા થવું, વિગેરેની બીક હોય તો, ( हरिलवोर्ध्वम् ) સિંહના નવમાંશ પછી, ( गौतम्युत्तरतः जान्हवी दक्षिणतः ) ગૌતમીના ઉત્તર ભાગથી અને ગંગાના દક્ષિણ ભાગથી ) अन्तः મધ્યમાં अजे अर्के મેષસંક્રાંતિમાં, हितम् શ્રેષ્ઠ છે, ॥ ५३ ॥

॥ સુંતકમાં શુભ કામ કરવાની બાબત ॥

પરૂ ભાવાર્થ—વિવાહાદિક શુભકાર્યોનો આરંભ કરતા પહેલાં સુંતકનો બાધ આવ્યો હોય, અને કાર્ય કર્યા વિના ચાલે તેમ ન હોય તો, વેદમંત્રમાં કહેલી કુષ્માંડી રૂચાઓથી, ઘીનો હોમ કરવી, મરણનું કે જન્મનું સુતક હોય તો પણ શુભકાર્ય કરવું,

॥ સિંહના ગુરૂમાં શુભકાર્ય નહિં કરવા બાબત ॥

જ્યારે સિંહરાશિ ઉપર ગુરૂ હોય, ત્યારે કોઇ પણ શુભ કામ કરવું નહિ, પરંતુ અતિ સંકટ હોય તો સિંહરાશિ ઉપર આવેલા ગુરૂનો સિંહનો નવમાંશ વીતિ જાય,[1] તે પછી ગોદાવરી નદીના દક્ષિણ તરફ, અને ગંગાનદીના ઉત્તર તરફ, સંકટના સમયમાં કોઇક વખત તે શુભકાર્યો કરવાં, તેમજ કન્યાને રજોદર્શન વિગેરે થવાની ભીતિ હોય, એવા વખતે સિંહરાશિમાં ગુરૂ હોવા છતાં, મેષરાશિનો સૂર્ય હોય તો, ગમે તે દેશમાં ફક્ત સિંહનો નવમાંશ ગયા પછી લગ્ન કરવું,

( મકર રાશિમાં રહેલા ગુરૂનો વિચાર )

મુ–ચિં૦–अस्ते वर्ज्यं सिंहनक्रस्थजीवे वर्ज्यं केचिद्वक्रगे चातिचारे ।
गुर्वादित्ये विश्वघस्रेऽपि पक्षे प्रोचु स्तद्वद्दंतरत्नादिभूषाम् (११६)

અર્થ—અસ્તના ગુરૂમાં જે વર્જિત કહ્યું છે, તે સિંહ અને મકરના ગુરૂમાં પણ વર્જીત કરવું, કેટલાકના મતથી ગુરૂવક્રી, અથવા શીઘ્રગતિ હોય, ગુરૂ, સૂર્ય એકરાશિમાં હોય, ૧૩ દિવસનું પક્ષ હોય તો ગુરૂને અસ્તતુલ્ય ગણી, શુભ કામ કરવું નહિં, તેમજ હાથીદાંત, રત્ન વિગેરેનાં ઘરેણાં પહેરવાં નહિં (૧૧૬)

( વક્રી અને માર્ગી થયેલા ગુરૂના દોષનો દેશપરત્વે અપવાદ )

જ્યો૦નિં૦–सौराज्यके मालवमेदद्देशे वक्रातिचारावशुभौ विवाहे ।
न स्तो गुरोः सिंधुमरुव्रजेषु नीवृत्स्वतोऽन्येषु च वर्जनीयौ (११७)

---

૧—સિંહના નવમાંશની શરૂઆત, સિંહરાશિના ગુરૂની, ૧૩, અંશને ૨૦ કલા પછીથી તે ૧૬ અંશ ને ૪૦ કલા થાય, ત્યાં સુધી સિંહના ગુરૂમાં સિંહનો નવમાંશ જાણવો, એટલે ૧૬ અંશને ૪૦ કલા સિંહના ગુરૂની થઇ જાય, ત્યારે સિંહનો નવમાંશ પુરો થઇ, કન્યાનો થાય, કન્યાના નવમાંશથી સિંહના ગુરૂનો બાધ ઓછો ગણાય છે,

અર્થ—વક્રી, અને માર્ગી થયેલા ગુરુનો દોષ, કાઠીયાવાડ, માલવાનો એક દેશ (ગુજરાત); સિંધ, મારવાડ, અને મજ, એ પ્રદેશોમાં, ગણાતો નથી, તે શિવાયના દેશોમાં ગણાય છે, (૧૧૭)

**गोदावरी सौम्यतटप्रवेशाद्भागीरथी याम्यतटं च यावत् ।**
**सिंधुप्रपातं सचिवे सलेये नोद्वाहमाहुः परतो मघायाम् (११८)**

અર્થ—ગોદાવરીના ઉત્તર પ્રદેશથી, ભાગીરથીના દક્ષિણ ભાગ સુધી (સિંધુ નદી સુધી) ના પ્રદેશોમાં, સિંહરાશિના ગુરૂમાં વિદ્વાનો વિવાહનો નિષેધ કરે છે, પરંતુ તે ગુરૂ જ્યાં સુધી મઘાનક્ષત્રનો છે, ત્યાં સુધી નિષેધ જાણવો, પણ મઘાને છોડી આગલના નક્ષત્રો ઉપર આવવાથી, તે દોષનો ભંગ થાય છે. જેથી વિવાહ કરવાને હરકત નથી, (૧૧૮)

(મકરમાં રહેલા ગુરૂનો ભંગ.)

**रेवापूर्वे गंडकी पश्चिमे च शोणस्योदग्दक्षिणे नीच ईज्यः ।**
**वर्ज्यो नायं कोंकणे मागधे च गौडे सिंधौ वर्जनीयः शुभेषु (११९)**

અર્થ—નર્મદાથી પૂર્વમાં, ગંડકીથી પશ્ચિમમાં, અને શોણ નદથી, ઉત્તર ને દક્ષિણ દેશમાં, મકરરાશિનો ગુરૂ વર્જીત નથી, પરંતુ કોકણ, માગધ, સિંધ, ગૌડ, આ દેશોમાં શુભ કામોમાં વર્જીત છે, (૧૧૯)

(સિંહસ્થ ગુરૂના નિષેધનો ભંગ)

**मेषेऽर्के सन्व्रतोद्वाहौ गंगागोदांतरेऽपि च ।**
**सर्वः सिंहगुरुर्वर्ज्यः कलिंगे गौडगुर्जरे (१२०)**

અર્થ—સિંહમાં રહેલા ગુરૂ વખતે મેષનો સૂર્ય હોય તો, ગંગા–ગોદાવરીના મધ્ય પ્રદેશમાં, વિવાહાદિ કાર્યો શુભ છે, પરંતુ કલિંગ, ગૌડ, અને ગુજરાતમાં સિંહના ગુરૂનો અવશ્ય ત્યાગ કરવો, (૧૨૦)

(સાપવાદ લુપ્તસંવત્સરદોષ).

**गोजांत्यकुंभे तरस्मेऽतिचारगो नो पूर्वराशिं गुरुरेति वक्रितः ।**
**तदा विलुप्ताब्द इहातिनिंदितः शुभेषु रेवासुरनिम्नगांतरे (१२१)**

અર્થ—મેષ, વૃષભ, કુંભ, મીન, આ ચાર રાશિઓને છોડી, બીજી કોઈ પણ રાશિમાં રહેલો ગુરૂ, શીઘ્રગતિ થઈને પછી વક્રી થઈ, પ્રથમની રાશિમાં ન આવે ત્યારે "વિલુપ્તાબ્દ" લુપ્તવર્ષ થાય છે, તે વર્ષ નર્મદા અને ગંગાજીના મધ્યપ્રદેશમાં શુભકાર્યમાં અતિનિંદિત છે, (૧૨૧)

( ધનાર્ક અને મીનાર્કનો ત્યાગ ).

उदन्वतो रोधसि कापिलाख्यं भूमंडलं योजनषट्कमानं ।
रेवा महीमध्यगमार्यराश्यो-१२-९ रर्के विवाहो विहितोऽतिभद्रः(१२२)

અર્થ—ધનના અને મીનના સૂર્ય; ( ધનાર્ક, મીનાર્ક )માં નર્મદા અને મહીના વચલા ભાગમાં ( કપિલક્ષેત્ર ) ૬–યોજન સુધી વિવાહ કરવાથી શુભફલ આપે છે, તે શિવાયના દેશોમાં ધનાર્ક ને મીનાર્કમાં લગ્ન કરવું નહિ, ( ૧૨૨ )

मु—ग०—सुवर्णरत्नदंतानां संधार्यमिति चापरे ।
केचिद्वक्रेऽतिचारेऽपि नीचराशिगते गुरौ ( १२३ )
धनुर्मीनगते सूर्ये गुरुणा संयुतेऽपि च

અર્થ—કેટલાક આચાર્યો ગુરૂ વક્રી હોય, અસ્તનો હોય, અને નીચ રાશિમાં રહેલો હોય, તેમજ સૂર્ય ધનનો કે મીનનો હોય, કે ગુરૂ, સૂર્ય એક રાશિમાં હોય, તો સોનું, રત્ન, અને દાંતના ( ચુડો ) દાગીના પહેરવાનું શુભ કહે છે, ( ૧૨૩ )

॥ ચૂડીચક્ર ॥

मु—दी०—त्रीषु ऽयक्षि नगाक्षिचंद्रगुणभूधिष्ण्यानि सूर्यर्क्षतः ।
सूर्यासृग्भृगुराहुविच्छनिगुरुग्लौकेतु दैवानि च ।
सौम्यर्क्षाणि शुभानि पाणिवलये कर्णत्रये श्वानिले
पित्र्ये भाग्यमृगेशभे द्विदायिते सौम्येष्विने कामठम् (१२४)

અર્થ—સૂર્યના નક્ષત્રથી ચૂડો ઉતરાવવા આપવો હોય તે દિવસના નક્ષત્ર સુધી ગણીને,- રવિ, મંગલ, શુક્ર, રાહુ, બુધ, શનિ, ગુરૂ, ચંદ્ર, ને કેતુ એ ગ્રહો સાથે અનુક્રમે-૩,૫,૩,૨,૭,૨,૧,૩,૧, એ પ્રમાણે નક્ષત્રો જોડવાં, તે નક્ષત્રો શુભગ્રહોપર પડે તો શુભ જાણવાં,

॥ ચુડો પેહેરવાનું મુહુર્ત ॥

અશ્વિની, મૃગશીર્ષ, આર્દ્રા, મઘા, પૂ–ફા, સ્વાતી, વિશાખા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, એ નક્ષત્રો અને, રવિ, બુધ, ગુરૂ, ને શુક્ર, એ વારોમાં ચૂડો પહેરવો શુભ છે, ( ૧૨૪ )

देशग्रामगृहज्वरव्यवहृतिद्यूतेषु दाने मनौ
सेवाकाकिणिवर्गसंगरपुनर्भूमेलके नामभम् ।
जन्मर्क्षं परतो वधूपुरुषयो जन्मर्क्षमेकस्य चे-
ज्ज्ञातं शुद्धिमितो विलोक्य च तयो र्नामर्क्षयोर्मेलकः॥५४॥

अन्वय—देशग्रामगृहज्वरव्यवहृतिद्यूतेषु दाने मनौ सेवा-काकिणिवर्गसंगरपुनर्भूमेलके नामभम् परतः जन्मर्क्षम् वधूपुरुषयोः एकस्य जन्मर्क्षम् ज्ञातम् चेत् इतः शुद्धिम् विलोक्य तयोर्नामर्क्षयोः मेलकः ॥ ५४ ॥

**अन्वयार्थ**—**देश** દેશ, **ग्राम** ગામ, **गृह** ઘર, **ज्वर** તાવ, **व्यवहृति** વ્યવહાર, **द्यूतेषु** જુગારમાં, **दाने** દાનમાં, **मनौ** મંત્રમાં, **सेवा** નોકરી, **काकिणि** કાકિણી, **वर्ग** વર્ગશુદ્ધિ, **संगर** યુદ્ધ, **पुनर्भूमेलके** પુનર્ભૂના મેલાપમાં, **नामभम्** નામરાશિ લેવી, **परतः** બીજામાં, **जन्मर्क्षम्** જન્મરાશિ લેવી, **वधूपुरुषयोः** સ્ત્રીપુરૂષ બંનેમાં, **एकस्य** એકની, **जन्मर्क्षम्** જન્મરાશિ, **ज्ञातम् चेत्** જાણવામાં હોય ત્યારે, **इतः** તે જાણેલી રાશિથી, **शुद्धिम्** શુદ્ધિને **विलोक्य** જોઈને **तयोः** તે બંનેની, **नामर्क्षयोः** નામરાશિનો, **मेलकः** મેલાપ જોવો, ॥ ૫૪ ॥

૫૪ **ભાવાર્થ**--પરદેશમાં દાખલ થવું, પોતાના ગામમાં પેસવું, ઘરના પ્રવેશમાં, તાવ, ચાલુ કામકાજમાં. જુગારમાં, દાન, મંત્ર, માગતું લેણું, નોકરી, રાજસેવા, કાકિણી,[૧] વર્ગશુદ્ધિ, લડાઈ, બીજી વખતના લગ્નમાં, એ સર્વે મુહૂર્તોમાં, ચાલુ નામરાશિથી જોવું, અને બીજાં વિવાહાદિક કામો માટે જન્મરાશિથી જોવું, વર કે કન્યા બંનેમાંથી ગમે તેનું નક્ષત્ર જાણતા હોઈએ, તો જેનું નક્ષત્ર જાણ્યું હોય તેનાથી ગુરૂ વિગેરેના બલની શુદ્ધિ જોવી. ને પછી બંનેના ચાલુ નામની રાશિઓ ઉપરથી વર્ણાદિક જોવા,

भं नामादिमवर्णतोवकहडाद्युज्यादिवर्णाद्ववौ
तुल्या यत्र शसौ खषौ यदभिधा बह्व्योस्य नामांतिमम् ।
आर्याश्रुद्वहने जनुर्भममलं पट्टस्य बंधेजगु-
र्गेहग्रामनृपाभिषेककृषिमौंज्यन्नाशनेभूषणे ॥ ५५ ॥

अन्वय—अवकहडात् नामादिमवर्णतः युजि आदिवर्णात् भम् अत्र ववौ शसौ खषौ तुल्यौ यदभिधाः बह्व्यः अस्य अंतिमम् नाम आर्याः श्रुद्वहने पट्टस्य बन्धे गेहग्रामनृपाभिषेककृषिमौंज्यन्नाशने भूषणे जनुर्भम् अमलम् जगुः ॥ ५५ ॥

---

૧—પ્ર૦ પ્ર૦ ૨, માં છે,

**अन्वयार्थ—अवकहडात्** અવકહડચક્રથી, **नामादिमवर्णतः** નામના પહેલા અક્ષરથી, **युजि** જોડેલા નામમાં, **आदिवर्णात्** પહેલા અક્ષરથી **भम्** નક્ષત્ર જાણવું, **अत्र** એ ચક્રમાં, **बवौ** બ–વ–**शसौ**–શ-સ–**खषौ**–ખ–ષ–**तुल्यौ** સરખા જાણવા, **यदभिधाः** જેનાં નામ, **बह्व्यः** ઘણાં હોય તો, **अस्य** એનું, **अंतिमम्** છેલ્લું **नाम** નામ જાણવું, **आर्याः** વિદ્વાનો, **युद्वहने** પુરૂષના વિવાહમાં, **पट्टस्य** પટ્ટના, **बंधे** બંધમાં, **गेह** ઘર, **ग्राम** ગામ, **नृपाभिषेक** રાજ્યાભિષેક, **कृषि** ખેતી, **मौंजी** મૌંજીબંધન, **अन्नाशने** અન્નપ્રાશનમાં, **भूषणे** આભૂષણ ધારણ કરવામાં, **जनुर्भम्** જન્મનક્ષત્ર, **अमलम्** નિર્મલ, **जगुः** કહે છે, ॥૫૫॥

**૫૫ ભાવાર્થ**—પોતાના નામનો જે અક્ષર અવકહડાચક્રમાં જે નક્ષત્રનો હોય, તે અક્ષરવાળાનું તે નક્ષત્ર જાણવું, અને તે નક્ષત્રની જેરાશિ હોય, તે નામવાલાના અક્ષરની રાશિ જાણવી, પરંતુ નામનો પ્રથમ જોડાક્ષર હોય તો, ઉચ્ચાર કરતી વખતે જે પહેલા અક્ષરનો ઉચ્ચાર થતો હોય, તે અક્ષર પ્રમાણે ચક્રમાં જે નક્ષત્ર આવતું હોય તે નક્ષત્ર તેનું જાણવું, અને તે નક્ષત્ર ઉપરથી આવતી રાશિ, તે અક્ષરવાળાની જાણવી, જેમકે કોઈનું પ્રાગજી નામ છે, તેમાં પહેલો અક્ષર બોલાતો प અને પછી બોલાતો અડધો र છે, એ બે મલીને જોડાક્ષર થયેલો છે, પણ મ્હોડેથી બોલતાં પ્રથમ प બોલાય છે. એટલે प ઉપરથી જે રાશિ તે પ્રાગજીની જાણવી, તેમજ દ્વારકાદાસના નામમાં પણ જે वની રાશિ તે દ્વારકાદાસની સમજવી, અવકહડાચક્રમાં જે અક્ષરો બીલકુલ નથી, તેનું નક્ષત્ર જાણવા માટે, बનું તે वનું, सનું તે शનું, અને खનું તે षનું નક્ષત્ર જાણી લેવું, જેનાં ઘણાં નામ હોય તો છેલ્લામાં છેલ્લું જે નામ હોય, તેના અક્ષર પ્રમાણે રાશિથી જોવું,

॥ નીચે લખેલા કાર્યોમાં જન્મ નક્ષત્ર લેવાથી દોષ થતો નથી ॥

વિવાહ, પટ્ટાભિષેક, ઘરના આરંભમાં ને પ્રવેશમાં, ગ્રામપ્રવેશમાં, રાજ્યાભિષેક, ખેતી, જનોઈ, નવું અનાજ ખાવાના મુહૂર્તમાં, દાગીના પહેરવામાં, જન્મનક્ષત્ર લીધું હોય તો તે શુભ છે, એટલી બાબતોમાં દોષ સમજવો નહિં, આ શ્લોકમાં જે અન્નપ્રાશન લખેલું છે, તે નવું અનાજ ખાવાને માટે સમજવું, પણ બાલકને અન્ન ખવડાવતી વખતે તો લેવુંજ નહિં,

## ॥ क्ष ને ज्ञ અક્ષર માટે સમજુતી ॥

આખા અવકહડાચક્રમાં-અ-શ-ષ-બીલકુલ આવતા નથી, તે અક્ષરોનો ખુલાસો ભાવાર્થમાં આપ્યો છે, તે ઉપરાંત-क्ष-ને-ज्ञ-એ અક્ષરો પણ ચક્રમાં નથી, તેના માટે અવકહડાચક્રના કયા અક્ષરો લેવા, તો क-ને-ष-મલી क्ष થાય છે, અને ज-ને ञ-મલી ज्ञ થાય છે, તો क्ष નો क માં-અને ज्ञ નો ज માં-સમાવેશ થાય છે, એટલે આદિશબ્દનો જે ઉચ્ચાર થતો હોય-તે અક્ષર પ્રમાણે તેની રાશિ આવવી જોઈએ તો क्ष માં પણ क અક્ષર છે, અને ज्ञ માં આદિ અક્ષર ज બોલાય છે. જેથી क्ष ની મિથુન-અને ज्ञ ની મકરરાશિ થાય છે, ઘણા જ્યોતિષીઓ क्ष ને ज्ञ અક્ષરવાળા નામોની જેમકે ક્ષેમરાજ-જ્ઞાનાનન્દ-એ બેઉ નામો જ્યારે કોઈના હોય, ત્યારે કઈ રાશિ થાય, તેનું અજાણપણું હોવાથી ઘણુ ભાગે क्ष ની મીન-અને ज्ञ ની કુંભરાશિ કહે છે તે તદ્દન ખોટું જાણવું, પરંતુ સંસ્કૃતના નિયમ મુજબ ઉપર કહ્યા પ્રમાણે તે અક્ષરોની રાશિઓ જાણવી,

( અવકહડ ચક્ર. )

| સં. | નક્ષત્ર. | ચરણના અક્ષરો છે, | સં. | નક્ષત્ર. | ચરણના અક્ષરો છે. |
|---|---|---|---|---|---|
| ૧ | અશ્વિનિ. | ચુ-ચે-ચો-લા. | ૧૫ | સ્વાતી. | રૂ-રે-રો-તા. |
| ૨ | ભરણી. | લી-લુ-લે-લો. | ૧૬ | વિશાખા. | તી-તુ-તે-તો. |
| ૩ | કૃતિકા. | આ-ઈ-ઉ-એ. | ૧૭ | અનુરાધા. | ના-ની-નુ-ને. |
| ૪ | રોહિણી. | ઓ-વા-વી-વુ. | ૧૮ | જ્યેષ્ઠા. | નો-ય-યી-યૂ. |
| ૫ | મૃગશીર્ષ. | વે-વો-કા-કી. | ૧૯ | મૂલ. | યે-યો-ભા-ભી. |
| ૬ | આર્દ્રા. | કુ-ઘ-ઙ-છ. | ૨૦ | પૂ-ષા, | ભુ-ધ-ફા-ઢા. |
| ૭ | પુનર્વસુ. | કે-કો-હા-હી. | ૨૧ | ઉ-ષા, | ભે-ભો-જા-જી. |
| ૮ | પુષ્ય. | હૂ-હે-હો-ડા. | ૨૨ | અભિજીત. | જૂ-જે-જો-ખા. |
| ૯ | આશ્લેષા. | ડી-ડુ-ડે-ડો. | ૨૩ | શ્રવણ. | ખી-ખુ-ખે-ખો. |
| ૧૦ | મઘા. | મા-મી-મૂ-મે. | ૨૪ | ધનિષ્ઠા. | ગા-ગી-ગુ-ગે. |
| ૧૧ | પૂ-ફા. | મો-ટા-ટી-ટુ. | ૨૫ | શતભિષા. | ગો-ગા-સી-સૂ. |
| ૧૨ | ઉ-ફા. | ટે-ટો-પા-પી. | ૨૬ | પૂ-ભા; | સે-સો-દા-દી. |
| ૧૩ | હસ્ત. | પૂ-ષ-ણ-ઠ. | ૨૭ | ઉ-ભા, | દુ-ઞ-ઝા-થા. |
| ૧૪ | ચિત્રા. | પે-પો-રા-રી. | ૨૮ | રેવતી. | દે-દો-ચ-ચી. |

सच्छ्रीभूषितगुर्जरेषु रुचिरे खेडाख्यभागेलसन्-
नानासत्कुलदीपिते कपडवञ्जाख्ये पुरे वासिना ।
श्रीसोमेश्वरसाक्षरेण रचितां मार्तण्डबोधोज्वलां
सट्टीका मगमन्निदं प्रकरणं वैवाहिकं मंगलम् ॥

અર્થ—સત્પુરૂષો-અને લક્ષ્મીથી આભૂષિત એવા-ગુજરાત-દેશના અંતર્ગત, ખેડા જીલ્લામાં આવેલા-નાના પ્રકારના-સારા કુલોથી પ્રકાશિત એવા-કપડવંજ નામના શહેરમાં રહેનાર-સાક્ષરશ્રી "**સોમેશ્વર**" જોષીએ રચેલી "મુહૂર્તમાર્તણ્ડ" નો બોધ થવામાં-ઉપયોગી-એવી, આ ટીકામાં માંગલિક "વિવાહ" નામનું પ્રકરણ સંપૂર્ણ થયું,

॥ इति विवाहप्रकरणम् ॥

---



# ॥ अथ अग्न्याधानम् ॥ ७ ॥

अग्न्याधानमवादिदारसमये दायाद्यकाले परै-
र्द्वीशाग्निध्रुवशाक्रपुष्यमृगपौष्णै र्व्यब्जलग्नांशयोः ।
जीवेंद्वर्ककुजैः सुतर्द्धिगुरुकेंद्रस्थै रनस्तंगतैः
स्वोच्चेष्टर्क्षगतैः परै रुपचयै र्वित्ताद्यशुद्धौ बुधैः ॥ १ ॥

अन्वय—दारसमये अग्न्याधानम् बुधैः अवादि परैः दायाद्यकाले ( अवादि ) द्वीशाग्निध्रुवशाक्रपुष्यमृगपौष्णैः व्यब्जलग्नांशयोः जीवेन्द्वर्ककुजैः सुतर्द्धिगुरुकेंद्रस्थैः अनस्तम् गतैः स्वोच्चेष्टर्क्षगतैः परैः उपचयैः वित्ताद्यशुद्धौ ( अग्न्याधानम् पोक्तम्, ) ॥ १ ॥

अन्वयार्थ—दारसमये લગ્નસમયમાં, अग्न्याधानम् અગ્નિનું આધાન કરવાને, बुधैः વિદ્વાનોએ, अवादि કહેલું છે, परैः બીજા આચાર્યોએ, दायाद्यकाले ધનની વેંચણ કરતી વખતે, ( अवादि ) કહેલું છે, द्वीशाग्निध्रुवशाक्रपुष्यमृगपौष्णैः વિશાખા, કૃત્તિકા, ધ્રુવસંજ્ઞિક, જ્યેષ્ઠા, પુષ્ય, મૃગશીર્ષ, રેવતી એ નક્ષત્રોવડે व्यब्जलग्नांशयोः જલચર રાશિ, અને ચન્દ્ર વિનાના લગ્ન, અને નવમાંશમાં जीवेन्द्वर्ककुजैः ગુરુ, ચંદ્ર, રવિ, મંગલ, એ વાર सुतर्द्धिगुरुकेंद्रस्थैः ૫-ઉપચય-૮-અને કેંદ્રસ્થાનમાં રહેલા, अनस्तम् गतैः અસ્તને ન પામેલા, स्वोच्चेष्टर्क्षठागतैः પોતાની ઉચ્ચની કે મિત્રરાશિના હોય, परैः બીજા ગ્રહો, उपचयैः ઉપચયસ્થાનમાં હોય, वित्ताद्यशुद्धौ ૧ લું ને, ૨ જું સ્થાન-પાપગ્રહ, રહિત હોય તો ( अग्न्याधानम् प्रोक्तम्) અગ્ન્યાધાન લેવુંકહેલું છે।



ભાવાર્થ—કૃત્તિકા, રોહિણી, મૃગશીર, પુષ્ય, ઉ-ફા, વિશાખા, જ્યેષ્ઠા, ઉ-ષા, ઉ-ભા, રેવતી, એ નક્ષત્રોમાં લગ્નવખતે અથવા ભાઈઓના ભાગ વહેંચતી વખતે અગ્ન્યાધાન કરવું, કર્ક, મકર, અને મીનલગ્ન, એટલે જલચર રાશિ શિવાયનું લગ્ન, અને નવમાંશ લેવો, અને જલચર રાશિનો ચંદ્રમા પણ, મુહૂર્તલગ્નમાં કે નવમાંશમાં લેવો નહિં, સૂર્ય, ચંદ્ર, મંગલ, અને ગુરૂ, ઉદયના હોય ત્યારે, અથવા પોતાની રાશિના ઉચ્ચના, કે મિત્રરાશિના થઇ, ૫-૩-૬-૧૧-૯-૧-૪-૭-૧૦-એ સ્થાનોમાં હોય તો સારા જાણવા, બાકીના ગ્રહો-૩-૬-૧૦-કે-૧૧- મે હોય તો સારા જાણવા. તેમજ પહેલા ને બીજા ભાવમાં, પાપગ્રહ ન હોય તો, અગ્ન્યાધાન શ્રેષ્ઠ જાણવું,

॥ વાનપ્રસ્થનું મુહૂર્ત. ॥

ज्यो-विं०—विहितेषु महामखव्रतेषु प्रविहायामरसुप्तिकालमास्त्यं ।
कविमार्य मथौषधीशसारे ऽपरसंस्कारविधिं च सर्वकाले (१)
लघुधीरभधूर्जटींदुभांत्यश्रुतियुग्मामरसूडुभिस्त्वरण्यं ।
प्रतिपौत्रमुखं विलोक्य धीराः सदहोभिः शरणात्समाश्रयेयुः(२)

અર્થ—મોટો યજ્ઞ કરીને, ચાતુર્માસ વ્રત કરીને, ગુરૂ-શુક્રના અસ્તનો- અને ગૃહસ્થાશ્રમ-સંબંધી ક્રિયાનો ત્યાગ કરીને, ચંદ્રબલ હોય ત્યારે, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા, રેવતી, લઘુ, તથા ધીરસંજ્ઞક નક્ષત્રો, અને શુભ દિવસોમાં, વિદ્વાન પુરૂષોએ, પોતાના પુત્રનું મુખ જોઈને વન પ્રત્યેજવું, (૧-૨)

॥ સન્યસ્ત દીક્ષાનું મુ० ॥

संन्यासः श्रुतियुगलक्षये त्रिवर्क्षैरं च रुकाग्निरसींद्र जितर्क्षे ।
नीरिक्ते स्थिरसदनेऽपवर्गसिध्यै सोमेज्यज्ञखरकरेषु चोत्तरासु (३)
एतद्धृष्वदितियुतेष्वभर्गभेषु व्यापते नरभवनोदये सभूपे ।
सद्दीक्षामुदितादिनेषु साधुमर्त्यः सन्मास्यात्पुरुषोऽनु सर्वकाले(४)

અર્થ—રવિ, સોમ, બુધ, ગુરૂ, એ વાર, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા, પુષ્ય, ઉ–ફા, હસ્ત, ઉ–ષા, શ્રાવણ, ધનિષ્ટા, ઉ–ભા, એ નક્ષત્રો, અને કુંભ, શિવાયની સ્થિર રાશિના ઉદયમાં, સન્યસ્તદીક્ષા લેવી શુભ છે,

॥ કોઈ પણ દીક્ષા ધારણ કરવાનું મુ૦ ॥

ઉપર કહેલા નક્ષત્રોમાં પુનર્વસુ, ઉમેરી, અને આર્દ્રા શિવાયના નક્ષત્રો, પુરૂષ રાશિનો ઉદય હોય, શુભગ્રહનો યોગ હોય, ઉપર કહેલા વારો, અને શુભ માસોમાં, દીક્ષા ધારણ કરવી, કદાચ જલદીથી ધારણ કરવી હોય તો હમ્મેશના માટે શુભ જાણવું, ( ૩–૪ )

॥ કથાવાર્તા સાંભળવાનું મુ૦ ॥

रिक्ता विमुक्तासु तिथिष्वसृग्यमै र्वारैः पुराणोत्थकथाश्रुतिः श्रियै ।
मृदुस्थिरक्षिप्रचलत्रिपूर्विका कीर्णेषु सत्केंद्रचरोदये भवेत् ( ५ )

અર્થ—રિક્તા શિવાયની, તિથિઓ, મંગલ ને શનિ શિવાયના વારો, અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, પૂ–ફા, ઉ–ફા, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, પૂ–ષા, ઉ–ષા, અભિજીત, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, પૂ–ભા, ઉ–ભા, રેવતી, એ નક્ષત્રો, શુભગ્રહોથી યુક્તકેંદ્રસ્થાન હોય, અને ચર–રાશિનું લગ્ન હોય ત્યારે વેદ, પુરાણ, વિગેરેની કથા સાંભલવી શ્રેષ્ઠ છે, ( ૫ )

॥ इति अग्न्याधानप्रकरणम् ॥



# ॥ अथ गृहप्रकरणम् ॥ ८ ॥

नामर्क्षाद्द्विसुतांकदिग्भवगतो ग्रामः शुभोन्योन्यथा
तत्कोणेंत्यभुवां शुभं निवसतां दोषाः परेषामलम् ।
कन्याकार्किधनुस्तुला क्रियघटाः कौर्प्यंडजौ याम्यतो
मध्ये न्येन्यवसंत्यथेंद्रककुभो वर्गाः स्यु रोजस्विनः ॥१॥

अन्वय—नामर्क्षात् द्विसुतांकादिग्भवगतः ग्रामः शुभः अन्यथा तत्कोणे निवसतां अंत्यभुवाम् शुभम् परेषाम् अलम् दोषाः याम्यतः कन्याकार्किधनुस्तुलाक्रियघटाः कौर्प्यंडजौ न्यवसन्ति अन्ये मध्ये ( न्यवसन्ति ) अथ इन्द्रककुभः वर्गाः ओजास्विनः ( सन्ति ) ॥ १ ॥

अन्वयार्थ—**नामर्क्षात्** નામરાશિથી, **द्विसुतांकदिग्भवगतः** ૨-૫-૯-૧૦-૧૧-મેં રહેલો, **ग्रामः** ગામ, **शुभः** શુભ છે, **अन्यः** તેથી બીજો, **अन्यथा** અશુભ છે, **तत्कोणे** તેના ખુણામાં, **निवसताम्** રહેતા, **अन्त्यभुवाम्** અંત્યજાતિને, **शुभम्** શુભ છે, **परेषाम्** બીજાઓને, **अलम्** ઘણા, **दोषाः** દોષો છે, **याम्यतः** દક્ષિણદિશાથી, **कन्या** કન્યા, **कार्कि** કર્ક, **धनुः** ધન, **तुला** તુલા, **क्रिय** મેષ, **घटाः** કુંભ, **कौर्प्यंडजौ** વૃશ્ચિક-ને મીન. એ રાશિઓવાળા **न्यवसन्ति** રહે છે, **अन्ये** બીજા **मध्ये** મધ્યમાં ( **न्यवसन्ति** ) રહે છે, **अथ** ત્યારપછી, **इन्द्रककुभः** પૂર્વદિશાથી અનુક્રમે, **वर्गाः** અકારાદિ ૮ વર્ગો, **ओजास्विनः** બલવાન ( **सन्ति** છે. ) ॥ ૧ ॥



ભાવાર્થ—જે પ્રમાણે માણસોના નામની રાશિ આવે છે, તેજ પ્રમાણે ગામના પ્રથમ અક્ષર ઉપરથી ગામની રાશિ જાણવી, પોતાની રાશિથી ગામની રાશિ સુધી ગણતાં-૨-૫-૯-૧૦-ને-૧૧ જો આવતું હોય, તો તે

ગામનું લેણું, પોતાને સારૂ જાણવું, એનાથી જુદું માગતું હોય તો સારૂં નહિં, [1]દરેક ગામના ખુણાઓના વિભાગમાં [2]નીચ જાતિએ [3] વસવું, તો તેને ફાયદાકારક છે, પણ જો બ્રાહ્મણાદિ ઉચ્ચ વર્ણ રહે તો, તેને

૧—ધારો કે ગામનું નામ **વડોદરા** છે, અને તેનો પહેલો અક્ષર-**વ** હોવાથી તેની **વૃષભરાશિ** થઇ, અને ગામમાં રહેનાર માણસનું નામ **અંબાલાલ** છે, તો તેનો પહેલો અક્ષર **અ** એ અની રાશિ **મેષ** થાયછે, એટલે પોતાની રાશિ **મેષ**થી, ગાંમની રાશિ **વૃષભ**સુધી ગણતાં-**બે** થાય છે, માટે **અંબાલાલ** નામના મનુષ્યને **વડોદરા** ગામમાં લેણું સારૂં જાણવું, એવીજ રીતે **ધીરજલાલ** નામવાળાના પહેલા **ધ** અક્ષર ઉપરથી-**ધનરાશિ** થાય છે, અને **ધનરાશિ**થી **વડોદરા**ની **વૃભ**રાશિ સુધી ગણતાં **ધીરજલાલ**નું માગતું ગામ પાસે-૬ આવે છે, તેથી **ધીરજલાલ**ને **વડોદરા**માં સારૂં લેણું સમજવું નહિં, એ પ્રમાણે દરેક નામના **પ્રથમ** અક્ષરની રાશિથી કોઈ પણ ગામના **પ્રથમ** અક્ષરની રાશિ સુધી ગણતાં, ૨,૫,૯,૧૦, ને ૧૧ આવે તો સારૂં સમજવું, અને ૧,૩,૪,૬,૭,૮, ને ૧૨ માગતું આવે તો તે ગામ પ્રત્યે સારૂં લેણું સજમવું નહિં,

૨— ઇશાન પૂર્વ, અગ્નિ

ઉત્તર




દક્ષિણ

વાયવ્ય પશ્ચિમ નૈરૃત્ય

૩—આગલ બતાવેલા કોષ્ટકમાં અગ્નિ, નૈરૃત્ય, વાયવ્ય, અને ઈશાન, એ ચાર ખુણાઓમાં નીચ જાતિયે રહેવું, અને નીચ જાતિઓના નામ આ પ્રમાણે જાણવા,

**ज्योतिर्निबन्धे-रजकश्चर्मकश्चैव नटो बुरुड एव च ।**
**कैवर्तमेदभिल्लाश्च सप्तैते अंत्यजाः स्मृताः ( १ )**

**અર્થ**—ઘોબી, ચમાર, નઠ, મદારી, કસાઈ, મચ્છીમાર, ને ભિલ આ સાત નીચ ( અંત્ય ) જાતિ કહેવાય છે, (૧)

નુકશાન કરતા છે, આખા ગામની જમીનના નવભાગ[1] કરવા, પછી, ૬,૪,૯,૭,૧,૧૧,૮, ને ૧૨–એ રાશિઓને, દક્ષિણ દિશાથી સવ્ય-માર્ગે અનુક્રમે આવતી દિશાઓ તે તે રાશિને શુભ જાણવી, તેમજ તે આઠ ભાગ શિવાયના નવમા ભાગમાં એટલે ગામના મધ્યમાં ૨,૩,૫, ને ૧૦ રાશિએ રહેવું, તેમજ પૂર્વદિશાથી[2] અનુક્રમે–અ, ક, ચ, ટ, ત, પ, ય, શ, એ વર્ગાદિકના અક્ષરવાળાએ રહેવું, અને તે તે અકારાદિ વર્ગો તે તે દિશાઓમાં બલવાન જાણવા,

॥ સ્વતંત્ર ઘરનો મહિમા ॥

भविश्यपुराणे–गृहस्थस्य क्रियाः सर्वा न सिध्यंति गृहं विना ।
यतस्तस्माद्गृहारंभप्रवेशसमयौ ब्रुवे (२)

૧—॥ કઈ દિશામાં કઈ રાશિવાલા માણસે ઘર કરવું તેનું કોષ્ટક ॥

ઇશાન. પૂર્વ. અગ્નિ.

| | | | | |
|---|---|---|---|---|
| | કુંભ. | વૃશ્ચિક. | મીન. | |
| ઉત્તર. | મેષ. | મધ્યમાં વૃ. મિ. સિં. મ. | કન્યા. | દક્ષિણ. |
| | તુલા. | ધન. | કર્ક. | |

વાયવ્ય. પશ્ચિમ. નૈરૃત્ય.

૨—॥ કયા વર્ગવાળા મનુષ્યને કઈ દિશામાં ઘર કરવું, તેનું કોષ્ટક ॥

ઇશાન. પૂર્વ. અગ્નિ.

| | | | | |
|---|---|---|---|---|
| | શ–ષ–સ–હ. મેષ. | અકારાદિ. ૧૬ અક્ષર–ગરૂડ. | ક–ખ–ગ–ઘ–ઙ માર્જાર. | |
| ઉત્તર. | ય–ર–લ–વ. મૃગ. | | ચ–છ–જ–ઝ–ઞ સિંહ. | દક્ષિણ. |
| | પ–ફ–બ–ભ–મ. મૂષક. | ત–થ–દ–ધ–ન. સર્પ. | ટ–ઠ–ડ–ઢ–ણ શ્વાન. | |

વાયવ્ય. પશ્ચિમ. નૈરૃત્ય.

અર્થ—ગૃહસ્થાશ્રમની દરેક ક્રિયાઓ, પોતાના ઘર શિવાય, સિદ્ધ થતી નથી, માટે, ઘર બનાવવાનું, અને પ્રવેશનું મુહૂર્ત કહું છું, ( ૨ )

मु–ग०—परगेहे कृताः सर्वाः श्रौतस्मार्तक्रियाः शुभाः ।
निष्फलाः स्यु र्यतस्तासां भूमीशः फलमश्नुते ( ३ )

અર્થ—પારકાના ઘરમાં કરેલી શ્રૌતસ્માર્ત-સંબંધી દરેક ક્રિયાઓ નિષ્ફળ થાય છે, અને તેનું ફલ તે ઘરનો માલેક ભોગવે છે, ( ૩ )

॥ ઘરના ત્રણ પ્રકાર ॥

ज्यो विं.-निकेतनं स्यात्त्रिविधं हि मृण्मयं हर्म्यं सदा पर्णकुटं बुधैः स्मृतं ।
एकोनय स्तत्करणस्य चोच्यते तथापि तत्प्रोक्त विशेषतन्नयः ( ४ )

અર્થ—વિદ્વાનોએ ત્રણ પ્રકારનાં ઘર કહ્યાં છે, ૧-માટીનું, ૨-ઈંટોથી કે પથ્થરની ઉંચા પ્રકારનું ચણેલું, અને ૩-પાંદડાં ઘાસ વિગેરેથી બનાવેલું, એ પ્રમાણે ત્રણ ઘરોમાં પરસ્પર ભિન્નતા છે, ( ૪ )

॥ કેવા જોષી પાસેથી મુહુર્ત લેવું ॥

गणकं बहुशास्त्रभेददक्षं कृतहस्तं सदयक्षमं सुशीलं ।
परिपृच्छय समारभेदगारं गतलोभं प्रतिघाभिमातमुक्तम् (५)

અર્થ—અનેક શાસ્ત્રમાં કુશલ, વિદ્વાન, દયા ને ક્ષમાથી યુકત, શુદ્ધ આચારયુકત, લોભરહિત, ક્રોધ, અને અહંકાર વિનાના, એવા જોષીને પુછીને પછી વિદ્વાન પુરૂષે, ઘર બનાવવાનો આરંભ કરવો ( ૫ )

अष्टावप्रमुखाः स्वपंचमपरा द्विघ्नः स्ववर्गोऽन्ययुक्
तष्टः काकिणिका गजै र्मिथ इमा यस्याधिकाः सोऽर्थदः ।
श्वेतारक्तक पीतकृष्णवसुधाः स्वादुः कटुस्तिक्तकाः
काषायाघृतशोणितान्न मदिरागंधाः शुभा विप्रतः ॥ २ ॥

अन्वय—अप्रमुखाः अष्टौ ( वर्गाः ) स्वपंचमपराः स्ववर्गः द्विघ्नः मिथः अन्ययुक् गजैः तष्टः काकिणिकाः यस्य इमाः अधिकाः सः अर्थदः विप्रतः श्वेतारक्तक पीतकृष्णवसुधाः स्वादुः कटुः तिक्तकाः काषायाः घृतशोणितान्नमदिरागंधाः शुभाः ॥ २ ॥

**अन्वयार्थ—अग्रमुखाः** અગ્રમુખ એવા, **अष्टौ ( वर्गाः )** આઠ વર્ગ **स्वप्रपंचमपराः** પોતાથી પાંચમા વર્ગના શત્રુઓ છે, **स्ववर्गः** પોતાનો વર્ગ, **द्विघ्नः** બેથી ગુણી, **मिथः** પરસ્પર, **अन्ययुक्** એકબીજાનો વર્ગ યુક્ત કરવો, **गजैः** આઠ વડે **तष्टः** ભાગ લેવો, **काकिणिकाः** શેષ રહે તે કાકિણીઓ થાય, **यस्य** જેની, **इमाः** એ, **अधिकाः** અધિક હોય, **सः** તે, **अर्थदः** અર્થ આપનાર છે, **विप्रतः** બ્રાહ્મણથી અનુક્રમે, **श्वेतारक्तकपीत कृष्णवसुधा** ધોળી, લાલ, પીળી, ને કાળી પૃથ્વી, **स्वादु,** મીઠી, **कटुः** તીખી, **तिक्तकाः** કડવી, **काषायाः** તુરી, **घृतशोणितान्नमदिरागंधाः** ઘી, લોહી, અનાજ ને દારૂના ગંધવાળી **शुभाः** શુભ છે ॥ ૨ ॥

**૨ ભાવાર્થ**—પોતાના વર્ગથી ગણતાં આવતો પાંચમો[1] વર્ગ પોતાને શત્રુ જાણવો. અ, ક, ચ, ટ, ત, પ, ય, શ, એ અક્ષરોમાં અ એ પહેલો, અને શ—એ છેલ્લો વર્ગ—જાણવો, પોતાના વર્ગની સંખ્યાને બમણી કરવી, અને તે ગામના વર્ગની સંખ્યામાં ઉમેરવી, તેજ પ્રમાણે ગામના વર્ગની સંખ્યા બમણી કરી પોતાના વર્ગની સંખ્યામાં ઉમેરવી, તે બંને સંખ્યાને જુદે જુદે આઠે ભાગતાં, જે જે શેષ વધે, તે તે કાકિણીકા જાણવી; હવે પોતાની ને ગામની કાકિણીકામાં જેની વધારે હોય, તે ઓછી કાકિણીકા વાળાને સુખ આપનાર જાણવું, એમાં ગામની વધારે હોય તો ગામમાં વસનારને સુખ આપે છે પણ પોતાની વધારે અને ગામની થોડી હોય તો તે

---

૧—જે માણસના નામનો પ્રથમ અક્ષર જે હોય, તે અક્ષર જે કોઠામાં હોય, તે વર્ગ જાણવો, પોતાના વર્ગથી પાંચમો વર્ગ શત્રુ જાણવો, જેમ કે અ વર્ગથી, પાંચમો વર્ગ ગણતાં, ત વર્ગ તે અ વર્ગનો શત્રુ જાણવો, તેમ ત વર્ગથી ગણતાં, પાંચમો વર્ગ અ તે ત વર્ગનો શત્રુ જાણવો, એટલે અ વર્ગનો શત્રુ જેમ ત વર્ગ થાય, તેમ ત વર્ગનો શત્રુ અ વર્ગ થાય છે, એમ ચ વર્ગનો શત્રુ ચ વર્ગથી ગણતાં, પાંચમો ય વર્ગ થાય છે, તેમ ય વર્ગથી ગણતાં, પાંચમો ચ વર્ગ આવે છે, જેથી ચ વર્ગનો ય વર્ગ શત્રુ અને ય વર્ગનો, ચ વર્ગ શત્રુ જાણવો, તેવીજ રીતે, અને ત, ક, ને પ, ચ, ને ય, ટ ને શ, એ એક બીજાના પરસ્પર વર્ગશત્રુ જાણવા, જેથી અ વર્ગવાળો મનુષ્ય, ત વર્ગવાળી પશ્ચિમ દિશામાં, ત વર્ગવાળો મનુષ્ય, અ વર્ગવાળી પૂર્વદિશામાં, ઘર બનાવે તે પોતાના શત્રુના વર્ગની દિશામાં ઘર બનાવ્યું એમ જાણવું, માટે તે દિશા તે વર્ગોને નુકશાનકારક જાણવી, એ પ્રમાણે દરેક દિશામાં દરેક વર્ગ માટે જાણવું,

ગામને શુભ, પણ પોતાને શુભ સમજવી નહિં, બ્રાહ્મણથી અનુક્રમે ચારે વર્ણને સફેદ, લાલ, પીળી, ને કાળી, તેમજ મીઠી, તીખી, કડવી, ને કષાએલી, તેમજ તે જમીન સુંઘતાં તેનો ગંધ, ઘી, લોહી, અન્ન, ને દારૂ જેવો હોય, એ પ્રમાણે બ્રાહ્મણાદિ ચારે વર્ણને રંગ, સ્વાદ, ને સુગંધ, પોતપોતાને શુભ જાણવો,

**ઉદાહરણ**—પોતાના નામનો પ્રથમ અક્ષર અકારાદિ આઠ વર્ગમાંના કયા વર્ગમાંનો છે, અને તેજ પ્રમાણે ગામના નામનો પ્રથમ અક્ષર કયા વર્ગમાંનો છે, તે જોવું જેમ કે **ધીરજલાલ**નો પ્રથમ અક્ષર, ધ તે त વર્ગનો છે, એટલે ધીરજલાલ નામવાલાનો त વર્ગ થયો, અને ગામનું નામ **મુંબઇ**નો પ્રથમ અક્ષર, म તે प વર્ગનો અક્ષર છે, જેથી **મુંબઇ**નો प વર્ગ થયો, अ વર્ગ એ પહેલો વર્ગ છે, અને ત્યાંથી અનુક્રમે श વર્ગ આઠમો છેલ્લો છે, હવે **ધીરજ-લાલ**નો વર્ગ त ની સંખ્યા પાંચ છે, તેને બમણા કરવાથી ૧૦ થાય અને ગામ **મુંબઈ**નો प વર્ગની સંખ્યા ૬ છે, તે નામના વર્ગની બમણી કરેલી સંખ્યામાં ૬ ઉમેરતાં ૧૬ થયા, હવે તેજ પ્રમાણે ગામના વર્ગની સંખ્યા ૬ ને બમણી કરતાં ૧૨ થયા, અને તેમાં નામના વર્ગની સંખ્યા ૫ ઉમેરતાં ૧૭ થાય છે, એ બંને સંખ્યા-ઓને જુદેજુદી આઠે ભાગવી. પહેલી સંખ્યા ૧૬ ને આઠે ભાગતાં શેષ ૦ બચે છે અને બીજી સંખ્યા ૧૭ ને આઠે ભાગતાં શેષ ૧ બચે છે, એ આવેલી સંખ્યાને કાકિણીકા કહે છે, નામની કાકિણીકા શૂન્ય ઓછી છે, અને ગામની કાકિણીકા એક હોવાથી નામ કરતાં ગામની ૧ વધારે છે જેથી ગામની કાકિણીકા વધારે હોવાથી **ધીરજલાલ** નામના માણસને **મુંબઈ** કે म અક્ષરવાળું કોઇ પણ ગામ, સુખ આપનારૂં જાણવું, એટલે હમ્મેશાં ગામની કાકિણીકા વધારે હોય અને નામની કાકિણીકા ઓછી હોય તો તે ગામમાં થોડી કાકિણીકાવાળા મનુષ્યને સુખ આપે તેમ જાણવું, પણ ગામની ઓછી અને નામની વધારે હોય ત્યારે તેવા નામના પ્રથમ અક્ષરવાળા મનુષ્યોને તે ગામ નુકસાન કરતા જાણવું,

## ॥ બ્રાહ્મણાદિ વર્ણોને કેવી રંગ, સ્વાદ, ને ગંધવાળી જમીન સારી તેનું કોષ્ટક ॥

| વર્ણ. | બ્રાહ્મણ. | ક્ષત્રિય. | વૈશ્ય. | શુદ્ર. |
|---|---|---|---|---|
| રંગ. | સફેદ. | લાલ. | પીળી. | કાળી. |
| સ્વાદ. | મીઠી. | તીખી. | કડવી. | કષાયેલી. |
| ગંધ. | ઘી. | લોહી. | અન્ન. | દારૂ. |

## ॥ વર્ગનું કોષ્ટક ॥

| વર્ગ. | વર્ગનાં ઉપનામ. | અક્ષર. |
|---|---|---|
| ગરૂડ | ગરૂડ. | અ–ઇ–ઊ–એ, |
| માર્જાર. | બિલાડી. | ક–ખ–ગ–ઘ–ઙ, |
| સિંહ. | વાઘ. | ચ–છ–જ–ઝ–ઞ, |
| શ્વાન. | કુતરૂ. | ટ–ઠ–ડ–ઢ–ણ, |
| સર્પ. | સાપ. | ત–થ–દ–ધ–ન, |
| મૂષક. | ઉંદર. | પ–ફ–બ–ભ–મ, |
| મૃગ. | હરિણ. | ય–ર–લ–વ, |
| મેષ. | મેઢું કે બકરૂ. | શ–ષ–સ–હ, |

## ॥ સૂતી જમીન બાબત ॥

**મુ–મ૦—प्रद्योतनात् पंचनगांकसूर्यनवेंदुषड्विंशमितानि भानि ।**
**शेते मही नैव गृहं विदध्यात्तडागवापीखननं न शस्तम् (६)**

**અર્થ**—સૂર્યના મહા નક્ષત્રથી દીવસના નક્ષત્ર સુધી ગણતાં ૫, ૭, ૯, ૧૨, ૧૯, ૨૬, એ નક્ષત્રોમાં, પૃથ્વી સૂઇ રહે છે, માટે તે નક્ષત્રોમાં, ઘર બનાવવાનો આરંભ કરવો નહિં, અને તળાવ, વાવ, કુવો, વિગેરે પ્રથમ ખોદવું પણ નહિં, (૬)

બીજો પ્રકાર.

बाणाः सत्यशिवा नवातिथिनखाद्वाविंशत्रिविंशकाः ।
अष्टाविंशति वासरे च शयने संक्रांतिघस्रं त्यजेत् ( ७)

**અર્થ**—સૂર્યની કોઇ પણ સંક્રાંતિથી ૫,૭,૯,૧૧,૧૫,૨૦,૨૨,૨૩,૨૮, એ દિવસો ( અંશો )માં પૃથ્વી સૂઈ રહે છે, માટે તે દિવસોનો ત્યાગ કરવો; ( ૭ )

सौम्यादि प्लवभूतले विरचये द्विप्रादिकोऽग्योखिले
नान्येषां नियमोथ यत्र निखिलाः कुर्युं गृहं हृत्स्थिरम् ।
सद्मप्रश्नकृतो मुखात्प्रथमतो वर्गादिवर्णोद्गम-
श्चेत्तद्दिग्गतमादिशेत्तुहपयैः शल्यं सुधी र्मध्यतः ॥ ३ ॥

अन्वय—विप्रादिकः सौम्यादिप्लवभूतले गृहम् विरचयेत् अग्यः अखिले विरचयेत् अन्येषाम् नियमः न अथ यत्र हृत् स्थिरम् ( तत्र ) निखिलाः ( गृहम् ) कुर्युः सद्मप्रश्नकृतः मुखात् प्रथमतः वर्गादिवर्णोद्गमः चेत् तद्दिग्गतम् शल्यम् सुधीः आदिशेत् हपयैः तु मध्यतः ( शल्यं आदिशेत् ) ॥ ३ ॥

**अन्वयार्थ**—**विप्रादिकः** બ્રાહ્મણ વિગેરેએ, **सौम्यादिप्लवभूतले** ઉત્તર દિશાના પ્રવાહની પૃથ્વીમાં, **गृहम्** ઘર, **विरचयेत्** કરવું, **अग्यः** બ્રાહ્મણે, **अखिले** દરેક જગ્યાએ ( **विरचयेत्** ) કરવું, **अन्येषाम्** બીજા વર્ણોને **अयं** એ **नियमः न** નિયમ નથી, **अथ** હવે, **यत्र** જ્યાં, **हृत** હૃદય, **स्थिरम्** સ્થિર થાય, ( **तत्र** ) ત્યાં, **निखिलाः** બધાએ ( **गृहम्** ) ઘર, **कुर्युः** કરવું, **सद्मप्रश्नकृतः** ઘરસંબંધી પ્રશ્ન કરનારના, **मुखात्** મુખથી, **प्रथमतः** પહેલાં, **वर्गादिवर्णोद्गमः** જે વર્ગના આદિ અક્ષરનો ઉચ્ચાર થાય, **तद्दिग्गतम्** તે દિશામાં રહેલું, **शल्यम्** હાડકું, **सुधीः** વિદ્વાને **आदिशेत्** કહેવું, **हपयै.** હ, પ, ય, એ અક્ષરો નીકલે **तु** તો, **मध्यतः** મધ્યમાં, ( **शल्यं आदिशेत्** ) કહેવું. ॥ ૩ ॥

૩ ભાવાર્થ—બ્રહ્મણાદિ ચારે વર્ણે ૧અનુક્રમે ઉત્તર, પૂર્વ દ-

---

૧—( બ્રાહ્મણાદિ વર્ણોએ કઈ દિશામાં સ્હેજ નીચાણવાળી જમીન રાખવી, તેનું કોષ્ટક )

| વર્ણ. | બ્રાહ્મણ. | ક્ષત્રિય. | વૈશ્ય. | શૂદ્ર |
|---|---|---|---|---|
| નીચાણ રાખવાની દિશા. | ઉત્તર. | પૂર્વ. | દક્ષિણ. | પશ્ચિમ. |

ક્ષિણ, ને પશ્ચિમ, એ બાજુની સહેજ ઢળતી જમીન ઉપર ઘર કરવું શુભ છે,

॥ શલ્યજ્ઞાનબાબતર ॥

ઘર કરાવનાર માણસ જ્યારે જોષીને મુહૂર્ત પુછે, તે વખતે ઘરધણીના મુખમાંથી પહેલો અક્ષર જે બોલાય, તે અક્ષર જો અકારાદિ આઠે વર્ગોમાંના દરેક વર્ગનો પહેલો અક્ષર, એટલે અ, ક, ચ, ટ, ત, પ, ય, શ, એ આઠ અક્ષરોમાંનો કોઈ પણ અક્ષર હોય તો, તેના ઘરમાં તે અક્ષરની બતાવેલી દિશામાં, કંઈ પણ શલ્યપદાર્થ હોવો જોઈએ, તેમજ હ, પ, ય, એ અક્ષરો પ્રથમ બોલવામાં આવ્યા હોય તો ઘરના મધ્યભાગમાં શલ્ય છે એમ જાણવું,

જેમ કે છગનલાલ જોષી મારે ઘેર ચાલો, તો તે માણસના ઘરમાં કોઇ પણ જગ્યાએ શલ્ય નથી, એમ જાણવું, ફક્ત અ, ક, ચ, ટ, ત, પ, ય, શ, એ આઠ અક્ષરોમાંનો કોઈ પણ અક્ષરનો ઉચ્ચાર પ્રથમ થયો હોય તો તે અક્ષરના કોષ્ટકમાં બતાવેલી દિશામાં શલ્ય છે એમ જાણવું, બાકીના અક્ષરોના પ્રથમ ઉચ્ચારથી શલ્ય નથી, તેમ જાણવું, તેવીજ રીતે હ, પ, અને ય—એ ત્રણે અક્ષરોમાંનો ગમે તે કોઈ પણ અક્ષર પ્રથમ ઉચ્ચાર કર્યો હોય તો જમીનના કરેલા નવ ભાગમાંથી મધ્યભાગમાં શલ્ય છે, તેમ જાણવું, તેમજ પ અક્ષરના ઉચ્ચારથી મધ્યમાં અને વાયવ્ય ખુણામાં, એમ બે ઠેકાણે શલ્ય છે, એમ

૨— ( શલ્યજાણવા માટે કોષ્ટક )

| ઇશાન. | પૂર્વ. | અગ્નિ. |
|---|---|---|
| શ. | અ | ક |
| ઉત્તર. ય. | હ-પ-ય. | ચ દક્ષિણ. |
| પ. | ત | ટ |
| વાયવ્ય. | પશ્ચિમ. | નૈઋત્ય. |

જાણવું, કેમ જે પ અક્ષર પ વર્ગનો આદ્દ અક્ષર હોવાથી અને તે પ વર્ગ છઠ્ઠો હોવાથી તેની દિશા વાયવ્ય ખુણો છે, માટે પ અક્ષરના ઉચ્ચારથી હમ્મેશાં વાયવ્ય ખુણામાં, અને મધ્યભાગ એમ બે ઠેકાણે શલ્ય છે એમ કહેવું,

॥ શલ્યજ્ઞાનનું ઉદાહરણ ॥

મુહૂર્ત પુછનાર ઘરધણી જોષી પાસે આવીને પ્રથમ એમ કહે કે અમારે ઘર બનાવવું છે, કંઇ મુહૂર્ત પુછવું છે, ચાલુ મહિનામાં ઘરનું મુહૂર્ત પુછવું છે' પુછનારના એવા પ્રશ્નોના વાકયોમાં પહેલા વાકયનો પહેલો અક્ષર अ બીજામાં પહેલો क અને ત્રીજામાં પહેલો च એ પ્રમાણે ત્રણ અક્ષરો આવેલા છે, તેમાં પહેલામાં अ નો ઉચ્ચાર કરેલો છે. જેથી શલ્ય પૂર્વદિશામાં છે એમ જાણવું. कના ઉચ્ચારથી અગ્નિકોણમાં चના ઉચ્ચારથી દક્ષિણદિશામાં શલ્ય છે એમ જાણવું, એજ પ્રમાણે ट અક્ષરનો ઉચ્ચાર પહેલો કર્યો હોય તો નૈરૃત્યમાં त અક્ષરથી પાશ્ચિમમાં प અક્ષરથી વાયવ્યમાં य અક્ષરથી ઉત્તરમાં અને श અક્ષરના પ્રથમ ઉચ્ચારથી ઘરના ઈશાન કોણમાં શલ્ય છે એમ જાણવું, તેવીજ રીતે ઘરના નવભાગમાં આઠ ભાગના આઠ અક્ષરોથી આઠ દિશાઓમાં શલ્ય જાણવું, પણ ઘરના નવ ભાગ કરવાથી બાકી રહેલા મધ્ય ભાગમાં પુછનાર ધણી જો ह અક્ષરનો પ્રથમ ઉચ્ચાર કરે તો શલ્ય જાણવું, ॥

॥ प અને य માટે વિશેષ ખુલાસો ॥

પ્રથમ पँ અક્ષરથી વાયવ્યમાં અને य થી ઉત્તરમાં શલ્ય રહે છે, એમ કહ્યું છે, પરંતુ प અને य અક્ષરનો પ્રથમ ઉચ્ચાર કર્યો હોય તો મધ્યભાગમાં પણ શલ્ય રહે છે એટલે प ના ઉચ્ચારથી વાયવ્ય અને મધ્યભાગ य ના ઉચ્ચારથી ઉત્તર અને મધ્યભાગમાં શલ્ય રહેલું છે એમ જાણી બંને ઠેકાણે ભૂમિનું શોધન કરવું, ह ના ઉચ્ચારથી તો ફક્ત મધ્યભાગમાંજ શોધન કરવું, ॥

જેમ अं અક્ષરથી પૂર્વદિશામાં શલ્ય કહ્યું છે, તે ફક્ત अ आ, ऐ, ओ, औ, अं, अः એ અક્ષરો હોય ત્યારે શલ્ય જાણવું, તે શિવા-

યના અક્ષરો લેવા નહિં, તેવીજ રીતે क ના ઉચ્ચારથી का વિગેરે કની બારાખડીના દરેક અક્ષરોનું ગ્રહણ થાય છે. પણ क વર્ગનું એટલે ખ, ગ, ઘ, ઙ, એ અક્ષરો ગ્રહણ થતું નથી તેજ પ્રમાણે च અક્ષરના ઉચ્ચારણથી चा વિગેરેનું ગ્રહણ થાય પણ च વર્ગનું નહિં એવીજ રીતે ट, त, ના ઉચ્ચારથી પણ સમજી લેવું (અર્થાત્) તે અક્ષરોમાં તેઓની બારાખડી લેઈ શકાય છે. પણ વર્ગના અક્ષરો લેવાતા નથી. ॥

વર્ગ—

अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ ओ औ अं अः ।

क ख ग घ ङ, च छ ज झ ञ, ट ठ ड ढ ण,

त थ द ध न, प फ ब भ म, य र ल व,

श ष स.

બારાખડી.

क का कि की कु कू के कै को कौ कं कः ।

ज्योतिर्निबन्धे—श्लोकाः ।

स्मृत्वेष्टदेवतांचर्क्षवचनस्याद्यमक्षरम् । गृहीत्वातुततः शल्याशल्यं सम्यग्विचार्यते ॥ अकचटतपयशा हपयावर्णाः पूर्वादिमध्यांताः । शल्यकरा इह नान्ये शल्यगृहेनिवसतां नाशः ॥ पृच्छया यदि अः प्राच्यां नरशल्यं तदाभवेत् । सार्द्धहस्तप्रमाणेन तच्चमानुषमृत्युकृत् आग्नेय्यां दिशिकः प्रश्नेखरशल्यं करद्वये । राजदंडो भवेत्तत्र भयं नैवनिवर्तते ॥ याम्यायां दिशि चः प्रश्ने कुर्यादाकटिसंस्थितम् । नरशल्यंगृहे शस्य मरणं चिररोगतः ॥ नैऋत्यां दिशिटः प्रश्ने सार्द्धहस्ताद्दधः स्थले ॥ शु नोस्थिजायते तत्र बालानांजनये स्मृतिम् ॥ तः प्रश्नेपश्चिमायां तु शिशोः शल्यं प्रजायते । सार्द्धहस्ते गृहस्वामी न तिष्ठति सदागृहे ॥ वायव्यां दिशि पः प्रश्ने तुषांगाराश्चतुष्करे । कुर्वंति मित्रनाशं च दुःस्वप्नदर्शनं तदा ॥ उदीच्यां दिशि यः प्रश्ने विप्रशल्यं कटेरध, । तच्छीघ्रं निर्धनत्वाय कुबेरसदृशस्य

हि ॥ ईशान्यां दिशिशः प्रश्ने गोशल्यं सार्द्धहस्ततः । तद्गोधनस्य नाशाय जायते गृहमेधिनः ॥ हप या मध्यमे कोष्टे वशो गात्रे भवेदधः । नृकपालमथो भस्म लोहं तत्कुलनाशकृत् ॥ ( ८–९–१०–११–१२–१३–१४–१५–१६–१७–१८ )

અર્થ—જોષીએ પ્રથમ પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરીને પ્રશ્ન કરનારના વાકયનો આદ્યાક્ષર લેઇ શલ્યનો બરોબર વિચાર કરવો, ( ૮ )

અ–ક–ચ–ટ–ત–પ–ય–શ–હ પ ય–એ વર્ણો શલ્યદર્શક છે,–અને શલ્યવાળા ઘરમાં રહેનારાનો નાશ થાય છે, ( ૯ )

પ્રશ્નમાં આદિઅક્ષર अ–બોલાયો હોય તો પૂર્વદિશામાં દોઢ હાથ નીચે નરશલ્ય ( માણસનું હાડકું, ) હોય છે, તેવા શલ્યવાળા ઘરમાં રહેવાથી મનુષ્યનું મરણ થાય છે, ( ૧૦ )

क બોલાયો હોય તો અગ્નિકોણમાં બે હાથ નીચે ખરશલ્ય ( ગધેડાનું હાડકું, ) હોય છે, તે રાજાથી દંડ કરાવનાર અને ભયને આપનાર હોય છે, ( ૧૧ )

च થી દક્ષિણદિશામાં કમ્મર જેટલે નીચે નરશલ્ય ( માણસનું હાડકું, ) હોય છે, તે ઘરધણીને લાંબા વખત સુધી રોગી કરી નાશ કરે છે, ( ૧૨ )

પ્રશ્નમાં ट નો ઉચ્ચાર થયો હોય તો નૈરૃત્યકોણની જમીનમાં દોઢ હાથ નીચે કુતરાનું હાડકું હોય છે, તે બાલકોનો નાશ કરે છે, ( ૧૩ )

પ્રશ્નમાં પ્રથમ त અક્ષર હોય તો પશ્ચિમદિશામાં દોઢ હાથ નીચે બાલકનું શલ્ય હોવાથી તે ઘરમાં ઘરધણી હમ્મેશાં રહી શકતો નથી, ( ૧૪ )

પ્રશ્નમાં આદ્યક્ષર प આવ્યો હોય તો વાયવ્યકોણમાં ચાર હાથ નીચે તુષાંગાર ( ફોતરાં ને કોલસો ) હોય છે, તેવા ઘરમાં રહેવાથી મિત્રનો નાશ અને ખોટાં સ્વપ્ન આવે છે, ( ૧૫ )

જો य હોય તો ઉત્તરદિશામાં કમ્મર જેટલે નીચે બ્રાહ્મણનું હાડકું, હોય છે, તે કુબેર જેવા ધનાઢયને પણ નિર્ધન કરે છે, ( ૧૬ )

પ્રશ્નમાં પ્રથમ श નો ઉચ્ચાર થયો હોય તો ઇશાનકોણમાં દોઢ હાથ નીચે ગોશલ્ય ( ગાયનું હાડકું, ) હોય છે, તે ગાયો વિગેરે પશુઓનો નાશ કરે છે,(૧૭)

પ્રશ્નમાં આદ્યક્ષર ह फ य આવ્યા હોય તો ઘરના મધ્યભાગમાં છાતી જેટલે નીચે નૃકપાલ ( માણસના માથાની ખોપરી, ) ભસ્મ, લોઢું હોય છે, તેવા ઘરમાં રહેવાથી કુલનો નાશ થાય છે, ( ૧૮ )

૫, ને ય, અક્ષરથી મધ્યમાં કહ્યું તેમ તેના વર્ગની દીશામાં પણ જાણવું.

**સૂચના**—ઘર બનાવનાર માણસ આવીને પુછે તે વખતે જોષીને તેના બોલવાનો પ્રથમ અક્ષર યાદ ન રહ્યો હોય તો તેને ઇષ્ટદેવનું સ્મરણ કરવા કહી ફરીથી તમે શું પુછવા માગો છો એમ જોષીયે પ્રશ્ન કરવો અને તે પ્રશ્નનો જ્યારે ઘરધણી ઉત્તર આપે તેના આદ્યઅક્ષરથી પણ શલ્ય જાણવાનો પ્રથમની પેઠે નિર્ણય કરવો.

**श्वभ्रं हस्तमितं खने दिहजलं पूर्णं निशास्ये न्यसेत्**
**प्रातर्दृष्टजलं स्थलं सदजलं मध्यं त्वसत्स्फाटितम् ।**
**ज्ञात्वैवं निखनेद्गृहाधिकभुवं नत्वा जलांतः स्तरो**
**यावद्वा पुरुषस्ततः कपिशिरस्तुल्याश्मभिः पूरयेत् ॥ ४ ॥**

**अन्वय—हस्तमितम् श्वभ्रम् खनेत् इह निशास्ये पूर्णम् जलम् न्यसेत् प्रातः दृष्टजलम् स्थलम् सत् अजलम् मध्यम् स्फाटितम् तु असत् एवम् ज्ञात्वा नत्वा गृहाधिकभुवम् ( निखनेत् ) जलान्तः ( निखनेत् ) यावत्स्तरः ( निखनेत् ) वा पुरुषः निखनेत् ततः कपिशिरस्तुल्याश्मभिः पूरयेत् ॥ ४ ॥**

**अन्वयार्थ—हस्तमितम्** એક હાથ, **श्वभ्रम्** ખાડાને, **खनेत्** ખોદવો, **इह** એ ખાડામાં, **निशास्ये** સંધ્યાકાલે, **पूर्णम्** ભરપુર, **जलम्** જલ, **न्यसेत्** ભરવું, **प्रातः** સવારમાં, **दृष्टजलम्** જલ દેખાય તો, **स्थलम्** સ્થલ, **सत्** શ્રેષ્ઠ છે, **अजलम्** જલ ન હોય તો, **मध्यम्** મધ્યમ, **स्फाटितम्** ફાટી ગયું હોય તો, **असत्** નેષ્ટ છે, **एवम्** એ પ્રમાણે, **ज्ञात्वा** જાણીને, **नत्वा** નમીને, **गृहाधिकभुवम्** ઘરથી અધિક પૃથ્વીને, ( **निखनेत्** ખોદવી ), **जलान्तः** જલ આવે ત્યાં સુધી, ( **निखनेत्** ખોદવી ), **यावत्** જ્યાંસુધી, **स्तरः** તળીયું આવે, **वा** અથવા, **पुरुषः** પુરૂષના પ્રમાણ જેટલું, **निखनेत्** ખોદવું, **ततः** ત્યાર પછી, **कपिशिरस्तुल्याश्मभिः** વાંદરાના માથા જેવડા પથ્થરથી તે ખાડો, **पूरयेत्** પુરવો ॥ ૪ ॥

॥ જમીનની પરીક્ષા બાબત ॥

૪ **ભાવાર્થ**—જે જમીનમાં ઘર કરવું છે, તે જમીનમાં પોતાની મરજી આવે ત્યાં લાંબો પહોળો, ને ઉંડો એક હાથનો ખાડો ખોદવો, અને તે ખાડામાં સાંજની સંધ્યાકાલે પાણી ભરવું, તે સવારમાં સૂર્યોદય થતાં ખાડો જોતાં જો તેમાં કંઇ પણ પાણી રહેલું દેખાય તો, જમીન ઘર બનાવવામાં શ્રેષ્ઠ છે, અને પાણી ન હોય તો, તે જમીન મધ્યમ જાણવી, અને પાણી જતું રહી, તે ખાડામાં ફાટો પડી હોય તો તે અશુભ સમજવી,

॥ પાયો ખોદવાની બાબત ॥

ઉપર પ્રમાણે જમીનની પરીક્ષા કરીને, જમીનને નમસ્કાર કરી જેટલા વિસ્તારમાં ઘર કરવું હોય તેનાથી કંઇક વિશેષ જમીન ફરતી પાયાને માટે ખોદવી, જો પોતાની ઇચ્છા મજબુત ઘર કરવાની હોય તો જમીનની નીચે જયાં સુધી પાણી આવે ત્યાં સુધી ખોદવી, અથવા જમીનની ઉપલી માટીનો થર બદલાય, એટલે ઉપરની માટીથી નીચેની જુદી માટી દેખાય ત્યાં સુધી અથવા ૧પુરૂષ જેટલી ઉંડી તે જમીન ખોદવી, અને તે ખોદાણને વાંદરાના માથા જેવા પથ્થરોથી જમીન સુધી પુરવી,

॥ હસ્તના પ્રમાણ બાબત ॥

લીલાવતી—यवोदरै रंगुलमष्टसंख्यै र्हस्तोऽङ्गुलैः षड्गुणितैश्चतुर्भिः
हस्तैश्चतुर्भि र्भवतीह दंडः क्रोशःसहस्रद्वितयेनतेषाम् १९

**અર્થ**—છોતરાં વિનાના આઠ યવનો એક આંગલ, ચોવીસ આંગલનો એક હાથ૨, ચાર હાથનો એક દંડ, અને તેવા બે હજાર દંડનો એક કોષ થાય છે(૧૯)

राजवल्लभः—ज्येष्ठोष्टाभि रथोदरैस्तु मुनिभिर्मध्यस्तुषड्भिर्लघुः
माप्यंचोत्तमकेन खेटकपुरं क्रोशादिकं योजनम् ।
प्रासादप्रतिमे नृपस्य भवनं मध्येन हर्म्यादिकं
यानं षट् यवसंभवेन शयनं छत्रासनास्त्रादिकम् (२०)

---

૧—પુરૂષનું પ્રમાણ ૧૨૦–આંગલનું એટલે પાંચ હાથનું હોય છે,

૨—આ પ્રમાણે હાથનું માપ લેવાને કહ્યું છે, અને ઘરના કામમાં–હાથનું માપ એજ પ્રમાણે લેવું, પરન્તુ હાલ સુધરેલી રીત પ્રમાણે ફુટ વાપરમાં આવે છે.

**અર્થ**—આઠ યવના માપવાલો–જ્યેષ્ઠ હાથ, સાત યવનો મધ્ય, અને છ યવનો કનિષ્ઠ, એ પ્રમાણે ત્રણ પ્રકારનો ગજ–અથવા હાથનું માપ થાય છે, તે માપમાંથી–ગામ, કોશ, નગર, અને યોજનાદિનું માપ લેવું હોય તો જ્યેષ્ટ, મહેલ, મૂર્તિ, રાજાનું ઘર અથવા બીજાં સાધારણ ઘરોના માપમાં–મધ્ય, અને પાલખી, ગાડાં, ગાડી, ખાટલો, અથવા પલંગ, છત્ર, સિંહાસન, અને શસ્ત્રો, ઇત્યાદિ–બનાવવામાં–કનિષ્ટ માપ લેવું.[1] ( ૨૦ )

॥ આરંભ વખતે થતા અપશુકન બાબત ॥

**ज्यो–र्वि०–शालारंभे चेदपां पित्तकीला दृष्टास्त्वाखासदाहादिपीडा ओतु र्वाहि स्तत्र दृष्टोऽरिपुष्टिर्वादो मांद्यं रोदनं संश्रुतं स्यात् (२१)**

**અર્થ**—ઘરનો આરંભ કરતી વખતે અગ્નિની જ્વાલા દેખી હોય તો, થોડા દિવસમાં તે ઘર બળીને ભસ્મ થાય છે, જો બિલાડી કે સાપ જોવામાં આવ્યો હોય તો, શત્રુની વૃદ્ધિ થાય છે, અને બિલાડી વિગેરેનું રૂદન સાંભળ્યું હોય તો કલેશ અથવા મંદગી થાય છે, ( ૨૧ )

**शाला दोष्णां साधने सूत्रपाते छेदोऽत्यैंचेद्ग्रंथिरात्यैं च कर्तुः । कैलो भंग, स्याद्रुजे क्ष्मानिमग्नः कीलः शून्यं विस्मयः खातदेशे(२२)**

**અર્થ**—ઘરનું ભુજાદિક કહાડવા માટે લીધેલું સૂત્ર, તુટી જાય તો ઘર કરનારને પીડા થાય છે, અને ખાત કરવાના ભાગમાં રોપેલો ખીલો તુટી જાય તો રોગ ઉત્પન્ન થાય છે, તેમજ તે ખીલો જમીનમાં પેસી જાય તો તે ઘર શૂન્ય રહે છે, ( ૨૨ )

**खाते तावत् खन्यमाने प्रपश्येद् ग्रावाणं वा केशभंगारमस्थि । चर्मायश्चेदापदो राजभीतेः सत्सिद्धिं सद्वस्तुदृष्टं तनोति ( २३ )**

**અર્થ**—ખાત કરવા માટે જમીન ખોદતાં પહેલાંજ પથ્થર, વાળ, કોલસો, હાડકું, ચાંમડું, અને લોઢું એ વસ્તુઓ જોવામાં આવે તો રાજાના ભયથી આપત્તિ થાય છે, અને શુભ વસ્તુ જોઈ હોય તો સિદ્ધિ થાય છે, ( ૨૩ )

---

૧—ઉપર મુજબ કઇ જગ્યાએ કયા હસ્તાદિકનું માપ લેવું, તે સ્પષ્ટ કર્યું છે, જેથી ઘર બનાવવાના કામમાં **राजवल्लभना** મત પ્રમાણે સાત યવનો એક એક આંગલ ગણી તેથી થતા હાથનું માપ ઉપીયોગમાં લેવું,

(જમીનનો પાયો ખોદવા બાબત.)

अधोमुखे च नक्षत्रे शुभेऽन्हि शुभवासरे।
चंद्रतारानुकूल्ये च खननारंभणं शुभम् (२४)

અર્થ—ભરણી, કૃત્તિકા, આશ્લેષા, મઘા, પૂ, ફા, વિશાખા, મૂલ, પૂ, ષા, પૂ, ભા, એ અધોમુખ નક્ષત્રોમાં, શુભ વાર હોય, અને ચંદ્ર તથા તારા બલવાન હોય, ત્યારે ઘરનો પાયો ખોદવાનો આરંભ કરવો, (૨૪)

(ખાત મુહૂર્ત થયા પછી ચણતર કરવાનું મુ૦)

मु० ग०—शिलान्यासः प्रकर्तव्यो गृहाणां श्रवणे मृगे।
पौष्णे हस्ते च रोहिण्यां पुष्याश्विन्युत्तरात्रये (२५)

અર્થ—અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, ઉ–ફા, હસ્ત, ઉ–ષા, શ્રવણ, ઉ–ભા, અને રેવતી, એ નક્ષત્રોમાં ચણતરનો પ્રારંભ કરવો શુભ છે, (૨૫)

दक्षिणपूर्वे कोणे कृत्वा पूजां शिलां न्यसेत् प्रथमाम्।
शेषाः प्रदक्षिणेन स्तंभाश्चैवं प्रतिष्ठाप्याः (२६)

અર્થ—ખાત કર્યા પછી અગ્નિકોણમાં પૂજન કરીને ચણતરનું કામ કરવું, પછી દક્ષિણભાગથી નૈરૃત્ય તરફ સવ્ય માર્ગે છેક પુર્વદિશા સુધી અનુક્રમે ચણતર કરવું, તેજ પ્રમાણે અનુક્રમે અગ્નિકોણમાં સ્તંભ રોપીને પછી દક્ષિણાદિકના અનુક્રમે બીજી દિશાઓમાં સ્તંભ રોપવા, (૨૬)

ज्यो० वि०—पूर्वत्सेकमरत्रिधिष्ण्यचक्रभेदैस्त्रिद्वयाब्धित्रियमाश्विवेदद्दग्भै
र्दग्माग्रैः श द्दृजिनकायरुक्शधैर्यं दारिद्र्यं दरमरणे क्रमेणकर्तुः (२७)

॥ નગરવત્સચક્ર ॥

અર્થ—નગરના વત્સચક્રમાં સૂર્યના નક્ષત્રથી ગણીને વત્સના માથાથી અનુક્રમે ૩–નક્ષત્રોમાં સુખ, ૨–માં પાપ, ૪–માં સુખ, ૩–માં લાભ, ૩–માં રોગ, ૨–માં સુખ, ૨–માં ધૈર્ય, ૪–માં દરિદ્રતા, ૨–માં ભય, ૨ માં મરણ, એ પ્રમાણે ફલ મળે છે, જેથી તેનો વિચાર કરી નગરનો પ્રારંભ કરવો, (૨૭)

प्राक् साध्योज्जयिनीस्थलाद्यमदिशि त्वाष्ट्रानिलाभ्यंतरा-
रसौम्येऽतोऽन्युदयादुदग्ध्रुवमुखादिङ्मूढके स्यान्मृतिः।
गेहं माधवपौषफाल्गुन नभोमार्गेषु मृद्वानिलैः
पात्र्यर्केज्यवसुध्रुवैः स्थिरतनौ कुर्यात्सुकेंद्राष्टमे ॥ ५ ॥

**अन्वय—उज्जायिनीस्थलात् यमदिशि त्वाष्ट्रानिलाभ्यंतरात् प्राक् साध्या, अतः सौम्ये अग्न्युदयात् प्राक् ( साध्या ) ध्रुवमुखात् उदक् ( साध्या ) दिङ्मूढके मृतिः स्यात् माधवपौषफाल्गुननभो मार्गेषु मृद्वानिलैः पाश्यर्केज्यवसुध्रुवैः स्थिरतनौ सुकेंद्राष्टमे गेहम् कुर्यात् ॥ ५ ॥**

**अन्वयार्थ—उज्जयिनीस्थलात्** ઉજ્જન નગરથી, **यमादिशि** દક્ષિણદિશામાં, **त्वाष्ट्रानिलाभ्यंतरात्** ચિત્રા અને સ્વાતીના મધ્યથી, **प्राक्** પૂર્વદિશા, **साध्या** સાધવી, **अतः** ઉજ્જનથી, **सौम्ये** ઉત્તરદિશામાં, **अग्न्युदयात्** કૃત્તિકાના ઉદયથી, **प्राक्** પૂર્વદિશા ( **साध्या** ) સાધવી, **ध्रुवमुखात्** ધ્રુવના અગ્રભાગથી, **उदक्** ઉત્તરદિશા, ( **साध्या** ) સાધવી, **दिङ्मूढके** દિશામાં બરાબર ઘર ન હોય તો, **मृतिः** મરણ, **स्यात्** થાય, **माधवः** વૈશાખ, **पौष** પૌષ, **फाल्गुन** ફાગણ, **नभः** શ્રાવણ, **मार्गेषु** માર્ગશીર્ષ, એ માસોમાં, **मृद्वानिलैः** મૃદુસંજ્ઞક ને સ્વાતી નક્ષત્રો, **पाशी** શતભિષા, **अर्क** હસ્ત, **इज्य** પુષ્ય, **वसु** ધનિષ્ઠા, **ध्रुवैः** ધ્રુવસંજ્ઞક નક્ષત્રો વડે, **स्थिरतनौ** સ્થિરલગ્નમાં, **सुकेंद्राष्टमे** પાપગ્રહરહિત કેન્દ્ર અને આઠમું સ્થાન હોય ત્યારે, **गेहम्** ઘર, **कुर्यात्** કરવું ॥ ૫ ॥

॥ દિશાસાધન ॥

**ભાવાર્થ**—જો ઉજ્જનનગરીથી પોતાનો દેશ દક્ષિણદિશામા હોય તો ચિત્રા અને સ્વાતીના અંતરથી પૂર્વદિશા લાવવી, અને ઉજ્જનથી ઉત્તરદિશામાં દેશ હોય તો કૃત્તિકાનક્ષત્રથી પૂર્વદિશાં લાવવી, તેમજ ઉત્તરધ્રુવથી ઉત્તરદિશા પણ લાવવી, તે લાવેલી પૂર્વ કે ઉત્તરદિશા ઉપરથી ચારે દિશાઓ લાવવી, કેમ જે ઘર બનાવવાના કામમાં, દિશાનું સાધન અવશ્ય કરવું, કારણ કે દિશા જો વાંકીચુકી હોય, અને ઘર બનાવ્યું હોય તો ઘર કરનારનું મરણ થાય છે,

॥ ઘર બનાવવાના માસ ને નક્ષત્રો ॥

માર્ગશીર્ષ, પૌષ, ફાગણ, વૈશાખ, શ્રાવણ, એ માસો,[1] રોહિણી, મૃગશીર્ષ પુષ્ય, ઉ–ફા, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા,. ઉ–ષા, ધનિષ્ઠા, શતભિષા, ઉ–ભા, રેવતી, એ નક્ષત્રો, લગ્નશુદ્ધિ, વૃષભ, સિંહ, વૃશ્ચિક, કુંભ, એ લગ્નોમાં, અને શુભ ગ્રહો કેન્દ્રમાં કે આઠમે હોય, અને પાપગ્રહ તે સ્થાનોમાં ન હોય, ત્યારે ઘર કરવું શુભ છે;

---

1 નારદઋષિના મતથી કાર્તિક, ને માઘમાસ પણલેઈ શકાય છે,

कुंडकल्पद्रुम–पाटीरागुरुरक्तचंदनरदन्यग्रोधवैकंकत—
श्रीपर्णी चलपर्णबिल्वखदिरब्रह्मद्रुमोदुंबराः ।
एषां शंकुरकल्मषः सुसरलस्तुंगः पतंगांगुलः
पर्वद्वंद्वतलः कुशाग्रसदृशोग्रे यंत्रसंघट्टितः ( २८ )

॥ શંકુ બનાવવાની રીત. ॥

અર્થ—સુખડ, અગુરૂચદન, રતાંદલી, હાથીદાંત, વડ, વાંકલો, સેવળ, પીંપળો, ખેર, ખાખરો, અને ઉમરો, એ પૈકી કોઈપણ ઝાડના લાકડાનો શંકુ કરવો, તે શંકુ—કરવાનું લાકડૂ દોષરહિત ( વાંકુ ચુકુ નહિ, ને છિદ્ર વિનાનું ) લેવું, તે શંકૂ બાર આંગળ ઉંચો, લીસો, બે આંગળ તળીઆવાળો, દર્ભની ટોચ ના જેવા અગ્રભાગવાળો, યંત્રથી ઉતારેલો, અને ગોળાકાર લેવો. (૨૮)

कुं०मं०सि०–नृपांगुलैः संमितकर्कटेन सूत्रेण वा वृत्तवरं विलिख्य ।
रव्यंगुलंशंकुममुष्यमध्येनिवेशयेत्खाक्षिमितांगुलीभिः ( २९ )
चतसृभिश्चापिऋजूत्तमाभिः संस्पृष्टशीर्षं तु समेषिकाभिः ।
तच्छंकुभायत्रविशेदपेयाद्वृत्तेक्रमात्स्तोवरुणेंद्रकाष्टे ( ३० )

॥ દિવસે સ્થુલ દિશા સાધન ॥

અર્થ—૧૬ આંગલના કંપાસકે (કરકાટક) સુતરની દોરીથી સુંદર ગોળાકાર વર્તુલ ચક્ર બનાવવું, તે વર્તુલના બરાબર મધ્ય ભાગમાં ઉપર કહેલો ૧૨–[1]આંગલનો શંકુ મુકવો.[2] અને આશરે ચારે દિશાઓમાં વૃત્તના પરિધને અડકી વૃત્તના

૧—તળીએથી અગ્રભાગ સુધી શંકુની જેટલી લંબાઇ હોય તેના સરખે અંતરે બાર ભાગ કરવા, તેમાં આંગલ પ્રમાણે માપ કરવાની જરૂર નથી. પણ એ શંકુના કરેલા સરખા બાર ભાગમાંનો દરેક ભાગ આંગલ જાણવો, આ આંગલ નાના શંકુના નાના, ને મોટાના મોટા થાય તેની હરકત નથી. માટે સરખે અંતરે બાર ભાગ પાડવા, અને નીચેની બેસણીના તળીઆના જે બે આંગલ કહ્યા છે તે પણ શંકુના બાર આંગલમાંનો જે એક આંગલ તેવા બે આંગલ લેવા.

૨ બરાબર ગોળાકાર ચક્રના મધ્યમાં શંકુ બરાબર રહ્યો છે કે નહિ, તે જાણુવા માટે જેટલો શંકુના તળીઆનો ઘેરાવો હોય તેટલા ઘેરાવાનુ બીજુ ચક્ર પ્રથમ કહાડેલા ૧૬ આંગળના ચક્રનું જે મધ્ય બિંદુ છે, તેજ મધ્ય બિંદુ ઉપર કંપાસ રાખી શંકુનું તળીયું બે આંગળના ઘેરાવાનું કહ્યું છે તો તે બે આંગળના માપનું વચમાં નાનું ચક્ર કહાડવું, તે ચક્રને દરેક બાજુથી શંકુનું તળીયું અડકી રહે એટલે જાણવું કે ચક્રના મધ્ય બિંદુ ઉપર શંકુ બરાબર છે.

મધ્ય ભાગમાં મુકેલા શંકુની ટોચને અડકે તેવી ૪ સીધી શળીઓ ગોઠવવી,[1] પછી બપોર પહેલાં શંકુની છાયા જયારે વર્તુલમાં પ્રવેશ કરે, અને બપોર પછી જયારે વર્તુલમાંથી બહાર નીકળે તે બે વખતનાં બે ચિન્હ[2] અનુક્રમે પશ્ચિમ અને પુર્વ દિશા થાય છે. (૨૯–૩૦)

**कर्केकीटेगोमृगेयूकयासाद्वाभ्यांचाल्यासिंहकुंभत्रिकेऽपि ।**
**यां वै काष्ठां भानुमान् यातितस्यांचाल्याद्वंद्वेकार्मुकेचालनं न (३१)**

**॥ મધ્યમ સૂક્ષ્મ દિશા સાધન ॥**

**અર્થ**—વૃષભ, કર્ક, વૃશ્ચિક ને મકર એ ચાર રાશિના સૂર્યમાં ઉપર મુજબ પૂર્વ તરફના બીજા ચિન્હને ઉત્તરાયણના સૂર્યમાં એક યૂકા જેટલું ઉત્તર તરફ ત્રીજું નિશાન કરવું, ને દક્ષિણાયન હોય તો દક્ષિણ તરફ એક યૂકાના માપ જેટલે છેટે ત્રીજું નિશાન કરવું, અને મેષ, સિંહ, કન્યા, તુલા, કુંભ ને મીન એ ૬ રાશિના સૂર્યમાં ઉપર મુજબ બે યૂકા જેટલે છેટે. ઉત્તર કે દક્ષિણાયનના સૂર્ય પ્રમાણે ઉત્તરકે દક્ષિણ દિશા તરફ ત્રીજું નિશાન કરવું, પરંતુ મિથુન અને ધનના

---

૧ ચાર લાકડીઓ (શળીયો) મુકવાનું પણ ઉપલુંજ કારણ છે કે તે શંકુ બરાબર મધ્ય બિંદુ ઉપર છે કે નહિ તે જાણવા માટે છે. એટલે હિસાબની રીતે ૧૬ આંગળના ચક્રનો જે ઘેરાવો હોય ને મધ્યબિંદુ ઉપર બાર આંગળનો શંકુ રોપવો હોય તો સળીની એકબાજુ અડકાડી શંકુના અગ્ર ભાગને શળીનો બીજો છેડો અડકે તે માપની લાકડી ૨૦ આંગળનીજ થાય, એટલે એક બાજુ વીસ આંગળની તેની સામી બાજુ વીસ આંગળની તેજ મુજબ અડકાડવી, તેજ પ્રમાણે સામાસામી બીજી બે દિશામાં અઢકાડવી, એમ ચાર બાજૂથી વર્તુલને અડકી શંકુના અગ્ર ભાગને જયારે ચારે લાકડીના અગ્રભાગો અડકે એટલે જાણવુ કે તે વૃત્તના મધ્ય બિંદુ ઉપર શંકુ બરાબર છે એ પ્રમાણે નિશ્ચય થયા પછી ચારે સળીઓ લઇ લેવી, કેમકે પછી તેની જરૂર કંઇ નથી શંકુના બારેં આંગળમાંના જે એક આંગળનુ માપ થાય તેવા ૧૬ આંગળના માપનું વૃત્ત કરવુ, અને વીશ આંગળનીસળી પણ તેજ માપની લેવી.

૨—તે બે ચિન્હોમાં બપોર પેહેલી શંકુની છાયા ઓછી થતી જશે. તે ઘટતી ઘટતી જયારે વર્તુલને જે ઠેકાણે અડકે તે ઠેકાણે વર્તુલ ઉપરજ પેહેલુ નિશાન કરવું, તે નિશાન પશ્ચિમ દિશાનું જાણવું. અને બપોરે પછી જયારે તે છાયા પૂર્વ તરફના વર્તુલ તરફ વધતી વધતી જયારે વર્તુલને અડકે તેજ ઠેકાણે વર્તુલ ઉપર બીજી નિશાની કરવી. એ બીજી નિશાની પુર્વ દિશાની જાણવી, તે પશ્ચિમની નીશાનાથી પૂર્વની નીશાની સુધી એક સીધી લીટી દોરવી, તે સીધી લીટી પશ્ચિમથી પુર્વ તરફ જનારી દિશા દેખાડનારી જાણવી.

સૂર્યમાં પહેલા ને બીજા નિશાનની છાયાવાળી દિશા બરાબર છે એમ જાણવું, તેને ફેરવવાની જરૂર નથી.[1] (૩૧)

**दिनमानदलेसप्तांगुलच्छायाग्रतो हि तत् ।**
**शंकुमूले नीयमानं सूत्रं स्यादुत्तरा दिशा (३२)**

**॥ મધ્યાન્હ કઈ વખતે થાય છે તે જાણવાની રીત ॥**

અર્થ—મધ્યાંન્હ (દિનાર્દ્ધ) વખતે સાત આંગલના શંકુની છાયા જે ઠેકાણે પડે, તે છાયાના અગ્ર ભાગના ચિન્હથી શંકુના મૂળ સુધી એટલે મધ્યબિંદુ સુધી દોરેલી લીટી અનુક્રમે અતિસૂક્ષ્મ ઉત્તર-દક્ષિણ દિશા જાણવી. સવારના સૂર્યોદય વખતે મુકેલા શંકુની ઓછામાં ઓછી છાયા જ્યાંસુધી થાય, અને તે છાયા જ્યારે કિંચિત્ પણ વધવા લાગે પણ તે ઓછી થતી છાયા બંધ થાય તે મધ્યાન્હનો વખત જાણવો.[2] (૩૨)

---

૧—પ્રથમ પૂર્વ-પશ્ચિમ દિશાં પહેલા અને બીજા ચિન્હપરથી બતાવી છે તે લીટી પૂર્વ-પશ્ચિમ દિશા બતાવે છે, પણ તે બરાબર સ્પષ્ટ નહિં હોવાથી તેમાં ફેરફાર કરવો પડે છે, તે ફેરફાર આ શ્લોકના આધારે એક કે બે ચૂકા ઉત્તરમાં કે દક્ષિણમાં જે ચાલન આપીને કરેલો છે, તે જો ઉત્તરનું નિશાન હોય તો ઉત્તર તરફ અને દક્ષિણનુ નિશાન હોય તો દક્ષિણ તરફ પશ્ચિમના પહેલા નિશાનથી ત્રીજા નિશાન સુધી જે લીટી દોરાય તે પૂર્વ-પશ્ચિમ બતાવનારી લીટી ખરી જાણવી, પણ પ્રથમની પહેલાને બીજા નિશાનથી લાવેલી દિશા ખરી સમજવી નહિં, તેમજ સંક્રાંતિ પ્રમાણે ચૂકાનો ફેરફાર ફક્ત પૂર્વના બીજા ચિન્હ પરથી ત્રીજું ચિન્હ કરવું, પણ પશ્ચિમના પહેલા ચિન્હમાં કંઈ પણ ફેરફાર કરવો નહિં.

૨—શંકુના મધ્યબિંદુથી તે મધ્યાન્હની જે ઓછામાં ઓછી છાયા હોય ત્યાં નિશાન કરવું, અને મધ્યબિંદુથી તે ઓછી છાયાના નિશાન સુધી દોરેલી લીટી તે બિંદુ તરફનો અગ્ર ભાગ દક્ષિણ અને છાયા ચિન્હ તરફનો અગ્ર ભાગ **ઉત્તરદિશા** સ્પષ્ટ જાણવી.

શંકુ સાત આંગલનો લેવા કહ્યુ છે. તે પણ જેમ શંકુમાં બાર ભાગ સરખે અંતરે પાડવાથી થયેલા એક ભાગને આંગલ કહે છે. તેમજ શંકુને સરખે અંતરે સાત ભાગ પાડી તેમાંનો જે એક ભાગ તેને પણ આંગલ કહે છે, ઉત્તરદિશા જાણવા માટે સાત આંગલનો શંકુ લેવાનું કારણ એ છે કે તે છાયા કેટલા અંગુલ ને વ્યંગુલ થઈ તે બાર આંગલથી માપવી નહી, પણ સાત આંગલના શંકુની જે પડેલી છાયા તેને સાત આંગલમાંનો જે એક આંગલ તે આંગલ પ્રમાણે મધ્યબિંદુથી છાયાના ચિન્હ સુધી જેટલા આંગલ થાય તે અને ઉપર બાકી વધેલી છાયાને એક આંગલના ૬૦ વ્યંગુલ થાય છે તેમ સમજીને આવે તે વ્યંગુલ થાય એટલે છાયા આટલા અંગુલ ને વ્યંગુલ થઈ તેમ સમજાય છે. માટેજ સાત આંગલનો શંકુ આ વખતે લેવા કહ્યુ છે.

## ॥ મધ્યાન્હ વખતની છાયા બાબત ॥

**સમજ**—હરકોઈ દિવસે મધ્યાન્હ વખતની છાયાથી ઉત્પન્ન થતી રેખા તે ઉત્તર દક્ષિણ દિશા બતાવનારી સૂક્ષ્મ રેખા જાણવી. સમાંગુલ શંકુની અથવા શંકુની ઓછામાં ઓછી મધ્યાન્હ વખતની જે છાયા તેને મધ્યાન્હની છાયા જાણવી. જે સંક્રાંતિઓમાં જે દિવસોમાં શંકુના તલમાં છાયા પ્રવેશ કરી જતી હોય અને બહાર છાયા બીલકુલ જણાય નહિં એવા વખતે આ રીત બીલકુલ ઉપયોગની નથી એમ જાણવું, જ્યારે આ રીત ઉપયોગી ન હોય ત્યારે અમે બતાવેલી બીજી હરકોઈ રીતથી દિશા સાધન કરવું.

## ॥ દિશા સાધન કરવા માટે ઓળંબાની માહીતી ॥

આકૃતી નં. ૧.



ઓળંબો આકૃતી નં. ૧ માં બતાવ્યા પ્રમાણે ભમરડાના આકારનો છેડેથી અણીવાળો અને વજનદાર ધાતુ જેવી કે પિત્તલ, સીસૂ, અથવા લોખંડનો બનાવેલો હોય છે તેના માથામાં જીણી દોરી પરોવી જરૂર પડતી જગ્યાએ ઉંચે લટકાવવાથી તે આપડી પૃથવી ઉપર કોઈપણ ઠેકાણે પૃથ્વીના મધ્ય બિંદુ તરફની દિશા દેખાડે છે, તે કારણથી ઈમારત બાધવામાં ભિંત અને થાંભલા વિગેરે પૃથ્વીની સપાટીથી બરાબર કાટખુણે ઉભા કરવા માટે તેનો હમ્મેશાં ઉપયોગ કરવામાં આવે છે, હરકોઈ જગ્યાએ કાંઇપણ ભારે વજનની ચીજ પૃથ્વીની સપાટીથી બરાબર કાટખુણો—( ઉભી બરાબર સીધી જરાપણ વાંકી ચુકી નહિ એવી રીતે ) મુકવાની હમેશાં સંભાળ લેવામાં આવે છે. તેવા દરેક પ્રસંગે ઓળંબાનો ઉપયોગ કરવો પડે છે.

## ॥ સુર્યની છાયા ઉપરથી ઉત્તર અને દક્ષિણ દિશા જાણવાની રીત ॥

## ॥ પ્રથમ ત્રણ વર્તુલ કરવાની રીત ॥

એક છુટી ખુલ્લી જગા જ્યાં સુર્યનો તડકો સવારથી સાંજ સૂધી

દેખાતો હોય, તેવી જગામાં એક લાકડી કે જેનો ઉપલો ભાગ અણી જેવો પાતળો અને નીચેથી સહેજ જાડો ભાગ હોય છે. એવી ૫ કે ૬ ફુટની લાકડી લઇને તેનો જાડો ભાગ જમીનમાં મુકવો કે દાટવો

આકૃતી નં. ૨.




મતલબ કે તે લાકડી સીધી બરાબર રહે તેમ રાખવી. પ્રથમ બતાવેલી ઓળંબાની રીતથી તે બરાબર સીધી રહે તેમ કરવું, અને તે રોપેલી લાકડીના મધ્ય બિંદુ (આકૃતી નં. ૨ માં દેખાડેલા નિશાન) થી લાકડીને ફરતા ત્રણફુટના ઘેરાવાવાળુ એટલે ૬ ફુટના વ્યાસનુ એક ગોળાકાર વર્તુલ કરવું, અને તેવુંજ ૪ ફુટના ઘેરાવાવાળુ એટલે ૮ ફૂટના વ્યાસનું, પહેલા ચક્રની બહાર બીજુ વર્તુલ કહાડવું, અને તેજ પ્રમાણે ૫ ફુટના ઘેરાવાવું, એટલે ૧૦ ફુટના વ્યાસવાળું ત્રીજુ ચક્ર તેની બહાર કહાડવુ, એટલે લાકડીના મધ્યબિંદુથી એક ત્રણ ફુટના, બીજૂ ચાર ફુટના, અને ત્રીજુ પાંચ ફુટના અંતરે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ઘેરાવાવાળાં એક પછી એક એવાં ત્રણ ચક્ર થશે. આ ક્રિયા જયારે આકાશમાં વાદળ ઘેરાયેલાં ન હોયને સૂર્યનો આખો દિવસ પ્રકાસ જણાય ત્યારેજ કરવી સારી છે,

॥ કંપાસ વીના વર્તુલ કરવાની રીત ॥

કંપાસનું સાધન ન હોય તેવે વખતે એક દોરી લઈ તેને ગાળો કરી અને તે ગાળો રોપેલી લાકડીમાં પરોવી દેવો, અને ગાળાથી પાંચ

ફુટ જેટલી દોરીનું માપ પકડી એક અણીવાળી ખીલા જેવી વસ્તુ માપ આગળ સીધી રાખી ગોળાકાર તે માપ પકડીને ખીલા જેવી વસ્તુ જમીનમાં અડકાડી ગોળાકાર ફરવું તેવીજ રીતે ચાર અને ત્રણ ફુટની દોરીની લંબાઇ કરી જમીનમાં બીજુ અને ત્રીજુ ચક્ર પાડવુ, આ પ્રમાણે કરવાથી વગર કરકાટકે કંપાસની માફક જમીન ઉપર ત્રણ વર્તુલ તૈયાર થશે.

॥ ઉપરનાં વર્તુલ પર નિસાનીઓ કરવાની રીત ॥

સૂર્યોદયથી રોપેલી લાકડીની પશ્ચિમ તરફ પડેલી છાયા ઓછી થતી જયારે પાંચ ફુટના માપના વર્તુલ આગળ આવે તે વખતે તે લાકડીની છાયાનો અગ્ર ભાગ પાંચ ફૂટના વર્તુલને જયાં આગળ અડકયો હોય ત્યાં આગળ તે વર્તુલ ઉપર નં, ૧ નિશાની કરવી, અને તેજ પ્રમાણે તે લાકડીની છાયાનો અગ્રભાગ તે પછી જયારે ચાર ફુટવાળા વર્તુલ આગળ આવેલો જણાય તે વખતે તે ચાર ફુટના વર્તુલને જયાં લાકડીના અગ્રભાગની છાયા અડકેલી હોય, ત્યાં પણ બીજુ નિશાન નં. ૨ કરવું, તેજ પ્રમાણે ફરીથી તે છાયા ઓછી થતી જયારે ત્રણ ફુટના વર્તુલને અડકે, તે જગ્યાએ પણ વર્તુલ ઉપર ત્રીજી નિશાની નં. ૩ કરવી. એ ત્રણ નિશાન પશ્ચિમ દિશા તરફના થશે. અને તે ત્રણ નિશાન બપોરના પહેલાં થવાં જોઈશે, તેજ પ્રમાણે એજ લાકડીની છાયા બપોર પછી ધીમે ધીમે પુર્વ તરફ જતી જશે, તે છાયા પ્રથમ ત્રણ ફુટના ઘેરાવા આગળ જાય, એટલે તેના વર્તુલ ઉપર નં. ૪ નિશાન કરવું એવુ બીજું નિશાન તે પછી જયારે ચાર ફુટના ઘેરાવા આગળ વર્તુલને લાકડીની છાયાનો સ્પર્શ થાય ત્યાં પણ બીજુ નિશાન નં. ૫ કરવું, તેજ પ્રમાણે પાંચ ફુટના ચક્રને જ્યાં છાયાનો સ્પર્શ થાય ત્યાં ત્રીજુ નિશાન નં. ૬ કરવું; એ પ્રમાણે બપોર પહેલાં પશ્ચિમમાં, ને બપોર પછી પૂર્વમાં ત્રણ ત્રણ નિશાન ચિત્રમાં બતાવ્યા પ્રમાણે થશે.

ચક્રમાં કરેલી નીશાની ઉપરથી ઉતર દિશા જાણવાની રીત

તે પછી પાંચ ફુટના ઘેરાવ ઉપરનાં નં. ૧ અને ૬ વાળાં નિશાન વચ્ચેનો અર્ધ ગોળાકાર તફાવત અથવા છેટું કંપાસ કે દોરીથી માપી લેવું, અને એનું જયાં મધ્ય બિંદુ આવતું હોય, ત્યાં આકૃતિમાં દર્શાવ્યા પ્રમાંણે क નિશાન કરવું, તેજ પ્રમાણે ચાર ફુટના ઘેરાવાવાળાં વર્તુલ ઉપરનાં નિશાન નં. ૨, અને નં. ૫, એ બેનો પણ મધ્ય ભાગ

શોધી કહાડવો અને ત્યાં ख ચિન્હ કરવું, તેજ પ્રમાણે ત્રણ પુટના ઘેરાવાવાળાં વર્તુલ ઉપરનાં નિશાન નં ૩ અને ૪ એ બેનો જયાં મધ્ય ભાગ આવતો હોય ત્યાં નિશાન ग કરવું; એ ત્રણે નિશાન આકૃતિમાં અક્ષર क-ख અને ग નાં થશે. હવે क થી ग ના નિશાન સુધી મધ્યના ख ના નિશાનને અડકીને જાય, એવી એક સીધી લીટી ચિત્ર માં બતાવ્યા પ્રમાણે દોરવી, અને તેને લાકડીના મધ્ય બિંદુ म સુધી ખેંચી જવી, એ क થી म સુધી દોરેલી લીટી ખરી રીતે ઉત્તર અને દક્ષિણ દિશા બતાવનારી જાણવી, વર્તુલનો વ્યાસ વધારે મોટો કરવાથી વધારે ચોક્કસ ( સૂક્ષ્મ ) રીતે ઉત્તર દક્ષિણ દિશા થશે, એમ જાણવું.

॥ રાત્રે ધ્રુવના તારા ઉપરથી ઉત્તર દિશા જાણવાની રીત ॥

॥ ધ્રુવનો તારો જાણવા માટે પ્રથમ ધ્રુવદર્શક તારાઓ ઓળખવાની રીત ॥

આકૃતી નં. ૩.



સપ્તર્ષિઓના તારાઓને **ધ્રુવદર્શક તારાઓ** કહે છે, આકૃતી નં. ૩ માં બતાવ્યા પ્રમાણે પ્રથમ ધ્રુવદર્શક બે તારા **क** અને **ख** બે સિધી લીટીમાં છે, તે પછીના બીજા બે તારા **ग** અને **घ** તેજ પ્રમાણે સિધી લીટીમાં છે, એટલે ખાટલાના ચાર પાયાના આકારે હોય છે, પણ તેમાંનો પુંછડા તરફનો તારો **घ** ચોરસાઇમાં નહોતાં જરાક આકૃતિમાં બતાવ્યા પ્રમાણે લંબાયેલો હોય છે, એ **घ** તારાની પાછલી બાજુએ કુતરાની પુંછડીની માફક બીજા ત્રણ તારા **च**, **छ** અને **ज** અનુક્રને ગોઠવાએલા હોય છે, એ સાત તારાના ઝુંમખાને **સપ્તર્ષિના તારાઓ** કહે છે, ઇંગ્રેજીમાં એ સાત તારાને Plough (હળ) અથવા Great Bear (Ursœ Major) મોટું રિંછ કહે છે, રાત્રે વાદળા વિનાનું નિર્મળ આકાશ હોય અને તારાઓ પ્રકાસી રહ્યા હોય, એવા વખતે ઉત્તર દિશા તરફ મુખ રાખી તે તરફના આકાશ તરફ જોવું, તે દિશામાં સપ્તર્ષિના આકૃતિમાં બતાવ્યા પ્રમાણે સાત તારાઓ રાત્રિએ કોઇ પણ વખતે પોતાને ક્યાં દેખાય છે તે આકાશમાં જોઇને શોધી કહાડવું, આખા આકાશમાં કોઇ પણ ઠેકાણે સપ્તર્ષિના તારા જેવા સાત તારાનું ઝુમખું એ ઉત્તર દિશા શિવાયના કોઇ પણ ભાગમાં માલમ પડશે નહિં માટે આકૃતિમાં બતાવ્યા પ્રમાણે જ્યાં આગળ તે ઝુમખું જણાય તે સપ્તર્ષિના તારા છે એમ જાણવું, ઘણા માણસો વગર પ્રયાસે પણ આ તારાને ઓળખી શકે છે, અને જેઓ તે તારાને ઓળખી શકતા નથી, તેઓને માટે ચિત્રમાં આપેલી આકૃતિ પ્રમાણે આકાશમાં જોતાં સહેલાઈથી તે તારા સાધારણ માણસને પણ જણાઇ આવશે. પહેલા એ સાત તારાને સારી રીતે ઓળખવા હવે એ તારાઓ હર હંમેશ ઉત્તર દિશામાં રહેલા ધ્રુવના તારાની આસપાસ આકૃતી નં. ૪ માં બતાવ્યા પ્રમાણે ધ્રુવથી દૂર દરેક બાજુએ સરખા અંતરથી નિરન્તર ગોળ રીતે ફર્યા કરે છે એમ જાણવું. ॥

## આકૃતી નં. ૪.




ધ્રુવના તારાની પાછળ ગોળ વરતુલ સપ્તર્ષિના તારાઓ કેવી રીતે ફરે છે તે આકૃતિ નં. ૪ માં બતાવેલું છે અને દરેક ચારે બાજુએ જોતાં સપ્તર્ષિના તારાના દરેકમાં પહેલા બે તારાથી ખ ને ક આગળ જે શરનો આકાર મુકી તે ભાલોડાનો આકાર ધ્રુવથી સીધી લીટીએ ધૃવનો તારો જાણવો એમ ચારે બાજુએ આકૃતિ નં. ૪ માં જોવાથી સમજાશે.

## ॥ સપ્તર્ષિના તારા ઉપરથી ધ્રુવનો તારો ઓળખવાની રીત ॥

ખાટલાના પાયાના આકારના સપ્તર્ષિના જે ચાર તારા છે, તેમાંના સર્વેથી આગલી બાજુના બે તારાઓ क અને ख જોવા, આકૃતિ નં. ૨ માં બતાવ્યા પ્રમાણે તે આગલા બે તારાને જોડનારી લીટી મારેલી છે, એ બે તારાનું ખાસ ધ્યાન રાખવું એ લીટી ख થી શરૂ થઈ क ને મળીને આગળ જે પ્રકાશિત તારા प ને મળે છે, તે તારો આકૃતિમાં બતાવ્યા પ્રમાણે ધ્રુવનો તારો જાણવો, તેને ધ્રુવનો તારો કહેવાનું કારણ એછે જે પૃથ્વી જે ધરી ઉપર ફરે છે, તે ધરીનો ઉત્તર છેડો આતારાની લગભગ નજીકમાં છે. રાત્રે થોડો વખત આકાશમાં તપાસતાં જણાશે કે કેટલાક તારાઓ પ્રથમ પૂર્વમાં ઉગી ધીરે ધીરે આકાશના મધ્યમાં આવી. તે ધ્રુવના તારાની આસ પાસ ફરી અને પશ્ચિમમાં અસ્ત પામતા જણાય છે. જ્યારે ધ્રુવનો તારો હમ્મેશાં આખી રાત જ્યાં દેખાય છે તેજ જગ્યાએ હમ્મેશાં સ્થિર હોય એમ જણાય છે એટલે તે ફરતો હોય તેમ જણતો નથી. જ્યારે બીજા બધા તારાઓ તે તારાની પ્રદક્ષિણા કરી. પશ્ચિમ તરફ જતા દેખાય છે. આકૃતિ નં. ૩ માં બતાવ્યા પ્રમાણે ख અને क વચ્ચેની સીધી લીટી प ના તારા સુધી આગલ ખેંચી જોતાં કોઈપણ વખતે સપ્તર્ષીના તારા અને ધ્રુવના તારાની વચમાં કોઇપણ એવો પ્રકાશિત બીજો તારો આવતો નથી. જેથી એ પ્રમાણે સીધી લીટીમાં જે પ્રકાશિત તારો प અક્ષરવાળો છે તે નિશ્ચય ધ્રુવનો તારો જાણવો. સપ્તર્ષીના તારા क અને ख ઉપરથી ધ્રુવનો તારો ઓળખાય છે, જેથી સપ્તર્ષીના આ બે તારાઓને ધ્રુવદર્શક તારાઓ (PONTERS) પણ કહે છે.

ધ્રુવનો તારો ઉત્તર ગોળાર્ધમાં વસનારાઓને જુદી જુદી જગ્યાએ જ્યાં જમીનને આકાશ એકઠુ થયેલુ ઉત્તર તરફ જણાય ત્યાંથી દૃષ્ટિ મર્યાદા (HORIZON) થી કેટલો ઉંચો દેખાય છે તે જાણવાની રીત જુદા જુદા દેશ અથવા શહેરમાં રહેતા લોકને એ તારો આકાશમાં આશરે કેટલી ઉંચાઈએ જોઇ શોધી કહાડવો, તે સહેલું થઇ પડે તેથી આકામ માટે ખગોળવેત્તાઓએ દૃષ્ટિ મર્યાદા

થી સીધા આપણે માથે આવતાં આકાશની ટોચ (ZENITH) સુધીમાં આકાશના ૯૦ સરખા ભાગ (DEGREES) કર્યા છે. હવે આપણી પૃથ્વીની મધ્ય રેખા (EQUATOR) ઉપર અથવા તેની નજીકમાં કોઈ માણુસ ઉભો રહી આકાશમાં ઉતર તરફ મુખ કરી જુવે, તો તેને ધ્રુવનો તારો દૃષ્ટિમર્યાદા અથવા તેની સહેજ ઉપર માલુંમ પડશે. જેમજેમ તે માણુસ ઉત્તર તરફ આગળ વધતો જશે, તેમતેમ આકાશમાં ધ્રુવનો તારો તેજ પ્રમાણુમાં ઉચે ચઢતાં નજરે પડશે, અને જ્યારે તે માણુસ છેક ઉત્તર ધ્રુવ NORTH POLE ઉપર આવી લાગશે. ત્યારે તેને ધ્રુવનો તારો બરાબર સીધો મથાળે આકાશની ટોંચ- (ZENITH) ઉપર જણાશે. દાખલા તરીકે પૃથ્વીની મધ્ય રેખાથી ઉત્તરે આવતાં પ્રથમ સિંહલદ્વિપ (લંકા) ના કોલંબો શહેરમાં એ તારો દૃષ્ટિમર્યાદાથી ૭ અક્ષાંશપર ચિત્રમાં બતાવ્યા પ્રમાણે દેખાશે. ત્યાંથી ઉત્તરે આગળ વધતાં—

આકૃતી નં. ૫.

| | અક્ષાં. પર |
|---|---|
| કોચીનમાં | ૧૦ |
| કારવારમાં | ૧૫ |
| મુંબઈમાં | ૧૯ |
| ઉજ્જન તથા કલકત્તામાં | ૨૩ |
| બનારસમાં | ૨૫ |
| મુલતાનમાં | ૩૦ |
| કાબુલમાં | ૩૫ |
| બોખારામાં | ૪૦ |
| રોમમાં | ૪૨ |
| પારિસમાં | ૪૯ |
| લંડનમાં | ૫૧ |
| બર્લીનમાં | ૫૩ |
| પેત્રોગ્રાડમાં | ૬૦ |
| ઉત્તરધ્રુવમાં | ૯૦ |



માલુંમ પડશે. ઉપલી વિગત ઉપરથી જે બીજુ ઘણુંજ અગત્યનું સિદ્ધાંત પુરવાર થાય છે, તે આ છે કે આપણી પૃથ્વી ઉપર કોઈપણ

જગ્યાની અક્ષાંશ ALTITUDE એ, તેજ જગ્યાએથી જણાતી ધ્રુવની (ધ્રુવના તારાની) દષ્ટિ મર્યાદા ઉંપરની ઉંચાઇ (ALTITUDE)ની બરાબર સરખી હોય છે. આકૃતિ નં. ૫ જુવો.

## ધ્રુવના તારા ઉપરથી ઉતર દિશા સાધન કરવાનો વખત જાણવાની રીત.

પ્રથમ બતાવ્યા પ્રમાણે આકાશમાં જોતાં સપ્તર્ષિના તારાઓ અને ધ્રુવના તારાની સમજણુ ન પડે તો અઠવાડીયા સુધી તે તારાચાલુ અવલોકન કરી પોતાની ખાત્રી હમ્મેશના માટે સમજી શકાય એવી રીતે કરી લેવી.

હવે સપ્તર્ષિના જુમખાની અંદરનો તારો च અને ધ્રુવનો તારો प આકાશમાં જે વેળાએ આપણી દષ્ટિથી જોતાં ઓળંબામાં બરાબર ઉભી સીધી લીટીમાં આવે, ત્યારે તે લીટી સ્પષ્ટ ઉત્તર દિશા દેખાડનારી છે. એ નિશ્ચય જાણવું. આ પ્રયોગ કરવા માટે, પવનથી હાલે નહિ, અને સ્થિર રહે, એવી જગ્યામાં ઓળંબો દોરીથી લટકાવી રાખવો, અને ઓળંબાની પાછલ બેસી ઉત્તર તરફ મ્હોડું કરી ધ્રુવના તારાને એવી રીતે જોવો કે, ઓળંબાની દોરી અને ધ્રુવનો તારો આપડી દષ્ટિથી એકજ સીધી લાઈનમાં સ્પષ્ટ દેખાય તેમ કરવું; તે પછી પૂર્વ તરફથી આવતા સપ્તર્ષિના તારા પૂર્વથી આપડી દષ્ટિથી ઓળંબાની દોરી આગલ થઈ પશ્ચિમ તરફ જાય તે વખતે ધ્યાન રાખવું, અને તે સપ્તર્ષિના તારા માહેલો જ્યારે च નો તારો ઓળંબાની દોરીની લાઇનમાં જેવી રીતે ધ્રુવનો તારો આપણી દષ્ટિમાં દેખાય છે તેજ પ્રમાણે તેજ દોરીની સીધી લીટીમાં च નો તારો આવેલો સ્પષ્ટ દેખાય, એટલે જેમ ધ્રુવનો તારો प ઓળંબાની દોરીની સીધી લીટીમાં દેખાય છે તેમ च નો તારો પણુ ઓળંબાની સિધી લીટીમાં તેજ પ્રમાણે જ્યારે દેખાય એટલે આપણી દષ્ટિ ઓળંબાની દોરી ઉપર પડી च અને प એ બંને તારા સામટી વખતે ઓળંબાની દોરીથી ઢંકાએલા દેખાય, તે વખત સ્પષ્ટ દિશા સાધન કરવાંનો જાણુવો.

## ॥ ધ્રુવ ઉપરથી ઉત્તર દિશા સાધનની રીત ॥

આ પ્રયોગ પુરી સાવચેતીથી કરવા માટે એક પાતળી લાકડી ૫, હાથ ઉંચી તેના મથાળા ઉપર એક જીણી મીણબતી[૧] લગાવી પહેલાંથી તૈયાર રાખવી; જે ક્ષણે તારા **प** અને **च** એ બંને ઉપર લખ્યા પ્રમાણે સામટા ઓળંબાની દોરીની પાછલ ઢંકાએલા, જણાય, તેજ વખતે બીજા એક માણસને આ મીણબતી સરગાવેલી લાકડી લઇને ઉત્તર તરફ ધ્રુવની દિશામાં આપણી બેઠકથી આશરે પચીસ અથવા પચાસ હાથ છેટે ઉભો રાખવો. અને તે લાકડીને તે માણસ પાસે જમીન ઉપર ઉભી એવી રીતે ગોઠવાવવી કે ઓળંબાની દોરી પેલી લાકડીનો અગ્ર ભાગ એટલે મીણબતીની સળગતી ટોચ અને તારા **प** અને **च** એ સઘળાં આપણી દૃષ્ટિથી બરાબર સીદ્ધિ એકજ લાઇનિમાં દેખાય, તેવી જગોએ તે લાકડીને ઉભી રાખવા કહેવું, આ ક્રિયા જ્યાંસુધી સ્પષ્ટ નજરે દોરી લાકડી અને એ બંને તારા દૃષ્ટિમાં એકજ ઉભી સીધી લીટીમાં ન દેખાય ત્યાંસુધી લાકડીને આઘી પાછી કરી, તે લીટીમાં બરાબર આવેલી દેખાય તેવી જગ્યાએ ગોઠવાવી જોતાં ઓળંબાની દોરીને જરાપણ હલાવવી અથવા ફેરફાર કરવી નહી. તેમ એ પણ ધ્યાન રાખવું કે દોરી, **प** અને **च** તારા અને ગોઠવેલી લાકડી એ બધું દૃષ્ટિથી દોરીની પાછલ એકી વખતે જણાવું જોઇએ; એમ દેખાય ત્યારે લાકડી આગલ નિશાન કરી, તે નિશાનમાં લાકડી રોપવી, તે લાકડીને જમીનમાં કાયમ કરવી હવે ઓળંબાની નીચલી અણીથી તે જ્યાં પેલી લાકડી સ્થિર કરી હોય ત્યાંસુધી એક સીધી લીટી જમીન

---

૧ મીણબત્તીનો દીવો કરવાની મતલબ એ છે કે રાત્રે દિવાની શેંગ બરાબર દોરીની દૃષ્ટિનીમાં જણાય એટલે—દિવાનો અગ્રભાગ દોરીની સીધી લાઇનમાં બરાબર આવે તે જોઇ શકાય, જો બીજી કોઇ પ્રકાશિત વસ્તુંથી અથવા સાદી આંખે લાકડીની અણી જો રાતે દેખાઇ શકતી હોય તો પછી મીણબત્તીની જરૂર નથી પણ ટોચનો ભાગ અણી જેવો હોવો જોઇએ, તે ધ્યાન રાખવુ, મીણબત્તીનો દીવો પવનથી જોકાં ખાતો હોય તો પણ તે ઠીક નહિ, અથવા બુજાઇ જાય તેને માટે પણ બંદોબસ્ત કરવો, અથવા ઘણું નજીક સાદી આંખે દેખાય એટલે વેગ જેથી અણીવાળી લાકડીથી માપવું એટલે ચાલશે.

પર દોરવી. એ સીધી લીટીએ ખરી ઉત્તર અને દક્ષિણ દિશા જાણવી. ઓળંબાની અણી તરફનો છેડો તે દક્ષિણ દિશા ને રોપેલી લાકડીનો છેડો તે ઉત્તર દિશા જાણવી, આ સ્પષ્ટ દીશા સાધન જાણવું.

## ॥ ઉત્તર અને દક્ષિણ દિશા જાણવા પછી પૂર્વ અને પશ્ચિમ દિશા જાણવાની પહેલી રીત ॥

આ દિશાઓ જાણવા માટે એક કાટખુણાની જરૂર છે. એ કાટખુણો સુતાર અને કડીઆ કામ કરનારા પાસે હોય છે, તેની આકૃતિ નં. ૬ ના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે છે, એ કાટખુણો જેટલો વધારે મોટો હોય તેટલી વધારે સ્પષ્ઠ દિશા સાધી શકાય છે. પ્રથમ ઉત્તરથી દક્ષિણ સુધીની લીટી તૈયાર કરી છે, તે લીટીના ઉત્તર છેડેથી જમણા હાથ તરફથી દક્ષિણની લીટી તરફ સીધો જતાં क થી ख નો ભાગ છે, તેને આકૃતીમાં બતાવ્યા પ્રમાણે કાટખુણો બરાબર અડકાડી કાટખુણાની ટોચ ख થી ग સુધી લીટી દોરવી. એ લીટીનો ख થી ग જતો અગ્ર ભાગ પૂર્વ દિશા બતાવનારો જાણવો, એ પ્રમાણે ફરીથી ઉત્તરના છેડેથી લીટીની ડાબી બાજુ ઉપર કાટખુણો મુકી ख થી घ સુધીની પ્રથમની માફક લીટી દોરવાથી લીટીનો અગ્ર ભાગ ख, घ પશ્ચિમ દિશા બતાવનારો જાણવો, એમ ઉત્તર દક્ષિણ જાણ્યા પછી પૂર્વ, પશ્ચિમ જાણી શકાય છે.




## ॥ ઉત્તર, દક્ષિણ જાણવા પછી પૂર્વ, પશ્ચિમ જાણવાની બીજી રીત, ( કાટખુણા શિવાયની ) ॥

એક લાંબા માપની એટલે ૧૫ કે ૨૫ હાથની અથવા તેથી પણ વધારે લાંબી દોરી લેવી, આ દોરી ગમે તો ઓછા માપની એટલે




૫ કે ૭ હાથની અથવા તો કહ્યા પ્રમાણે ૨૫ હાથ કરતાં ગમે તેટલા હાથની નાની અથવા મોટી જગ્યાના પ્રમાણમાં મરજી પ્રમાણે લેવી, બનતા સુધી જેમ વધારે લાંબી હોય તેમ વધારે સારૂ, પરંતુ તેમાં ગમે તેટલી મોટી કે નાની દોરી હોવા છતાં તે દોરીના એકસરખા બાર ભાગ પાડવા; પાડેલા બાર ભાગમાંથી દોરીના એક છેડેથી તેનો ત્રીજો ભાગ પુરો થાય, ત્યાં એક ચિન્હ (નિશાન) કરવું અથવા ગાંઠ વાળવી, અને તેવુંજ બીજું નિશાન દોરીનો સાતમો ભાગ પુરો થાય ત્યાં કરવું, અથવા ગાંઠ વાળવી. આકૃતી નં. ૭ માં બતાવ્યા પ્રમાણે દોરીના બંને છેડા ઉત્તર, દક્ષિણ લાઈનના ઉત્તર તરફના છેડા क આગળ બરાબર અડકાડવા, અથવા क આગળ એક ઝીણી ખીલી ઠોકી તેમાં પરોવી દેવા. હવે દોરીને ત્રીજા ભાગ સૂધી ઉત્તરથી દક્ષિણ તરફ क થી ख સુધી ખેંચવી, અને દોરીના ત્રીજા ભાગને છેડે જ્યાં નિશાન કર્યું છે, અથવા ગાંઠ વાળી હોય તે ख આગળ બરાબર અડકાવવું, અથવા તેમાં ख આગળ ખીલી રોપી પરોવી દેવું; દોરીના સાત ભાગ ઉપર જ્યાં નિશાન કરેલું હોય, તે હાથમાં પકડી કાટખુણા આકારે ख થી ग તરફ દોરી કોઈ પણ રીતે ઢીલી ન રહે તેમ ખેંચવું, અને એ સાત ભાગવાળું નિશાન અથવા ગાંઠ જમીનને બરાબર જ્યાં અડકે, ત્યાં એક નિશાન ग કરવું. અથવા એક ખીલો રોપવો, ख થી ग સુધી એક સીધી લીટી દોરવી, એ લીટી પૂર્વ પશ્ચિમ દિશા દેખાડનારી જાણવી. જેઓને હરઘડીએ દિશા સાધન કરવાની જરૂર છે, તેઓએ બે ત્રણ નાની મોટી દોરીઓ લેઈ તેના બાર ભાગનાં નિશાન સરખે અંતરે કરી રાખવાં; તે નિશાન કાળાં

કરવાં, અને ત્રીજા ભાગ આગળ ને સાતમા ભાગ આગળ લાલ નિશાન કરવું; નાની દોરી નાની જગોએ ને મોટી દોરી મોટી જગોએ તૈયાર કરી રાખેલી હંમેશાં કામ લાગી શકશે,

॥ અન્ય સ્થલે કરેલી દિશા સાધન ઉપરથી ધારેલા સ્થલે દિશા સાધન કરવાની રીત. ॥

પ્રથમ બતાવ્યા પ્રમાણે હરકોઈ ખુલ્લી જગ્યામાં દિશા સાધન કરી તે ઉપરથી ઇચ્છીત જગ્યાએ દિશા સાધન કરવા માટે પ્રથમની જગ્યાએ દિશા સાધન કરી પૂર્વથી પશ્ચિમ સુધીની અને ઉત્તરથી દક્ષિણ સુધીની બે લીટીઓ આકૃતી નં.૮માં બતાવ્યા પ્રમાણે તૈયાર કરવી, અને દિશા સાધનની જગ્યાથી ઇચ્છીત જગ્યા જે દિશા તરફ હોય, તે દિશા જો

આ. નં. ૮.

પૂર્વ
ક
ઉત્તર ખ
ચ
ઘ દક્ષિણ
ગ
પશ્ચિમ

પૂર્વ તરફની હોય, તો દિશા સાધાનની પૂર્વ પશ્ચિમની લીટીને બરાબર—અડકાડી એક દોરી સિદ્ધિ પૂર્વ તરફ લબાવવી, એટલે પશ્ચિમના છેડે દોરીનો એક છેડો અડકાડી પૂર્વ તરફ ઇચ્છીત જગ્યા સુધી તે દોરી લેઈ જવી, ધ્યાન એ રાખવાનું કે—પૂર્વ અને પશ્ચિમ દિશા સાધન કરતી વખતના બે ચિન્હોને અડકીને એટલે ગ થી ક સૂધી બન્ને નીસાનને તેમજ મધ્યબિંદુ ચ ને પણ અડકે એવી રીતે લંબાવવી તે દોરી ગમે તે ઠેકાણે જાય, તે અવશ્ય પૂર્વ દિશા બતાવનારી દોરી જાણવી, તેવીજ રીતે ઇચ્છીત જગ્યા દિશા સાધનની જગ્યાથી પશ્ચિમ દિશામાં હોય તો જેમ પૂર્વ તરફ દોરી લંબાવી પૂર્વ દિશાનો નિશ્ચય કર્યો, તેવીજ રીતે પશ્ચિમ દિશા તરફ દોરી લંબાવી પશ્ચિમ દિશાનો નિશ્ચય કરવો, હવે દિશા સાધનથી ઇચ્છીત જગ્યા ઉત્તરમાં હોય તો દિશા સાધનના દક્ષિણ છેડેથી ઉત્તર તરફ દક્ષિણ અને ઉત્તરના નિશાનોને દોરી અડકી ઉત્તર

તરફ ખ થી ઘ તરફ ઇચ્છીત જગ્યા સુધી લેઇ જવી, તે ઉત્તર દિશા જાણવી, અને દિશા સાધનથી જો ઈચ્છીત જગ્યા દક્ષિણમાં હોય તો ઉત્તરથી દક્ષિણ સુધી ઘ થી ખ તરફ ઇચ્છીત જગ્યાએ લંબાવેલી દોરી દક્ષિણ દિશા બતાવનારી જાણવી,

॥ પુર્વાદિક દિશાઓમાં ઈચ્છીત જગ્યા સીધી દોરીમાં ન આવતી હોય અને આડાઅવળા ઘણા માર્ગો વચમાં શરૂ થતા હોય. ત્યાં દિશા સાધનની રીત ॥

પ્રથમની કરેલી દિશા સાધનની જગ્યાએથી ઈચ્છીત દિશાએ દિશાનું સૂત્ર લેઈ જવા માટે જે દિશામાં સૂત્ર લેઈ જવું પડે છે, તે સીધું જેટલું સૂત્ર ઈચ્છીત દિશા સુધી જતું ન હોય, અને ત્યાંથી આડો રસ્તો બદલાતો હોય, જેમકે— દિશા સાધનથી સૂત્ર નં. ૧ થી પૂર્વ તરફ સીધું જ્યાં સુધી જાય છે, તે સ્થલથી દક્ષિણ દિશા તરફ અથવા ઉત્તર દિશા તરફ ઇચ્છીત સ્થલ છે, પ્રથમની પૂર્વ તરફની દોરી જ્યાં ઈચ્છીત સ્થલ ઉત્તર કે દક્ષિણમાં જતું હોય, તે બદલાતા માર્ગ સુધી પ્રથમનું પૂર્વનું સૂત્ર નંબર ૨



સુધી લાવી મુકવું, અને તે સૂત્ર પ્રમાણે દોરેલી રેખા ઉપર આકૃતી ૯ માં બતાવ્યા પ્રમાણે કંપાસ (કર્કાટક) ની અણી મુકી આશરે ૩૦ આંગલના ઘેરાવા વાળું ચક્ર કરવું, તે ચક્રને પૂર્વ તરફ જ્યાંરે ખાનો સ્પર્શ થયો હોય, ત્યાં આગલ કંપાસની અણી મુકી, ૩૬ આંગલના કંપાસના ઘેરાવથી બીજું ચક્ર કરવું, જેમ પૂર્વ તરફની રેખા ચક્રને જ્યાં અડકી હતી, તેજ પ્રમાણે ચક્રને અડકેલી પશ્ચિમ તરફની રેખા ઉપર કંપાસની અણી મુકી પ્રથમની માફક ૩૨ આંગલના ઘેરાવવાળું ચક્ર કરવું, જેથી પ્રથમના ચક્રના મધ્યબિંદુની આજુબાજુ મત્સના આકારને મલતી આકૃતિ થશે, પૂર્વ તરફની રેખા ઉપર કંપાસ મુકીને કરેલું ચક્ર અને પાશ્ચિમ તરફની રેખા ઉપર કંપાસ મુકીને કરેલું ચક્ર એ બે ઉત્તર તરફ જ્યાં જોડાય, ત્યાં ચિન્હ કરવું, અને તે બે ચક્રો દક્ષિણ તરફ જ્યાં જોડાયાં હોય, ત્યાં બીજુ નિશાન કરવું, એટલે દક્ષિણનું ઉત્તરનું અને પ્રથમના ચક્રનું મધ્યબિંદુ એમ ત્રણ ચિન્હો તૈયાર થશે, એ ત્રણે ચિન્હોને સ્પષ્ટ અડકીને ઈચ્છીત સ્થલ દક્ષિણમાં હોય તો દક્ષિણ તરફ ઉત્તર તરફ હોય તો ઉત્તર તરફ લંબાવેલી દોરી ઇચ્છીત સ્થલ સુધી લેઈ જવાથી દિશા સાધન થઇ શકે છે, એ પ્રમાણે ઇચ્છીત સ્થલ દિશા સાધનથી વિશેષ દૂર હોય. અને જેટલી જેટલી વખત ઈચ્છીત સ્થલે પહોંચતા સુધીમાં જ્યાં જ્યાં માર્ગોનું વલણ બદલાતું હોય. તેટલી વખત આકૃતીના નંબર ૩–૪–૫ અને છેલ્લે ઇચ્છીત જગ્યા એમ દરેક બદલાતા માર્ગોમાં કહ્યા પ્રમાણે ત્રણ ચક્રોથી મત્સ્યાકાર ઉત્પન્ન કરેલી મધ્યબિંદુ સુધી ત્રણ નિશાનીઓ બદલાતા સ્થલે એ ઉત્પન્ન કરી ઇચ્છીત સ્થલ સુધી લેઇ જવાથી સ્પષ્ટ દિશા સાધન થાય છે. અથવા મત્સ્યાકૃતિ કર્યા શિવાય જ્યાં દિશા સાધન કર્યું હોય, ત્યાંથી ઇચ્છીત જગ્યાએ લેઈ જવા માટે લંબાવેલા સૂત્રને બદલાતી દિશામાં જ્યાં પ્રથમ મત્સ્યાકૃતિ કરવા કહ્યું છે, ત્યાં મત્સ્યાકૃતિ નહિં કરતાં કાટખુણાને એક બાજુ સીધી જતી

દોરીને બરાબર અડકાડી મુકવો, એટલે તે કાટખુણાને અડકાડીને દોરેલી જે લીટી હોય, તે લીટીને અડકાડીને લાંબી બદલાતી જગ્યા સુધી દોરી લેઇ જવી, એમ જેટલી જેટલી વલણ લેતી દિશાનો બદલો ઇચ્છીત જગ્યાએ પહોંચતા સુધીમાં જેટલી વખત થાય તે દરેક ઠેકાણે મત્સ્યાકાર નહિં કરતાં કહ્યા પ્રમાણે કાટખુણો મુકી દોરી લંબાવાથી પણ દિશા સાધન થઈ શકે છે, આકૃતી નં ૧૦ જુઓ.




(સૌર-ચાંદ્રમાસોની બીજી રીતે એક વાકયતા.)

मु० चिं०—कैश्चिन्मेषरवौमधौ वृषभगेज्येष्ठे शुचौ कर्कटे
भाद्रेसिंहगतेघटेऽश्वयुजिचोर्जेऽलौ मृगे पौषके ।
माघे नक्रगते शुभं निगदितं गेहं तथोर्जेनसत्
कन्यायांचतथाधनुष्यपिनसत्कृष्णादिमासाद्भवेत् ३३

અર્થ—કેટલાક પંડિતો કહે છે કે ચૈત્રમાસમાં મેષનો સુર્ય હોય જ્યેષ્ઠમાં વૃષભનો. અષાડમાં કર્કનો, ભાદરવામાં સિંહનો, આસોમાં તુલાનો, કાર્તિકમાં

વૃશ્ચિકનો, પોષમાં મકરનો. માઘમાં કુંભનો. સૂર્ય હોય તો નવું મકાન બનાવવું શુભ છે. બાકીના કહેલાં માસ તો શુભજ છે, તેમાં કાર્તિકમાં કન્યાનો, અને માઘમાં ધનનો સૂર્ય હોય તો નવીન ઘર બનાવવું નહી, આ કૃષ્ણાદિ માસ વદી પડવેથી જાણવા. ( ૩૩ )

( ઘરના આરંભમાં તિથિયો. )

**श्रीपतिः—द्वितीया पंचमी मुख्या तृतीया षष्ठिका तथा ।**
**सप्तमी दशमी चैव द्वादश्येकादशी तथा ( ३४ )**
**त्रयोदशी पंचदशी तिथयः स्युः शुभावहाः ।**
**शुक्लपक्षे भवेत्सौख्यं कृष्णे तस्करतो भयम् ( ३५ )**

**અર્થ**—૨; ૩, ૫, ૬, ૭, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૫, એ તિથિઓ ઘર બનાવવામાં શુભ છે, શુકલ પક્ષમાં ઘરનો પ્રારંભ કરવાથી સુખ મળે છે, અને કૃષ્ણ પક્ષમાં કરવાથી ચોરનો ભય રહે છે. ( ૩૪–૩૫ )

( દેવાલય વિગેરેમાં વિદિશા (કોણ)માં રાહુમુખ )

**देवालयेगेहविधौ जलाशये राहोर्मुखं शंभुदिशो विलोमतः ।**
**मीनार्कसिंहार्कमृगार्कतस्त्रिभेखातमुखात् पृष्ठविदिक्शुभाभवेत् ३६**

**અર્થ**—દેવ મંદિર બનાવવાના પ્રારંભમાં મીન મેષ વૃષભનો સૂર્ય હોય તો ઇશાન. મિથુન કર્ક સિંહ નો સૂર્ય હોય તો વાયવ્યમાં, કન્યા તુલા વૃશ્ચિકનો સૂર્ય હોય તો નૈરૂત્યમાં. અને ધન મકર કુંભ રાશિનો સૂર્ય હોય તો અગ્નિ ખુણામાં રાહુનું મુખ જાણવું. ( ૩૬ )

ઘરના આરંભમાં સિંહ કન્યા તુલાનો સૂર્ય હોય તો ઇશાનમાં, વૃશ્ચિક ધન મકરમાં વાયવ્યમાં, કુંભ મીન મેષ નૈરૂત્યમાં, અને વૃષભ મિથુન કર્કનો સૂર્ય હોય ત્યારે અગ્નિ કોણુમાં રાહુનું મુખ જાણવું.

કુવો, તળાવ વિગેરેના પ્રારંભમાં મકર, કુંભ, મીનના સૂર્યમાં ઇશાનમાં, મેષ વૃષભ મિથુમાં વાયવ્યમાં, કર્ક સિંહ, કન્યામાં નૈરૂત્યમાં, તુલા વૃશ્ચિક ધનના સૂર્યમાં અગ્નિમાં રાહુનું મુખ જાણવું.

દેવ મંદિર વિગેરેના ખાતમાં રાહુના મુખથી પાછલી કોણુમાં જેમકે ઇશાનમાં રાહુનું મુખ હોય તો અગ્નિ કોણુમાં, વાયવ્યમાં હોય તો ઇશાનમાં, નૈરૂત્યમાં હોય તો વાયવ્યમાં, અને અને અગ્નિકોણુમાં હોય તો નૈરૂત્યમાં ખાત કરવું શુભ છે.

**દેવાલયના ખાતમાં. રાહુ મુખ,**

ઈ. — અ.

| | |
|---|---|
| મીન | ધન |
| મેષ | મકર |
| વૃષભ | કુંભ |
| મિથુન | કન્યા |
| કર્ક | તુલા |
| સિંહ | વૃશ્ચિક |

વા. — નૈ.

**ઘરના ખાતમાં. રાહુ મુખ,**

ઈ. — અ.

| | |
|---|---|
| સિંહ | વૃષભ |
| કન્યા | મિથુન |
| તુલા | કર્ક |
| વૃશ્ચિક | કુંભ |
| ધન | મીન |
| મકર | મેષ |

વા. — નૈ.

**જલાશયના ખાતમાં. રાહુ મુખ,**

ઈ. — અ.

| | |
|---|---|
| મકર | તુલા |
| કુંભ | વૃશ્ચિક |
| મીન | ધન |
| મેષ | કર્ક |
| વૃષભ | સિંહ |
| મિથુન | કન્યા |

વા. — નૈ

**દેવાલયમાં ખાત,**

ઈ. — અ.

| | |
|---|---|
| મિથુન | મીન |
| કર્ક | મેષ |
| સિંહ | વૃષભ |
| કન્યા | ધન |
| તુલા | મકર |
| વૃશ્ચિક | કુંભ |

વા. — નૈ.

**ઘરમાં ખાત,**

ઈ. — અ.

| | |
|---|---|
| વૃશ્ચિક | સિંહ |
| ધન | કન્યા |
| મકર | તુલા |
| કુંભ | વૃષભ |
| મીન | મિથુન |
| મેષ | કર્ક |

વા. — નૈ.

**જલાશયમાં ખાત.**

ઈ. — અ.

| | |
|---|---|
| મેષ | મકર |
| વૃષભ | કુંભ |
| મિથુન | મીન |
| કર્ક | તુલા |
| સિંહ | વૃશ્ચિક |
| કન્યા | ધન |

વા. — નૈ.

**नारदः—प्रासादे सदने लिंगे द्वारे कुंडे विशेषतः ।**
**दिङ्मूढेकुलनाशः स्यात्तस्मात्संसाधयेद्दिशम् ( ३७ )**

અર્થ—મહેલ-ઘર-શિવનું બાણુ-બારણું-અને કુંડ-એ જો વિશેષ કરીને દિશાના સન્મુખ ન હોય-એટલે-( દિઙ્મૂઢ ) હોયતો કુલનો નાશ થાય છે, માટે પહેલું દિસાનુ સાધન કરીને પછી આરંભ કરવો, ( ૩૭ )

**श्रीपतिः—कर्किनक्रहरिकुंभगतेऽर्के पूर्वपश्चिममुखानि गृहाणि ।**
**तौलिमेषवृषवृश्चिकयाते दक्षिणोत्तरमुखानि च कुर्यात् ३८**

અર્થ—કર્ક, સિંહ, મકર, ને કુંભનો સૂર્ય હોય ત્યારે-પૂર્વને પશ્ચિમ દિશાના મુખવાળુ, મેષ, વૃષભ, તુલા, ને વૃશ્ચિકનો હોય તો ઉત્તરને દક્ષિણ દિશાના મુખવાળુ ઘર કરવું, ( ૩૮ )

( નીચ સ્થિત ગ્રહોમાં ઘર બનાવવાનો નિષેધ, )

वसिष्ठः-नीचेशत्रुगतेजीवेशुक्रे वा यदि वा बुधे ।
शशांके वा कृतं गेहमति निः स्वत्वमाप्नुयात् ( ३९ )

અર્થ—ચંદ્ર-બુધ-ગુરૂ-શુક્ર-નીચના હોય કે શત્રુના ઘરમાં હોય અને ઘર કરાવ્યું હોય તો-દરિદ્રતા પ્રાપ્ત થાય છે, ( ૩૯ )

श्रीपतिः-रवौगृहस्थोगृहिणीशशांके धनंसितेदेवगुरौ च सौख्यम् ।
विनाशमायातिबलेन हीनेनीचस्थितेवास्तमुपागते वा (४०)

અર્થ—સુર્ય-ચંદ્ર-ગુરૂ-ને શુક્ર-બલહી ન હોય, કે નીચના હોય, અથવા અસ્ત પામ્યા હોય તો-અનુક્રમે-ઘરનો સ્વામી-સ્ત્રી-ધન-અને સુખ-નાશ પામે છે, ( કારણ કે-સૂર્ય-ઘરધણી છે. ચંદ્ર-ઘરની ધણીયાણી છે, શુક્ર ઘરનું-ધન છે-અને ગુરૂ સુખ આપનાર છે. માટે-તે ચારમાંથી જે નીરબલી હોય તે બાબત નુકશાન કારક જાણવું, ) ( ૪૦ )

विं.-फाल्गुने नभसिसहस्यदः सहस्ये वैशाखे शरणमशेषशंविधत्ते
आरब्धंद्वितनुभभानुयोगयुक्ते निर्लेयामरसचिवादिभूखगास्ते ४१

અર્થ—માર્ગશીર્ષ, પોષ, ફાગણ, વૈશાખ, શ્રાવણ, એ માસો, દ્વિઃસ્વભાવ રાશિના સુર્યનો યોગ હોય ત્યારે. સિંહનો ગુરૂ ન હોય તેમજ ગુરૂ, શુક્ર અસ્તના ન હોય તો ઘરનો પ્રારંભ કરવાથી દરેક સુખ મળી શકે છે. (૪૧)

मासेऽपागयनगतेऽपिचौकसःस्यादारंभोऽतिवरफलोऽत्रवेशनंन ।
भेदत्वाद्घटननिवेशदेवतानां रिक्तामाशुभयुतिविष्टिमुक्तपक्षः ( ४२ )

અર્થ—દક્ષિણાયન છાયાનો સુર્ય હોય, રિક્તા શિવાયની તિથિઓ, દુષ્ટ યોગ ને વિષ્ટિ ત્યાગ કરીને શુભ સમયે ગૃહારંભ કરવો, દક્ષિણાયણમાં ગૃહારંભ થાય છે પરંતુ પ્રવેશ થઇ શકતો નથી. કારણ કે આરંભના અને પ્રવેશના દેવો જુદા છે. ૪૨

नभस्यमासं परिहाय पक्षंत्विषोर्जयोरादिममंत्यमाहुः ।
शुचेबुधाः पर्णकुटक्रियां वा समस्तवारेषु सितांगिरोऽस्तम् ( ४३ )

અર્થ—ભાદરવો, આસો, અને કાર્તિકના પહેલાં પંદર દિવસો, અને ગુરૂ શુક્રના અસ્તનો ત્યાગ કરીને દરેક વારોમાં પાંદડાંનું (છાપરૂં) બનાવવાને પંડિતો શુભ કહે છે. ( ૪૩ )

व्यवहारसमुच्चये—निषिद्धेष्वपिऋक्षेषु स्वानुकूले शुभे दिने ।
तृणदारुगृहारंभे मासदोषो न विद्यते ( ४४ )

અર્થ—ઘાસને લાકડાનું ઘર (છાપરૂં) કરવું હોય તો પોતાની અનુકૂલતા મુજબ શુભ દિવસે કરવું, તેમાં નિષિદ્ધ નક્ષત્ર હોય તોપણ હરકત નથી. તેમજ માસ દોષ પણ સમજવો નહિ, ( ४४ )

नो पृष्ठाग्रविधौ न रिक्तकतिथौ नार्कारवारांशयो
रुक्तर्क्षेष्वपिकुंभमीनगाविधौ स्तंभोच्छ्रितिं नाचरेत् ।
तुर्यात्पंचदशात्रिदृक्परिमितात्वेदाब्धिपंचक्रमा-
न्निंद्यान्यर्कयुतादिगेहकरणे भानि प्रवेशेपि च ॥ ६ ॥

अन्वय—पृष्ठाग्रविधौ ( गेहं ) नो ( कार्यम् ) रिक्तकतिथौ न अर्कारवारांशयोः न उक्तर्क्षेषु अपि कुंभमीनगविधौ स्तंभोच्छ्रितिम् न आचरेत् अर्कयुतादि तुर्यात् पंचदशात् त्रिदृक् परिमितात् क्रमात् वेदाब्धिपंचभानि गेहकरणे च प्रवेशे अपि निन्द्यानि ॥ ६ ॥

अन्वयार्थ—पृष्ठाग्रविधौ પાછલ અને આગલ ચન્દ્રમા આવ્યો હોય તો, नो ( गेहं ઘર ) कार्यम् ન કરવું, रिक्तकतिथौ રિકતા તિથિમાં न કરવું, अर्कारवारांशयोः રવિ મંગલવાર અને નવમાંશમાં न ન કરવું, उक्तर्क्षेषु કહેલાં નક્ષત્રોમાં, अपि પણ, कुंभमीनगविधौ કુંભ અને મીનના ચંદ્રમામાં, स्तंभोच्छ्रितिम् સ્તંભ સ્થાપન न आचरेत् ન કરવો अर्कयुतादि સૂર્યના નક્ષત્રથી ગણતાં, तुर्यात् ચોથા નક્ષત્રથી, पंचदशात् ૧૫ મા નક્ષત્રથી, त्रिदृक्परिमितात् ૨૩ મા નક્ષત્રથી, क्रमात् અનુક્રમે, वेदाब्धिपंचभानि ૪-૪-૫-નક્ષત્રો, गेहकरणे ઘર કરવામાં, च અને, प्रवेशे પ્રવેશમાં, अपि પણ, निन्द्यानि અશુભ છે, ॥ ૬ ॥

૬ ભાવાર્થ—વિવાહ પ્રકરણના ૧૫ મા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે [1]સપ્તશલાકાચક્રમાં નક્ષત્રો મુકવાં, તેમાં દરેક દિશામાં મુકેલાં નક્ષત્રોની તે તે દિશા જાણવી, ઘરને માટે જે દિશા સન્મુખ બારણું

૧—સપ્તશલાકચક્ર પૃ. ૧૬૩ ક-નં. ૩૮ માં છે.

મુકવું હોય, તે દિશાના નક્ષત્રો, અને તેની પાછલી દિશાના નક્ષત્રો, એટલે બંને સામાસામી દિશાઓના નક્ષત્રોમાંના કોઈ પણ નક્ષત્ર ઉપર ચંદ્રમા હોય, ત્યારે ઘર કરવું નહિં, તેમજ ૪,૯,૧૪ એ તિથિઓ, રવિ ને મંગલવાર, અને તે બંનેના નવમાંશ લેવા નહિં, કુંભ ને મીનના ચંદ્રમામાં ઘરનો થાંભલો પ્રથમ મુકવો નહિં,

## વૃષવાસ્તુ ચક્ર.

સૂર્યના મહા નક્ષત્રથી, દિવસના નક્ષત્ર સુધી ગણતાં, ૧ લા નક્ષત્રથી, ૪–૧૫ થી ૪ અને ૨૩ થી ૫ નક્ષત્રો, ઘર બનાવાના તેમજ ઘર પ્રવેશના મુહૂર્તમાં લેવાં નહિં.

**સમજ**––જેમ સન્મુખ, અને પાછલી દિશાના નક્ષત્રોપર ચંદ્ર હોય, ત્યારે તે દિશામાં અથવા તેની પાછલી દિશામાં ઘર કરવું નહિં, તેજ પ્રમાણે, આગલ બતાવવાસાં આવશે. તેમ ઘરનું નક્કી કરેલું નક્ષત્ર, [૨]ઉપલા ચક્ર પ્રમાણે જે જે દિશામાં આવતું હોય, તે તે દિશામાં અથવા, તે તે દિશાની પાછલી દિશાઓમાં પણ ઘર કરવું નહિં,

**ઉદાહરણ**—જેમ કે મૃગશીર્ષ નક્ષત્ર, ઘર બનાવવાના મુહૂર્તમાં લેવાય છે, અને તે મૃગશીર નક્ષત્ર, સપ્તશલાકા ચક્રમાં પૂર્વ-દિશામાં છે, હવે મૃગશીર નક્ષત્રમાં, ઘર બનાવવાનું મુહૂર્ત આપવા છતાં, તે મૃગશીર નક્ષત્ર, સપ્તશલાકાચક્રમાં પૂર્વમાં હોવાથી, પૂર્વ અને પશ્ચિમ, એમ બેઉ દિશાનું જે ઘરને બારણું હોય, તે ઘર બનાવવાનું મુહૂર્ત મૃગશીર્ષ નક્ષત્રમાં આપવું નહિં, ઉત્તર અને દક્ષિણ દિશાનું જેને ઘરનું દ્વાર મુકવું હોય, તેને ઘર બનાવવાનું મુહૂર્ત આપવું, તેવીજ રીતે ઘરનું લાવેલું નક્ષત્ર, જે દિશામાં હોય, તે અને તેની પાછલી દિશામાં પણ ઘરનું મુહૂર્ત આપવું નહિં, એટલે ચંદ્રનું નક્ષત્ર, અને વાસ્તુનું નક્ષત્ર, એ બે નક્ષત્રો જે જે દિશામાં હોય, તે દિશામાં અને તેની પાછલી દિશામાં ઘર કરવાનું મુહૂર્ત આપવું નહિં.

---

૨—જેમ શ્લો. ૧૦ ના ઉદાહરણમાં પુષ્ય નક્ષત્ર આપ્યું છે, તેમ જે નક્ષત્ર લીધેલું હોય તે.

( ગૃહારંભમાં કાલનિષેધ. )

गृहेशतत्स्त्री सुखवित्तनाशोऽर्केंदुईज्यशुक्रे विबलेऽस्त नीचे ।
कर्तुः स्थिति र्नो विधुवास्तु नोऽभे पुरस्थिते पृष्ठगते खनिः स्यात् ४५

અર્થ—સૂર્ય નિર્બલ હોય કે નીચ શશિપર રહ્યો હોય તો ઘરના સ્વામીનો નાશ થાય છે, ચંદ્રમા નિર્બલ, કે નીચ રાશિપર અસ્ત થઈને રહ્યો હોય તો ઘરના સ્વામીની સ્ત્રીનો નાશ થાય છે, ગુરૂ, નિર્બલ કે અસ્ત થઇને નીચ રાશિપર રહ્યો હોય તો ઘરના સ્વામીના સુખનો નાશ થાય છે. શુક્ર, નિર્બલ કે અસ્ત થઇને નીચ રાશિપર રહ્યો હોય તો, ધનનો નાશ કરે છે, ચંદ્રમાનું અને વાસ્તુનું નક્ષત્ર સન્મુખ હોય ને ખાત ખોદે તો, સ્થાન બનાવનારનો એ સ્થાનમાં વાસ રહેતો નથી, જો ચન્દ્રમાનું અને વાસ્તુનું નક્ષત્ર પાછલ હોય ને ખાત ખોદે તો પણ એ સ્થાનમાં વાસ રહેતો નથી ( ૪૫ )

भृगुः—चक्रे सप्तशलाकाख्ये कृत्तिकादीनि विन्यसेत् ।
ऋक्षं चंद्रस्य वास्तोश्च पुरः पृष्ठे च नो शुभम् ॥ ४६ ॥

અર્થ—સપ્તશલાકાચક્રમાં, કૃત્તિકાદિ નક્ષત્રો મુકવાં, તેમાં ચંદ્રનું નક્ષત્ર અને વાસ્તુનું નક્ષત્ર, આગલ કે પાછલ હોય તો અશુભ છે, જમણીને ડાબી બાજુએ હોય તો શુભ જાણવું, ( ૪૬ )

( ઘર બનાવવામાં જુનું લાકડું વાપરવાનો નિષેધ. )

व्यासः—अन्यवेश्मस्थितं दारु नैवान्यस्मिन् प्रयोजयेत् ।
न तत्र वसतेः कर्ता वसे त्तत्र न जीवति ( ४७ )

અર્થ—બીજા ઘરમાં વાપરેલું લાકડું ઘરના ઉપયોગમાં લેવું નહિ, અને કદાચ લે તો, ઘરધણી તે ઘરમાં રહી શકતો નથી, અને રહે તો જીવતો નથી, ( ૪૭ )

मु–ग०–आरंभे वृषभं चक्रं स्तंभे ज्ञेयं तु कूर्मकम् ।
प्रवेशे कलशं चक्रं वास्तुचक्रं बुधैः स्मृतम् ( ४८ )

અર્થ—ગૃહારંભમાં વૃષવાસ્તુચક્ર, સ્તંભ બેસાડવામાં કૂર્મચક્ર, અને પ્રવેશમાં કલશચક્ર, એમ ત્રણ પ્રકારે વાસ્તુચક્ર, જોવાને વિદ્વાનોએ કહેલું છે, ( ૪૮ )

( ગૃહારંભમાં વૃષવાસ્તુચક્ર.[1] ) બીજા મતથી.

मु–चिं०–गेहाद्यारंभेऽर्कभाद्वत्सशीर्षे रामै ३ र्दाहो वेद ४ भै रग्रपादे शून्यं वेदैः ४ पृष्ठपादे स्थिरत्वं रामैः ३ पृष्ठे श्रीर्युगै४र्दक्षकुक्षौ ॥ लाभो रामैः ३ पुच्छगैः स्वामिनाशो वेदै र्नैःस्वं वामकुक्षौ मुखस्थैः। रामैः पीडा संततं वार्कधिष्ण्याद्भै ७ रुद्रै ११ र्दिग्भि १० रुक्तं ह्यसत्सत् ( ४९ )

**અર્થ**—જે નક્ષત્રપર સૂર્ય હોય, તે નક્ષત્રથી દિવસના નક્ષત્ર સુધી ગણીને ૩ નક્ષત્રો વૃષના મસ્તકમાં સ્થાપન કરવાં, તે નક્ષત્રોમાં ઘર બનાવવાથી તે ઘર અગ્નિથી બળી જાય છે, ૪ નક્ષત્રો આગલા પગમાં મુકવાં તે શૂન્ય કરનાર છે, ૪

૧—વાસ્તુચક્રના માટે આ ગ્રંથકારના મતથી ચિંતામણિકારનો મત જુદોજ છે. ત્યારે શંકા ઉત્પન્ન થાય છે કે, બે મતમાંથી કયો મત સ્વીકારવો, તેને માટે જાણવું એ જે, જે જે દેશમાં જે ગ્રન્થ વધારે પ્રમાણભૂત ગણાતો હોય, તે એકજ ગ્રન્થના આધારે મુહૂર્તશુદ્ધિ આપવી, તે વખતે બીજા ગ્રન્થમાં જુદો મત બતાવેલો હોય, તેની હરકત સમજવી નહિં, । અથવા દેશપરત્વે ન જોતાં, માર્તણ્ડ કે ચિંતામણિ, બંનેમાંથી એક ગ્રન્થના આધારે ગમે તે ઠેકાણે મુહૂર્ત આપ્યું હોય તો તે ગ્રન્થાધાર હોવાથી સત્યજ જાણવું. આ ચક્રને માટે માર્તણ્ડમાં ૨૭ નક્ષત્રોની યોજના કરી છે. જ્યારે ચિંતામણિમાં ૨૮ નક્ષત્રોની યોજના કરેલી છે. પરન્તુ વધારે સરસ માર્ગ તો બંનેના મત પ્રમાણે જે જે નક્ષત્રો સારાં આવતાં હોય, તે વખતે અતિ ઉત્તમ મુહૂર્ત છે એમ જાણવું, બંને ચક્રોનો વિચાર કરતાં, સૂર્યના મહાનક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણતાં, આવેલી સંખ્યા આઠથી ચૌદ સુધી એટલે ૭ નક્ષત્રોમાં વૃષવાસ્તુચક્રનું આપેલુ મુહૂર્ત બંને વિદ્વાનોના મતે શ્રેષ્ટ આવી શકે છે. પરંતુ તે પ્રમાણે મુહૂર્ત લેતાં, ઘર બનાવવાના દરેક માસમાં ઉપર મુજબના આઠ દિવસમાંજ મુહૂર્ત મલી શકે છે, તે આઠ દિવસમાં બીજા કેટલાક દોષો ઉત્પન્ન થતા હોય તો મુહૂર્ત મલી શકવું અશકય છે, માટે બંને ગ્રન્થની સંમતિ ન આવતી હોય તો એક ગ્રન્થની સંમતિ લેઇ, મુહૂર્ત કરવામાં હરકત સમજવી નહિં. તેમાં પણ મુહૂર્તની આવશ્યકતા હોય, અને માર્તણ્ડ પ્રમાણે કે ચિંતામણિ પ્રમાણે મુહુત આવતું હોય તો તે મુહુર્ત બરાબર સમજવું.

નક્ષત્રો પાછલના પગમાં મુકવાં, તે સ્થિરતા કરનાર છે, ૩ નક્ષત્રો પીઠમાં મુકવાં તે લક્ષ્મી આપનાર છે, ૪ નક્ષત્રો જમણી કુખમાં મુકવાં, તે લાભ આપનાર છે, ૩ નક્ષત્રો પુચ્છમાં મુકવાં, તે ઘરના સ્વામીનો નાશ કરે છે. ૪ નક્ષત્રો ડાબી કુખમાં મુકવાં, તે દરિદ્રતા આપે છે. ૩ નક્ષત્રો મુખમાં મુકવાં, તે પીડા કરે છે, ( ૪૯–૫૦ )

**रविभात्सप्त नेष्टानि शुभा न्येकादशाष्टमात् ।**
**दश शेषाण्यनिष्टानि साभिजिद्वृषवास्तुनि ( ५१ )**

**અર્થ**—જે નક્ષત્રપર સૂર્ય હોય તે નક્ષત્રથી, ૭ નક્ષત્ર અશુભ, ૧૧ શુભ, અને અભિજીત સહિત ૧૦ નક્ષત્રો અશુભ ફ્લ આપે છે. ( ૫૧ )

**( પૂર્વ આદિ દિશાઓમાં દ્વાર અને ગૃહનિર્માણમાં નક્ષત્ર. )**

**कुंभेऽर्के फाल्गुने प्रागपरमुखगृहं श्रावणे सिंहकर्क्योः**
**पौषे नक्रेचयाम्योत्तरमुखसदनं गोजगेर्के च राधे ।**
**मार्गे जूकालिगे सद्ध्रुवमृदुवरुण स्वातिवस्वर्कपुष्यैः**
**सूतीगेहं त्वदित्यां हरिभत्रिधिभयो स्तत्र शस्तः प्रवेशः (५२)**

**અર્થ**—ફાગણ માસમાં કુંભના સૂર્ય હોય તો પૂર્વ કે પશ્ચિમ તરફ મુખવાળું ઘર બનાવવું ઉત્તમ છે, શ્રાવણ માસમાં કર્ક, અને સિંહના સૂર્ય હોય તો પણ પૂર્વ કે પશ્ચિમ તરફ મુખવાળું ઘર બનાવવું ઉત્તમ છે, પૌષમાં મકરના સૂર્ય હોય તો, દક્ષિણ કે ઉત્તર તરફ મુખવાળું ઘર બનાવવું ઉત્તમ છે, વૈશાખમાં વૃષભનો સૂર્ય હોય તો દક્ષિણ કે ઉત્તર તરફ મુખવાળું ઘર બનાવવું ઉત્તમ છે, અને માર્ગશીર્ષમાં તુલાને વૃશ્ચિકનો સૂર્ય હોય તો દક્ષિણ કે ઉત્તર તરફ મુખવાળું ઘર બનાવવું શ્રેષ્ટ છે.

રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, ઉ–ફા, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, ઉ–ષા, ધનિષ્ટા, શતભિષા, ઉ–ભા, રેવતી, એ નક્ષત્રોમાં ઘર બનાવવાનો પ્રારંભ કરવો શુભ છે, પુનર્વસુ નક્ષત્રમાં સૂતિકાગૃહ બનાવવું શુભ છે, અને તે સૂતિકાગૃહમાં રોહિણી અને શ્રવણમાં પ્રવેશ કરવો શુભ છે, ( ૫૨ )

**ज्यो–र्वि०—**

**न हारि हर्म्येऽभिमुखं तमः स्यात् दृश्यं न तत्पर्णकुटादिगेहे ।**
**क्षपाकरः पर्णकुटेऽभिवक्त्रो न दर्शनीयोन्यकुले स दृश्यः ( ५३ )**

અર્થ—ઘર બનાવવામાં સન્મુખ રાહુ લેવો નહિં, તે રાહુ જો પાંદડાંનું ઘર બનાવવું હોય તો જોવાની જરૂર નથી, તેમાં સન્મુખ ચંદ્રમા લેવો નહિં, અને ઈંટોથી ઘર બનાવવામાં સન્મુખ ચંદ્રમાની હરકત નથી, પરંતુ સન્મુખ રાહુ લેવો નહિં. ( ૫૩ )

**( દેવાલય બનાવવામાં વિશેષ નક્ષત્રો. )**

**आवासनिर्माणमृगांकभीरवः सादित्यनासत्य शयर्क्ष शौरिभाः ।**
**आरंभणे देवकुलस्य मंजुला मुक्तादितेयाश्विनभाद्रमामठे ( ५४ )**

અર્થ—દેવાલયના પ્રારંભમાં ગૃહારંભનાં નક્ષત્રો લેવાં સારાં છે, તેમાં પુનર્વસુ, અશ્વિની, હસ્ત, શ્રવણ, એ નક્ષત્રો દેવાલય બનાવવામાં, અને મઠ બનાવવામાં અશ્વિની, હસ્ત, શ્રવણ, એ નક્ષત્રો વિશેષ લીધેલાં છે. ( ૫૪ )

**सदोचितं पुष्करभं प्रपाकृता वदश्यवेशो घटनं च तारयोः ।**
**भगाजयोः क्षुद्रगणाश्रमक्रिया पूर्वात्रयैशेष्वपि नैव गर्हिताः (९५)**

અર્થ—પરબનું મકાન બનાવવામાં પૂર્વાષાડા, બજારમાં પ્રવેશ કરવામાં અને મૂર્તિ વિગેરે બનાવવામાં પૂ–ફા, રોહિણી, અને નિંદ્ય દેવાલય એટલે ( શૂદ્રોના દેવોનું મકાન ) બનાવવું હોય તો આર્દ્રા, અને ત્રણ પૂર્વા શુભ છે. ( ૫૫ )

**शेते भाद्रपदात्रिषु त्रिषुसुरः प्रागादिशीर्षोत्र हि**
**प्रोक्तं सद्ममुखं तु गोलयजघटेष्वर्के यमोदङ्मुखम् ।**
**हृद्रोगैण कुलीर लेयगरवौ पूर्वापरस्यं गृहं**
**नान्यस्थे भुजकोटिघात इभहृच्छेषंस्यु रायाः क्रमात् ॥ ७ ॥**

**अन्वय—भाद्रपदात् त्रिषु त्रिषु ( मासेषु ) प्रागादिशीर्षः सुरः शेते अत्र हि सद्ममुखम् प्रोक्तम् तु गोलयजघटेषु अर्के यमोदङ्मुखम् हृद्रोगैणकुलीर लेयगरवौ पूर्वापरास्यम् गृहम् अन्यस्थे न भुजकोटिघातः इभ हृत् शेषम् क्रमात् आयाः स्युः ॥ ७ ॥**

**अन्वयार्थ—भाद्रपदात्** ભાદરવાથી, **त्रिषु त्रिषु** ત્રણ ત્રણ માસોમાં, **प्रागादिशीर्षः** પૂર્વાદિક દિશામાં મસ્તકવાળો, **सुरः** વાસ્તુપુરૂષ, **शेते** સુવે છે, **अत्र** મસ્તકવાળી દિશામાં, **सद्ममुखम्** ઘરનું દ્વાર, **प्रोक्तम्** કહેલું છે, **तु** પુનઃ **गोलयजघटेषु** વૃષભ, વૃશ્ચિક, મેષ, તુલા, એ રાશિના **अर्के** સૂર્યમાં, **यमोदङ्मुखम्**

દક્ષિણ અથવા ઉત્તરમુખ ઘર કરવું, **हृद्रोगैणकुलीरलेयगरवौ** કુંભ, મકર, કર્ક, સિંહ, એ રાશિમાં રહેલા સૂર્યમાં, **पूर्वापरास्यम्** પૂર્વ અથવા પશ્ચિમ મુખ, **गृहम्** ઘર કરવું, **अन्यस्थे** બીજી રાશિમાં સૂર્ય હોય તો, **न** ન કરવું, **भुजकोटिघातः** ભુજ અને કોટિનો ગુણાકાર કરી, **इभहृत्** આઠે ભાગવાથી, **शेषम्** શેષ રહે તે, **क्रमात्** અનુક્રમે, **आयाः** આયો, **स्युः** હોય. ॥ ૭ ॥

( બારણું બેસાડવાનું મુ૦ )

**૭ ભાવાર્થ**—ભાદરવો, આસો, અને કાર્તિક. માગશર, પૌષ, અને માઘ. ફાગણ, ચૈત્ર, અને વૈશાખ. જ્યેષ્ઠ, અષાડ, અને શ્રાવણ. એ ત્રણ ત્રણ માસોમાં અનુક્રમે વાસ્તુ પુરૂષ પુર્વાદિક દિશાઓમાં સુઇ રહે છે, એટલે તે દિશાઓમાં તેનું માથું હોય છે જે દિશામાં વાસ્તુપુરૂષનું માથું હોય, તે દિશામાં ઘરનું બારણું મુકવું,[1]

( બારણાનો બીજો પ્રકાર. )

૧,૨,૭,૮ એ રાશિઓમાં દક્ષિણ કે ઉત્તરમુખનું બારણું કરવું, અને ૪,૫,૧૦,૧૧ એ રાશિઓમાં પૂર્વ કે પશ્ચિમ મુખનું બારણું બેસાડવું,[2]

---

૧—ધારો કે ભાદરવો, આસો, અને કાર્તિક, એ માસમાં વાસ્તુપુરૂષનુ માથું પૂર્વદિશામાં અને પગ પશ્ચિમ દિશામાં હોય છે, જેથી માથાની દિશા તરફ દ્વાર મુકવા કહ્યું છે, એટલે પુર્વદિશામાં દ્વાર મુકવું, તે પુર્વદિશા, ઘરમાં પેસતાં પશ્ચિમ, ને ઘરમાંથી નીકલતાં સામી પુર્વદિશા દેખાય, તેને પુર્વદિશાના દ્વારવાળું ઘર કહે છે,

૨—આ શ્લોકમાં માસ પ્રમાણે ત્રણ ત્રણ માસોને વિષે પૂર્વાદિક દિશામાં બારણું મુકવાનો અનુક્રમ ગ્રન્થકારે કહ્યો છે, છતાં ફરી સૂર્યની રાશિ પ્રમાણે પૂર્વાદિક દિશામાં દ્વાર મુકવાનું સૂચવ્યું છે, તેથી એમાંથી કયો મત ખરો, અને બે મત બતાવવાનું કારણ શું, તેને માટે ભાદરવો, આસો, ને કાર્તિક, એ ત્રણ માસોમાં ફક્ત પૂર્વદિશામાંજ બારણું મુકવાને કહ્યું છે, પરન્તુ આસો, કે કાર્તિકમાં જે વખતે તુલાને વૃશ્ચિક સંક્રાંતિ ચાલતી હોય, તે વખતે દક્ષિણ કે ઉત્તર દ્વારનું બારણું મુકવું હોય, તો પૂર્વદિશાના માસો હોવા છતાં તે માસોમાં દક્ષિણાભિમુખ, કે ઉત્તરાભિમુખનું બારણું મુકી શકાય, એવી રીતે માર્ગશીર્ષ, પૌષ, ને માઘ માસમાં દક્ષિણ દિશાનું બારણું મુકવા કહ્યું છે, પરંતુ તે વખતે મકરને કુંભનો સૂર્ય હોય તો તે વખતે દક્ષિણ, પૂર્વ ને પશ્ચિમ દિશાનું દ્વાર મુકી શકાય છે, એમ જાણવું. એ રીતે બીજા માસોમાં આવતી સંક્રાંતિઓને માટે પણ સમજવું,

ઉપર બતાવેલા બે પ્રકારમાંથી પોતાને જે સુગમ પડે, તે પ્રકાર લેવામાં હરકત નથી, ઘરની લંબાઇને (ભુજ) પહોળાઇના (કોટી) હસ્તાદિકનો ગુણાકાર કરી, આવેલી સંખ્યાને આઠથી ભાગતાં જે શેષ રહે, તે આયનો અંક જાણવો,

(ધ્વજાદિ આયનું ૧ લું ઉદાહરણ.)

ઘરની લંબાઇ ૨૫ હાથને પહોળાઈ ૧૩ હાથ છે, તો ૨૫ ને ૧૩ થી ગુણતાં, ૩૨૫ આવ્યા. એ ઘરની લંબાઇ પહોળાઇના માપનો ગુણાકાર થાય છે, અને તે ગુણાકારની સંખ્યા તે ઘરનું ક્ષેત્રફલ કહેવાય છે. તેને ૮ થી ભાગતાં શેષ ૫ આવ્યા, જેથી પાંચમી આય થઈ એમ જાણવું. પહેલી આય ધ્વજાયથી ગણતાં, પાંચમી આય વૃષભાય, એટલે બળદની આય આવી, એમ જાણવું. આ પ્રમાણે આય આવી શકે છે, પરંતુ લંબાઇને પહોળાઇના માપમાં હાથના માપની સાથે જ્યારે આંગળ હોય છે, ત્યારે ઉપર મુજબ ગુણાકાર થઈ શકતો નથી, તેની રીત નીચે મુજબ છે.

(દ્વારચક્ર.)

सूर्यर्क्षाद्युगभैः शिरस्यथफलं लक्ष्मीस्ततः कोणभै
नागैरुद्वसनं ततो गजमितैः शाखासु सौख्यं भवेत् ।
देहल्यां गुणभै मृतिर्गृहपते मध्यस्थितै र्वेदभैः
सौख्यं चक्रमिदं विलोक्य सुधिया द्वारं विधेयं शुभम् (५६)

અર્થ—જે નક્ષત્રપર સૂર્ય હોય, તે નક્ષત્રથી ૪ નક્ષત્ર મસ્તકપર રહે છે. તેમાં લક્ષ્મી મલે છે, ૮ ખુણાઓમાં રહે છે, તેમાં કોઈ પણ મનુષ્ય વસતુ નથી, ૮ દ્વારશાખાઓમાં રહે છે, તેમાં ઘરધણીને સુખ મળે છે, ૩ નક્ષત્ર ઉમ-રામાં રહે છે, તેમાં સ્વામીનું મરણ થાય છે, અને ૪ મધ્યમાં રહે છે, તેમાં સુખ મલે છે, એવી રીતે બુદ્ધિમાન પંડિતો યે આ ચક્ર જોઇને દ્વાર બનાવવું, (૫૬)

| શાખા. ૪ શ્રે. | મસ્તક. ૪ શ્રે. | શાખા. ૪ શ્રે. |
|---|---|---|
| ને. ૨ | મધ્ય. ૪ શ્રે. | ૨ ને. |
| ને. ૨ | | ૨ ને. |
| | ૩ ને. | |
| | ઉમરો. | |

આ ઉપરના ચક્રમાં પ્રથમ ચાર નક્ષત્રો મસ્તકમાં લેવાં. તે પછી સવ્ય ક્રમથી શાખા નાં ૪ લેવાં, એ પ્રમાણે અગ્નિકોણથી ક્રમ લેવો.

## ( ધ્વજાદિ આયનું ઉદાહરણ. )

૧૫ હાથ અને ૧૦ આંગળ પહોળું, ૨૦ હાથ અને ૧૮ આંગળ લાંબું, એવું એક ઘર છે. એ ઘરની આય જાણવા માટે લંબાઇને પહોળાઇનો ગુણાકાર કરવો જોઇએ, તો ગોમુત્રિકા કહાડી ગુણાકાર કરવો, તેને માટે આ પ્રમાણે ગોમુત્રિકાથી તેનો પરસ્પર ગુણાકાર કરવો.

**ગોમુત્રિકા નં. ૧.**

| | ૧૫ | ૧૦ |
|---|---|---|
| ૨૦ | ૩૦૦ | ૨૦૦ |
| ૧૮ | ૨૭૦ | ૧૮૦ |

પ્રથમ ૧૫ ને ૨૦ થી ગુણતાં ૩૦૦ થયા, પછી ૧૫ ને ૧૮ થી ગુણતાં, ૨૭૦ થયા, ૧૦ ને ૨૦ થી ગુણતાં ૨૦૦ થયા, ને ૧૦ ને ૧૮ થી ગુણતાં ૧૮૦ થયા, તે આ ગોમુત્રિકા મુકી છે, તે જોવાથી સ્પષ્ટ સમજાશે; હવે એક હાથના ૨૪ આંગળ હોય છે, અને ઘરને માટે આય કહાડવાનું હાથ ઉપરથી બતાવેલું છે, માટે ગુણાકારની સંખ્યા કેટલા હાથની આવી, તે જાણવા માટે ૧૦ ને ૧૮ નો ગુણાકાર ૧૮૦ આવ્યો, તેને ૨૪ થી ભાગતાં લબ્ધિ ૭ આવી, ને શેષ ૧૨ રહી, આવેલી લબ્ધિ ૭ ને ૧૦

ને ૨૦ થી ગુણતાં થયેલા ૨૦૦ માં ઉમેરતાં ૨૦૭ થયા, તે ૨૦૭ ને ૧૫ ને ૧૮ થી ગુણતાં થયેલા ૨૭૦ માં ઉમેરવાથી ૪૭૭ થયા; તેને ૨૪ થી ભાગતાં ૧૯ લબ્ધિ આવી, અને શેષ ૨૧ રહી, તે આંગળ જાણવા. લબ્ધિ ૧૯ ને ૧૫ ને ૨૦ થી ગુણતાં આવેલી સંખ્યા ૩૦૦ માં ઉમેરતાં ૩૧૯ થયા, તે હાથ જાણવા. તે ગોમુત્રિકા નંબર ૨. જોવાથી સમજાશે.

**ગોમુત્રિકા. નં. ૨.**

| | |
|---|---|
| ૧૫ | ૧૦ |
| ——— | ——— |
| ૩૦૦ | ૨૦૦ |
| લબ્ધી ૧૯ | |
| ૧૯ ઉ- ——— | લબ્ધી ૭ ઉમે- |
| મેરતાં ૩૧૯ | રતાં ૨૦૭ |
| | ૧૮૦ |
| શેષ ૨૧ | |
| ૨૭૦ | ૨૪ થી ભા- |
| ઉમેરવા ૨૦૭ | ગતાં શેષ |
| કુલ્લે ૪૭૭ | ૧૨ |
| ૨૪ થી ભાગ- | |
| ગતાં લબ્ધી | |
| ૧૯ શેષ ૨૧ | |

એ પ્રમાણે ગુણાકાર કરતાં, ૩૧૯ હાથને ૨૧ આંગળ આવ્યા, તે ઘરની લંબાઇ ને પહોળાઇના હસ્તાદિક માપનો ગુણાકાર થયો. હવે આવેલા હાથ ૩૧૯ ને ૮ થી ભાગતાં લબ્ધિ ૩૯ આવી, તે લબ્ધિની જરૂર નથી, પરન્તુ શેષ જે ૭ રહી, અને તેના ઉપરાંત ૨૧ આંગળ હોવાથી તે ઘરની આય સાતમી અને આઠમી આય આવી એમ જાણવું. તેને અનુક્રમે ૧ શેષ હોય તો ધ્વજાય, ૨ હોય તો ધુમાય, એ પ્રમાણે આઠે ધ્વાંક્ષઃ આય આવે છે. જેથી ૮ શેષ રહેવાથી ઘરની આય કાગડાની થઈ એમ જાણવું.

**पूर्वादिध्वजधूमसिंहशुनको क्षाणः खरेभोष्ट्रका**
**धार्याः स्वस्वपदेध्वजोखिलमुखः प्राग्याम्य वक्रोगजः ।**
**प्रागास्यो वृषभो विवारुणमुखः सिंहः प्रशस्ता इमे**
**धूमोग्नेः शुनकों त्यजस्य खगप स्योष्ट्रोट्टपत्न्याः खरः ॥ ८ ॥**

---

૧—આ ગોમુત્રિકાથી જો બરાબર સમજ ન પડે તો, વિશેષ ખુલાસા સાથે ગોમુત્રિકાપરથી ગુણાકાર કરવાની રીત અમો તરફથી પ્રગટ થયેલા જ્યોતિષ-કલ્પતરૂ પ્રથમાવૃત્તિ-પ્રથમ વિભાગના ૮૬ પાને ગુણાકારની રીત વિસ્તારથી આપેલી છે તે જોવી તેમાં ને આમાં ફરક માત્ર એટલોજ છે કે, તેને દરેક ફલ ઉપર ચઢાવતાં, ૬૦ થી ભાગવાં પડે છે, અને આના ફલને ઉપર ચઢાવતાં ૨૪ થી ભાગવાની જરૂર છે, તે ખાસ ધ્યાનમાં રાખવું.

**अन्वय—पूर्वादिध्वजधूमसिंहशुनको क्षाणः खरेभोष्ट्रकाः स्वस्वपदे धार्याः ध्वजः अखिलमुखः गजः प्राग्याम्यवक्त्रम् वृषभः प्रागास्यः सिंहः विवारुण मुखः इमे प्रशस्ताः अग्नेः धूमः अंत्यजस्य शुनकः खगपस्य उष्ट्रः अट्ट पत्न्याः खरः ( प्रशस्तः ) ॥ ८ ॥**

**अन्वयार्थ—पूर्वादिध्वजधूमसिंहशुनकोक्षाणः** પૂર્વદિશાથી આરંભી ધ્વજા, ધુમાડો, સિંહ, કુતરો, બળદ, **खरः** ગધેડો, **इभ** હાથી, **उष्ट्रकाः** ઉંટ, **स्वस्वपदे** પોતપોતાના સ્થાનોમાં, **धार्याः** ધારણ કરવા, **ध्वजः** ધજા, **अखिलमुखाः** દરેક દિશાના દ્વારમાં, **गजः** ગજાય, **प्राग्याम्यवक्त्रम्** પૂર્વ ને દક્ષિણદિશાવાળા દ્વારમાં, **वृषभः** વૃષભાય, **प्रागास्य.** પૂર્વાભિમુખદ્વારમાં, **सिंहः** સિંહાય, **विवारुणमुखः** પશ્ચિમ શિવાયના ઘરમાં દરેક દિશાના દ્વારમાં, **इमे** એ ચાર, **प्रशस्ताः** શુભ છે, **अग्नेः** અગ્નિથી આજીવિકા ચલાવવામાં, **धूमाः** ધુમાય, **अंत्यजस्य** શૂદ્રના ઘરમાં, **शूनकः** કુતરાની આય, **खगपस्य** પક્ષિ પાલવાના ઘરમાં, **उष्ट्रः** ઉષ્ટ્રાય, **अट्टपत्न्याः** વેશ્યાના ઘરમાં, **खरः** ગધેડાની આય. ( **प्रशस्तः** ) શુભ છે, ॥ ૮ ॥

( આયોના નામો. )

૮ **ભાવાર્થ**—ઉપર કહ્યા પ્રમાણે ભાગતાં, શેષ ૧, વધે તો ધ્વજ ( ધજા ) ૨, ધુમ ( ધુમાડો ) ૩, સિંહ ( વાઘ ) ૪, શુનક ( કુતરો ) ૫, ઉક્ષાણુ ( બલદ ) ૬, ખર ( ગધેડો ) ૭, ગજ ( હાથી ) ૮, ઉષ્ટ્ર ( ઉંટ ) એ પ્રમાણે આઠ આયો જાણવી, એ ધ્વજાદિક આયો અનુક્રમે પૂર્વાદિક દિશાઓમાં બલવાન જાણવી, તેમાં પણ ધ્વજાય બધી દિશાઓમાં બલવાન જાણવી, તેમજ પૂર્વને દક્ષિણ તરફના મુખવાલા ઘરમાં ગજાય, પૂર્વમાં વૃષભાય, અને પશ્ચિમમુખ શિવાયની કોઇ પણ દિશાના ઘરમાં સિંહાય, અગ્નિથી આજીવિકા ચલાવનારના ઘરમાં ધુમાય, નીચના ઘરમાં શુનકાય, પક્ષિઓ રાખવાના ઘરમાં ઉષ્ટ્રાય, અને વેશ્યાના ઘર માટે ખરાય શુભ જાણુવી. ધ્વજાય, ગજાય, વૃષભાય અને સીંહાય એ આયો શુભ છે. ને તે શીવાયનિ બીજી આયો અશુભ છે.

| ઇશાન | પુર્વ | અગ્નિ |
|---|---|---|
| ૮ ઉષ્ટ્રાય | ૧ ધ્વજાય | ૨ ધુમાય |
| ઉત્તર — ૭ ગજાય | | ૩ સિંહાય — દક્ષિણ |
| ૬ ખરાય | ૫ વૃષભાય | ૪ શુનકાય |
| વાયવ્ય | પશ્ચિમ | નૈઋત્ય |

**राजवल्लभः-**

**आयः कल्प्यो हस्तमेयः करैश्चक्षेत्रे मात्राभिर्मिते मातृकाभिः ।**
**मध्ये पर्यंकासने मंदिरे च देवागारे मंडपे भित्ति बाह्ये ( ५७ )**

અર્થ—હાથને આંગલ માપ્યા પછી, તેનું ક્ષેત્રફલ કહાડવું, ત્યાર પછી હાથને આંગલ ઉપરથી આય લાવવાને કહ્યું છે, તેમાં ખાટલો અથવા પલંગની બેઇસો અને બે ઉપરાં મળી ચારને માપમાં ન લેતાં ફક્ત મધ્યનો ગાળો ભરીને આય લાવવી, અને તેવીજ રીતે ઘરની આય લાવવા માટે પણ ચારે બાજુની ભિંતોના અંદરના ગાળાનો માપ લેઇને આય લાવવી, પરંતુ દેવમંદિર અને મંડપની આય લાવવામાં બહારથી એટલે ચારે તરફની ભિંતોના ઓ-સારો સહિત જમીન માપમાં ગણીને આય લાવવી, ( ૫૭ )

**( કઈ આય કયે સ્થલે લેવી તેની સમજ. )**

**ज्यो-विं०-धारामंडलशालपत्तनकुलप्रासाद वापी प्रपा-**
**कासारांधुषु पीठमंडपदरी पट्टासनद्वार्षु च ।**
**संसत्पीठ नृयान वारणगृहा नो भंगिनी खारिका-**
**मंजूषा शयनादिचीवरगणे ग्राह्यः सदायो बुधैः ( ५८ )**

**અર્થા**—પૃથ્વીનું પીઠ, કિલ્લો, નગર, ઘર, દેવાલય, વાવ, પરબ. તળાવ, કુવો, મંડપની પીઠ, ગુફા, રાજ્યાસન, બારણું, સભાપીઠ, પાલખી, ગાલ્લુ, રથ,

નૌકા, કોઠી, પેટી, પલંગ, વિગેરે અને પાંજરૂ, એ વસ્તુઓ બનાવવામાં શુભ આય લેવી. ( ૫૮ )

वेदीपीठसमस्तकुंडरचना पट्टातपत्रध्वज-
क्षेत्रारामप्रुखास्त्रतुर्यशिबिरा संदीवितानेष्वपि ।
सौम्यायोर्हतमो भवेदिति सति क्ष्मादेवतायांध्वजो
राजन्ये न खरायुधो विशिगजो गौः पत्सवेऽन्येऽन्यगः (५९)

અર્થ—વેદીની પીઠ, દરેક કુંડની રચના, પટ્ટ, છત્ર, ધ્વજ, ખેતર, બગીચો, અસ્ત્ર, વાજીંત્ર, તંબુ, નેતરની ખુરશી, અને ચંદરવો, એ વસ્તુઓ બનાવવામાં સૌમ્ય આય શુભ છે, બ્રાહ્મણને ધ્વજાય, ક્ષત્રિયને સિંહાય, વૈશ્યને ગજાય, અને શૂદ્રને વૃષભાય શુભ છે, એ શિવાયની બીજી આયો વણકર, મોચી, વિગેરેને શુભ છે, ( ૫૯ )

प्राहुः प्राङ्मुखमंत्यवृश्चिककुलीराणां प्रचेतोमुखं
जूकोपांत्यगवां यमास्य मबलायुग्मैणकानां हितम् ।
सौम्यास्यं गृहमाद्यसिंहधनुषामत्रेष्ट काष्ठाननं
कृत्वाप्तान्यककुब्गवाक्ष वदनं तत्कार्यमास्यं न सत् ॥९॥

अन्वय—अंत्यवृश्चिककुलीराणाम् प्राङ्मुखम् प्राहुः जूको पान्त्यगवाम् प्रचेतोमुखम् अबलायुग्मैणकानाम् यमास्यम् आद्यसिंहधनुषाम् सौम्यास्यम् गृहम् हितम् अत्र इष्टकाष्ठाननम् कृत्वा आप्तान्यककुब्गवाक्ष वदनम् तत् कार्यम् आस्यम् न सत् ॥ ९ ॥

अन्वयार्थ—अंत्यवृश्चिककुलीराणाम् મીન, વૃશ્ચિક, અને કર્ક રાશિવાળાઓને प्राङ्मुखम् પૂર્વમુખનું દ્વાર प्राहुः કહે છે, जूकोपान्त्यगवाम् તુલા, કુંભ, વૃષભરાશિને, प्रचेतोमुखम् પશ્ચિમ મુખનું, अबलायुग्मैणकानाम् કન્યા, મિથુન, અને મકરરાશિવાળાને, यमास्यम् દક્ષિણમુખનું, आद्यसिंहधनुषाम् મેષ, સિંહ, ધનરાશિવાળાને, सौम्यास्यम् ઉત્તરમુખનું, गृहम् ઘર, हितम् શુભ છે, अत्र અહિં, इष्टकाष्ठाननम् ઈષ્ટ દિશામાં મુખને, कृत्वा કરીને, आप्तान्यककुब्गवाक्षवदनम् બીજી દિશાઓમાં બારીઓ જારીયો વિગેરેનું મુખ, कार्यम् કરવું, तत् आस्यम् તે દિશાઓમાં મુખ્ય દ્વાર, न सत् શ્રેષ્ઠ નથી, ( ન કરવું, )

( રાશિ પ્રમાણે ઘરના મુખની બાબત. )

૯ ભાવાર્થ--૪,૮,૧૨, પૂર્વ, ૨,૭,૧૧, પશ્ચિમ, ૩,૬,૧૦ દક્ષિણ, ૧,૫,૯ ઉત્તર, એ રાશિઓને અનુક્રમે તે તે દિશાનું દ્વાર શુભ જાણવું, ઉપર પ્રમાણે આવેલી દિશામાં મોટું બારણું મૂકી બાકીની દિશાઓમાં નાનાં બારણાં જાળી વિગેરે મુકવાં, પરન્તુ રાશિપરત્વે કહેલી દિશા શિવાયની દિશામાં મુખ્ય દ્વાર કરવું નહિં.

कोणाध्वभ्रमकूपकर्दमतरुद्वाः स्तंभदेवेक्षितं
सद्मौच्चयंद्विगुणाधिकांतरभवे वेधे न दोषः किल ।
अष्टघ्नगृहभूफले भविहृते शेषं गृहर्क्षं भवे
दृक्षे सर्पहृते व्ययो गृहमसत्स्वल्पाय भूरि व्ययम् ॥१०॥

अन्वय—कोणाध्वभ्रमकूपकर्दम तरुद्वाः स्तंभदेवेक्षितम् ( तत् आस्यम् न सत् ) सद्मौच्चयम् द्विगुणाधिकांतरभवे वेधे किल न दोषः गृहभूफले अष्टघ्न भविहृते शेषम् गृहर्क्षम् भवेत् ऋक्षे सर्पहृते ( शेषम् ) व्ययः स्वल्पायभूरि व्ययम् गृहम् असत् ॥ १० ॥

**अन्वयार्थ**—**कोण** ભિંતનો ખુણો, **अध्व** રસ્તો, **भ्रम** ભમતો યંત્ર, **कूप** કુવો, **कर्दम** કાદવ, **तरु** ઝાડ, **द्वाः** બારણું, **स्तंभ** થાંભલો, **देवेक्षितम्** અને દેવની નજર હોય, (**तत्** તેનું, **आस्यम्** ઘરનું મુખ હોય તો, **न सत्** શુભ નથી,) **सद्मौच्चयम्** ઘરની ઉંચાઇ કરતાં, **द्विगुणाधिकांतरभवे** બમણાથી અધિક અંતરથી થયેલો, **वेधे** વેધ હોય તો, **किल** નિશ્ચય, **न दोषः** દોષ નથી, **ग्रहभूफले** ઘરના ક્ષેત્રફલને, **अष्टघ्न** આઠે ગુણતાં, **भविहृते** ૨૭ થી ભાગ લેતાં, **शेषम्** શેષ રહે તે, **गृहर्क्षम्** ઘરનું નક્ષત્ર, **भवेत्** થાય, **ऋक्षे** નક્ષત્ર, **सर्पहृते** આઠ વડે ભાગતાં, (**शेषम्** શેષ રહે તે, **व्ययः** વ્યય હોય, **स्वल्पाय** સ્વલ્પ આયવાળું, **भुरिव्ययम्** અધિક વ્યયવાળું, **गृहम्** ઘર, **असत्** અશુભ છે,॥ ૧૦॥

( ઘરને થતા વેધવિષે. )[1]

૧૦ ભાવાર્થ--ઘરના બારણાની સામે કોઈ પણ બીજા ઘરની ભીંતનો ખુણો, તેમજ સામો મોટો રસ્તો, ઘાંણી, ઘંટી, ને કુંભારના

---

૧—ઉપર મુજબ ઘરને જે વેધ કહેલા છે, તેમ જ્યો૦ વિં૦ માં કહ્યું છે કે, ઘરની પાછલ દેવાલય હોય, તો તે પણ અશુભ જાણવું, એટલે પછીત ઉપર દેવદૃષ્ટિ પડતી હોય. તે અશુભ જાણવું.

ઘરનો ચાક, એવું કોઈ પણ જાતનું ફરતું યંત્ર, કુવો હમ્મેશાં રહે તો કાદવ, ઝાડ, પોતાના ઘરના બારણા સામે બીજાના ઘરનું બારણું, તેમજ બારણા સામે ઘરનો થાંભલો, અને દેવની દૃષ્ટિ, એટલી બાબતો હોય તો, તે ઘર વેધવાલું જાણવું, તેવું ઘર સારૂં સમજવું નહિં.

### ( વેધનો ભંગ. )

ઉપર પ્રમાણે ઘરને વેધ આવતો હોય, પરંતુ વેધવાળા ઘરના ભોંયતળીઆથી છાપરા ( મોતીયું નેવાં ) સુધીનું જે હસ્તાદિક માપ આવે, તે માપથી બમણા માપ જેટલે દૂર, વેધ થતો હોય તો તે વેધવાળી બાબતનો દોષ બીલકુલ સમ જવો નહિં,

### ( ઘરનું નક્ષત્ર અને વ્યય જાણવાની રીત. )

ઘરના ક્ષેત્રફલને આઠે ગુણી ૨૭ થી ભાગતાં જે શેષ અંક રહે, તે અંક અશ્વિની નક્ષત્રથી ગણતાં, જેટલામો થાય, તેટલું ઘરનું નક્ષત્ર જાણવું. એ આવેલા ઘરના અંકના નક્ષત્રને આઠે ભાગવાથી ઘરની વ્યય આવે છે, આય ઓછી ને વ્યય વધારે એવું જે ઘરમાં હોય તે ઘર અશુભ જાણવું, માટે વ્યય કરતાં આય વધારે હોય તેવા માપનું ઘર કરવું,

**રાજવલ્લભ**—નામના શિલ્પશાસ્ત્રના ગ્રન્થમાં લખ્યું છે કે ઉપર મુજબના કોઇ પણ વેધો, ઘરની ઉંચાઇથી બમણે છેટે ન હોય તો તે વેધ નેષ્ટ ફલ આપે છે, પરંતુ જે ઘર અને વેધવાળી વસ્તુ એ બેના વચમાં જો રાજમાર્ગ હોય તો તે વેધ હોવા છતાં, પણ વેધ સમજવો નહિ.

### ( ઘરનું નક્ષત્ર લાવવાનું ઉદાહરણ.)

ઘરની લંબાઈ હાથ–૨૫–ને પોહોલાઇ–૧૩–ને ગુણવાથી ઘરનું હસ્તાદિક ક્ષેત્રફલ ૩૨૫ છે. તેને આઠે ગુણતાં ૨૬૦૦ થયા, તેને ૨૭ થી ભાગતાં લબ્ધિ ૯૬ આવી તેનું કામ નથી. ને શેષ અંક ૮ આવ્યો. અશ્વિની નક્ષત્રથી ગણતાં તે અંકનું નક્ષત્ર પુષ્ય આવ્યું. માટે તે નક્ષત્ર તે ઘરનું જાણવું,

( વ્યય લાવવાનું ઉદાહરણ. )

અશ્વિનીથી ગણુતાં ઘરના નક્ષત્ર સુધીનો અંક ૮ છે, તેને ૮ થી ભાગતાં વધેલી શેષ, ૦ છે, તે ઘરની વ્યય જાણવી, પ્રથમ શ્લોક સાતમાં બતાવ્યા પ્રમાણે ઘરની આયનો અંક ૫ છે, ને વ્યયનો અંક ૦ આવ્યો, જેથી આય વધારે છે, ને વ્યય ઓછી છે. એથી તે ઘર શુભ જાણવું, માટે આય વધારે આવે તેવું ઘર કરવું શ્રેષ્ઠ છે.

मेषेश्वित्रितयं हरौ त्रिपितृभं मूलत्रयं धन्विनि
द्वंद्वे भे परतो गृहेशघटितं प्राग्वत्तु नाड्य न्यथा ।
एकादिद्विगुणोत्तरागृहमुखाद्दिक्ष्वंककाः स्युः क्रमा-
च्छालाशाकयुतिः कुयुग्ध्रुवमुखान्योकांसि संति स्फुटम् ११

अन्वय—अश्वित्रितयम् मेषे त्रिपितृभम् हरौ मूलत्रयम् धन्विनि परतः द्वंद्वे भे प्राग्वत् गृहेशघटितम् तु नाडी अन्यथा गृहमुखात् दिक्षुक्रमात् एकादिद्विगुणोत्तराः अंककाः स्युः शाला-शांकयुतिः कुयुग्ध्रुवमुखानि ओकांसि स्फुटम् सन्ति ॥ ११ ॥

**अन्वयार्थ—अश्वित्रितयम्** અશ્વિનીથી ત્રણ નક્ષત્રો, **मेषे** મેષરાશિમાં હોય, **त्रिपितृभम्** મઘાથી ત્રણ, **हरौ** સિંહરાશિમાં, **मूलत्रयम्** મૂલથી ત્રણ, **धन्विनि** ધનરાશિમાં, **परतः** બીજી રાશિઓનાં, **द्वंद्वे भे** બે બે નક્ષત્રો જાણવાં, **प्राग्वत्** વિવાહની માફક, **गृहेशघटितम्** ઘર અને ઘરના સ્વામીનું મેલન યોજવું, **नाडी** નાડી, **अन्यथा** વિપરીત યોજવી, **गृहमुखात्** ઘરના મુખથી, **दिक्षु** ચારે દિશાઓમાં, **क्रमात्** અનુક્રમે, **एकादिद्विगुणोत्तराः** એકાદિથી બમણા, **अंककाः** અંકો **स्युः** હોય, **शालाशांकयुतिः** શાલા અને ઘરની દિશાના અંક જોડી, **कुयुग्ध्रुवमुखानि** ૧ યુક્ત કરવાથી ધ્રુવ વિગેરે, **ओकांसि** ઘરો, **स्फुटम्** સ્પષ્ટ, **संति** થાય છે. ॥ ૧૧ ॥

( ઘરના નક્ષત્ર ઉપરથી ઘરની રાશિ જોવાની રીત. )

**૧૧ ભાવાર્થ**—અશ્વિની, ભરણી, કૃત્તિકાની મેષ રાશિ—રોહિણી, મૃગશીરની વૃષભ—આર્દ્રા પુનર્વસુની મિથુન—પુષ્ય, અશ્લે-

ષાની કર્ક—મઘા, પૂ—ફા, ઉ—ફા—ની સિંહ, હસ્ત, ચિત્રાની કન્યા—સ્વાતી, વિશાખાની તુલા—અનુરાધા, જ્યેષ્ઠાની વૃશ્ચિક—મૂલ, પૂ—ષા, ઉ—ષા—ની ધન—શ્રવણુ, ધનિષ્ઠાની મકર—શતભિષા, પૂ—ભા—ની કુંભ—ઉ—ભા, રેવતીની મીન—એ પ્રમાણે નક્ષત્રથી ઘરની રાશિઓ જાણવી, જેમ વરને કન્યા, શેઠને નોકરને માટે, વિવાહપ્રકરણુના ૧ થી ૧૨ સુધીના શ્લોકોમાં બતાવ્યા પ્રમાણે, ગુણૈક્ય જોવાય છે, તે પ્રમાણે ઘરની અને ઘરધણીની રાશ્યાદિક ઉપરથીગુણૈક્ય જોવું, ફરક માત્ર એટલો છે કે, વરકન્યાના મેલાપકમાં નાડી જુદી જુદી હોય ત્યારે ગુણૈક્ય અપાય છે, અને ઘરને ઘરના સ્વામીની એકજ નાડીથી ગુણૈક્ય અપાય છે, એટલે વરકન્યાની જુદી જુદી નાડી સારી જાણુવી, અને ઘરને ઘરધણીની એકજ સારી સમજવી,

( ઘરોની રાશિઓ. )

| રાશિ. | મેષ | વૃષભ. | મિથુન | કર્ક | સિંહ. | કન્યા. | તુલા. | વૃશ્ચિક | ધન | મકર. | કુંભ | મીન. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્રો. | અ—ભ—કૃં. | રો—મૃં. | આ—પું. | પુ—આં. | મ—પૂ—ઉં. | હ—ચિં. | સ્વા—વિં. | અ—જ્યેં. | મૂ—પૂ—ષા—ઉ—ષાં. | શ—ધં. | શ—પૂ—ભાં. | ઉ—ભા—રેં. |

( ઘરનું નામ અને અક્ષરો જાણુવાની રીત. )

ઘરના મુખ્ય દ્વારમાં ૧ અંક મુકવો, તે પછી સવ્યમાર્ગે લેતાં, જે દિશામાં દ્વાર હોય, તે દિશામાં, ૨ તે પછીની દિશામાં, ૪ અને છેલ્લી દિશામાં ૮ એ પ્રમાણે અંકો મુકવા, જે દિશામાં દ્વાર ન હોય તે દિશામાં અંકો મુકવા નહિં, બારણું હોય તો મુકવા, પછી તે અંકોનો સરવાળો કરી, ૧ અંક ઉમેરતાં જે અંક થાય તેટલા અંકનું તે ઘર જાણુવું, ઘરનાં નામ બધાં મલીને ૧૬ છે, તેનાં નામ અનુક્રમે નીચે મુજબ છે,

## ગુણૈકયનું કોષ્ટક.

| ગુણૈકય કોષ્ટક | ઘરધણીનું નામ મગન–રાશી–સીંહ નક્ષત્ર–પૂ–ફા–સ્વામી સૂર્ય. | નંબર | ઘર ત્રીજું–નામ જય રાશી–કર્ક–નક્ષત્ર પૂષ્ય–સ્વામી ચંદ્ર. |
|---|---|---|---|
| વર્ણ | ક્ષત્રી | ૦ | બ્રાહ્મણ |
| વશ્ય | ભક્ષ્ય | ૦।। | વશ્ય |
| તારા | ૭ | ૧।। | ૪ |
| યોની | મુખક | ૨ | મેષ |
| મૈત્રી | મીત્ર | ૫ | મીત્ર |
| ગણ | મનુષ્ય | ૫ | દેવ |
| કુટ | ૧૨ | ૭ | ૨ |
| નાડી | બીજી નાડી | ૮ | બીજી નાડી |
| ગુણૈકયનો સરવાળો. | | ૨૯ | |

આ જોડેના કોષ્ટકમાં ઘરધણીની પુરૂસંજ્ઞા અને ઘરની સ્ત્રી-સંજ્ઞાધારી ગુણૈકય લાવવું. ફરક માત્ર એટલો કે વરકન્યાના ગુણૈકયના મેલાપમાં બેઉની નાડી જૂદી જૂદી હોય તો સારૂં, જ્યારે ઘરધણી અને ઘર એ બંનેની એકજ નાડી હોય તોજ સારૂં જાણવું, ને ત્યારેજ તેને ૮ ગુણુક મલે છે, જેથી આ કોષ્ટકમાં બંનેની એકજ નાડી. (બીજી નાડી) હોવાથી ૮ ગુણુક મૂકેલા છે, તેનો સરવાળો કરતાં ગુણૈકય ૨૯ આવેલું છે, તેથી આ મેલાપક ઘણો સારો જાણવો, જેમાં કુટમાં ઘર પાસે ઘરધણી ૧૨ અને ઘરધણી પાસે ઘર ૨ માગે છે, તેથી (द्विर्द्वादशक) તે બીયાબારૂ દુઃકુટ થયું. એટલે તેના ૭ ગુણુક આવે નહી. પરન્તુ ઘરની કર્ક રાશી છે, તેને મેષથી ગણતાં કર્ક એ ચોથી બેકી રાશી છે. અને વિવાહ પ્રકરણમાં કુટને માટે કહ્યું છે કે જો બેકી રાશી બે અને એકી રાશી ૧૨ માગતું લેણું આવે તો

તે દુ:કુટ હોવા છતાં સત્કુટ જાણવું, માટે આ સત્કુટ હોવાથી તેના ગુણૈકય ૭ આવે છે, એમ જાણવું.

॥ ઘરના નામના અક્ષર જાણવાનું ઉદાહરણ. ॥

એકજ દક્ષિણદિશાના બારણાનું ઘર હોવાથી તેની સંખ્યા ૨ અને તેમાં જોડવાનો અંક ૧ ઉમેરતાં ત્રણ અંક થયા જેથી ત્રીજા નંબરનું ઘર કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે જય નામનું બે અક્ષરવાળું થયું.

॥ એકથી સોળ સુધીનાં ઘરો કેવી રીતે આવે તે જાણવાની રીત. ॥

૧ જે ઘરને કોઈ પણ દિશામાં બારણું ન હોય ને ફક્ત નીસરણી દ્વારા મેડે ચડવાનું હોય, અથવા ભુંયરામાં ઉતરવાનું હોય, તેવા ઘરને દિશાના દ્વારનો અંક આવે નહી. એટલે ઉમેરવાનો એકજ અંક થયો, જેથી એક અંકનું ધ્રુવનામનું બે અક્ષરવાળું પહેલું ઘર થયું.

૨ હવે મુખ્ય દિશાનું આખા ઘરમાં એકજ બારણું પૂર્વનુંજ હોય તો તે મુખ્ય દ્વારનો ૧ અને ઉમેરવાનો અંક ૧ મલી બે અંકનું ધાન્ય નામનું બે અક્ષરવાળું બીજું ઘર થાય.

૩ વલી મુખ્ય ફક્ત એકજ દ્વાર દક્ષિણ દિશામાં હોય તો તેના ૨ અંક અને ઉમેરેલો ૧ અંક મલી ત્રણ અંકવાળું જય નામનું બે અક્ષરનું ત્રીજું ઘર આવે છે.

૪ તેમજ મુખ્ય દ્વાર પૂર્વ દિશામાં હોય તો ૧ અને બીજું દ્વાર દક્ષિણદિશામાં હોય તો તેના ૨ અંક એમ પૂર્વ અને દક્ષિણ બંને દિશામાં બે બારણાં હોય તો ત્રણ અંક થાય તેમાં ૧ અંક ઉમેરવાથી ચાર અંકનું નંદ નામનું બે અક્ષરવાળું ચોથું ઘર થાય.

૫ તેમજ મુખ્ય એકજ દ્વાર પશ્ચિમ દિશામાં હોય તો તેના ૪ અંકમાં ૧ ઉમેરતાં આવેલા ૫ અંકથી ખર નામનું બે અક્ષરવાળું પાંચમું ઘર થાય છે.

૬ એજ પ્રમાણે છઠ્ઠા ઘરને માટે પૂર્વ અને પશ્ચિમનાં બે દ્વારનું ઘર હોય તો પૂર્વનો અંક ૧ પશ્ચિમના અંક ૪ મલી ૫ અને તેમાં ૧ જોડવાથી ૬ અંકનું કાન્ત નામનું બે અક્ષરવાળું છઠું ઘર થયું.

૭ તેમજ મુખ્ય દ્વાર દક્ષિણ અને બીજું દ્વાર પશ્ચિમમાં હોય તો દક્ષિણના ૨ પશ્ચિમના ૪ માં ૧ ઉમેરતાં ૭ અંકનું **મનોરમા** નામનું ચાર અક્ષરવાળું સાતમું ઘર આવે.

૮ વળી પૂર્વ, દક્ષિણ, અને પશ્ચિમ, એમ ત્રણે ઠેકાણે દ્વાર હોય તો પૂર્વનો ૧ અંક, દક્ષિણના ૨, અને પશ્ચિમના ૪, મળી ૭ અંકમાં ૧ ઉમેરતાં ૮ થવાથી આઠ અંકવાળું **સુમુખ** નામનું ત્રણ અક્ષરવાળું આઠમું ઘર થયું.

૯ ઉત્તર દિશાનું મુખ્ય એકજ દ્વાર હોય તો ઉત્તરના ૮ અંકમાં ૧ ઉમેરતાં, ૯ અંકનું **દુર્મુખ** નામનું ત્રણ અક્ષરવાળું નવમું ઘર જાણવું.

૧૦ તેમજ પૂર્વ અને ઉત્તર એમ બે દિશાઓમાં બે બારણાં હોય તો પૂર્વનો ૧ ઉત્તરના ૮ મળી ૯ મા ૧ ઉમેરવાથી ૧૦ મા અંકનું **કૂર** નામનું બે અક્ષરવાળું દશમું ઘર જાણવું.

૧૧ દક્ષિણ ને ઉત્તર એમ બે દ્વાર હોય તો દક્ષિણના ૨ ઉત્તરના ૮ અને ઉમેરવાનો ૧ મળી ૧૧ અંકનું **સુપક્ષ** નામનું ૩ અક્ષરવાળું અગીયારમું ઘર થાય.

૧૨ તેજ પ્રમાણે પૂર્વ, દક્ષિણ અને ઉત્તર એમ ત્રણ દ્વાર હોય તો પૂર્વનો ૧ દક્ષિણના ૨ અને ઉત્તરના ૮ માં ૧ ઉમેરતાં ૧૨ થયા. જેથી **ધનદ** નામનું ત્રણ અક્ષરનું બારમું ઘર આવે છે.

૧૩ વળી પશ્ચિમ અને ઉત્તર એમ બે દ્વાર હોય તો પશ્ચિમના ૪ ઉત્તરના ૮ માં ૧ ઉમેરતાં ૧૩ અંકનું **ક્ષય** નામનું બે અક્ષરવાળું તેરમું ઘર થાય છે.

૧૪ પૂર્વ, પશ્ચિમ, ને ઉત્તરનાં ત્રણ દ્વાર હોય તો પૂર્વનો ૧ પશ્ચિમના ૪ અને ઉત્તરના ૮ અંકમાં ૧ જોડીયે તો ૧૪ અંકનું **આક્રંદ** નામનું ત્રણ અક્ષરનું ચઉદમું ઘર આવે છે.

**૧૫ દક્ષિણ, પશ્ચિમ, અને ઉત્તર એમ ત્રણે દ્વારના અનુક્રમે ૨,૪,૮, માં ૧ ઉમેરતાં ૧૫ અંકનું વિપુલ નામનું ત્રણ અક્ષરવાળું પંદરમું ઘર આવે છે.**

**૧૬ પૂર્વાદિક ચારે દિશાનાં દ્વાર હોય તો અનુક્રમે ૧,૨,૪,૮, માં ૧ ઉમેરતાં ૧૬ અંક થાય. જેથી ૧૬ અંકનું વિજય નામનું ત્રણ અક્ષરવાળું સોળમું ઘર જાણવું.[1]**

---

૧—શ્લોક અગીયારમાં આ ગ્રન્થકારના મત પ્રમાણે સોલ ઘરોની રચના માટે **गृह मुखात्** ઘરના મુખ થકી એટલે મુખ્યદ્વાર ગમે તે દિશામાં હોય, તો તેનો એક અંક જાણવો. અને તે પછી સવ્ય માર્ગે તરતજ શરૂ થતી બીજી દિશામાં ૨ અંક મૂકવા, તેના પછીની દિશામાં ૪ અને તે પછીની દિશામાં ૮ એ પ્રમાણે અંકો મૂકવા કહ્યું છે, જેથી હરકોઇ દિશામાં મુખ્યદ્વારનો ૧ અંક લઈએ, તો સોળ ઘર આવી શકતાં નથી. કારણ કે જો ગમે તે દિશામાં એકજ બારણું હોય તો તેનો અંક ૧ અને ઉમેરવાનો ૧ એમ બે અંકવાલું ઘર હર કોઇ દિશાના એક દ્વારથી આવે છે, તેથી ત્રીજા અંકનું ઘર તેમજ બીજાં કેટલાંક ઘરોના અંકો આવી શકતા નથી. કારણ કે ત્રીજા અંકનું ઘર કરવું હોય તો હરકોઈ રીતે મુખ્ય દ્વાર તો એકજ ગણાય છે, તેથી બે અંક અને ઉમેરવાનો ૧ મલી બે થાય છે, અને મુખ્ય દિશાએ ૧ અને પછીની દિશાના ૨ લઇએ તો ૨ ને ૧ ત્રણમાં એક ઉમેરતાં ચાર અંક આવે છે, પણ ત્રણ કોઇમાં આવી શકતા નથી. માટે **गृह मुखात्**નો અર્થ ગમે તે દિશાનો નહી કરતાં પૂર્વાદિક દિશાજ કરવો. એટલે ફક્ત પૂર્વદિશામાં બારણું હોય તો ફક્ત ૧ અને એકજ બારણું દક્ષિણમાં હોય તો ૧ નહી પણ ૨ તેમજ ફકત પશ્ચિમ કે ઉત્તરમાં મુખ્ય દ્વાર હોય તો અનુક્રમે ૪ અને ૮ અંકો આવી શકે છે, અને તે પ્રમાણે લેવાથી સોળ ઘરની રચના બરોબર થાય છે, તેને માટે મુહુર્તચિંતામણી નામના ગ્રંથમાં સ્પષ્ટ ખુલાસો કરેલો છે, તે નીચે મુજબ છે.—

**मु० चिं०—विध्रु पूर्वाग्वितः शाला ध्रुवा भूद्रौं कृता गजाः ॥
शाला ध्रुवांक संयोगः सैको वेश्म ध्रुवादिकम् ॥ १ ॥**

**ભાવાર્થ**—પૂર્વાદિક દિશાને વિષે અનુક્રમે ૧-૨-૪-૮ અંકો જાણવા, અને તે અંકોમાં ૧ ઉમેરવો, એ પ્રમાણે જે જે દિશાના અંકોમાં ૧ ઉમેરવાથી ધ્રુવાદિ ઘરનો અંક આવે છે, માટે ઉપલા શ્લોકમાં પૂર્વાદિક દિશા સ્પષ્ટ બતાવેલી છે, અને એજ ખરૂં છે, એમ જાણવું.

( ૧૬ ઘરનાં નામ જાણવાનું કોષ્ટક )

| અંક | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘરનાં નામ. | ધ્રુવ. | ધાન્ય. | જય. | નંદ. | ખર | કાન્ત. | મનોરમ | સુમુખ | દુરમુખ | ક્રૂર | સુપક્ષ | ધનદ | ક્ષય | આક્રંદ | વિપુલ | વિજય. |

गर्ग,—ध्रुवं धान्यं जयं नंदं खरं कान्तं मनोरमम् ।
सुमुखं दुर्मुखं क्रूरं सुपक्षं धनदं क्षयम् ( ६० )
आक्रंदं विपुलं चैव विजयं चेति षोडश

અર્થ—ઘરનાં નામ સોલ પાડેલાં છે. તેમાં પહેલું ધ્રુવ, ધાન્ય, જય, નંદ, ખર, કાન્ત, મનોરમ, સુમુખ, દુરમુખ, સુપક્ષ, ધનદ, ક્ષય, આક્રંદ, વિપુલ, ને ૧૬ મું વિજય નામ છે.

वसिष्ठः—ध्रुवसंज्ञं गृहं त्वाद्यं धनधान्यसुखप्रदम् ।
धान्यं धनप्रदं नृणां जयं स्याद्विजयप्रदम् ( ६१ )

नंदं स्त्रीहानिदं नूनं खरं संपद्विनाशनम् ।
पुत्रपौत्रप्रदं कान्तं श्रीपदं स्यान्मनोरमम् ( ६२ )

सुवक्त्रं भोगदं नूनं दुर्मुखं विमुखप्रदम् ।
सर्वदुःखप्रदं क्रूरं विपक्षं शत्रुभीतिदम् ( ६३ )

धनदं धनदं गेहं क्षयं सर्वं क्षयप्रदम् ।
आक्रंदं शोकजननं त्रिपुलं श्रीयशःप्रदम् ( ६४ )
विपुलं नामसदृशं धनदं विजयाभिधम् ।

અર્થ—ધ્રુવ નામનું ઘર, ધન, ધાન્ય, અને સુખ આપે છે, ધાન્ય નામનું ધન, જય નામનું વિજય, નંદ નામનું સ્રીનાશ, ખર નામનું સંપત્તિનો નાશ, કાંત નામનું પુત્રપૌત્ર, મનોરમ નામનું લક્ષ્મી, સુવક્ર નામનું ભોગ પ્રાપ્તિ. ક્રુર નામનું દુઃખ,

વિપક્ષ નામનું શત્રુ ભીતિ, ધનદ નામનું ધન, ક્ષય નામનું નાશ, આક્રંદ નામનું શોક, વિપુલ નામનું યશ, અને વિજય નામનું ધન આપે છે. (૬૧,૬૨,૬૩,૬૪)

आ षष्ठाद्दशमं त्रयोदशमिमे द्व्यर्णाः परेत्र्यक्षरा ।
षष्ठान्त्यं चतुरक्षरं खलुगृहं स्युः षोडशैवं गृहाः ॥
गेहक्ष्मा फल युग्व्ययो गृहभवै र्नामाक्षरैः संयुत ।
स्तष्टोवह्निभिरं शकान शुभदं पस्त्यं द्वितीयां शकम् ॥ १२ ॥

अन्वय—आषष्ठात् दशमम् त्रयोदशम् इमे गृहाः द्वर्णाः स्यूः षष्ठान्त्यम् चतुरक्षरम् ( स्यूः ) परेत्र्यक्षराः ( स्यूः ) एवं षोडश गृहाः ( स्यूः ) गेह क्ष्माफल युक्त व्ययः गृहभवैः नामाक्षरैः संयुतः ( च ) वह्निभिः तष्टः ( शेषम् ) अंशकाः द्वितीयांशकम् पस्त्यम् शुभदं न ॥ १२ ॥

आन्वयार्थ—आषष्ठात् ૧ થી ૬, त्रयोदशम् ૧૩, इमे એ, गृहाः ઘરો જે તે, द्व्यर्णाः બે અક્ષરવાળાં, स्यूः છે, षष्ठान्त्यम् સાતમું ઘર, चतुरक्षरम् ચાર અક્ષરનું, ( स्यूः ) છે, परे બીજાં ઘરો જે તે, त्र्यक्षरः ત્રણ અક્ષરવાળાં, ( स्यूः ) છે, एवं એ પ્રકારે, षोडश સોલ, गृहाः ઘરો, ( स्यूः ) છે, गेह ઘરના, क्ष्माफल ક્ષેત્રફલ વડે, युक्त યુક્ત એવો, व्ययः વ્યય જે તે, गृहभवैः ઘરથી પ્રગટ થએલા, नामाक्षरैः નામના અક્ષરોથી, संयुतः યુક્ત, ( च ) અને वह्निभिः ત્રણવડે, तष्टः ભાગ લેવાથી, ( शेषम् ) શેષ, अंशकाः અંશ હોય, द्वितीयांशकम् બીજા અંશનું, पस्त्यम् ઘર, शुभदं न શુભ નથી. ॥ ૧૨ ॥

॥ ઘરોના નામના અક્ષરોની સંખ્યા. ॥

૧૨ ભાવાર્થ—૧ થી ૬, ૧૦, ને ૧૩ એ ઘરનાં નામ બે અક્ષરનાં છે, ૭ મા ઘરના **ચાર** અક્ષર છે, અને એ શિવાયનાં દરેક ઘરોના **ત્રણ ત્રણ** અક્ષરો છે, એ પ્રમાણે **સોલે ઘરનાં** અક્ષરો જાણવા.

અંશબાબત—ઘરની લંબાઈ પહોળાઇના ગુણાકારથી આવેલા ક્ષેત્રફળમાં ઘરના વ્યયનો અંક તથા ઘરના નામના અક્ષર ઉમેરીને તેને ત્રણથી ભાગતાં જે શેષ રહે તેટલા અંશનું ઘર જાણવું. ૧ શેષ રહે તો ઇંદ્રનો, ૨ શેષ રહે તો યમનો, ૦ શેષ રહે તો રાજાનો અંશ

જાણવો. તેમાં બીજો યમનો અંશ ઘરનો આવતો હોય, તો તે અશુભ હોવાથી લેવો નહીં, ઇંદ્ર રાજાનો અંભ શુભ જાણવો.

॥ ઈંદ્રાદિ અંશોનું ઉદાહરણ. ॥

આવેલું ક્ષેત્રફળ ૩૨૫ માં ઘરના વ્યયનો અંક ( ૦ )શૂન્ય ઉમેરતાં પણ ૩૨૫ રહ્યા, તેમાં આગળ બતાવ્યા પ્રમાણે જય નામના ત્રીજા નંબરના ઘરના અક્ષરોની સંખ્યા ૨ ઉમેરતાં ૩૨૭ થયા, તેને ત્રણથી ભાગતાં શેષ ( ૦ ) શૂન્ય રહી. જેથી રાજાનો અંશ આવ્યો એમજાણવું. એક શેષ રહી હોત તો ઇંદ્રનો અંશને બે શેષ રહે તો યમનો અંશ જાણવો.

यावद् भूरिगुणं हृदि स्फुरति तत्तावद्विचार्यं करै ।
श्वैतैर्नो तनुयादि हां गुलमुखं क्षिप्त्वाविहायाथवा ॥
श्रीगोपिपति मेंग ह्मालुगि मुखै रायासविच्छित्तये ।
स्वेष्टायर्क्षफलं निबद्धमिह तज्ज्ञत्वा स्थलं साधयेत् ॥ १३ ॥

अन्वय—यावत् भूरिगुणम् हृदि स्फुरति तत् तावत् करैः विचार्यम् तैः भूरिगृहम् नोचेत् ( तदा ) अंगुलमुखम् क्षिप्त्वा अथवा विहाय ( गेहम् ) तनुयात् श्रीगोपिपति मेंग ह्मालुगिमुखैः आयाच्छविच्छितये स्वेष्टायर्क्षफलम् निबद्धम् तत् इह ज्ञात्वा स्थलं साधयेत् १३

आन्वयार्थः—यावत् જ્યાં સુધી, भूरिगुणम् ઘણા ગુણવાળું, हृदि અંતઃકરણમાં, स्फुरति આનંદ આપે, तत् તેવું, तावत् ત્યાં સુધી, करैः હાથો વડે કરીને, विचार्यम् વિચારવું, तैः તે હાથોવડે, भूरिगृहम् ઘણા ગુણવાળું ઘર, नोचेत् ન પ્રાપ્ત થાય, ( तदा ) ત્યારે, अंगुलमुखम् અંગુલાદિને, क्षिप्त्वा જોડીને અથવા, विहाय અંગુલાદિ ઓછા કરી, ( गेहम् ) ઘર, तनुयात् કરવું, श्री गोपिपति ગોપીરાજાચાર્ય, मेंग મેંગનાથાચાર્ય, ह्मालुगि मुखैः માલુગિ ઇત્યાદિ મુખ્ય આચાર્યોએ, आयासविच्छित्तये આય લાવવાની મહેનતને ઓછી થવા સારૂ, स्वेष्टायर्क्षफलम् પોતાની ઇષ્ટ આય અને નક્ષત્રથી ક્ષેત્રફલ, निबद्धम् કહ્યું છે, तत् તે, इह આ ઘરમાં, ज्ञात्वा જાણીને, स्थलं સ્થલને, साधयेत् બનાવવું.

૧૩ ભાવાર્થ—પોતાના અંતઃકરણને આનંદ આપે એવું ઘણા શુભ ગુણવાળું ઘર જ્યાં સુધી લંબાઈ અને પહોળાઇમાં હાથોના માપથીજ શુભ આયાદિક આવે એવું થઈ શકતું હોય, ત્યાં સુધી ફક્ત લંબાઇ અને પહોળાઇની ગણુત્રી હાથોથીજ કરવી. પરન્તુ તેવું ઘર આયાદિક લાવતાં હાથના માપથી થતું ન હોય. તે લંબાઇ પહોળાઇના હાથોમાં કેટલાક અંગુલાદિ ઉમેરીને અથવા ઘટાડીને મનની પ્રસન્નતાવાળી આયાદિકવાળું ઘર બનાવવું, પરન્તુ ક્ષેત્રફળને આયાદિક લાવતાં વિસેષ મહેનત કરવી પડતી હોવાથી તેનો બચાવ કરવા જ્યોતિષના શ્રી ગોપીરાજ, મેંગનાથ, અને હ્માલુગી વિગેરે મુખ્ય આચાર્યોએ થોડે પ્રયાસે પોતાની ધારેલી આય અને નક્ષત્ર લાવવા માટે ક્ષેત્રફળની જે રીત બતાવી છે, તે રીત પ્રમાણે ઇષ્ટ આયાદિક લાવીને ઘર બાંધવું.

॥ गोपिराज दैवज्ञस्य सूत्रम् ॥

विष्णुं व्येकायगो भूहतिभयुजि फलं गोपिराजो भशेषात् सायं वाहाष्टि दृग्नेष्टयुत महिहता दृक् प्रकृत्याख्य विश्वे ॥ बाणाः सिद्धाष्टिनागोडु विधृति गिरिश त्र्याकृतींद्र तुतत्वा त्यष्ट्यंक क्ष्मा नखेनार्णव विकृतिदिना द्र्युत्कृती धृत्य थाशाः ॥ १ ॥

अन्वय—व्येकायगोभूहति भयुजि भशेषात् द्रक् प्रकृत्याख्य विश्वे बाणाः सिद्धाष्टि नागोडु विधृति गिरि शत्र्याकृतींद्रतुतत्वाक्ष्मा नखेनार्णवविकृति दिना द्रयुत्कृती धृतीः अथ आशाः इसे अहिहताः फलम् स्यात् तत् सायम् (कार्यम्) वा अष्टि द्रग्नेष्टयुतम् (कार्यम्) इति गोपिराजः विष्णुम् आह ॥ १ ॥

अन्वयार्थः—व्येकाय એક રહીત આયને, गोभूहति ૧૯ એ ગુણી, भयुजी નક્ષત્ર યુક્ત કરી, भशेषात् ૨૭ વડે ભાગી શેષ ઉપરથી, द्दक् ૨, प्रकृत्याख्य ૨૧, विश्वे ૧૩, बाणः ૫, सिद्धाः ૨૪, अष्टिः ૧૬, नागाः ૮, उडु ૨૭, विधृति ૧૯, गिरिशाः ૧૧, त्रि ૩ आकृतिः ૨૨, इन्द्र ૧૪, ऋतुः ૬, तत्व ૨૫, अत्यष्टिः ૧૭, अंकः ૯ क्ष्मा ૧ नखाः ૨૦, इनाः ૧૨ अर्णवाः ૪ विकृति ૨૩, दिन ૧૫, अद्रि ૭, उत्कृति ૨૬, धृतिः ૧૮, अथ

ત્યાર બાદ, **आशाः** ૧૦, **इमे** એ અંકોને, **अहिहताः** ૮ વડે ગુણવાથી, **फलं स्यात्** ફલ હોય, **तत्** તે ફલને, **सायम्** ( **कार्यम्** ) આય સહિત કરવું, **वा** અથવા, **अष्टीद्वग्नियुतं** ( **कार्यम्** ) ૨૧૬ વડે ગુણેલો અંક યુક્ત કરવો, **इति** એ પ્રમાણે, **गोपिराजः** ગોપીરાજ દૈવજ્ઞ, **विष्णुम्** વિષ્ણુ નામના શિષ્યપ્રત્યે **आह** કહે છે ॥ ૧ ॥

૧૪ **ભાવાર્થ**—પોતાને જે આય લાવવી હોય, તે આયની સંખ્યામાંથી ૧ બાદ કરી, ૧૯ થી ગુણી જે નક્ષત્ર લાવવું હોય, તેની અશ્વિનીથી ગણતાં જે સંખ્યા થાય, તે ઉમેરી ૨૭ થી ભાગતાં જે શેષ રહે, તે શેષાંક પ્રમાણે કોષ્ટકમાંથી શેષાંકનો જે અંક હોય, તે અંકને ૮ કે ગુણી, પોતાને જે આય લાવવી છે, તે આયનો ધ્વજાયથી અનુક્રમે જે અંક હોય, તે ઉમેરતાં થએલી સંખ્યા જેટલું ક્ષેત્રફળ લેવાથી ધારેલી આય અને નક્ષત્રવાળું ઘરનું ક્ષેત્રફળ આવ્યું, એમ જાણવું. ઘરની લંબાઇ પહોળાઈ વિશેષ હોય, અને આવેલા ક્ષેત્રફળથી વધારે મોટું ઘર બનાવવું હોય તો તે એકાદિ અંકોને ૨૧૬ થી ગુણી પ્રથમના ક્ષેત્રફળમાં ઉમેરવું, તો પ્રથમ કરતાં વિશેષ મોટા ઘરનું પણ ધારેલી આય અને નક્ષત્રવાળું માપ થશે.

### ॥ ગોપીરાજાચાર્યની કહેલી રીત પ્રમાણે ઇચ્છીત આય ને નક્ષત્ર લાવવાનું કલ્પીત ઉદાહરણ. ॥

ઘરનું વૃષભાય અને અનુરાધા નક્ષત્ર લાવવું છે, તેના ઉદાહરણમાં ધ્વજાયથી ગણતાં વૃષભાયની સંખ્યા ૫ માંથી ૧ બાદ કરતાં ૪ રહ્યા, તેને ૧૯ થી ગુણતાં ૭૬ થયા, તેમાં અશ્વિનીથી અનુરાધા સુધીના નક્ષત્રની સંખ્યા ૧૭ ઉમેરતાં ૯૩ થયા. તેને ૨૭ થી ભાગતાં શેષ ૧૨ રહ્યા, તે શેષાંક પ્રમાણે શેષાંકના નીચે ૨૨ નો અંક છે તે શેષાંક ૨૨ ના અંકને ૮ કે ગુણતાં ૧૭૬ થયા. તેમાં પોતાની ઇચ્છીત આય વૃષભાયનો અંક પાંચ ઉમેરતાં ૧૮૧ થયા જેથી ઘરધણીને વૃષભાય અને અનુરાધા નક્ષત્ર લેવું હોય તો જે જમીનના માપનું ક્ષેત્રફલ ૧૮૧ આવે તેટલા વિસ્તારની લાંબી પહોળી જમીનના હસ્તાદિક લેવાથી ધારેલી આય ને નક્ષત્ર આવશે એમ જાણવું.

## શેષાંક પ્રમાણે ફળ જોવાનો કોઠો.

| શેષાંક | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ફળ | ૨ | ૨૧ | ૧૩ | ૫ | ૨૪ | ૧૬ | ૮ | ૨૭ | ૧૯ | ૧૧ | ૩ | ૨૨ | ૧૪ | ૬ |
| શેષાંક | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | |
| ફળ | ૨૫ | ૧૭ | ૯ | ૧ | ૨૦ | ૧૨ | ૪ | ૨૩ | ૧૫ | ૭ | ૧૬ | ૧૮ | ૧૦ | |

## ॥ ઉપર મુજબ લાવેલા ક્ષેત્રફળ ઉપરથી જે હસ્તાદિકની લંબાઇ પહોળાઇ આવે, તેટલા હસ્તાદિક કરતાં વધારે લંબાઈ પહોળાઇવાળું ઘર બનાવવા માટે ક્ષેત્રફળ લાવવાનું ઉદાહરણ. ॥

એકથી ગુણેલા ૨૧૬ માં ૧૮૧ ઉમેરતાં ૩૯૭ થયા. એટલા ક્ષેત્રફળે જે આયને નક્ષત્ર ૧૮૧ થી ક્ષેત્રફળ આવે તેજ આયને તે નક્ષત્ર ૨૧૬ ઉમેરતાં થએલા ૩૯૭ ક્ષેત્રફળથી પણ તે આય અને નક્ષત્ર આવશે, એટલુંજ નહી પણ એથી જેટલા હસ્તાદિકના વિશેષ વિસ્તારવાળું ઘર કરવું હોય તો ૨૧૬ ને બેયે ગુણી આવેલી રકમ ૧૮૧ માં જોડતાં જે ક્ષેત્રફળ થાય તે ક્ષેત્રફળથી પણ ઉપલી આયને નક્ષત્ર આવશે, તેમજ ૩, ૪, ૫, વિગેરે ગમે તેટલા અંકોથી ૨૧૬ ને ગુણી ઉપલા ક્ષેત્રફળ ૧૮૧ માં ઉમેરવાથી જે જે અંકોનું ક્ષેત્રફળ થશે, તે તે દરેક ક્ષેત્રફળો ઉપરથી પણ ૧૮૧ ની માફક એની એ આય અને નક્ષત્ર આવશે, એમ જાણવું.

## ॥ ઉપલા ક્ષેત્રફળ ઉપરથી આય અને નક્ષત્ર મેળવવાની રીત. ॥

ગોપીરાજ આચાર્યના સૂત્ર પ્રમાણે ક્ષેત્રફળ ૧૮૧ થી આય અને નક્ષત્ર મેળવવા માટે ૧૮૧ ને ૮ ભાગતાં શેષ ૫ રહી, જેથી પાંચમી વૃષભાય આવી.

અને તેજ ક્ષેત્રફળ ૧૮૧ ઉપરથી નક્ષત્ર લાવવા માટે ૧૮૧ ને ૮ ગુણતાં ૧૪૪૮ થયા. તેને નક્ષત્ર લાવવા માટે ૨૭ ભાગતાં શેષ

૧૭ રહી. એટલે અશ્વિનીથી ગણુતાં ૧૭ મું અનુરાધા નક્ષત્ર થયું, એમ જાણુવું.

॥ मेंगनाथ दैवज्ञस्य सूत्रम् ॥

इष्टभात्यष्टिघाते य आयस्ते नोनितेष्टकः ।
त्रिहृल्लब्ध हता गाश्वि युते चेष्टायभं भवेत् ॥ २ ॥

अन्वय--इष्टभात्यष्टिघाते ( पृथक् स्थाप्येः ) यः आयः तेन ऊनितेष्टकः त्रिहृल्लब्धहता गाश्वियुते ( पृथक्स्थापितेसति ) इष्टायभम् फलम् भवेत् ॥ २ ॥

**अन्वयार्थ—इष्टभात्यष्टिघाते** ઇષ્ટ નક્ષત્રને ૧૭ રે ગુણી (**पृथक्स्थाप्यः**) એ ઠેકાણે સ્થાપન કરવા, **यः आयः** તેની જે આય, **तेन** તેવડે, **ऊनितेष्टकः** રહીત એવી ઇષ્ટ આયને, **त्रिहृल्लब्ध** ત્રણ વડે ભાગેલા લબ્ધને, **हतागाश्वि** ૨૭ વડે ગુણીને **युते** યુક્ત કરવું, ( **तत्** ) તે, **इष्टायभम्** આયને ઈષ્ટ નક્ષત્રવાળું **फलम्** ક્ષેત્રફળ, **भवेत्** થાય છે.

**૧૫ ભાવાર્થ**—ઘરનું જે નક્ષત્ર લાવવું હોય તેને ૧૭ રે ગુણી એ ઠેકાણે જુદે જુદા મુકવા. એક જગ્યાએ તેની આય લાવવી, અને પોતાને લાવવાની આયમાંથી તે આવેલી આય બાદ કરવી. જે શેષ રહે તેને ૩ થી ભાગતાં જે લબ્ધી આવે તેને પ્રથમ ૧૭ થી ગુણેલી સંખ્યામાં જોડવાથી ઈષ્ટ આય ને ઈષ્ટ નક્ષત્રવાળું ક્ષેત્રફળ થશે.

॥ મેંગનાથ દૈવજ્ઞના મતથી ઇચ્છીત આયને નક્ષત્ર લાવવાનું કલ્પિત ઉદાહરણ. ॥

સિંહાય અને હસ્તનક્ષત્ર આવે એવું ક્ષેત્રફળ લાવવા માટે હસ્તનક્ષત્રની સંખ્યા ૧૩ છે, તેને ૧૭ રે ગુણતાં આવેલા ૨૨૧ ને બે જગ્યાએ મુકી એક જગ્યાએ તેની આય લાવવા માટે ૮ થી ભાગતાં શેષ ૫ રહી તે વૃષભાય આવી. અને આપણે લાવવાની આય સિંહાયના અંક ત્રણમાંથી વૃષભાયનો અંક પાંચ બાદ કરતાં બાદ થઇ શકતો નથી, વધારેમાં વધારે આયની સંખ્યા ૮ છે, તેમાં સિંહાયના ૩ ઉમેરતાં ૧૧ થયા. તેમાંથી ૫ બાદ કરતાં શેષ અંક ૬

રહ્યા, તેને ૩ થી ભાંગતાં લબ્ધી ૨ આવી. તેને ૨૭ થી ગુણતાં થએલી સંખ્યા ૫૪ ને પ્રથમ જુદા મુકેલા ૨૨૧ માં જોડતાં ૨૭૫ થયા, એટલા ક્ષેત્રફળવાળા માપના હસ્તાદિકનું લંબાઈ પહોળાઈવાળું ઘર કરવાથી તે ઘરનું સિંહાય અને હસ્તનક્ષત્ર આવશે, એમ જાણવું.

॥ ઉપલા ક્ષેત્રફળ ઉપરથી આયને નક્ષત્ર મેળવાની રીત. ॥

મેંગનાથ આચાર્યના સૂત્ર ઉપરથી ક્ષેત્રફળ ૨૭૫ છે, તેને ૮ ભાગતાં શેષ ૩ રહી, તેથી ત્રીજી સિંહાય થઈ.

અને ૨૭૫ ને ૮ ગુણતાં ૨૨૦૦ થયા. તેને ૨૭ થી ભાગતાં શેષ ૧૩ રહ્યા એટલે ૧૩ મું હસ્તનક્ષત્ર આવ્યું એમ જાણવું.

મેંગનાથ આચાર્યની બતાવેલી રીત પ્રમાણે ક્ષેત્રફળ બરાબર આવે છે. પરન્તુ તેમાં આય બાદ કરી ત્રણે ભાગવાના કહ્યા છે. તે વખતે ત્રણે ભાગતાં શેષ ન રહેતી હોય, તોજ ક્ષેત્રફળ બરાબર આવી શકે છે. પરન્તુ ત્રણે ભાગતાં ૧ કે ૨ શેષ રહે તો આય બાદ કરતાં ત્રણે ભાગતાં પહેલાં જે સંખ્યા હોય, તેમાં ૮ ઉમેરતાં જે સંખ્યા થાય, તેને ત્રણથી ભાગવા, અને એમ ભાગતાં પણ જો શેષ રહે તો પણ ત્રણે નહી ભાગતાં ૮ ઉમેરતાં થયેલી સંખ્યામાં ફરીથી ૮ જોડવા અને ત્રણથી ભાગવા, એ પ્રમાણે ત્રણે ભાંગતાં જ્યાં સુધી નિઃશેષ થાય, ત્યાં સુધી આઠ આઠ ઉમેરી ત્રણે ભાગતાં જે લબ્ધી આવે, તેને પછી બાકીનો સંસ્કાર પ્રથમની માફકજ આપવો.

॥ કલ્પીત ઉદાહરણ. ॥

પાંચમી વૃષભાય અને ૧૭ મું અનુરાધા નક્ષત્ર લાવવા માટે મેંગનાથાચાર્યની રીત પ્રમાણે નક્ષત્રની સંખ્યા ૧૭ ને ૧૭ રે ગુણતાં ૨૮૯ થયા, તેને ૮ ભાગતાં શેષ ૧ રહી. આવેલી શેષને વૃષભાયના અંક ૫ માંથી બાદ કરતાં શેષ ૪ રહી. તેને ત્રણે ભાગતાં શેષ ૧ રહે છે. જેથી ત્રણે ભાગતાં નિઃશેષ અંક થતો નથી. માટે પ્રથમના શેષ અંક ૪ માં ૮ ઉમેરી ત્રણે ભાગતાં લબ્ધી ૪ આવી, તેમજ બાદ કરતાં શેષ ૧ ના બદલામાં ૨ રહી હોત તો તેમાં ૮ ઉમેરતાં ૧૦ થાત, તેને ત્રણે ભાગતાં શેષ વધત. જેથી ફરીથી ૮ ઉમેરી ૧૮ કરી ત્રણે ભાગતાં આવેલી લબ્ધી ૬ લેવી. એ પ્રમાણે ત્રણે ભાગી લબ્ધી લાવવી, બાકીની રીત પ્રથમની માફકજ જાણવી.

## ॥ झालुगि दैवज्ञस्य सूत्रम् ॥

व्येकेष्टर्क्ष हताद्विबाण शशिनो त्यष्ट्या युता स्तेऽपि च ।
व्येकेष्टाय हतैक नाग सहिताः षण्मूर्च्छनाभिर्हृताः ॥
शेषं क्षेत्रफलं भवेदभिमत स्वेष्टाय नक्षत्रजं ।
स्याद्दैर्घ्यं तद भीष्ट विस्तृति हृतं दैर्घ्यो द्धृतिर्विस्तृतिः ॥ ३ ॥

अन्वय—द्विबाणशशिनः व्येकेष्टर्क्षहताः अत्यष्ट्या युताः तेऽपि व्येकेष्टाय हतैक नाग सहिताः षण्मूर्च्छनाभिः हृताः सन्तः शेषम् स्वेष्टाय नक्षत्रजम् अभिमतम् क्षेत्रफलम् भवेत् तत् अभिष्ट विस्तृति हृतम् सत् दैर्घ्यम् स्यात् दैर्घ्योद्धृतिः सत् विस्तृतिः स्यात् ॥ ३ ॥

अन्वयार्थ—द्विबाणशशिनः ૧૫૨ વડે, व्येकेष्टर्क्षहताः એક હીન ઇષ્ટ નક્ષત્રને ગુણી, अत्यष्ट्या युताः ૧૭ જોડવા, तेऽपि તેમાં પણ, व्येकेष्टायहतैकनाग એક હીન ઇષ્ટ આયને ૮૧ એ ગુણી, सहिताः યુક્ત કરવા, षड्मूर्च्छनाभिः हृतः सन्तः ૨૧૬ વડે ભાગતાં, शेषम् શેષ જે તે, स्वेष्टायनक्षत्रजम् પોતાની ઇષ્ટ આયને ઇષ્ટ નક્ષત્રથી ઉત્પન્ન થએલું, अभिमतम् ધારેલું, क्षेत्रफलम् ક્ષેત્રફલ, भवेत् હોય, तत् તેને, अभिष्ट विस्तृति हृतम् सत् પોતાની ઇચ્છિત પહોળાઇથી ભાગતાં, दैर्घ्यम् લંબાઈ, स्यात् થાય, दैर्घ्योधृतिः લંબાઇથી ભાગતાં, विस्तृतिः પહોળાઇ, स्यात् થાય ॥ ૩ ॥

૧૭ ભાવાર્થ—પોતાને લાવવાના નક્ષત્રમાંથી ૧ બાદ કરી ૧૫૨ થી ગુણી ૧૭ જોડવા, અને ઇષ્ટ આયમાંથી ૧ બાદ કરી ૮૧ થી ગુણી આવેલી રકમ ૧૭ રે જોડેલી રકમમાં ઉમેરી ૨૧૬ થી ભાગતાં જે શેષ રહે, તે પોતાની ઇષ્ટ આય અને ઇષ્ટ નક્ષત્રવાળું આવેલું ક્ષેત્રફળ જાણવું.

## ॥ ક્ષેત્રફળ લંબાઇ પહોળાઇ લાવવાની રીત. ॥

ઘરને માટે મરજીમાં આવે એટલી પહોળાઈ રાખી ક્ષેત્રફળને ભાગવાથી જે લબ્ધી આવે, તે આવેલી લબ્ધી લંબાઇ જાણવી, તેજ પ્રમાણે ક્ષેત્રફળની મરજીમાં આવે એટલી લંબાઇ લઈ ક્ષેત્રફળને ભાગતાં જે લબ્ધી આવે તે પહોળાઇનું માપ આવ્યું એમ જાણવું.

## ॥ હ્યાલુગી દૈવજ્ઞના મતથી ઇચ્છીત આયને નક્ષત્ર લાવવાનું કલ્પીત ઉદાહરણ. ॥

ગજાય અને નક્ષત્ર રોહીણી લાવવું હોય એવા ઉદાહરણ માટે રોહિણીના અંક ૪ માંથી ૧ બાદ કરતાં રહેલા અંક ૩ ને ૧૫૨ થી ગુણતા આવેલા ૪૫૬ માં ૧૭ જોડવાથી ૪૭૩ થયા, તેને જુદા મુકવા, અને ફરીથી ગજાયના અંક ૭ માંથી ૧ બાદ કરતાં ૬ રહ્યા. તેને ૮૧ થી ગુણતાં ૪૮૬ થયા, તેને જુદી મુકેલી રકમ ૪૭૩ માં જોડતાં થએલા ૯૫૯ ને ૨૧૬ થી ભાગતાં રહેલા શેષ ૯૫ વાળું લંબાઇના હસ્તાદિક જેટલું ક્ષેત્રફળ લાવવાથી ગજાય ને રોહિણી નક્ષત્ર આવી શકે છે.

## ॥ ક્ષેત્રફળ ઉપરથી લંબાઈ પહોળાઇ લાવવાનું ઉદાહરણ. ॥

કલ્પીત ક્ષેત્રફળ ૧૮૧ છે, ને ઘરની પહોળાઈ ૮ હાથ રાખીયે તો લંબાઇ કેટલી આવી શકે? તેને માટે ક્ષેત્રફળ ૧૮૧ ને ૮ ભાગતાં લબ્ધી હાથ ૨૨ અને શેષ ૫ વધી, તેના આંગળ કરવાને ૨૪ થી ગુણતાં ૧૨૦ થયા. તેને ૮ કે ભાગતાં લબ્ધી ૧૫ આવી જેથી ૧૮૧ ક્ષેત્રફળવાળું ઘર બનાવવાને જો પહોળાઇ ૮ હાથ રાખીયે, તો લંબાઇ ૨૨ હાથ ને ૧૫ આંગળ રાખવી જોઇએ, એવીજ રીતે લંબાઇ ઉપરથી પહોળાઇ લાવી શકાય છે.

**દાખલો**—લંબાઈ હાથ ૨૨ અને આંગળ ૧૫ ને ૮ થી ગુણતાં ૧૭૬ હાથ થયા, અને ૧૫ ને ૮ ગુણતાં ૧૨૦ આંગળ થયા, તેને ૨૪ ભાગતાં હાથ કરતાં ૫ હાથ થયા. તે ૫ હાથ ૧૭૬ માં ઉમેરવાથી ૧૮૧ થયા, જેથી ૧૮૧ માંથી ૧૮૧ બાદ કરતાં શૂન્ય રહે છે, જેથી ૮ હાથ આવ્યા, એટલે પહોળાઈ હાથ ૮ ઉપરથી ૧૮૧ ક્ષેત્રફળ હોય, તેની લંબાઇનું માપ હાથ ૨૨ અને આંગળ ૧૫ થાય, તેવીજ રીતે હાથ ૨૨ અને ૧૫ ઉપરથી ૧૮૧ ક્ષેત્રફળવાળાની પહોળા ૮ હાથ થાય.

## ॥ ઉપલા ક્ષેત્રફળ ઉપરથી આય ને નક્ષત્ર મેળવવાની રીત ॥

હ્યાલુગી આચાર્યના સૂત્ર ઉપરથી ક્ષેત્રફળ ૯૫ ને આય લાવવા માટે ૮ કે ભાગતાં શેષ ૭ રહેવાથી સાતમી ગજાય આવી

અને નક્ષત્ર લાવવા માટે ૯૫ ને ૮ ગુણતાં ૭૬૦ આવ્યા તેને ૨૭ ભાગતાં શેષ ૪ રહી, જેથી અશ્વિનીથી ચોથું નક્ષત્ર રોહિણી આવ્યું એમ જાણવું.

द्विघ्नायाममितं द्विपाशमजरत्सूत्रं विधायांकये-
त्र्यायामांघ्रिमिते च विस्तृतिदले तौ कर्ष कोणाभिधौ ।
पाशौ क्षेत्रविराम शंकुनिहितौ कृत्वा द्यमा कर्षये-
त्कोणे शंकु रितो तरो विनिमया द्रज्ज्वंतयो श्चापरौ ॥१४॥

अन्वय—अजरत्सूत्रम् द्विघ्नायाममितम् द्विपाशम् विधाय त्र्यायामांघ्रिमिते च विस्तृतिदले अंकयेत् तौ कर्षकोणाभिधौ (स्तः) क्षेत्रविराम शंकुनिहितौ पाशौ कृत्वा आद्यम् आकर्षयेत् कोणे इति इतरः शंकुः रज्ज्वन्तयोः अपरौ ( रोपयेत् ) ॥ १४ ॥

**अन्वयार्थ—अजरत्सूत्रम्** નવા સૂત્રને, **द्विघ्नायाममितम्** વિસ્તારથી બમણું, **द्विपाशम्** બે ગાળાવાળું **विधाय** બનાવીને, **त्र्यायामांघ्रिमिते** વિસ્તારના ત્રણ અંઘ્રિતુલ્ય, **च** અને, **विस्तृतिदले** પહોળાઇના અર્ધમાં, **अंकयेत** ચિન્હ કરવું, **तौ** તે બે ચિન્હો, **कर्षकोणाभिधौ** કર્ષ અને કોણ સંજ્ઞક ( **स्तः** ) છે, **क्षेत्रविरामशंकुनिहितौ** ક્ષેત્રના છેડાના શંકુમાં મૂકેલા, **पाशौ** બે પાશો, **कृत्वा** કરીને **आद्यम्** કર્ષ ચિન્હને, **आकर्षयेत्** ખેંચવું, **कोणे** કોણ ચિન્હમાં, **इति** એ પ્રમાણે, **इतरः** બીજો, **शंकुः** શંકુ રોપવો, **रज्ज्वन्तयोः** સૂત્રના બંને છેડાઓને, **विनिमयात्** અદલબદલ કરવાથી, **अपरौ** બીજા શંકુઓ ( **रोपयेत्** ) રોપવા. ॥ ૧૪ ॥

॥ ચતુરસ્ત્ર કરવા માટે માપ લેવાની રીત. ॥

**ભાવાર્થ**—ઘરને ચોરસ કરવા માટે આ પ્રકરણના શ્લોક ૫ માં બતાવ્યા પ્રમાણે પૂર્વથી પશ્ચિમ સુધીની તૈયાર કરેલી લીટી જેટલી લાંબી હોય, તેનાથી બમણી મજબુત સૂતરની દોરી લેવી, બમણી કરેલી દોરીના મધ્યભાગમાં નિશાન કરવું, અને પૂર્વથી પશ્ચિમ સુધીની દોરીની જેટલી લંબાઈ હોય, તેના બંને બાજુના છેડા તરફથી દોરીના ત્રીજા ચતુર્થાંશ આગલ છેડેથી બંને બાજુએ બીજા બે ચિન્હ કરવાં, એટલે એક ચિન્હ મધ્યનું, અને બીજાં બે

ચિન્હ મધ્યની આજુબાજુનાં થશે; જેમાં મધ્યનું ચિન્હ કોણુચિન્હ કહેવાય છે, અને આજુબાજુના બે ચિન્હને કર્ષચિન્હ કહે છે. હવે બમણી કરેલી દોરીના બંને બાજુએ બે ગાળા કરવા, અને પૂર્વપશ્ચિમ લીટીના બંને છેડાઓ ઉપર ખીલાઓ રોપી. તે પૂર્વને પશ્ચિમના ખીલાઓમાં તે ગાળાઓ પરોવવા, પછી પૂર્વતરફના કર્ષચિન્હને અગ્નિખુણામાં ખેંચવું, ને જ્યાં ચિન્હ અટકે, ત્યાં ખીલો રોપવો, તે અગ્નિખુણો સિદ્ધ થયો, તેમજ તે ચિન્હ ઇશાન ખુણામાં ખેંચવાથી નૈર્ઋત્ય, અને વાયવ્યમાં ખેંચવાથી, વાયવ્યખુણો સ્પષ્ટ થાય છે, એ પ્રમાણે ચાર ખુણાઓ તૈયાર કરી તે તે ખુણાઓમાં ખીલાઓ રોપવા, હવે કોણુચિન્હને ઉત્તર તરફ ખેંચતાં, તે ચિન્હ જ્યાં આગલ અડકે, ત્યાં આગલ નિશાન કરવું, અને તેજ કોણુચિન્હ દક્ષિણ તરફ જ્યાં અડકે, ત્યાં બીજું નિશાન કરવું, તે ઉત્તરના ચિન્હથી દક્ષિણના ચિન્હ સુધી દોરેલી લીટી, ઉત્તર દક્ષિણને બતાવવનારી જાણવી.

## ॥ ચતુરસ્ર કરવાની રીત. ॥

ચતુરસ્ર કરવા માટે અગ્નિખુણાના ખીલાથી પૂર્વદિશાના ખીલા તરફ થઇ ઈશાન ખુણાના ખીલા સૂધી, એક સૂતરની દોરી રમજી, હળદર, અથવા કોઈ પણ રંગમાં ભિજાવી તેના બે છેડા પકડી, ઉંચેથી છાંટવી, એટલે બરોબર પૂર્વદિશાની સિધી લીટી થશે, તેજ પ્રમાણે અગ્નિખુણાથી નૈરૃત્ય સૂધી દોરવાથી દક્ષિણ, નૈરૃત્યથી, વાવ્યસૂધી દોરવાથી પશ્ચિમ, અને વાયવ્યથી ઈશાન સૂધી દોરવાથી ઉત્તરદિશા થાય છે, એ પ્રમાણે ચતુરસ્ર જમીન તૈયાર કરવી.

ઉદાહરણ—પાંચમા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે દિશાસાધન કરતાં, પૂર્વથી પશ્ચિમ જતી લીટી ૮ હાથ છે, તો તેના માપની દોરી પણ આઠ હાથની થાય, તેને બમણી કરવાથી દોરીનું માપ ૧૬ હાથનું થાય છે, હવે ૮ હાથના માપ ઉપરથી ત્રણ ભાગનું માપ ૬ હાથ થાય છે જેથી ૧૬ હાથની દોરીના બંને છેડાઓ તરફથી છઠ્ઠા છઠ્ઠા હાથ ઉપર નિશાન કરવું, અને ૧૬ હાથની દોરીના મધ્યમાં એટલે આઠ હાથ આગલ પણ એક નિશાન કરવું, આઠ હાથનું કરેલું નિશાન છે તે કોણુચિન્હ કહેવાય, અને બંને બાજુનાં બે

નિશાનો કર્ણ ચિન્હ કહેવાય છે. અને તે ચિન્હો મધ્યચિન્હથી આ ઉદાહરણમાં બંને બાજુએ બે બે હાથના છેટે થાય છે એમ જાણવું.

**आग्नेयादिदृढं प्रदक्षिणगतं सूत्रं समासादये-**
**न्मध्ये वामकपार्श्वसुप्तपुरुषं ध्यात्वा तमुत्तानकम् ।**
**अष्टाश्र्य २८ शमगेंदु १७ संमितलवान् पुच्छाद्विहायाग्रगो**
**भागो नाभिरितः खनेल्लवमितं वामेऽश्मभिः पूरयेत् ॥ १५॥**

**अन्वय—आग्नेयादि प्रदक्षिणगतम् दृढम् सूत्रम् समासादयेत् मध्ये पार्श्वसुप्तपुरुषम् ध्यात्वा तम् उत्तानकम् ( ध्यायेत् ) अष्टाश्र्यं शम(कल्पयेत्) पुच्छात् अगेंदुसंमितलवान् विहाय अग्रगः भागः नाभिः इतः वामे लव मितम् खनेत् ( ततः) अश्मभिः पूरयेत् ॥ १५ ॥**

**अन्वयार्थ—आग्नेयादि** અગ્નિખુણાથી, **प्रदक्षिणगतम्** જમણી બાજુ તરફ ગયેલું, **दृढम्** મજબુત, **सूत्रम्** સૂત્ર, **समासादयेत** વીંટવું, **मध्ये** મધ્યમાં **वामकपार्श्वसुप्तपुरुषम्** ડાબે પડખે સુતેલા પુરૂષને, **ध्यात्वा** ધ્યાન કરીને, **तम्** તેને, **उत्तानकम्** કાચંડારૂપે, ( **ध्यायेत** ) ધ્યાન કરવો, **अष्टाश्र्यंशम्** ૨૮ અંશો, ( **कल्पयेत्** કલ્પવા), **पुच्छात्** પુચ્છથી, **अगेंदुसंमितलवान्** ૧૭ સમાન ભાગોને, **विहाय** ત્યાગ કરીને, **अग्रगः** આગળ ગયેલો, **भागः** ભાગ, **नाभिः** નાભિ થાય, **इतः** નાભિથી, **वामे** ડાબી બાજૂમાં, **लवमितम्** અંશ-સમાન, **खनेत्** ખોદવું, ( **ततः** ) ત્યાર પછી, **अश्माभिः** પથ્થરોથી, **पूरयेत** પુરવો. ॥ ૧૫ ॥

**॥ દિશાઓમાં સુત્ર વિંટવા બાબત. ॥**

**૧૫ ભાવાર્થ**—એક મજબુત દોરી અગ્નિખુણા તરફથી દરેક દિશાના રોપેલા શંકુ તરફ[1] સવ્ય માર્ગે વીંટવી, એ પ્રમાણે જેટલા વિસ્તારનું ઘર કરવું હોય; તે બધા વિસ્તારમાં દોરી વીંટવી, આજ પ્રકરણના શ્લોક ૭ માં બતાવ્યા પ્રમાણે વાસ્તુપુરૂષનું જે દિશામાં

૧—ડાબી બાજુથી જમણી બાજૂ જે લેઇ જવું, તેને સવ્ય, અને જમણી બાજુથી ડાબી તરફ લીધેલા ક્રમને અપસવ્ય કહે છે, જેમ કે—અગ્નિખુણાથી દક્ષિણદિશા સવ્ય અને પૂર્વદિશા અપસવ્ય જાણવી.

માથું આવે તે દિશાથી તેની સામેની દિશાના ઘરના છેડા સુધી વાસ્તુપુરૂષ ડાબી તરફ સૂતેલો છે એમ જાણવું, અને તે સૂતેલા વાસ્તુ-પુરૂષનું મનમાં કાચંડાના રૂપનું ચિંતવન કરી રહ્યા પછી ફરીથી તે વાસ્તુપુરૂષ ઉઠતો હોય એમ ધારવું. પૂર્વથી પશ્ચિમ અથવા ઉત્તરથી દક્ષિણ જે દિશાઓ માથાથી પુચ્છ સૂધીના ભાગની જેટલી હસ્તાદિક હોય, તે હસ્તાદિકના સરખા ૨૮ ભાગ કરવા, તેમાંના પુંછડા તરફથી ૧૭ ભાગ મુકી તે પછીનો આવતો ૧૮ મો ભાગ અથવા માથા તરફના ૧૦ ભાગ છોડી ૧૧ મા ભાગમાં નાભિ કરવી, એ નાભિના ભાગમા ૨૮ ભાગમાંના ૧ ભાગ જેટલો લાંબો પહોળો ને ઉંડો ખાડો ડાબી બાજુએ ખોદી તે ભાગ પથ્થરોથી પુરવો.

ना कालेत्र निधेय उक्ततरुजोऽग्र्यात्सिद्धविंशाष्टचहः
कृतसंख्यांगुलकस्त्रिभाग चतुरस्राष्टास्रका नस्रकः ।
कं वक्षस्थलमुरुपादयुगलं संस्पृश्य विप्रादिको
रेखांसूत्र वदग्निजेन रचयेत्तद्वच्चभित्तेः शिलाः ॥ १६ ॥

अन्वय—काले अत्र उक्ततरुजः ना अग्र्यात् सिद्धविंशाष्टचहः कृत्संख्यांगुलकः त्रिभाग चतुरस्राष्टास्रकानस्रकः निधेयः विप्रादिकः कं वक्षस्थलम् उरुपादयुगलम् संस्पृश्य सूत्रवत् अग्निजेन रेखाम् रचयेत् च भित्तेः शिलाः तद्वत् ॥ १६ ॥

अन्वयार्थ—काले મુહુર્ત સમયે, अत्र કુક્ષિસ્થળમાં, उक्ततरुजः શાસ્ત્રમાં કહેલા વૃક્ષથી થયેલો, ना શંકુ, अग्र्यात् બ્રાહ્મણથી, सिद्धविंशाष्टचहः कृतसंख्यांगुलकः ૨૪,૨૦,૧૬,૧૨ આંગળનો, त्रिभागचतुरस्राष्टास्रकानस्रकः ત્રણ ભાગોમાં અનુક્રમે ચતુરસ્ર આઠ ખુણાનો, અને વર્તુલ, निधेयः રોપવો, विप्रादिकः બ્રાહ્મણાદિ વર્ણ, कं મસ્તકને, वक्षथलम् છાતીને, उरुपादयुगलम् સાથળ અને બંને પગને, संस्पृश्य સ્પર્શ કરી, सूत्रवत् સૂત્રની માફક, अग्निजेन સોના વડે, रेखाम् રેખાને, रचयेत् કરવી, च અને भित्तेः ભિંતના, शिलाः પથ્થરો, तद्वत् તેજ માફક ગોઠવવા. ॥ ૧૬ ॥

॥ શંકુ સ્થાપન કરવાની રીત. ॥

૧૬ ભાવાર્થ—શાસ્ત્રમાં કહેલા ઝાડનો બ્રાહ્મણાદિ ચાર

વર્ણને અનુક્રમે ૨૪,૨૦,૧૬ ને ૧૨ આંગલનો[1] શંકુ કરવો તે શંકુમાં ત્રણ ભાગ કરવા, જમીન તરફના પ્રથમ ભાગમાં શંકુ ચાર ખુણાવાલો બનાવવો, તેજ શંકુના મધ્યભાગમાં આઠ ખુણા બનાવવા, અને ઉપરનો ત્રીજો ભાગ ગોળાકાર બનાવવો એ શંકુ જ્યાં નાભિનો ભાગ છે તેને પુરવા પછી તે ભાગ ઉપર મુકવો. શંકુ મુકવાનું કારણ ગૃહારંભમાં મુહૂર્તની સીદ્ધી આપનાર શુભ શુકન જાણવા.

॥ સુત્રસ્થાને રેખા દોરવા બાબત. ॥

બ્રાહ્મણાદિ વર્ણે અનુક્રમે માથું છાતી બે જાંઘો અને બે પગને પ્રથમ હાથ અડકાડી હાથમાં સોનું લેઈ તે સોનાથી ચારે બાજૂએ સુતરની પડેલી આકૃતિમાં રેખા ખેંચી જવી. તેનો નિયમ અગ્નિખુણાથી સવ્યમાર્ગે જાણવો.

॥ પ્રથમ ભિંત ચણાવવા બાબત. ॥

એ પ્રમાણે અગ્નિદીશાથી ભિંત બનાવવા માટે પથ્થરો કે ઇંટો મૂકી ચણવાનું શરૂ કરવું.

( ઇંટો બનાવવાનું મુ૦ )

મુ૦ ગ૦—उत्तराश्रवणे पुष्ये ज्येष्ठांऽत्ये रोहिणी करे ।
स्थिरेंगेऽर्के गुरौ मंदं इष्टकारम्भमाचरेत् ( ६९ )

અર્થ—રવિ, ગુરૂ,ને શનિ એ વારો, રોહિણી, પુષ્ય, ઉ–ફા, હસ્ત, જ્યેષ્ટા, ઉ–ષા, શ્રવણ, ઉ–ભા, અને રેવતી, એ નક્ષત્રો, અને સ્થિર રાશિનું લગ્ન હોય ત્યારે ઈંટો બનાવવાનો પ્રારંભ કરવો શુભ છે. ( ૬૫ )

पूर्वादौ त्रिषडर्थपंचमलवेद्धाःसव्यतोऽक्रोन्द्धृते
दैर्घ्येंद्वचंशसमुच्छ्रिताङ्घिलवके सर्वासु दिक्षूदिता ।
स्तंभोग्रे दिशि पूजितः सुसमये स्थाप्यः शिरश्छत्रभा.
ग्विस्ताराष्टिलवान्वितैः कृतकरैः स्तुल्यं गृहोच्चं विदुः ॥ १७॥

---

૧—આ આંગલનું માપ આ પ્રકરણના શ્લોક ૪ થામાં બતાવ્યા પ્રમાણે લેવું.

अन्वय—दैर्घ्ये अंकोद्धृते पूर्वादौ दिशि सव्यतः त्रिषडर्थपंचमलवे द्वाः सर्वासु दिक्षू अब्धिलवके द्व्यंशसमुच्छ्रिता उदिता अग्नेः दिशि पूजितः शिरश्छत्रभाक् स्तंभः सुसमये कार्यः विस्ताराष्टिलवान्वितैः कृत करैः तुल्यम् गृहोच्चम् ( मुनयः ) विदुः ॥ १७ ॥

**अन्वयार्थ—दैर्घ्ये** લંબાઇને **अंकोद्धृते** નવથી ભાગતાં **पूर्वादौ** પૂર્વાદિ ( **दिशि** ) દિશામાં, **सव्यतः** ડાબી બાજૂથી, **त्रिषडर्थपंचमलवे** ૩,૬,૫,૫ અંશોમાં, **द्वाः** બારણું મુકવું, **सर्वासु** બધી, **दिक्षू** દિશાઓમાં, **अब्धिलवके** ચોથા ભાગમાં, **द्व्यंशसमुच्छ्रिता** બે ભાગ જેટલી ઉંચાઇ, **उदिता** કહેલી છે, **अग्नेः** અગ્નિની, **दिशि** દિશામાં, **पूजितः** પૂજા કરાએલો, **शिरश्छत्रभाक्** માથા ઉપર છત્રીયુક્ત, **स्तंभः** થાંભલો, **सुसमये** સારા વખતે, **कार्यः** સ્થાપન કરવો, **विस्ताराष्टिलवान्वितैः** ઘરના વિસ્તારના, ૧૬ ભાગથી યુકત, **कृतकरैः** ૪ હાથ, **तुल्यम्** બરાબર, **गृहोच्चम्** ઘરની ઉંચાઇ, ( **मुनयः** ) મુનિયો ) **विदुः** કહે છે, ॥ ૧૭ ॥

( બારણું મુકવાના સ્થલ બાબત. )

**૧૭ ભાવાર્થ**—જે જે દિશામાં બારણું મૂકવું હોય, તે દિશાના એક છેડાથી બીજા છેડા સુધીના જે હસ્તાદિક હોય તેના નવ ભાગ કરવા, અને પૂર્વના સન્મુખ બારણું મૂકવું હોય તો ડાબી બાજૂ તરફથી નવ અંશના બે અંશ છોડી. ત્રીજા અંશમાં દક્ષિણાભિમુખ હોય તો ડાબી બાજૂથી પાંચ અંશ છોડીને છઠ્ઠા અંશમાં પશ્ચિમાભિમુખના બારણામાં ચાર અંશ છોડીને પાંચમા અંશમાં બારણું મુકવું; એ પ્રમાણે કરવાની સગવડ ન હોય તો દરેક દિશાઓમાં ત્રણ ભાગ મૂકી ચોથા ભાગમાં બારણું કરવું; અને તેના બે ભાગ જેટલું ઉચ્ચુ કરવું.

( સ્તંભની દિશાબાબત. )

આ પ્રકરણના શ્લોક છઠ્ઠામાં બતાવેલા સ્તંભના મૂહુર્તમાં થાંભલો ઉભો કરવો; પરન્તુ તેમાંનો પ્રથમ થાંભલો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અગ્નિખુણામાં મૂકવો; અને તે સ્તંભનું પૂજન કરવું; અને તે થાંભલાની ટોચ ઉપર છાયા થાય તે પ્રમાણે છત્ર બાંધવું.

## ( ઘરની ઉંચાઈ બાબત.[1] )

ઘરના વિસ્તારના હસ્તાદિકનું જે માપ તેનો ૧૬ મો ભાગ જે આવે તેને ચાર હાથમાં ઉમેરતાં જે હસ્તાદિક થાય; તેટલી ઉંચાઈનું ઘર કરવુ.

## ( સ્તંભચક્ર અને તે ઉપર છત્રની આવશ્યકતા. )

मु०प्र०—सूर्याधिष्ठितभद्वयं प्रथमतो मध्ये तथा विंशति-
स्तंभाग्रे रससंख्यया मुनि वरै रुक्तं मुहूर्तं शुभम् ।
स्तंभाग्रे मरणं भवेद्गृहपते मूले धनार्थक्षयो
मध्ये चैव तु सर्वसौख्यमतुलं प्राप्नोति कर्ता सदा ( ६७ )

**અર્થ**—સૂર્યના નક્ષત્રથી ૨ નક્ષત્રો સ્તંભના મૂલમાં, ૨૦ મધ્યમાં, અને ૬ અગ્રભાગમાં મુકવાં. તેમાં અગ્રભાગનાં ૬ નક્ષત્રો મૃત્યુ કરે છે. મૂલના ૨ નક્ષત્રો ધનનો નાશ કરે છે, અને મધ્યનાં ૨૦ નક્ષત્રો અધિક સુખ આપે છે.(૬૭)

उत्पलः—स्तंभोपरियदो लूक काकगृध्रादिपक्षिणः ।
व्यालादयश्च तिष्ठंति तदा कर्तुर्न शोभनम् ॥
तस्मात्स्तंभोपरिच्छत्रं शाखां फलवर्तीं तु वा ।
धारयेदथ वा वस्त्रं बुधै रत्नादि निक्षिपेत् ( ६८ )

**અર્થ**—સ્તંભના ઉપર ઘુઓડ, કાગડો, ગીધ, અને વ્યાલ, વિગેરે બેસે તો ઘરધણીને અશુભ જાણવું. એટલા માટે ડાહ્યા પુરૂષોએ સ્તંભ ઉપર છત્ર અથવા ફળવાળી ડાળી બાંધવી, તેમજ વસ્ત્ર પહેરાવી રત્ન વિગેરે પણ મુકવાં. ( ૬૮ )

---

૧ राजवल्लभः—वेश्म व्यासकलांशके युगगुणै र्हस्तै स्त्रिसार्द्धै र्युते
हर्म्यस्य त्रिविधोदयः क्षितितलाद्यावच्च पट्टोर्द्धकं ( ६६ )

**અર્થ**—ઘરના પહેલા માળાની ઉંચાઇના માપ માટે ઘરની પહોળાઈના ૧૬ મા ભાગમાં ચાર હાથ ઉમેરી માપ કરવામાં આવે તો તે ઉત્તમ, સાડા ત્રણ હાથ ઉમેરી માપ કરવામાં આવે તો મધ્યમ, અને ત્રણ હાથ ઉમેરી માપ કરવામાં આવે તો તે કનિષ્ઠ પ્રકારનો માપ સમજવો, એ પ્રમાણે ત્રણ પ્રકારનો માપ છે. માપ ઘરની ભૂમિથી મેડીના પાટડાના મથાળા સુધી ગણાયછે. ( ૬૬ )

( મોભ બેસાડવાનું મુ૦ અને મોભચક્ર. )

ज्यो०र्वि०—ध्रुवधिषणभमेषादित्यदो मैत्रचित्रा-
रुरुक्र वसुभ पौष्णै मौलिदारु प्रदद्यात् ।
तरणिधिषणकाव्याहः सुधी रत्र लग्ने
विकुयुतिषु च तारा राजवीर्ये सुघस्त्रे ( ६९ )

અર્થ—ધ્રુવસંજ્ઞક નક્ષત્રો, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, શ્રવણ, ધનિષ્ટા, અને રેવતી, એ નક્ષત્રો, રવિ, ગુરૂ, શુક્ર, એ વારો સારો યોગ હોય, સ્થિર રાશિના લગ્નમાં, શુભતિથિ, અને ચંદ્રબલ હોય ત્યારે ઘરના ઉપર મોભ બેસાડવો શુભ છે. ( ૬૯ )

મોભ ચક્ર.

मूले मोभे त्रिऋक्षं गृहपतिमरणं पंच गर्भेसुखं स्यान्-
मध्ये दत्ताष्ट ऋक्षं धनसुतसुखदं पुच्छगान्यष्ट हानिम् ।
पश्चादग्रेत्रिभानि गृहपतिसुखदं भाग्यपुत्रार्थदं स्यात्
सूर्यादे याति ऋक्षं यदि विधुदिनभं मोभचक्रे विलोक्यम्७०

અર્થ—સૂર્યના નક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણીને મોભના મૂલમાં ૩ નક્ષત્ર મૂકવાં. તેમાં ઘરધણીનો નાશ થાય છે: ત્યાર પછી ગર્ભના ૫ નક્ષત્રોમાં સુખ, મધ્યના આઠમાં ધન પુત્રને સુખ, પુચ્છના આઠમાં હાનિ, અને અગ્રભાગના ત્રણ નક્ષત્રોમાં ઘરધણીને સુખ, ભાગ્ય, પુત્ર, ને ધન મલે છે, આ પ્રમાણે મોભચક્રમાં જોવું. ( ૭૦ )

शालास्त्वशेषास्त्वयमादृतो विधिः प्रपाश्रमाद्यापणमंदुरादिषु ।
गीर्वाणगेहे वल जोर्ध्वदारुजा दृश्या न शुद्धिः क्वचिदित्युदीरितं ७१

અર્થ—દરેક મકાનો, પરબ, આશ્રમ, બજારની દુકાનો, ઘોડાઓ બાંધવાનું મકાન, અને દેવાલય, વિગેરે ઠેકાણે બારણા ઉપરનું આડુ લાકડું પીડયો પાટીયાં નાંખવામાં મુહુર્ત જોવાની જરૂર નથી, એ પ્રમાણે કોઇક ઠેકાણે કહ્યું છે, અને તે બાબત વિદ્વાનોને માન્ય પણ છે. ( ૭૧ )

स्नानाग्नि स्वपि वस्त्रभोजनपशुद्रव्यामरौ कः स्थितिं
पूर्वादौ जलमीशितु र्दिशि परं वायो रपाङ्मूत्रकम् ।

अल्पेशक्तिभुवो यथा रुचिपरे गेहस्य दक्षेघर-
ट्टांबूलूखलचुल्लिकापितृपदप्रक्षालनान्यूचिरे ॥ १८ ॥

अन्वय–स्नानाग्निस्वपि वस्त्र भोजनपशुद्रव्यामरौकः स्थितिम् पूर्वादौ ईशितुः दिशि जलम् परम् वायोः मूत्रकम् अपाङ् शक्तिभुवोः अल्पे यथारुचि परे गेहस्य दक्षे घरट्टांबूलूखलचुल्लिकापितृपदप्रक्षालनानि ऊचिरे ॥ १८ ॥

**अन्वयार्थ**—**स्नान** સ્નાન, **अग्नि** અગ્નિ, **स्वापि** શયન, **वस्त्र** વસ્ત્ર, **भोजन** રસોડું, **पशु** ઢોર, **द्रव्य** પૈસા, **अमरौकः** દેવમંદિર એ રાખવાનું, **स्थितिम्** સ્થાન, **पूर्वादौ** પૂર્વાદિ દિશામાં કરવું, **ईशितुः दिशि** ઈશાનકોણમાં **जलम्** પાણી, **परं** બીજૂ, **वायोः** વાયવ્યકોણમાં, **मूत्रकम्** મોળી, **अपाङ्** દક્ષિણદિશામાં, **शक्तिभुवोः** શક્તિ અને જમીનના **अल्पे** સંકોચમાં, **यथारुचि** મરજી પ્રમાણે કરવું, **परे** બીજા આચાર્યો, **गेहस्य** ઘરના, **दक्षे** દક્ષિણ ભાગમાં, **घरट्ट** ઘંટી, **अंबु** પાણીઆરૂ, **उलूखल** ખાંયણીઓ, **चुल्लिका** ચુલો, **पितृपदप्रक्षालनानि** અને પિતૃઓને હાથ પગ ધોવાનું સ્થાન, **ऊचिरे** કહે છે. ॥ ૧૮ ॥

**( ઘરમાં મુખ્ય વસ્તુઓ કઈ દિશામાં રાખવી તે બાબત. )**

**૧૮ ભાવાર્થ**—પૂર્વાદિક દિશાઓમાં અનુક્રમે નાવાનું, અગ્નિ રાખવાનું, સુવાનું, લુગડાં રાખવાનું; જમવાનું; ઢોર બાંધવાનું; ધન રાખવાનું તિજોરી વિગેરે અને દેવમંદિર, એ સ્થાનો કરવાં; અને ઇશાન ખુણામાં પાણીયારૂ કરવું બીજી બધી વસ્તુ માટે વાયવ્ય ખુણામાં ઓરડો બનાવવો; દક્ષિણદિશામાં મલમૂતરનું સ્થાન જગ્યાનો સંકોચ હોય તો ઘરની બહાર બનાવવું; અથવા પોતાની મરજીમાં આવે ત્યાં કરવું અને ઘરના દક્ષિણ ભાગમાં ઘંટી; પાણીઆરૂ; ખાંણીઓ; ચુલો ને વડીલોને હાથ પગ ધોવા માટે ચોકડી જેવું સ્થાન બનાવવું એ પ્રમાણે પણ બીજા આચાર્યોનો મત છે.

**( ઘરમાં કુવો, વાવ, ખોદવામાં દિશાથી ફલ. )**

मु०चिं०–कूपे वास्तो र्मध्यदेशेऽर्थनाशस्त्वैशान्यादौ पुष्टिरैश्वर्यसिद्धिः।
सुनो र्नाशः स्त्रीविनाशो मृतिश्च संपत्पीडाशत्रुतः स्याच्च सौख्यम् ७२

અર્થ—ઘરના મધ્યભાગમાં કુવો બનાવે તો ઘરના સ્વામીને દ્રવ્યનો નાશ થાય, ઇશાનમાં પુષ્ટિ, પૂર્વમાં ઐશ્વર્યવૃદ્ધિ, અગ્નિકોણમાં પુત્રનો નાશ, દક્ષિણમાં સ્ત્રીનાશ, નૈરૂત્યમાં ઘરધણીનું મૃત્યુ, પશ્ચિમમાં ધન, વાયવ્યમાં શત્રુથી પીડા, અને ઉત્તરમાં બનાવે તો સુખી થાય છે. (૭૨)

( કુવો ખોદવાનું મુ૦. )

**મુ૦ પ્ર૦—हस्तः पुष्यो वासववंवारुणंच मैत्रं पित्र्यंत्रीणिचैवोत्तराणि। प्राजापत्यं चापि नक्षत्रमाहुः कूपारंभे श्रेष्ठमाद्या मुनींद्राः ( ७३ )**

અર્થ—રોહિણી, પુષ્ય, મઘા, ઉ–ફા, હસ્ત, અનુરાધા, ઉ–ષા, ધનિષ્ઠા, શતભિષા, ઉ–ભા, એ નક્ષત્રોમાં કુવાનો આરંભ કરવો શુભ છે, એ પ્રમાણે મુનીશ્વરોએ કહેલું છે. (૭૩)

કુવામાટે વારનું ફલ.

**रविवारे जलं नास्ति सोमे पूर्णजलं भवेत् ।**
**वालुका भौमवारे तु बुधे बहुजलं भवेत् ( ७४ )**
**गुरौ च मधुरं तोयं शुक्रे क्षारं प्रजायते ।**
**शनैश्चरे जलं नास्ति कीर्तितं वारजं फलं ( ७५ )**

અર્થ—રવિવારે કુવો કરાવે તો જલનો નાશ, સોમવારે ભરેલું જલ, મંગલવારે રેતી, બુધવારે અધિક જલ, ગુરૂવારે મીઠું પાણી, શુક્રવારે ખારૂં અને શનિવારે જલનો નાશ થાય છે, આ પ્રમાણે વારનું ફલ જાણવું. (૭૪–૭૫)

( વાવનું મુ૦. )

**स्वात्यश्विपुष्यहस्तेषु मैत्रे चैत्र पुनर्वसौ ।**
**रेवत्यां वारुणे चैव वापीकर्म प्रशस्यते ( ७६ )**

અર્થ—અશ્વિની, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતી, અનુરાધા, શતભિષા, અને રેવતી, એ નક્ષત્રોમાં વાવ ખોદાવવી શુભ છે. (૭૬)

( વાપીકુપચક્ર. )

**कूप वाप्योस्तु चक्रं वै विज्ञेयं विबुधैः शुभम् ।**
**रोहिणीगर्भमेतस्य त्रि त्रि ऋक्षाणि चंद्रभम् ( ७७ )**

मध्ये पूर्वे तथाग्नेये याम्ये चैव तु नैर्ऋते ।
पश्चिमे चैव वायव्यां सौम्यशूलि दिशि क्रमात् ( ७८ )

અર્થ—વિદ્વાનોએ કુવો અને વાવનું ચક્ર કરવું, તેમાં મધ્યથી આરંભીને રોહિણી નક્ષત્રથી ત્રણ ત્રણ નક્ષત્રો મુકવાં, મધ્યમાં ૩, પુર્વમાં ૩, અગ્નિકોણમાં ૩, દક્ષિણમાં ૩, નૈરૂત્યમાં ૩, પશ્ચિમમાં ૩, વાયવ્યમાં ૩, ઉત્તરમાં ૩, અને ઇશાનમાં ૩, એ પ્રમાણે અનુક્રમ લેવો. ( ૭૭–૭૮ )

( તેનું ફલ. )

शीघ्रं जलं न जलं मध्यमजलंनजलं बहुजलं च ।
अमृतजलं बहुक्षारं सजलं मध्यजलं क्रमात् ज्ञेयम् ( ७९ )

અર્થ—ઉપરના નક્ષત્રોમાં અનુક્રમે પાણીનું જલદી આવવું, જલનો અભાવ, સાધારણ જલ, જલનો નાશ, અધિક જલ, અમૃત સમાન મીઠું જલ, ખારૂં જલ, સંપુર્ણ જલ, અને સાધારણ જલ, એ પ્રમાણે ફલ સમજવું. (૭૯)

( ચુલાનું મુ૦ )

शनिवारे दरिद्रत्वं शुक्रेऽन्नधनमेव च ।
गुरुवारे लभेल्लक्ष्मीं बुधे लाभो भवेत्सदा ( ८० )
भौमवारे मृतिर्भार्या सोमे धनक्षयं भवेत् ।
रविवारे भवेद्रोगश्चुल्लीस्थापनकर्मणि ( ८१ )

અર્થ—રવિવારના દિવસે ચુલો માંડવાથી રોગ, સોમવારે ધનનો નાશ, મંગલવારે મરણ, બુધવારે લાભ, ગુરૂવારે લક્ષ્મી, શુક્રવારે ધન-ધાન્ય, અને શનિવારે દરિદ્રતા પ્રાપ્ત થાય છે. ( ૮૦–૮૧ )

( ચુલાનું ચક્ર. )

सूर्यर्क्षाद्रसपृष्ठगैः सुखयुतं वेदैः शिरो मृत्युदं
वाहौ नाग सुसौख्यभोगमतुलं गर्भेशरै र्नाशयेत ।
द्वौद्वौ भुक्तिकरौ कलत्रमरणमंघ्रौ द्वयं च क्रमात् ।
चुल्लीचक्रविचारणं सुधिषणैः प्रोक्तं हि गर्गादिभिः( ८२ )

અર્થ—સૂર્યના નક્ષત્રથી ૬ નક્ષત્રો પીઠનાં, તે સુખકારક, ૪ મસ્તકનાં મ્રત્યુ કરનાર, ૮ હાથનાં સુખ કરનાર, ૫ ગર્ભનાં નાશ કરનાર, ૨ હાથનાં ભોગ

આપનાર, ૨ પગનાં સ્ત્રી નાશ કરનાર, આ પ્રમાણે ચુલાનું ચક્ર ગર્ગ વિગેરે મુનિઓએ કહેલું છે. ( ૮૨ )

( ચિત્ર કહાડવાનું મુ૦ )

मु-ग०—नंदायां च शुभे वारे प्रकुर्याद्राजवेश्मनि ।
चित्रं नानाविधं रम्यं शीली रामायणं विना ( ८३ )
हस्तत्रयेऽनुराधांत्ये मृगेऽश्विन्यांश्रवस्त्रये ।
पुनर्भे रोहिणी पुष्ये पूर्वाषाढाभिधे तथा ( ८४ )

અર્થ—૧, ૬, ૧૧ એ તિથિઓ, શુભવાર, અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, પૂ-ષા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, અને રેવતી, એ નક્ષત્રોમાં ઘરની અંદર ચિત્રકારે નાના પ્રકારનાં રામાયણ શિવાયનાં ચિત્ર કહાડવાં. ( ૮૩-૮૪ )

( ઘરમાં નહિં કાહાડવા લાયક ચિત્રો. )

ज्यो०-विं०—

गृहे न रामायणभारतावहं चित्रं कृपाणाहवमिंद्र जालवत् ।
शिलोच्चयारण्यमयं सदासुरं भीष्मं कृताक्रंदनरं त्वनंबरम् ( ८५ )

અર્થ—ઘરની અંદર રામાયણ અને ભારતના યુદ્ધસંબંધી કોઇ પણ ચિત્ર, તથા તરવારથી થતા યુદ્ધનું, ઈંદ્રજાલવિદ્યાનું, પર્વત અને વનસંબંધી, રાક્ષસનું રૂદન કરતા ગરીબ માણસનું, અને નગ્નચિત્ર કહાડવું નહિં, ( ૮૫ )

वराहशार्दूलशिवापृदाकवो गृध्राभिधोलूक कपोत वायसाः ।
शशैणगोधादि बकादिपक्षीणोविचित्रिता नो शरणे शुभावहाः (८६)

અર્થ-ભૂંડ, વાઘ, શિયાલ, સર્પ, ગીધ, ઘુઓડ, કબુતર, કાગડો, સસલુ, હરિણ, ઘો, અને બકપક્ષી વિગેરેનાં ચિત્રો, ઘરમાં કહાડવાં અશુભ છે. ( ૮૬ )

द्वात्रिंशाधिकहस्तमब्धिवदनं तार्णं त्वलिंदादिकं
नैष्वायादिकमीरितं तृणगृहं सर्वेषु मास्सूदितम् ।
छद्मं वश्य कपाटमर्चित तमं वेश्मोक्तरी स्या विशे-
दारंभोदित मास्सु नारदमता न्माघोर्जे शुक्रेषु तु ॥ १९ ॥

अन्वय–द्वात्रिंशाधिकहस्तम् अब्धीवदनम् तार्णम् तु अलि-न्दादिकम् एषु आयादिकम् न ईरितम् तृणगृहम् सर्वेषु मास्सु उदि-तम् छन्नम् वश्य कपाटम् अर्चिततमम् वेश्म उक्तरीत्या आरम्भोदि-तमास्सु विशेत् नारदमतात् तु माघोर्जशुक्रेषु ( अपि) विशेत् ॥१९॥

अन्वयार्थ—द्वात्रिंशाधिकहस्तम् બત્રીસ કરતાં વધારે હાથનું, अ-ब्धिवदनम् ચાર દ્વારવાળું, तार्णम् ઘાસનું, अलिन्दादिकम् અલિંદાદિક ઘર, एषु એ ઘરોમાં, आयादिकम् આયાદિક, न ईरितम् જોવું નહિ, तृणगृहम् ઘાસનું ઘર, सर्वेषु બધા, मास्सु માસોમાં, उदितम् કહ્યું છે, छन्नम् છાપરાથી ઢંકાએલા, वश्य कपाटम् સ્વાધીન કમાડવાળા, अर्चिततमम् સારી રીતે પૂજેલા, वेश्म ઘર પ્રત્યે, उक्तरीत्या કહેલી રીતી પ્રમાણે, आरम्भोदितमास्सु આરંભમાં કહેલા માસોમાં, विशेत् પ્રવેશ કરવો, नारदमतात् નારદના મતથી, तु તો, माघोर्जशुक्रेषु માઘ, કાતિક, અને જ્યેષ્ઠ માસોમાં, ( अपि ) પણ, ( विशेत् પ્રવેશ કરવો. ) ॥ ૧૯ ॥

( કયા ઘરમાં આયાદિક ન જોવું તે બાબત. )

૧૮ ભાવાર્થ—બત્રીસ હાથથી વધારે લંબાઈવાળા ઘરમાં, ચાર બારણાંવાળા ઘરમાં, ઘાસના ઘરમાં, માટીના ભિંતડાવાળા ઘરમાં, આયાદિક જોવું નહિં, અને ઘાસ ભરવાનું ( છાજનું ) મકાન ગમે તે માસમાં બનાવવા હરકત નથી.

॥ કેવું ઘર થયા પછી પ્રવેશ કરવો. ॥

જે ઘરની ભિંતો બરાબર થઈ હોય, અને ઉઘાડવા વાસવા લાયક જેમાં બારણાં તૈયાર થયાં હોય, એવા ઘરને તોરણો, ફુલની માળાઓથી શણગારી વાસ્તુશાંતિ કરીને હવે પછી કહેવામાં આવતા મુહૂર્તમાં પ્રવેશ કરવો.

॥ પ્રવેશના માસો. ॥

ઘર બનાવવામાં જે માસ ( માર્ગશીર્ષ, પૌષ, ફાગણ, વૈશાખ, શ્રાવણ ) લીધા છે, તે પ્રવેશમાં પણ લેવા, નારદમુનિના મતથી પ્રવેશ કરવામાં કાર્તિક, માઘ, ને જ્યેષ્ઠમાસ પણ લેવાને કહ્યા છે.

॥ કેવા ઘરમાં પ્રવેશ કરવો નહિં. ॥

नारदः—अकपाटमनाच्छन्नमदत्तबलिभोजनम् ।
गृहं न प्रविशेदेव विपदामाकरं हितत् ( ८७ )

અર્થ—કમાડવિનાનું, છાપરાવિનાનું, અને જેમાં ભોજન, બલિદાન, વિગેરે થયું નથી, એવા ઘરમાં પ્રવેશ કરવો નહિં, કારણ કે તે દુઃખ આપે છે. ( ૮૭ )

॥ કયા પ્રકારના ઘરમાં કયારે પ્રવેશ કરવો. ॥

ज्यो०—प्रकाशे-गृहारंभोदितै र्मासैर्धिष्ण्यैर्वारैर्विशेद्गृहम् ।
विशेत् सौम्यायने हर्म्ये तृणागारं तु सर्वदा ( ८८ )

અર્થ—ઘરનો આરંભ કરવાના માસ, વાર, નક્ષત્ર, અને ઉત્તરાયણનો સૂર્ય હોય ત્યારે નવા ઘરમાં પ્રવેશ કરવો, અને ઘાસના બનાવેલા છાપરામાં કોઇ પણ દિવસે પ્રવેશ કરી શકાય છે. ( ૮૮ )

गुरुः—नंदायां दक्षिणद्वारं भद्रायां पश्चिमामुखम् ।
जयायामुत्तरद्वारं पूर्णायां पूर्वतो विशेत् ( ८९ )

અર્થ—નંદાતિથિમાંદક્ષિણ, ભદ્રામાં પશ્ચિમ, જયામાં ઉત્તર, અને પૂર્ણામાં પૂર્વમુખ દ્વારમાં પ્રવેશ કરવો શુભ છે. ( ૮૯ )

मु० ग०—त्र्युत्तरे चानुराधायां रेवत्यां रोहिणीद्वयं ।
चित्रायां प्रविशेद्गेहं द्वारभे तु विशेषतः ( ९० )

અર્થ—રોહિણી, મૃગશીર્ષ, ઉ-ફા, ચિત્રા, અનુરાધા, ઉ-ષા, ઉ-ભા, રેવતી, એ [1]નક્ષત્રોમાં તેમાં પણ જે દિશાનાં જે નક્ષત્રો બતાવ્યાં છે, તેમાં પ્રવેશ કરવો, વધારે સારો છે. ( ૯૦ )

गुरुशुक्रबुधाख्येषु वारेषु च सुखार्थदम् ।
प्रवेशे तु शनौ स्थैर्यं किंचि चौरभयं भवेत् ( ९१ )

અર્થ—બુધ, ગુરૂ, અને શુક્રવારે પ્રવેશ કરવાથી સુખ અને પૈસો મળે છે, અને શનિવારમાં પ્રવેશ કરવાથી સ્થિરતા થાય છે, પરન્તુ જરાક ચોરીનો ભય રહે છે. ( ૯૧ )

---

૧—જ્યો૦-વિં૦-માં અશ્વિની નક્ષત્ર પણ પ્રવેશમાં લીધેલું છે.

( ત્યાગ કરવાની બાબતો. )

चैत्रो मासः कुजार्कौ च रिक्ता दग्धास्त्वमा मृतिः ।
दुष्टचंद्र इमे त्याज्या नवगेह प्रवेशने ( ९२ )

અર્થ—નવા ઘરમાં પ્રવેશ કરવામાં, ચૈત્રમાસ, ૧,૪,૯,૧૪,૩૦ તિથિઓ, રવિ, ને મંગલવાર, અને ખરાબચંદ્રમા, ત્યાગ કરવો, ( ૯૨ )

वसिष्ठः—एवं यः कुरुते सम्यग्वास्तुपूजां प्रयत्नतः ।
आरोग्यं पुत्रपौत्रादि धनधान्यं लभेन्नरः ( ९३ )

અર્થ—જેઓ નવા ઘરમાં વાસ્તુપૂજન કરીને પ્રવેશ કરે છે, તેઓ, આરોગ્ય, પુત્ર, પૌત્ર, અને ધનધાન્યને પ્રાપ્ત કરે છે. ( ૯૩ )

प्रारंभोदितभैः प्रवेश उदितो पूर्वः सपूर्वः स्थिरै
मैत्रैश्चा च्युतमूलदस्र सहितै रारंभभैर्द्व्यात्मकः ।
कृत्यं वेश्मभवं दिवैव विहितं रात्रौ प्रवेशः कचि-
त्सूर्यर्क्षादिभपंचकं मनुमिता दष्ट प्रवेशे न सत् ॥ २० ॥

अन्वय—प्रारंभोदितभैः अपूर्वः ( प्रवेशः ) स्थिरैः मैत्रैः सपूर्वः ( प्रवेशः ) च अच्युतमूलदस्रसहितै, आरंभभैः द्व्यात्मकः प्रवेशः उदितः वेश्मभवम् कृत्यम् दिवा एव विहितम् कचित् रात्रौ प्रवेशः ( उदितः ) सूर्यर्क्षादिभपञ्चकम् मनुमितात् अष्ट प्रवेशे न सत् ॥ २० ॥

अन्वयार्थः—प्रारंभोदिभैः પ્રારંભમાં કહેલા નક્ષત્રોવડે, अपूर्वः નવા ઘરમાં, ( प्रवशः ) પ્રવેશ, स्थिरैः સ્થિર, मैत्रैः મૈત્રસંજ્ઞાના નક્ષત્રોવડે, सपूर्वः સપૂર્વ ( प्रवेशः પ્રવેશ ), च અને, अच्युतमूलदस्रसहितैः શ્રવણ, મૂલ, અશ્વિનીયુક્ત, आरम्भभैः આરંભના નક્ષત્રોવડે, द्व्यात्मकः બીજી વખતનો, प्रवेशः પ્રવેશ, उदितः કહેલો છે, वेश्मभवम् ઘરસંબંધી, कृत्यम् કામ, दिवा एव દિવસેજ, विहितम् કહ્યું છે, क्वचित् કોઈ વખત, रात्रो રાત્રિમાં, प्रवेशः ( उदितः ) પ્રવેશ કહ્યો છે, सूर्यर्क्षादि સૂર્યના નક્ષત્રથી, भपञ्चकम् ૫ નક્ષત્રો, मनुमितात् ૧૪ મા નક્ષત્રથી, अष्ट ૮ નક્ષત્રો, प्रवेशे પ્રવેશમાં, न सत् શ્રેષ્ટ નથી. ॥ ૨૦ ॥

( અપુર્વ પ્રવેશનું મુ૦ )

૨૦ ભાવાર્થ—ઘરના આરંભમાં કહેલાં તિથિ, વાર, નક્ષત્ર, વિગેરેમાં નવા ઘરમાં પ્રવેશ કરવો, તેમજ યાત્રાએ જઈને આવ્યા પછી સ્થિર, ને મૈત્ર નક્ષત્રોમાં પ્રવેશ કરવો.

॥અગ્ન્યાદિથી બળેલા ઘરમાં (દ્વયાત્મક) પ્રવેશ સપુર્ન પ્રવેશનું મુ૦॥

અગ્નિથી બળવું, પાણીથી ભિંજાવું, ( છાપરૂં ભીંત વિગેરેનું પડી જવું, ) વિગેરે કારણોથી નુકશાન થયેલા ઘરને સુધરાવી પ્રવેશ કરવો હોય તો આરંભના નક્ષત્રો, અને પુષ્ય, ને મૂલ નક્ષત્રમાં પ્રવેશ કરવો, સૂર્ય, ચંદ્રનું બલ સારૂ હોય, અને કોઈ પણ ખરાબ યોગ ન હોય, ત્યારે ઉપર કહેલા મુહૂર્તમાં રાત્રિએ પણ પ્રવેશ કરવાંમાં હરકત નથી.

( કલશચક્ર )

સૂર્યના નક્ષત્રથી પ્રવેશ દિવસના નક્ષત્ર સૂધી ગણતાં, પ્રથમના ૫ નક્ષત્રો અને ૧૪ માંથી ૮ નક્ષત્રો, પ્રવેશમાં અશુભ છે, માટે તે શિવાયના નક્ષત્રોમાં પ્રવેશ કરવો.

( હોમાહુતિવિચાર. )

मु० चिं०—सूर्यभात्रित्रिभे चांद्रे सूर्यविच्छुक्र पंगवः ।
चंद्रारेज्यागुशिखिनो नेष्टा होमाहुतिः खले ( ९४ )

અર્થ—સૂર્યના નક્ષત્રથી ચંદ્ર નક્ષત્ર સુધી ગણુતાં અનુક્રમે ૩,૩,૩,૩,૩,૩, ૩,૩,૩, ત્રણ ત્રણ નક્ષત્રોમાં સૂર્ય, બુધ, શુક્ર, શનિ, ચંદ્ર, મંગલ, ગુરૂ, રાહુ, અને કેતુ, આ પ્રમાણે ગ્રહોના મુખમાં આહુતિ જાણવી. તેમાં પાપગ્રહોના મુખમાં આહુતિ અશુભ છે. ( ૮૪ )

( હોમાહુતિનું કલ્પિત ઉ૦. )

ધારો કે શાકે ૧૮૪૧ ના વૈશાખ વદી ૧૨ ને સોમવારે રેવતી નક્ષત્ર છે, અને તે વખતે સૂર્ય રોહિણી નક્ષત્ર ઉપર છે, તો તે રોહિણી નક્ષત્રથી રેવતી નક્ષત્ર સૂધી ગણતાં ૨૪ ની સંખ્યા થાય છે, હવે ઉપર પ્રમાણે ત્રણ ત્રણ નક્ષત્રના હિસાબે તે નક્ષત્ર રાહુનું થવાથી આહુતિ પણ રાહુના મુખમાં આવી, જેથી તે દિવસે હોમ થઇ શકે નહિં, પરંતુ તેજ દિવસે ધનિષ્ઠા નક્ષત્ર હોય તો

અનુક્રમે ગણતાં ગુરૂના મુખમાં આહૂતિ હોવાથી હોમકાર્ય થઇ શકે છે, આહૂતિના નક્ષત્રોમાં અભિજીત્ નક્ષત્ર ગણવું નહિં. તેમજ જો તે દિવસે હોમાહુતી ન આવે તો તેના પેલાના દિવસે થી હોમાહુતી આવતી હોય તો હોમની શરૂઆત વાસ્તુના પેહેલા દિવસથી શરૂ કરવી.

( અગ્નિવાસ. )

सैकातिथिर्वारयुता कृताप्ता शेषेगुणेऽभ्रे भुविवन्हिवासः ।
सौख्याय होमे शशियुग्मशेषे प्राणार्थनाशौ दिविभूतले च (९५)

અર્થ—શુદી એકમથી જે દિવસે હવન કરવું હોય, તે દિવસ સુધી ગણતાં, તિથિની જે સંખ્યા આવે, તેમાં એક ઉમેરી, તેમાં દિવસના વારની સંખ્યા ઉમેરવી, જે સંખ્યા થાય, તેને ૪ થી ભાગતાં ૦-૩ શેષ રહે તો પૃથ્વીમાં અગ્નિનો વાસ જાણવો, અને ૧-૨ શેષ રહે તો અનુક્રમે સ્વર્ગ અને પાતાલમાં જાણવો, તેમાં પૃથ્વીમાં રહેલો વાસ સુખ આપે છે. સ્વર્ગમાં રહેલો વાસ મરણ કરે છે, અને પાતાલમાં રહેલો વાસ ધનનો નાશ કરે છે, માટે પૃથ્વીમાં વાસ હોય ત્યારે હોમનો પ્રારંભ કરવો. ( ૯૫ )

( અગ્નિવાસનું કલ્પિત ઉ૦. )

વૈશાખ વદી ૭ ને ગુરૂવાર છે, તો સુદી એકમથી તે દિવસ સુધી ગણતાં, સંખ્યા ૨૨ થઇ. તેમાં એક ઉમેરવાથી, ૨૩ થયા, તેમાં વારની સંખ્યા ૫ જોડવાથી ૨૮ થયા, તેને ચારથી ભાગ લેતાં, ૦-શેષ રહ્યું, તેથી અગ્નિનો વાસ પૃથ્વીમાં થયો, એટલે તે દિવસે હોમ થઇ શકે, પરંતુ ૮ ને શુક્રવારે હોમ કરવો હોય તો થઈ શકે નહિં, કારણ ઉપર મુજબ ગણતાં, શેષ ૨ રહે છે, તેથી વન્હિવાસ પાતાલમાં હોવાથી અર્થનો નાશ કરે છે.

( વન્હિવાસ અને હોમાહુતિ નહિં જોવાતાં કામો. )

बालबोधः—दुर्गा होमविधौ विवाह यजने पुत्रोत्सवे नित्यशः
पाणिग्राहविधौ च वास्तुयजने विष्णुप्रतिष्ठाविधौ ।
मौंजीबंधनवैश्वदेवकरणे जाप्ये प्रवेशे गृहे
होम स्तत्र विधीयते न दोषजनकं चक्रं च वैश्वानरं ( ९६ )

અર્થ—દેવીસંબંધી કાર્યના હોમમાં, વિવાહ, પુત્રોત્સવ, વાસ્તુ, વિષ્ણુની પ્રતિષ્ટા, જનોઇ, વૈશ્વદેવ, જપસંબંધી હોમ, અને ગૃહપ્રવેશ, એટલા કાર્યોમાં હમ્મેશાં હોમ થઇ શકે છે, જેથી વન્હિવાસ ન હોય તો પણ દોષ સમજવો નહિં. ( ૯૬ )

विवाहयाग व्रतबंधदीक्षा सीमंत चण्डी गृहवास्तुशांतौः ।
आदित्यसौरी कुजराहुकेतवो न दोषदा यज्ञविधायिनां खलु (९७)

અર્થ—વિવાહ, જનોઈ, સીમન્ત, દેવીસંબંધી કાર્ય, વાસ્તુશાંતિ, એટલા કાર્યોમાં પાપગ્રહના મુખમાં આહુતિ હોય, તો પણ હોમકાર્ય કરી શકાય છે. (૯૭)

( ત્રણ પ્રકારનો પ્રવેશ. )

मु० प्र०—अपूर्वसंज्ञः प्रथमः प्रवेशो यात्रावसाने स तु पूर्वसंज्ञः ।
द्वंद्वाभयस्त्वग्निभयादि जातः प्रवेश एवं त्रिविधः प्रदिष्टः(९८)

અર્થ—નવીન ઘરમાં પ્રવેશ કરવો તે અપૂર્વ, યાત્રાથી આવીને પ્રવેશ કરવો, તેને સપૂર્વ, અને અગ્નિ વિગેરેથી બળી જવાથી ફરીથી નવીન બનાવેલું હોય, તેવા ઘરમાં પ્રવેશ કરવાને પૂર્વાપૂર્વ, એ પ્રમાણે ત્રણ પ્રકારનો પ્રવેશ છે. ( ૯૮ )

( કલશચક્ર. )

रविभात् सप्त नेष्टानि शुभान्येकादशाष्टमात् ।
दश शेषाण्यनिष्टानि साभिजिद्वृषवास्तुनि ( ९९ )

અર્થ—વાસ્તુમાં સૂર્યના નક્ષત્રથી ૭ નક્ષત્રો નેષ્ટ, ૧૧ શ્રેષ્ટ, અને ત્યાર પછી અભિજીત સાથે ૧૦ નક્ષત્રો નેષ્ટ જાણવાં. ( ૯૯ )

मु० चिं०—वक्त्रे भूरविभात्प्रवेशसमये कुंभेऽग्निदाहः कृताः
प्राच्या मुद्वसनं कृता यमगता लाभः कृताः पश्चिमे ।
श्रीर्वेदाः कलिरुत्तरे युगमिता गर्भे विनाशो गुदे
रामाः स्थैर्यमतः स्थिरत्वमनलाः कंठे भवेत्सर्वदा ( १०० )

અર્થ—કલશચક્રમાં સૂર્યના મહા નક્ષત્રથી, દિવસના નક્ષત્ર સુધી ગણીને પ્રથમનું એક નક્ષત્ર મુખમાં, તે પછીનાં ૪ નક્ષત્રો પૂર્વદિશામાં, ૪ દક્ષિણમાં, ૪ પશ્ચિમમાં, ૪ ઉત્તરમાં, ૪ મધ્યમાં, ૩ નીચેના ભાગમાં, અને ૩ કંઠમાં, એ

પ્રમાણે અનુક્રમે નક્ષત્રો મુકવાં, તેનું ફલ અનુક્રમે અગ્નિદાહ, શુન્યતા, લાભ, લક્ષ્મી, ક્લેશ, વિનાશ, સ્થિરતા, અને સ્થિરતા, જાણવું.[1] ( ૧૦૦ )

## ( નહી પ્રવેશ કરવાનાં નક્ષત્ર. )

**ज्यो०विं०—उग्रे नृपोत्तारमुपैति तीक्ष्णे राज्ञः कुमारः किल राजपत्नी मिश्रेकचित् कृत्तिकयाऽग्निदाहः समस्तभेदो रजसान्निवेशात् ( १०१ )**

અર્થ—ઉગ્રસંજ્ઞક નક્ષત્રોમાં પ્રવેશ કરીને બધા ગ્રહો, અને વાસ્તુનું પૂજન કર્યું હોય તો પણ રાજા મૃત્યુને પ્રાપ્ત થાય છે, તીક્ષ્ણસંજ્ઞક નક્ષત્રોમાં રાજકુમારનું, અને મિશ્રસંજ્ઞક નક્ષત્રોમાં રાજપત્ની નાશ પામે છે, કદાચ કૃત્તિકામાં અગ્નિદાહ થાય છે. ( ૧૦૧ )

## ( ઉત્પાત થયે પ્રવેશ નહી કરવા બાબત. )

**नोल्कानिपाताऽवनिकंपवासरे काले निवेशोऽत्र वरो न दुर्दिने । यानोदिताः सच्छकुनाविलोमगा यच्छंतिशं धामानिवेशकारिणः १०२**

અર્થ—ઉલ્કાપાત,[2] ભૂકંપ, વજ્રપાત, અને અકાલ વૃષ્ટિ થવાથી અંધકાર થયો હોય, તો ઘરમાં પ્રવેશ કરવો નહિં, પ્રયાણમાં કહેલા સારા શુકન થયા હોય તો પ્રવેશ કરવો. ( ૧૦૨ )

---

૧—પ્રવેશ માટે કલશચક્ર પૃ૦ ૧૬૨ ક-નં. ૩૮ માં છે, તે કલશચક્રના મુહુર્તમાં માર્તંડ અને ચિંતામણિકારનો એકજ મત છે, એટલે કલશચક્રમાં કંઈ પણ શંકા જેવું નથી, પરંતુ આ ગ્રંથના આજ પ્રકરણના શ્લોક ૬ માં વૃષભચક્રમાં જે નક્ષત્રો બતાવ્યાં છે, તે નક્ષત્રો માટે કહ્યું છે કે, ( **निंद्यान्यर्कयुतादि गेहकरणे भानि प्रवेशेऽपि च** )—એટલે ગૃહારંભના વૃષભચક્રમાં જે નિંદ્ય નક્ષત્રો ત્યાગ કરવાને કહ્યાં છે, તે નક્ષત્રો પ્રવેશમાં પણ ત્યાગ કરવાં, એમ જણાવ્યું છે, પરંતુ બીજા ઘણા ગ્રન્થોમાં તેમ જણાવવામાં આવ્યું નથી, છતાં વૃષભ અને કલશચક્ર બેઉ રીત પ્રવેશમાં જોવામાં આવે તો સૂર્યના મહા નક્ષત્ર ૮ થી ૧૩ અને ૨૨ મું એમ ૭ નક્ષત્રોજ દરેક મહિને પ્રવેશના કામમાં આવી શકે, અને એ પ્રમાણે બીજી બાબતો જોતાં પ્રવેશ મુહુર્ત કવચિતજ આવી શકે એમ છે, અને માર્તંડશિવાય બીજા ગ્રન્થોમાં એ બાબત દર્શાવી નથી, જેથી પ્રવેશ વખતે ફક્ત કલશચક્ર જોઈનેજ મુહુર્ત આપવું.

૨—આકાશમાંથી પડતા અગ્નિના તણખાને ઉલ્કાપાત કહે છે.

काले निकाय्यानुगने निवेशिनो काले निकाय्यानुगति स्त्वरं भवेत्।
पाशेऽपशोभे हि सराजमंडले स्वमंडले मंडलता मुपैति ना (१०३)

અર્થ—ઘરના પાછલા ભાગમાં, કાલ હોય તો પ્રવેશ કરનારનું જલદી મરણ થાય છે, અને પાશ નક્ષત્ર પાછલા ભાગમાં હોય તો દ્રવ્ય અને સુખ વિનાનો થાય છે, રાજમંડલમાં ઘરના પાછલા ભાગમાં હોય તો તે પુરૂષ મંડલનો સ્વામી થાય છે. (૧૦૩)

( કુંભ મુકવાનું મુ૦. )

मघामृगेनेज्यकुशर्क्षधीरभादितेयमैत्रेषु च वासवद्वये ।
कवीड्यसोमेष्वुदकुंभ्यधिक्रिया भद्राख्यरिक्ता न्यतिथौ जलोदये१०४

અર્થ—ભદ્રાને રિક્તા શિવાયની તિથિઓ, સોમ, ગુરૂ, ને શુક્ર એ વારો, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, મઘા, હસ્ત, અનુરાધા, પૂ-ષા, ધનિષ્ટા, શતભિષા, અને ધ્રુવસંજ્ઞક નક્ષત્રો, જલચર રાશિના લગ્નમાં, કુંભનું સ્થાપન કરવું શુભછે. (૧૦૪)

लग्ने चोपचयास्थिरे रविमुखैः प्रारंभवत्संस्थितैः
सूर्ये वामगते स्वदिग्वदनभैर्वेश्म प्रवेशः शुभः ।
रंध्रेषु द्विभवेभ्य आसुतगतः सूर्योयदास्यात्तदा
पूर्वाद्या ननमालयं प्रविशतां स्याद्वामगोऽसौ क्रमात् ॥ २१ ॥

अन्वय—जन्मराशि जन्मलग्नाभ्याम् उपचयास्थिरे लग्ने प्रारंभवत् संस्थितैः रविमुखैः सूर्ये वाम गते स्वदिग्वदनभैः वेश्मप्रवेशः शुभः रंध्रेषु द्विभवेभ्यः आसुतगतः यदा सूर्यः स्यात् तदा पूर्वाद्याननम् आलयम् प्रविशताम् असौ क्रमात् वामगः ( स्यात् ॥ २१ ॥

आन्वयार्थ—(जन्मराशि जन्मलग्नाभ्याम्) જન્મરાશિ ને જન્મલગ્નથી उपचयास्थिरे ઉપચય સ્થાનમાં રહેલા સ્થિર, लग्ने લગ્નમાં, प्रारंभवत् પ્રારંભની માફક, संस्थितैः રહેલા, रविमुखैः સૂર્યાદિ ગ્રહોથી, सूर्ये સૂર્ય, वामगते વામ હોય ત્યારે, स्वदिग्वदनभैः પોતાની દિશા તરફ મુખવાળા નક્ષત્રોવડે, वेश्मप्रवेशः ઘરમાં પ્રવેશ, शुभः શુભ છે, रंध्र ૮, इषु ૫, द्विः ૨ भवेभ्यः ૧૧ થી, आसुतगतः પાંચ રાશિમાં રહેલો, यदा જ્યારે, सूर्यः સૂર્ય, स्यात्

હોય, **तदा** ત્યારે, **पूर्वाद्याननम्** પુર્વાદીકમુખવાળા, **आलयम्** ઘરપ્રત્યે, **प्रविशताम्** પ્રવેશ કરનારાઓને, **असौ** આ સૂર્ય, **क्रमात्** ક્રમથી, **वामगः ( स्यात्)** વામ હોય. ॥ ૨૧ ॥

## ( લગ્નશુદ્ધિ. )

**૨૧ ભાવાર્થ**—જન્મલગ્ન ને જન્મરાશિથી આવતી ઉપચય સ્થાનની રાશિવાળું સ્થિર લગ્ન, ઘરપ્રવેશમાં શુભ જાણવું, અને સૂર્યાદિ ગ્રહો, ઘરના પ્રારંભની લગ્નશુદ્ધિમાં જે પ્રમાણે કહ્યા છે, તે પ્રમાણે રહ્યા હોય ત્યારે ઘરપ્રવેશ શુભ જાણવો, તેમજ જે દિશામાં ઘરનું મુખ હોય, એ દિશામાં સપ્તશલાકાચક્ર પ્રમાણે કહેલાં જે દિશાનાં જે નક્ષત્રો હોય, તે નક્ષત્રોમાં તે દિશામાં પ્રવેશ કરવો.

## ( વામસુર્ય બાબત.[1] )

પ્રવેશલગ્ન શુદ્ધિમાં, આઠમા સ્થાનથી બારમા સ્થાન સૂધીમાં સૂર્ય હોય તો પૂર્વમુખ ઘરમાં, પાંચમાથી નવમા સ્થાન સૂધીમાં હોય તો દક્ષિણમુખ ઘરમાં, બીજાથી છઠ્ઠા સ્થાન સુધીમાં હોય તો પશ્ચિમમુખ ઘરમાં, અને અગીઆરમાથી ત્રીજા સ્થાન સૂધીમાં સૂર્ય હોય તો ઉત્તરમુખ ઘરમાં પ્રવેશ કરનારને વામસૂર્ય થયો એમ જાણવું, અને તે વામાર્ક કહેવાય છે.

---

૧—પુર્વાભિમુખ એટલે ઘરથી બહાર નીકલતાં જનારનું મુખ પુર્વદિશા તરફ હોય, અને પેસતાં પશ્ચિમ દિશા તરફ મુખ થતું હોય એવા ઘરને પુર્વાભિમુખ કહે છે એજ પ્રમાણે ચારે દિશાઓ માટે સમજવું કે ઘરમાંથી નીકલતાં જે દિશા સામી દેખાય તે દિશાવાળું દ્વાર જાણવું.

પૂર્વના ઘરમાં પ્રવેશ કરતાં, આઠમા સ્થાનથી બારમા સ્થાન સુધીમાં સર્ય હોય ત્યારે પૂર્વમુખ ઘરમાં પ્રવેશ કરતાં વામસૂર્ય કહેવાય. અને તે હરહમ્મેશ પૂર્વમુખ ઘરમાં પ્રવેશ કરનારને સૂર્યોદયથી સંધ્યાકાલ સુધીમાં પ્રવેશ કરવાનું મુહુર્ત આવી શકે. અર્થાત રાત્રે આવેજ નહિં, ને દક્ષિણ મુખઘરમાં પ્રવેશ કરતાં તે વખતની લગ્નશુદ્ધિમાં પાંચમા સ્થાનથી નવમા સ્થાન સુધી સૂર્ય હોય તો વામાર્ક થાય છે. તો દક્ષિણમુખ ઘરના પ્રવેશમાં પાંચમાથી નવમા સ્થાન સુધીમાં સૂર્ય આવે એવો વખત બપોરના આશરે ૨ વાગ્યાથી રાત્રિના ૧૦ વાગ્યા સુધીમાં દક્ષિણમુખ ઘરમાં પ્રવેશ કરનારને રાત્રિના પહેલા ભાગમાં અને દિવસના પછીના ભાગમાં મલે, એટલે પાછલી રાત અને સૂર્યો-

પૂર્વાભિમુખ દિશામાં પ્રવેશ કરનારને વામસૂર્ય.




દક્ષિણાભિમુખ પ્રવેશ કરનારને વામસૂર્ય.




પશ્ચિમાભિમુખ પ્રવેશ કરનારને વામસૂર્ય.




ઉત્તરાભિમુખ પ્રવેશ કરનારને વામસૂર્ય.




દયથી બપોર સુધીમાં મલેજ નહિં, તેમજ પશ્ચિમાભિમુખ ઘરના મુહુર્તમાં બીજાથી છઠ્ઠા સ્થાન સુધીમાં સૂર્ય હોય ત્યારે વામાર્ક થાય. અને તેવો સૂર્ય લેઈને પ્રવેશ કરે તો, તેને હમ્મેશાં રાત્રિજ હોવી જોઇએ. પણ તે બેથી છઠ્ઠા સ્થાન સુધીમાં સૂર્ય હોય ત્યારે રાત્રિજ હોય છે, માટે તે પશ્ચિમાભિમુખ ઘરમાં પ્રવેશ કરનારને દિવસે મુહુર્ત આવેજ નહિં, અને ઉત્તર ઘરને માટે અગીયારમા સ્થાનથી ત્રીજા સ્થાન સુધીમાં સૂર્ય હોય ત્યારે વામાર્ક થાય. તો તે ઘરવાળાને સૂર્યોદયથી આશરે ૧૦॥ વાગ્યાસુધીમાં અને રાત્રે ૧॥ વાગ્યાથી આશરે સવાર સુધીમાં પ્રવેશ કરવો, માટે ઘરના પ્રવેશ વખતે રાત્રિએ પ્રવેશ કરવાને કંઇ પણ હરકત જેવું જાણવું નહિં, અને તેથીજ ગ્રન્થકારે શ્લોક ૨૦ મામાં "**कृत्यं वेश्मनवं दिवैव विहितं रात्रौ प्रवेशः क्वचित्**" એમ સ્પષ્ટ કહેલું છે, માટે જો વામસૂર્ય લેઇ ઘરમાં પ્રવેશ કરે તો પશ્ચિમાભિમુખ ઘરવાલાને હમ્મેશાં રાત્રિ શિવાય મુહુર્ત આવતુંજ નથી, તો રાત્રે પ્રવેશ કરવાને કંઇ પણ હરકત સમજવી નહિં.

( અપુર્વ પ્રવેશમાં લગ્નશુદ્ધિ. )

मु.चिं.-सौम्यायने ज्येष्ठतपोऽन्त्यमाधवे यात्रानिवृत्तौ नृपते र्नवे गृहे ।
स्याद्वेशनं द्वास्थमृदुध्रुवोडुभि जन्मर्क्षलग्नोपचयोदये स्थिरे ( १०५ )

અર્થ—રાજાએ યાત્રાથી નિવૃત્ત થઈને નવા મકાનમાં ઉત્તરાયણના સૂર્ય હોય, માઘ, ફાગણ, વૈશાખ, અને જ્યેષ્ટ માસ હોય, જે દિશાએ મકાનનો દરવાજો હોય, તે દિશાના નક્ષત્રોમાંથી, જે કૃત્તિકા આદિ સાત સાત નક્ષત્રો કહ્યાં છે, તેમાં અથવા રોહિણી, મૃગશીર્ષ, ઉ-ફા, ચિત્રા, અનુરાધા, ઉ-ષા, ઉ-ભા, રેવતી, એ નક્ષત્રોમાં પોતાની જન્મરાશિથી કે જન્મલગ્નથી પ્રવેશ કરવાનું લગ્ન ઉપચય (૩-૬-૧૦-૧૧) રાશિનું હોય, ત્યારે તથા સ્થિર લગ્નમાં પ્રવેશ કરવો. (૧૦૫)

( જીર્ણ, દગ્ધાદિક ) ( ગૃહપ્રવેશમાં વિશેષ. )

जीर्णे गृहेऽग्न्यादिभयान्नवेऽपि मार्गोर्जयो श्रावणिकेऽपि सत्स्यात् ।
वेशोंऽबुपेज्यानिलवासवेषु नावश्यमस्तादि विचारणाऽत्र ॥१०६॥

અર્થ—બહુ જીર્ણ થયેલા, અથવા અગ્નિ વિગેરે ભયથી, નવીન બનેલા કાર્તિક, માગશીર, અને શ્રાવણ માસમાં પુષ્ય, સ્વાતી, ધનિષ્ઠા, ને શતભિષા નક્ષત્રમાં પ્રવેશ કરવો, તેમાં ગુરૂ કે શુક્રના અસ્ત વિગેરેનો વિચાર કરવો નહિ૧૦૬

( વાસ્તુનક્ષત્ર, લગ્નશુદ્ધિ, અને તિથિવારશુદ્ધિ. )

मृदुध्रुवक्षिप्रचरेषु मूलभे वास्त्वर्चनं भूतबलिं च कारयेत् ।
त्रिकोण केंद्रायधनत्रिगैः शुभै र्लग्ने त्रिषष्ठायगतैश्च पापकैः (१०७)
शुद्धांबुरंध्रे विजनुर्भमृत्यौ व्यर्कारिरिक्ताचरदर्श चैत्रे ।
अग्रेंऽबुपूर्णं कलशं द्विजांश्च कृत्वा विशेद्वेश्मभकूटशुद्धम् (१०७)

અર્થ—અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, ઉ-ફા, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, મૂલ, ઉ-ષા, અભિજીત, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, ઉ-ભા, ને રેવતી એ નક્ષત્રોમાં ૧,૨,૩,૪,૫,૭,૯,૧૦,૧૧ એ સ્થાનોમાં શુભ ગ્રહ હોય, અને ૩,૬,૧૧, એ સ્થાનોમાં પાપગ્રહ હોય. એવા લગ્નમાં વાસ્તુ-પુરૂષની પૂજા, તથા ભૂતબલિદાન કરવું, ચોથે કે આઠમે કોઇ ગ્રહ ન હોય. પ્રવેશ કરનારનું જન્મલગ્ન, તથા જન્મરાશિ પ્રવેશ કરવાના લગ્નથી આઠમે ન હોય, રવિ કે મંગલ એ વાર, ૪,૯,૧૪,૩૦ તિથિ, ચરલગ્ન અને ચૈત્રમાસ ન

હોય, એવા મુહુર્તમાં નક્ષત્રશુદ્ધિ હોય તો જલથી ભરેલો કલશ લઇ પંડિતજનોને આગલ કરીને મકાનમાં પ્રવેશ કરવો. (૧૦૬–૧૦૭)

**पूर्णे तिथौ प्राग्वदने गृहे शुभो नंदादिके याम्यजलोत्तरा न ने**

**અર્થ**—પૂર્વમુખવાલા મકાનમાં, ૫,૧૦,૧૫, દક્ષિણમુખવાલા મકાનમાં, ૧,૬,૧૧, પશ્ચિમમુખવાલા મકાનમાં, ૨,૭,૧૨ અને અને ઉત્તરમુખવાલા મકાનમાં, ૩,૮,૧૩ એ તિથિઓમાં પ્રવેશ કરવો શુભ છે.

**( ઘરમાં દેવસ્થાપનનું મુ૦. )**

**ज्यो० वि०—नवेऽमरस्थापनमामरे दिनेऽथो मंदिरे दृष्टसितार्यमंडले ।**
**उत्सृष्टविश्वर्क्षमघार्य वासरे समाचरे द्राजबले दले सिते ( १०८ )**

**અર્થ**—ઉત્તરાયણના સૂર્યમાં, ગુરૂ. શુક્રના ઉદયમાં, શુક્લપક્ષમાં, ગુરૂ શિવાયના વારોમાં, ઉ–ષા, ને મઘા, શિવાયના નક્ષત્રોમાં, અને ચંદ્રબલ હોય ત્યારે નવા ઘરમાં દેવનું સ્થાપન કરવું [1]શુભ છે. (૧૦૮)

**( દરેક દેવોની પ્રતિષ્ઠાનું મુ૦. )**

**अथातः संप्रवक्ष्यामि प्रतिष्ठाकालमुत्तमम् ।**
**चैत्रे वा फाल्गुने वापि ज्येष्ठे वा माधवे तथा ( १०९ )**
**माघे वा सर्वदेवानां प्रतिष्ठा शुभदा भवेत ।**
**प्राप्य पक्षं शुभं शुक्ल मतीते दक्षिणायने ( ११० )**

**અર્થ**—હવે આ શ્લોકોથી દેવપ્રતિષ્ઠા કરવાનો ઉત્તમ સમય કહેવાય છે. માઘ, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જ્યેષ્ઠ, એ માસો શુક્લપક્ષ, અને ઉત્તરાયણના સૂર્યમાં દરેક દેવોની પ્રતિષ્ઠા કરવી શુભ છે. (૧૦૯–૧૧૦)

**सोमो बृहस्पतिश्चैव शुक्रश्चैव तथा बुधः ।**
**एते वाराः शुभाः प्रोक्ताः प्रतिष्ठायज्ञकर्मणि ( १११ )**

---

૧—નવું ઘર બનાવ્યા પછી તે ઘરમાં કોઈ પણ દેવની સ્થાપના વિગેરે કરવા માટે જ્યો૦ વિ૦–ગૃહપ્રવેશ પ્રકરણમાં શ્લો. ૨૯ થી ૪૩ સુધીના શ્લોકોમાં અનુક્રમે કૃષ્ણ, શંકર, બ્રહ્મા, દેવી, ગણુ, વિષ્ણુ, રામ, કૃષ્ણ, સૂર્ય, સ્કંદ, ગણેશ, હનુમાન, રૂષિગણ, લોકપાલ, અને પિતૃગણ, વિગેરેની પ્રતિષ્ઠાની તિથિ, વાર, નક્ષત્ર, અને લગ્ન જુદેજુદાં બતાવેલાં છે. જેઓને જરૂર હોય તેઓએ તે ગ્રંથમાં જોવું.

અર્થ—પ્રતિષ્ઠામાં સોમ, બુધ, ગુરૂ, શુક્ર, એ દિવસો લેવાને શુભ કહેલું છે. ( ૧૧૧ )

आंषाढे द्वे तथा मूल मुत्तराद्वयमेव च ।
ज्येष्ठाश्रवण रोहिण्यः पूर्वाभाद्रपदस्तथा ( ११२ )
हस्ताश्विनी रेवती च पुष्यो मृगशिरस्तथा ।
अनुराधा तथा स्वाती प्रतिष्ठासु प्रशस्यते ( ११३ )

અર્થ—અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, હસ્ત, સ્વાતી, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલ, પૂ–ષા, ઉ–ષા, શ્રવણ, પૂ–ભા, ઉ–ભા, અને રેવતી, એ નક્ષત્રોમાં દેવપ્રતિષ્ઠા કરવી શુભ છે. ( ૧૧૨–૧૧૩ )

( શિવની પ્રતિષ્ઠામાં વિશેષતા. )

उत्तराशागते भानौ लिंगस्थापनमुत्तमम् ।
दक्षिणे त्वयने पूज्यं द्विवर्षाद्वै भयावहम् ( ११४ )

અર્થ—ઉત્તરાયણના સૂર્યમાં શંકરની પ્રતિષ્ઠા કરવી, અને દક્ષિણાયમાં કરે તો બે વર્ષમાં ભય ઉત્પન્ન થાય છે. ( ૧૧૪ )

माघफाल्गुनवैशाख ज्येष्ठाषाढेषु पंचसु ।
श्रावणे च नभस्ये च लिंगस्थापनमुत्तमम् ( ११५ )

અર્થ—શંકરની પ્રતિષ્ઠામાં માઘ, ફાગણ, વેશાખ, જ્યેષ્ઠ, અષાઢ, શ્રાવણ, અને ભાદરવો, એ માસો લેવા શુભ છે. ( ૧૧૫ )

( વિષ્ણુ પ્રતિષ્ઠા માટે )

मार्गशीर्षक माघौ द्वौ निंदितौ ब्रह्मणा पुरा ।
मासेषु फाल्गुनः श्रेष्ठश्चैत्रो वैशाख एव च ( ११६ )

અર્થ—માર્ગશીર્ષ, ને માઘ, એ બે મહિનાઓ વિષ્ણુની પ્રતિષ્ઠામાં બ્રહ્માએ નિંદિત કહેલા છે, માટે ફાગણ, ચૈત્ર, વૈશાખ, એ મહિનાઓ શ્રેષ્ઠ કહેલા છે. ( ૧૧૬ )

पूर्वपक्षे शुभे काले स्थिरे चोर्ध्वमुखेऽपि भे ।
अनुकूले च लग्ने च हरिः स्थाप्यो नरै स्तथा ( ११७ )

અર્થ—શુક્લપક્ષ, શુભ સમય, સ્થિર, અને ઊર્ધ્વમુખ, નક્ષત્રો, અને શુભ લગ્ન હોય ત્યારે, વિષ્ણુની પ્રતિષ્ટા કરવી. ( ૧૧૭ )

( દેવીની પ્રતિષ્ઠા. )

गुरौ मेषगते शुक्रे देवी चाथ प्रतिष्ठिपेत् ।
इहैव सभवेद्धन्यो मृतो गच्छेत् परं पदम् ( ११८ )
तस्मान्मेषगते शुक्रे उत्तमा नवमी स्मृता ।
तथा माघाश्विनौ मासौ उत्तमौ परिकीर्तितौ ( ११९ )

અર્થ—મેષરાશિનો ગુરૂ, કે શુક્ર હોય ત્યારે દેવીની પ્રતિષ્ઠા કરવી, એ પ્રમાણે પ્રતિષ્ટા કરવાથી આ લોકમાં ધનધાન્ય મેળવી મરણ પામ્યા પછી મોક્ષ-પદ મલે છે, માટે મેષના શુક્રમાં, નવમી તિથિમાં, અને માઘ, તથા આસો, માસમાં દેવીની પ્રતિષ્ટા કરવી શુભ છે. ( ૧૧૮-૧૧૯ )

( દરેક દેવોનાં જુદેજુદાં નક્ષત્રો. )

विष्णोः पूर्वोदितेभेऽनुराधा चित्रा द्वयोः सिते ।
रोहिणीश्रवण ज्येष्ठा पुष्ये चाभिजितीरितम् ( १२० )
विधिवासवयोः सम्यक् प्रतिष्ठापनमार्यकैः ।
भानो र्हस्तेऽनुराधायां कुबेरस्कंदयो रपि ( १२१ )
मूले दुर्गादिकानां च श्रवणे सुगतस्य हि ।
रेवत्यां धर्महेरंब फणि प्रथमरक्षसाम् ( १२२ )
यक्षभूतासुराणां च वाग्देव्याः स्थापनं स्मृतम् ।
व्यासागस्त्यग्रहाणां च वाल्मीकेः पुष्यभे तथा ( १२३ )
यत्र सप्तर्षयो यांति धिष्ण्ये तेषां तु तत्र च ।
सर्वेषामेव रोहिण्या मुत्तरात्रितये तथा ( १२४ )
धनिष्ठायां दिगीशानां प्रतिष्ठापन मीरितम् ॥

અર્થ—વિષ્ણુની પ્રતિષ્ટાનાં નક્ષત્રો પહેલાં લખેલાં છે, બ્રહ્માને ઈંદ્રના સ્થાપનમાં રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, ચિત્રા, સ્વાતી, અનુરાધા, જ્યેષ્ટા, અભિજીત શ્રવણ, એ નક્ષત્રો શુભ છે, સૂર્યના સ્થાપનમાં હસ્ત, કુબેર ને કાર્તિકસ્વામીની

પ્રતિષ્ઠામાં અનુરાધા, દુર્ગા, ભૈરવ, વીગેરે ભયંકર દેવોની પ્રતિષ્ઠામાં, મૂલ જૈન દેવની પ્રતિષ્ઠામાં, શ્રવણ, ધર્મરાજ, ગણેશ, શેષનારાયણ, શંકરના ગણ, રાક્ષસ, યજ્ઞનારાયણ, ભૂત, દૈત્ય, અને સરસ્વતીની પ્રતિષ્ઠામાં રેવતી, વ્યાસ, વાલ્મીક, અગસ્ત્ય, અને સૂર્યાદિ ગ્રહોની પ્રતિષ્ઠામાં, પુષ્ય, સપ્તર્ષિઓની પ્રતિષ્ઠામાં, સપ્તર્ષિઓ, જે નક્ષત્ર ઉપર હોય તે નક્ષત્ર, બધા દેવોને માટે, રોહિણી ને ત્રણ ઉત્તરા, ઈંદ્રાદિ દિક્પાલોની પ્રતિષ્ઠામાં, ધનિષ્ઠા નક્ષત્ર, એ પ્રમાણે તે તે દેવોનાં, તે તે નક્ષત્રો જાણવાં. ( ૧૨૦-૧૨૧-૧૨૨-૧૨૩-૧૨૪ )

---

## ॥ अथ वास्तुप्रकरणान्तर्गत-प्राकारप्रकरणम् ॥

**दुर्गं विना नैव हि निर्भयं पुरं पुरे स्वराशिस्थलगं गृहं वरं ।**
**क्रमादहं शाल पुरौकसा मतो वक्ष्यामि तावत् घटनाभि निर्णयं १२५**

અર્થ—કિલ્લા શિવાય નગરનું, રક્ષણ થઇ શકતું નથી, નગરમાં પોતાની રાશિને યોગ્ય એવા સ્થલમાં કરેલું ઘર શ્રેષ્ટ છે. હવે ક્રમથી કિલ્લાવાળા નગરની અંદર ઘરોની રચનાનો નિર્ણય કહું છું. ( ૧૨૫ )

**नृ वाहनाशायनवर्तिनीने शालो विधेयोऽश्मभिरिष्टकाभिः ।**
**इहैव मार्गोत्विषकोर्जयो र्वा मृत्स्नामयोऽन्योऽनु च सर्वकाले (१२६)**

અર્થ—ઉત્તરાયણના સૂર્યમાં, કાર્તિક, માર્ગશીર્ષ, આસો, એ માસોમાં, પથ્થરનો ઈંટ[illegible] માટીનો કિલ્લો બનાવવો શુભ છે, અને લાકડા વિગેરેનો કોટ બનાવવામાં દરેક દિવસો સારા છે. ( ૧૨૬ )

**न द्विःस्वभावे तरणौ प्रतिष्ठामितेंऽगिरस्यास्फुजितींदुर्विंबे ।**
**दौर्ग्यं समारंभणमाहुरार्या दुष्टैश्च पाकेशकुजांशुसोमैः ( १२७ )**

અર્થ—મિથુન, કન્યા, ધન, ને મીનનો સૂર્ય હોય, ચંદ્ર, ગુરૂ, ને શુક્ર, અસ્તના હોય, અને તે સમયે રાજાને ચાલતી મહાદશાનો અધિપતિ, સૂર્ય, ચંદ્ર ને મંગલ, એ અશુભ ફલ આપવાવાલા હોય તો વિદ્વાનોએ કિલ્લો બનાવવાનું મુહુર્ત આપવું નહિ. ( ૧૨૭ )

**मार्गोत्रयः शक्रदिशित्रयेंऽतिमाद्याभ्यां परस्यामनुशुक्रतोऽस्त्यदिक्.।**
**नभस्यतः शालविधानका दरो रथ्याभिवक्रे न विधुंतुदे भवेत् १२८**

અર્થ—માર્ગશીર્ષથી ત્રણ માસોમાં, પુર્વદિશામાં, ફાગણથી ત્રણ માસોમાં, દક્ષિણમાં, જ્યેષ્ઠથી ત્રણ માસોમાં, પશ્ચિમમાં, અને ભાદરવાથી ત્રણ માસોમાં, ઉત્તર દિશામાં, રાહુ રહે છે, માટે જે દિશામાં રાહુ હોય, અને એ દિશા શેરીના સામે આવતી હોય તો કિલ્લો કરવાનો પ્રારંભ કરવો નહિં. (૧૨૮)

**भद्रात्वभद्राऽतिभयायरिक्ता दर्शः समारंभितदुर्गकाले ।**
**सौम्यारवारौ विडलाडलाद्या कुयोगताऽसद्धतशाळतारा ( १२९ )**

અર્થ—કિલ્લો બનાવવાના મુહૂર્તમાં ૨,૪,૭,૯,૧૨,૧૪,૩૦, એ તિથિઓ, મંગલ, અને બુધવાર, વિષ્ટિ, અડલ, અને વિડલ વિગેરે કુયોગો, અને પાપગ્રહથી ભોગવાએલુ ભોગવવાનું, અને વેધ પામેલું નક્ષત્ર, એટલી બાબતો ત્યાગ કરવી. (૧૨૯)

**औमेशमेशेन मृदुध्रुवेज्य प्राभंजनांभो यमवासवेषु ।**
**नृभोदये पापरिपौ सुकेंद्रे प्राकारकोप क्रममाहु रार्याः ( १३० )**

અર્થ—આર્દ્રા, પુષ્ય, હસ્ત, સ્વાતી, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, એ નક્ષત્રો મિથુન, કન્યા, તુલા, ને ધન, લગ્નમાં, પાપગ્રહ ૬ ઠ્ઠે હોય, અને શુભ ગ્રહો કેન્દ્રમાં હોય તો કિલ્લાનો પ્રારંભ કરવો શુભ છે. (૧૩૦)

**अथ त्रिरेखे वलये चतुर्भुजे कार्शानवादीशादिशो भपंजरं ।**
**कोणांश वेशं दिशि निर्गमं यथा न्यसेत्तथा दुर्गविधानसिद्धये (१३१)**

અર્થ—કિલ્લો કરવાના આરંભનું મુહૂર્ત જોવા માટે એક ચતુરસ્ત્રચક્ર બનાવવું, તેની અંદર ત્રણ લીટીઓ આડી ને ઉભી દોરવી, એ પ્રમાણે થયેલા ચક્રમાં ઇશાન કોણથી આરંભીને કૃત્તિકાદિ નક્ષત્રો મુકવાં. (૧૩૧)

**शालोदितं शालनिवेशगं वरं भमुक्तमाद्यै रहिता बहिः खलाः ।**
**आरंभणे मंगलमंदमध्ययुग्दुर्गस्य भंगाय विचिंत्यमित्यनु ( १३२ )**

અર્થ—ઉપર બતાવેલા ચક્રમાં પ્રવેશ કરવાના માર્ગમાં રહેલાં નક્ષત્ર શુભ છે, અને નીરગમનનાં નક્ષત્ર અશુભ છે. કૃત્તિકા, રોહીણી, મૃગશીર્ષ, એ પ્રવેશમાં આરદ્રા, પુનર્વસુ, પુષ્ય એ નીરગમનનાં જાણવાં. એટલે કૃત્તિકા, મઘા, અનુરાધા, ને ધનિષ્ટાથી ત્રણ મહા નક્ષત્ર પ્રવેશનાં મલી બાર નક્ષત્ર પ્રવેશનાં જાણવાં કિલ્લાનો આરંભ મંગળ ને શનિવારે કર્યો હોય તો તે કિલ્લાનો નાશ જલદી થાય છે. (૧૩૨)

( દુર્ગચક્ર. )

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કૃ. | | પૂ. | | આ. | | મ. |
| | રો. | | પુ. | | પૂ. | |
| ભ. | | મૃ. | આ. | ઉ. | | સ્વા. |
| | રે. | ઉ. | | હ. | ચિ. | |
| અ. | | પૂ. | પૂ. | મૂ. | | વિ. |
| | શ. | | ઉ. | | જ્યે. | |
| ધ. | | શ્ર. | | અ. | | અ. |

( કિલ્લાના પ્રારંભમાં ખાતનું મુ૦. )

परिभ्रमोऽसौ समयैकयैकः फणीश्वरस्यापि रसातले स्यात् ।
लांगूलगत्या परिवाममार्गे रौद्या दिशांगो मुखभत्रयेऽशौ ( १३३ )

અર્થ૦–[1]વૃષભાદિ ત્રણ ત્રણ રાશિઓ ઉપર સૂર્ય આવે છે, ત્યારે અનુક્રમે ઇશાન ખુણાથી અવળી રીતે ચાર દિશાઓમાં પુચ્છ તરફ વામમાર્ગે પૃથ્વીના તલને વિષે શેષનાગ ફરે છે, એટલે એક વર્ષે સંપુર્ણ ભ્રમણ થઈ રહે છે. (૧૩૩)

यदा फणैश्या मुदरं च वायव्यां लूनं तदा यातु हरि त्यहेः स्यात् ।
पृदाकुशून्याग्निककुप् च खातं गदंति दर्वीकरशून्यकोणे ( १३४ )

અર્થ—જ્યારે ઇશાન કોણમાં ફણા હોય છે, ત્યારે વાયવ્યમાં ઉદર, અને નૈઋત્યમાં પુચ્છ હોય છે, જેથી સર્પવિનાના અગ્નિકોણમાં ખાત કરવાને શુભ કહે છે. ( ૧૩૪ )

क्षेत्रे भवेत् क्षेत्रफलं चतुर्भुजे तत्कोटिदोराहति रेवमायते ।
त्र्यस्रेऽपिदोः कोटिहते दलं फलं दोः कोटिलंबे विषमे च कल्पितम्

---

૧—કિલ્લાના પ્રારંભનું ખાત કરવા માટે વૃષભની ત્રણ સંક્રાંતિમાં ઇશાન કોણમાં સર્પનું મુખ રહે છે, જેથી અગ્નિખુણામાં સર્પવિનાની દિશા હોવાથી ખાત કરવું. સિંહથી ત્રણ સંક્રાંતિમાં, વાયવ્યમાં, મુખ હોવાથી ઇશાન ખુણામાં, વૃશ્ચિકથી ત્રણ સંક્રાંતિમાં, નૈઋત્યમાં મુખ હોવાથી વાયવ્યમાં, અને કુંભથી ત્રણ સંક્રાંતિમાં, અગ્નિકોણમાં મુખ હોવાથી, નૈઋત્યમાં ખાત કરવું.

અર્થ—વિસ્તારવાળા ક્ષેત્રમાં કોટિ અને ભુજના ગુણાકારની જે સંખ્યા, તે ક્ષેત્રફલ થાય છે; ત્રિકોણ ક્ષેત્રમાં કોટિ અને ભુજના ગુણાકારની સંખ્યાનું જે અર્ધ આવે તે ક્ષેત્રફલ જાણવું, અને સમાન નહિં એવા ત્રિકોણ ક્ષેત્રને વિષે ભુજ–કોટિ–અને લંબવડે કરીને ક્ષેત્રફળની કલ્પના કરવી, એટલે ક્ષેત્રફલ લાવવું. ( ૧૩૫ )

**विष्कंभपादे परिणाहनिघ्ने वृत्ते सदा क्षेत्रफलं च चापे ।**
**वृत्तार्द्धवत्स्यादिह वृत्तमध्यं वृत्तत्रिभागोऽनियतं यदन्यत् ( १३६ )**

અર્થ—ગોળાકાર ક્ષેત્રનું ક્ષેત્રફળ લાવવા માટે તે ગોળનો જે પરિધ, અને વ્યાસનો જે ચતુર્થાંશ, તે બેના ગુણાકારની જે સંખ્યા તે ક્ષેત્રફલ જાણવું, અને ધનુષાકાર અડધું ગોળાકાર હોય તો આખા ગોળાર્ધના પરિધને વ્યાસના ચતુર્થાંશના ગુણાકારની સંખ્યાનું અર્ધ કરવાથી ધનુષાકાર અર્ધગોળનું ક્ષેત્રફલ થાય છે, અને તે ધનુષાકાર આખા વૃત્તના ત્રીજા ભાગ જેટલું હોય તો તે આખા વૃત્તનું ક્ષેત્રફલ ઉપર મુંજબ લાવી તેનો તૃતીયાંશ કરવો, તે તૃતીયાંશ ધનુષ્યનું ક્ષેત્રફલ જાણવું, ઉપર કહ્યા શિવાયના કોઈ પણ પ્રકારનું ક્ષેત્રફલ હોય તો તેને નિયમરહિત ક્ષેત્ર જાણવું. જેથી કિલ્લો બનાવવામાં ઉપર કહેલા નિયમવાળું ક્ષેત્રફલ જાણવું, તે શિવાયનું ક્ષેત્ર ઉપયોગી જાણવું નહિં. ( ૧૩૬ )

**षडक्षतै राजमिहांगुलं भवेत् सप्ताक्षतैर्वैष्णव मेशमंगुलं ।**
**यवोदरैरष्टभि रत्र तत्करो जिनांगुलैस्तैश्च धनुश्चतुः करम् ( १३७ )**

અર્થ—કિલ્લા વિગેરેનું માપ લેવામાં ૬ યવનો બ્રાહ્મ અંગુલ, અને ૭ યવનો વિષ્ણુ અંગુલ, અને ૮ યવનો રૌદ્ર અંગુલ, એવા ૨૪ અંગુલનો એક હાથ થાય છે, અને ચાર હાથનો ધનુષ થાય છે. ( ૧૩૭ )

**प्रासादकुंडादिकपीठवेदिका द्विजालयेषु स्मृतमाजमंगुलं**
**जलाशयारामविधौ नृपालये निर्धाहितं वैष्णवमन्यदन्यगम् (१३८)**

અર્થ—દેવાલય, કુંડ, અને પીઠ, વિગેરેની વેદિકા, અને બ્રાહ્મણનું ઘર બનાવવામાં બ્રાહ્મ અંગુલ શ્રેષ્ઠ છે, જલાશ્રય, બગીચો, રાજાનો મહેલ, અને ભંડાર બનાવવામાં વૈષ્ણવ અંગુલ, અને ખેતર તથા રસ્તાની માપણી કરવામાં રૌદ્રઅંગુલ શ્રેષ્ઠ છે. ( ૧૩૮ )

ध्वजधूम्रहरिश्वगोखरा द्विरदोध्वांक्षइहायकाः क्रमात् ।
ननु चापकरांगुलोन्मिता गदिता मंडलशालधामसु ( १३९ )

અર્થ—દેશ, કિલ્લો, અને ઘર બનાવવામાં ધ્વજ, ધુમ્ર, સિંહ, શ્વાન, વૃષ, ખર, ગજ, અને કાક, એ પ્રમાણે ધનુષ, હસ્ત, અને અંગુલના માપવાળી ૮ આયો છે.[1] ( ૧૩૯ )

ध्वजपूर्व इहायु रष्टभि र्विहृते क्षेत्रफले समोऽशुभः ।
निखिलासु हरित्स्वलं ध्वजो व्यपराशासु च केसरी वरः ( १४० )

અર્થ—ક્ષેત્રફલને આઠે ભાગ લેવાથી આવેલી શેષ, તે ધ્વજાય વિગેરે આઠ આયો થાય છે, તે જો સમસંખ્યાવાળી હોય તો અશુભ છે, ધ્વજાય દરેક દિશાઓમાં શ્રેષ્ઠ છે, અને સિંહાય, પશ્ચિમવિનાની બધી દિશાઓમાં શુભછે(૧૪૦)

करिजोंतकादिङ्मुखे शुभोऽनु च सुत्रामदिगा नने वृषः ।
ध्वजसिंहगजर्षभा हिताः क्षितिदेवानन जातिषु क्रमात् ( १४१ )

અર્થ—દક્ષિણ દિશાના મુખવાળા, કિલ્લા વિગેરેમાં ગજાય, અને પુર્વાભિમુખ કિલ્લો વિગેરે બનાવવામાં વૃષભાય શુભ છે. બ્રાહ્મણ વિગેરે ચાર જાતિમાં અનુક્રમે ધ્વજ, સિંહ, ગજ, અને વૃષભાય શુભ છે. ( ૧૪૧ )

द्विरदै र्गुणिते फले हृते त्रिघनेनोर्वरितं भमुच्यते ।
भगणेऽष्टहृते व्ययस्थलं व्ययहीनं त्वधिकायमुत्तमम् ( १४२ )

અર્થ—ક્ષેત્રફલને આઠ વડે ગુણી, ૨૭ થી ભાગતાં જે શેષ વધે, તે વાસ્તુંનું નક્ષત્ર કહેવાય છે, તે શેષ રહેલા નક્ષત્રની સંખ્યાને આઠે ભાગતાં જે શેષ રહે, તેની વ્યયસંજ્ઞા જાણવી. હવે જે વાસ્તુમાં આય વધારે હોય, અને વ્યય ઓછી હોય, તેવું સ્થલ ઉત્તમ કહેવાય છે. ( ૧૪૨ )

व्ययान्विते क्षेत्रफले समन्विते ध्रुवादिवर्णै स्त्रिहृतेंऽशकाग्रहे ।
इर्यतकोर्वीपतयो यमोऽशुभः स्वनामवर्णैस्तु परत्र कीर्तिताः ॥१४३॥

---

[1] માર્તણ્ડમાં ઘર બનાવવા માટે હસ્તાદિક ઉપરથી આવેલા ક્ષેત્રફલથી આય લાવવા કહેલું છે. જ્યારે કિલ્લો, નગર, ખેતર, વીગેરેની ધનુષ્યાદિકથી ક્ષેત્રફલ લાવી આય લાવવા કહેલું છે.

અર્થ—વ્યયના અંકથી યુક્ત, અને ધ્રુવાદિ ઘરોમાંથી આવેલા ઘરના નામની સંખ્યાથી યુક્ત ક્ષેત્રફલને ત્રણથી ભાગતાં જે આવે, તે ઈંદ્ર, યમ, રાજા, એ પ્રમાણે અંશો કહેલા છે, એ અંશોમાં યમઅંશ અશુભ છે, અને બાકી ઈન્દ્રને રાજા પોતાના નામ પ્રમાણે શુભ ફલ આપનારા જાણવા. ( ૧૪૩ )

**( ગામમાં રસ્તા, શેરી, પોળ, અને મહોલ્લો બનાવવાનું મુ૦. )**

**समीरसुत्रामभदेवसूडुभि र्मृदूडुभिः क्षिप्रयुतैः सुकंटके ।**
**विदारमंदान्यदिनेषु सत्तिथौ स्थिरोदये संघटयेत् प्रतोलिकाम् १४४**

અર્થ—શુભતિથિ, મંગલ, બુધ, શનિ, શિવાયના દિવસો પુનર્વસુ, સ્વાતી, જ્યેષ્ઠા, મૃદુ, ક્ષિપ્ર, અને ચર સંજ્ઞક નક્ષત્રો, સ્થિર લગ્ન, અને કેંદ્રમાં શુભ ગ્રાહો હોય, ત્યારે વિદ્વાને શેરી, પોળ, મહોલ્લો, બાંધવાનો પ્રારંભ કરવો૧૪૪

**विकर्तना क्रांतभतो द्विपार्श्वगं तन्मौलितो दिक्षु चतुष्टयं न्यसेत् ।**
**द्वयं विदिक्षु त्रयमंतरेक्रमादधो विदिक्स्थं न शुभं भमंडलम् (१४५)**

અર્થ—વિદ્વાને સૂર્યસંક્રમણના નક્ષત્રથી ગણી શેરીની ચારે દિશાઓમાં, ચાર ચાર નક્ષત્રો, ચાર ખુણાઓમાં[1] બેબે, અને મધ્યમાં ત્રણ, એ પ્રમાણે નક્ષત્રો મુકવાં, તેમાં ખુણામાં રહેલાં નક્ષત્રો શુભ સમજવાં નહિં, મધ્યનું નક્ષત્ર મધ્યમ જાણવું. ( ૧૪૫ )

**वशादिभाज्जिष्णुदिशोंऽशुमालिनि त्रये त्रये दिक्ष्वपि वत्ससंस्थितिः ।**
**वत्से पुरोगे विशिखा च पृष्ठगे ज्वालानिवेशे न हिता भवेदिह(१४६)**

અર્થ—કન્યા, તુલા, વૃશ્ચિક રાશિ ઉપર સૂર્ય હોય તો પૂર્વમાં ધન, મકર, કુંભમાં દક્ષિણમાં, મીન, મેષ, વૃષભમાં પશ્ચિમમાં, અને મિથુન, કર્ક, સિંહ, સંક્રાંતિ હોય ત્યારે ઉત્તરમાં વત્સ રહે છે, જેથી જ્વાલા[2]સંજ્ઞકદિશામાં રહેલો તે વત્સ, સામો કે પૃષ્ઠભાગમાં હોય તો શેરીનો પ્રારંભ કરવો નહિં. ( ૧૪૬ )

**विधुं तुदेनैव विधौ च संमुखे रथ्याकृति र्यै कृतिदायिनी भवेत् ।**
**अदुर्गपुर्याभतमोऽब्जवत्सजां शुद्धिं विनानिस्सरणं समाहृतम् (१४७)**

---

૧—ચક્રમાં નક્ષત્રો, પૂર્વદિશાથી સવ્ય માર્ગે મૂકવાં.

૨—જે દિશામાં વત્સનો નિવાસ હોય, તે દિશા જ્વાલાસંજ્ઞક જાણવી.

અર્થ—રાહુ ને ચંદ્ર, સન્મુખ હોય, અને શેરી કરી હોય તો અશુભ કરનારી જાણવી, કિલ્લા વિનાના નગરમાં પ્રવેશ કરવાનું સ્થાન બનાવવું હોય તો તેમાં નક્ષત્ર અને રાહુ, તથા ચંદ્રની શુદ્ધિ જોવાની જરૂર નથી. ( ૧૪૭ )

(પ્રતોલીચક્ર.)

| | | |
|---|---|---|
| ૨ | ૪ | ૨ |
| ૪ | ૩ | ૪ |
| ૨ | ૪ | ૨ |

( કિલ્લા શિવાયના નગરનો પ્રારંભ કરવાનું મુ૦. )

अशालनगरारंभे गदितः कालनिर्णयः ।
विशेषो यस्तमे वाहं ब्रवीमि सद्दषीरितम् ( १४८ )

અર્થ—કિલ્લા વિનાના નગરનો પ્રારંભ કરવો હોય, તો તે મુહુર્ત માટે કોઈક મહર્ષિએ જે વિશેષ બાબત કહેલી છે તે હું કહું છું. ( ૧૪૮ )

जित्मगो मृगघटाजभसंस्थे वासयेत् पुरमशीतलकेतौ ।
पौष षट्कवति वाऽश्विनमार्गेद्वित्यनूकभाशिलीमुखयोगे ( १४९ )

અર્થ—પૌષ માસથી ૬ માસ સુધીમાં, વૃષભ, મિથુન, મકર, કુંભ, ને મેષનો સૂર્ય હોય, ત્યારે અથવા આસો, ને માર્ગશીર્ષ, માસમાં તુલાને વૃશ્ચિકનો સૂર્ય હોય તો જે નગરને કિલ્લો કરવો નથી, તેવું નગર રચવાનો આરંભ કરવો. ( ૧૪૯ )

केयगेऽमरपुरोधसि मौढ्ये वक्रगे पतितमास्यधिके वा ।
हास्थिरचन भास्फुजितोऽस्ते क्षीणचंद्रमसि नो पुरकर्तुः ( १५० )

અર્થ—સિંહ રાશિનો ગુરૂ હોય, અથવા અસ્તનો કે વક્રનો હોય, અસ્તનો શુક્ર કે ક્ષીણુ ચન્દ્રમા હોય, તેમજ ક્ષય માસ કે અધિક માસ હોય તો નગરનો પ્રારંભ કરવો નહિ. ( ૧૫૦ )

**दुष्टयोगहरहृज्जनिरिक्ता मंदमंगलबुधाः स्युरभीष्टाः ।**
**उग्रमिश्रकभ दारुणतारा नैव संवसथसाधनकाले ॥ १५१ ॥**

**અર્થ**—ગામ બનાવવાના પ્રારંભમાં વિષ્ટિ, રિક્તાતિથિ, મંગલ, બુધ, ને શનિ એ વાર, અને સ્વાતી, ઉગ્ર, મિશ્ર, ને ક્રૂરસંજ્ઞક નક્ષત્રો, એવા દુષ્ટ યોગો, ગામ બનાવવાના મુહુર્તમાં અશુભ છે. ( ૧૫૧ )

**राम वेद युगपावकागमा भोऽधिराम यमभैस्तु तारकैः ।**
**ग्राम वत्स इनभा च्छमुद्वसं स्थैर्यमादरकभीळयाः क्रमात् ॥ १५२ ॥**

**અર્થ**—વત્સ જોવામાં સૂર્યના નક્ષત્રથી ૩–નક્ષત્રોમાં સુખ, ૪–નક્ષત્રોમાં માણુસોથી શૂન્ય, ૪–માં સ્થિરતા, ૩–માં લક્ષ્મી, ૪–માં ભય, ૪–માં ધન, ૩–માં ભય, અને ત્યાર પછીના ૨–નક્ષત્રોમાં મૃત્યુ થાય છે. ( ૧૫૨ )

**वत्सशुद्धिवतिभे विपश्चितः प्रोक्तपूर्वलयभादि संपादि ।**
**न व्यपूरचन माहुरैंदवं पाकपस्य च वलं समीक्ष्य भे ॥ १५३ ॥**

**અર્થ**—વત્સની શુદ્ધિયુક્ત નક્ષત્રથી, નગરના ચક્રમાં મુકેલા નક્ષત્રની શુદ્ધિથી, અને નગરની રાશિથી દશાપતિનું બલ જોઇને ચંદ્રબલ હોય ત્યારે વિદ્વાનો નવીન નગર બનાવવાનો પ્રારંભ કરે છે. ( ૧૫૩ )

**विधीयते चेद्विशिखा तदा स्या चद्व त्समीक्ष्याखिलशुद्धिरस्मिन् ।**
**यदा पुरे निःसरणप्रपंचो विनैव तच्छुद्धिमयं विधेयः ॥ १५४ ॥**

**અર્થ**—વિદ્વાનો ઉપર મુજબ નગર બનાવવાની શુદ્ધિની માફક શેરી બનાવવામાં પણ શુદ્ધિ જુવે છે, પરંતુ નગરનો દરવાજો અને ઘરનું દ્વાર વિગેરે બનાવવામાં તે શુદ્ધિ જોવાની જરૂર રહેતી નથી. ( ૧૫૪ )

**विशेदधिष्ठान मथायने नवं सौम्येऽवकीर्णांशुविसार वासरे ।**
**सहो नभो हेस्यालिसिंहसंगमे दीपोत्सवधूदरमासि वा क्वचित् १५५**

**અર્થ**—મીન રાશિરહિત ઉત્તરાયણના સૂર્યમાં, અથવા માર્ગશીર્ષ, ને શ્રાવણુ એ માસોમાં, સિંહ ને વૃશ્ચિકનો સૂર્ય હોય ત્યારે, નવા નગરમાં પ્રવેશ પ્રવેશ કરવો શુભ છે, કવચિત કાર્તિક માસમાં પણ પ્રવેશ કરી શકાય છે. (૧૫૫)

**प्राचेतसश्वासनतिष्य वासवस्थिरश्रवोदोमृदुभि र्नवं विशेत् ।**
**शालं पुरं चाशुभयोगवर्जिते रनार वारेषु सदैंदवधुषु ॥ १५६ ॥**

અર્થ—મંગલ શિવાયના વારો, પુષ્ય, હસ્ત, સ્વાતી, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, સ્થિર અને મૃદુસંજ્ઞક નક્ષત્રો, અને શુભ યોગ હોય ત્યારે નવીન કિલ્લો, નગર, કે ઘરમાં પ્રવેશ કરવો શુભ છે. ( ૧૫૬ )

**स्थिरोदयेऽभूषितकेंद्रधीशुभे सपत्नवीर्याय खले भवे त्रयः ।**
**पुरप्रवेशोऽधिकले विधौ हितो बले दशाजन्मपराजमंत्रिणाम् ॥१५७॥**

અર્થ—સ્થિર લગ્ન હોય, પાપગ્રહ રહિત કેંદ્ર, અને ત્રિકોણ સ્થાન હોય, ૩-૬-૧૧ સ્થાનમાં પાપગ્રહ હોય; ચંદ્ર અધિક બલવાન કે અધિક કલાનો હોય, અને નગરના સ્વામીનો દશાપતિ, જન્મપતિ, ને ચન્દ્ર, ગુરૂનું બલ હોય ત્યારે પ્રવેશ કરવો શુભ છે. ( ૧૫૭ )

**दद्याद्धयं दैवविदे पुरोधसे वसुंधरामर्थचयं द्विजव्रजे ।**
**संतोषयेच्चैलधनेश्च मागधान् दीनाति हान्नैरुपवेशितो नृपः ॥१५८॥**

અર્થ—રાજાએ નગરમાં પ્રવેશ કરીને જોષીને એક ઘોડો આપવો, પોતાના પુરોહિતને જમીન આપવી, બાકીના બ્રાહ્મણોને દ્રવ્ય આપવું, ભાટ, ગવૈયાઓને વસ્ત્ર વિગેરે આપવાં, અને ગરીબોને અન્ન આપીને સંતોષ કરવા. ( ૧૫૮ )

**सच्छ्रीभूषितगुर्जरान्तरगते खेडाख्यभागेलसन्-**
**नानासत्कुलदीपिते कपडवञ्जाख्ये पुरे वासिना ।**
**श्रीसोमेश्वरसाक्षरेण रचितां मार्तण्डबोधोज्वलां**
**सट्टीका मगमन्मुदा प्रकरणं गेहार्थकं सप्तमम् ॥**

અર્થ—સત્પુરૂષો—અને લક્ષ્મીથી આભૂષિત એવા—ગુજરાત—દેશના અંતર્ગત, ખેડા જીલ્લામાં આવેલા—નાના પ્રકારના—સારા કુલોથી પ્રકાશિત એવા—કપડવંજ નામના શહેરમાં રહેનાર—સાક્ષરશ્રી " સોમેશ્વર " જોષીએ રચેલી " મુહૂર્તમાતણ્ડ " નો બોધ થવામાં—ઉપયોગી—એવી આ ટીકામાં ઘરની દરેક બાબતોને જણાવનારૂં " વાસ્તુ " નામનું પ્રકરણ સંપૂર્ણ થયું.

**॥ इति वास्तुप्रकरणम् ॥**



# ॥ अथ यात्राप्रकरणम् ॥

वारे चोपचयावहस्य सुदशास्विष्टं प्रयाणं जगुः
कर्णान्त्यादितिभद्विकेषु मृगमैत्रार्केषु नो जन्मभे ।
सार्पार्द्राग्नियमाजपादपितृषु त्वाष्ट्रत्रये चाशुभं
रिक्तापर्वगुहाष्टमीहरिसितास्येषु ज्ञशुक्रोन्मुखम् ॥ १ ॥

अन्वय—उपचयावहस्य वारे सुदशासु प्रयाणम् इष्टम् जगुः कर्णान्त्या दितिभद्विकेषु मृगमैत्रार्केषु जन्मभे नो सार्पार्द्राग्नियमाजपादपितृषु त्वाष्ट्रत्रये रिक्तापर्वगुहाष्टमीहरिसितास्येषु ज्ञशुक्रोन्मुखम् अशुभम् ( जगुः ) ॥ १ ॥

अन्वयार्थ—उपचयावहस्य ગોચરથી ગણતાં ઉપચય સ્થાનમાં રહેલ ગ્રહોના, वारे વારમાં, सुदशासु સારી દશાઓમાં, प्रयाणम् યાત્રા, इष्टम् ઇષ્ટ जगुः કહે છે, कर्ण શ્રવણ, अन्त्य રેવતી, अदितिभद्विकेषु પુનર્વસુ, પુષ્ય, मृग મૃગશીર્ષ, मैत्र અનુરાધા, अर्केषु હસ્ત, એ નક્ષત્રોમાં, जन्मभे જન્મના નક્ષત્રમાં, नो શુભ કહેતા નથી, सार्प આશ્લેષા, आर्द्रा આર્દ્રા, अग्नि કૃત્તિકા, यम ભરણી, अजपाद પૂ-ભા, पितृषु મઘા, त्वाष्ट्रत्रये ચિત્રા, સ્વાતી, વિશાખા, એ નક્ષત્રોમાં, रिक्ता ૪-૯-૧૪ पर्व ૧૫-૩૦ गुह ૬, अष्टमी ૮, हरि ૧૨ सीतास्येषु સુદી ૧ એ તિથિઓમાં, ज्ञशुक्रोन्मुखम् બુધ અને શુક્રના સન્મુખ પ્રયાણ, अशुभम् અશુભ, ( जगुः ) કહે છે. ॥ ૧ ॥

૧—પરદેશગમન, અથવા મુસાફરીને યાત્રા કહે છે, તેમજ દર્શનાર્થે તીર્થના સ્થલોમાં જવું તેને પણ યાત્રા કહે છે.



ભાવાર્થ—જે ગોચર ગ્રહો જન્મરાશિથી ૩,૬,૧૦, ને ૧૧; એટલે ઉપચય સ્થાનમાં હોય, તે ગોચર ગ્રહોના વાર હોય, અને પોતાને શુભ ફલ આપનારા ગ્રહની મહાદશા અન્તર્દશાદિક ચાલતી હોય, અને અશ્વિની, મૃગશીર્ષ, પુનર્વસુ; પુષ્ય, હસ્ત, અનુરાધા, શ્રવણ, ને રેવતી, એ નક્ષત્રો હોય, ત્યારે યાત્રાએ જવું સારૂં છે, પણ જન્મના નક્ષત્રમાં યાત્રા કરવી નહિં, અને ભરણી, કૃત્તિકા, આર્દ્રા આશ્લેષા, મઘા, ચિત્રા, સ્વાતી, વિશાખા, પૂ–ભા, એ નક્ષત્રોમાં યાત્રા કરવી અશુભ છે. શુભ અને અશુભ શિવાયના નક્ષત્રોમાં યાત્રા મધ્યમ જાણવી. ૪,૬,૮,૯,૧૨,૧૪,૩૦, ને સુદી ૧, એ તિથિઓમાં અને બુધ, શુક્ર, સન્મુખ આવતો હોય તો યાત્રાએ જવું નહિં.

( ગોચરગ્રહનું ઉદાહરણ. )

પોતાની રાશિથી હરકોઈ વખતે ચાલતા ગ્રહો, સારા કે માઠા હોય તેને ગોચરગ્રહ કહે છે. જેમ કે પોતાનું નામ માણેકલાલ હોવાથી સિંહરાશિ છે, અને શાકે ૧૯૩૯ ના વૈશાખ શુદી ૧૫ ને સોમવારે માણેકલાલ નામના માણસને દરેક ગ્રહો પોતાની રાશિથી કેટલામા થાય છે, અને તે સારા છે કે માઠા છે, તે જાણવા માટે માણેકલાલની સિંહરાશિથી ગણતાં પંચાંગમાં પુનમની કુંડલીમાં સૂર્યાદિ ગ્રહો અનુક્રમે ૧,૭,૧,૨,૧,૧,૪,૯,૩, રાશિ ઉપર છે, તે તે રાશિ સુધી સિંહરાશિથી ગણતાં અનુક્રમે ૯,૩,૯,૧૦,૯,૯,૧૨,૫,૧૧, આ પ્રમાણે સૂર્યથી કેતુસૂધીના ગ્રહો સિંહરાશિવાળા માણસને તે દિવસે છે, તેને ગોચરગ્રહ કહે છે.

યાત્રાએ જનાર માણસની રાશિથી ગોચરગ્રહો ગણતાં સૂર્યથી શનિ સુધીનો કોઈ પણ ગ્રહ ૩,૬,૧૦, ને ૧૧ મો આવ્યો હોય, તે ગ્રહનો જે વાર હોય, તે વારમાં યાત્રાએ જવાનું મુહુર્ત આપવું, જેમ કે રવિ ૩ જો, મંગલ ૧૦ મો, બુધ ૬ ઠો, અને શનિ ૧૧ મો, તો રવિ ત્રીજો હોવાથી રવિવારે યાત્રાએ જવું, અથવા મંગલ, બુધ, કે શનિ એ પણ જવું સારૂં છે.

( પ્રયાણનો પ્રકાર. )

**ज्यो०वि०—अथ प्रयाणं त्रिविधं बृहत्समांमितं भवेदेतदपि त्रिभेदकृत् कालिक्रियं तीर्थफलं च पण्यवत् किलेति तत्काळनयं ब्रवीम्यहम् (१)**

અર્થ—પ્રયાણના પ્રૌઢ, મધ્યમ, અને લઘુ, એમ ત્રણ ભેદો છે, તે પ્રત્યેકમાં પણ યુદ્ધ, તીર્થ, અને વેપાર એમ ત્રણ પ્રકારે પ્રયાણ થાય છે,[1] તે સર્વેના સમયને હું કહું છું. (૧)

( પ્રૌઢાદિ ભેદોનું લક્ષણ. )

**यानं मितं द्वादशयोजनैः समं तदुर्ध्वगै स्तत्वमयोजनै र्बृहत् ।**
**ततस्तु खंडावधि दूरयानवज्जलप्रयाणं मृधयानमाहृतम् ( २ )**

અર્થ—બાર યોજન સુધીના પ્રયાણને લઘુ, પચીસ યોજન સુધીને મધ્યમ, અને તે ઉપરાંત એક ખંડમાંથી બીજા ખંડમાં જવું, નદી કે સમુદ્રમાં જલ યાન કરવું, વિગેરે સો ગોઉ ઉપરાંતની મુસાફરીને પ્રૌઢયાત્રા કહે છે. ( ૨ )

( પ્રયાણ સમયનો વિધિ. )

**बृहस्पतिः—दैवज्ञं पूजयित्वा तु विदुषः पूज्यशक्तितः ।**
**प्रदक्षिणमिमान् कृत्वा तिष्ठन्ध्याये दुमापतिम् ( ३ )**

અર્થ—પ્રયાણ કરતી વખતે જ્યોતિષી બ્રાહ્મણની પૂજા કરવી, તેમજ બ્રાહ્મણોને યથાશક્તિ પૂજનપૂર્વક દક્ષિણા આપીને તેઓની પ્રદક્ષિણા કરી શંકરનું ધ્યાન કરવું. ( ૩ )

**ज्यो०म०—संतोष्य स्वांगनां विमान् जह्यात् प्रतिरथादिकम् ।**
**शुचिः शुक्लांबरोष्णीषो नत्वेष्टं सुमना व्रजेत् ( ४ )**

અર્થ—પોતાની સ્ત્રીને તેમજ બ્રાહ્મણોને સંતોષ કરીને રથ વિગેરેનો ત્યાગ કરવો, પછી સફેદ વસ્ત્ર, ને પાઘડી ધારણ કરી, પોતાના ઇષ્ટનું સ્મરણ કરી નિર્મલ અંતઃકરણથી પ્રયાણ કરવું. ( ૪ )

**भूपाल वल्लभे—ब्राह्मणानावमन्येत कोपयेन्न निजांगनाम् ।**
**यात्रां कृत्वा गृहं नैव सिद्धिकामो विशेद् गृहम् (५)**

---

૧—પ્રૌઢયાત્રામાં યુદ્ધ, તિર્થ અને વેપારના માટે જેમ ત્રણ પ્રકારે પ્રયાણ થાય છે, તેમજ મધ્યમ ને લઘુયાત્રામાં પણ તેજ ત્રણ પ્રકાર જાણવા.

અર્થ—યાત્રાએ જતી વખતે બ્રાહ્મણોનું અપમાન કરવું નહિં, તેમજ પોતાની સ્ત્રી સાથે કલેશ પણ કરવો નહિં, કારણ કે તેમ કરવાથી કાર્યસિદ્ધિ થતી નથી; તેમ પાછો પણ આવી શકતો નથી. ( ૫ )

( પ્રયાણના વાર. )

वसिष्ठः—सुरेज्यदैत्येज्यशशींदुजानां वाराश्च वर्गाः शुभदाः प्रयाणे।
आदित्यभूसूनुशनैश्चराणां वाराश्च वर्गा न शुभप्रदाः स्युः ( ६ )

અર્થ—પ્રયાણ કરવામાં સોમ, બુધ, ગુરૂ, ને શુક્ર, એ વારો શુભ છે, રવિ, મંગલ, ને શનિ, એ વારો અશુભ ફલ આપનારા છે.[1] ( ૬ )

( પ્રયાણનાં નક્ષત્રો. )

मु० म०—धनिष्ठा श्रवणो हस्तोऽनुराधा रेवतीद्वयम् ।
मृगः पुनर्वसुः पुष्यः श्रेष्ठा न्येतानि भानि च ( ७ )
मूलं पूर्वात्रयं ज्येष्ठा रोहिणी शततारकाः ।
उत्तराणां त्रयं याने मध्याऽन्येतानि भानि च ( ८ )
चित्रात्रयं मघाश्लेषा कृत्तिकार्द्रा भरण्यपि ।
वर्ज्या नेतानि धिष्ण्यानि यात्रायां जन्मभं तथा ( ९ )

અર્થ—અશ્વિની, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા, ને રેવતી, એ નક્ષત્રો પ્રયાણ કરવામાં શ્રેષ્ઠ છે, રોહિણી, જ્યેષ્ઠા, મુલ, શતભિષા, ત્રણપુર્વા, ને ત્રણ ઉત્તરા, એ નક્ષત્રો મધ્યમ છે, ભરણી, કૃત્તિકા, આર્દ્રા, આશ્લેષા, મઘા, ચિત્રા, સ્વાતી, વિશાખા, અને જન્મનક્ષત્ર નેષ્ટ છે.(૭-૮-૯)

प्राक् चंद्रासितशक्रभं वसुपरार्द्धात्पंचभे ज्यानपाक्
पश्चा त्कार्कसितानुदक्कुजबुधार्यम्णस्त्यजेच्छूलकान् ।
त्रिंशाष्टौ नवभूमयोग्नि गिरिशा विश्वेषवोऽर्काङ्कयः
षट्शक्रास्तिथिपर्वतादशहस्रोप्येतांस्तिथीनीशतः ॥ २ ॥

---

[1]—પરંતુ જો પ્રથમ કહેલા ગોચર પ્રમાણે ઉપચયમાં આવેલા સૂર્ય, મંગલ કે શનિ હોય તો તે શુભ જાણવા, જોગોચરમાં કોઈ ઉપચયમાં ન હોય તો આ શ્લોકમાં કહેલા વારોજ પ્રયાણમાં લેવા.

अन्वय—चन्द्रासितशक्रभम् प्राक् त्यजेत् वसुपरार्द्धात् पंचभेज्यान् अपाक् ( त्यजेत् ) कार्कसितान् पश्चात् ( त्यजेत् ) कुजबुधार्यम्णः शूलकान् उदक् ( त्यजेत् ) त्रिंशाष्टौ नवभूमयः अग्निगिरिशाः विश्वेषवः अर्काब्धयः षट्शक्राः तिथिपर्वताः अपि दश द्वशः एतान् तिथीन् ईशतः ( क्रमात् ) त्यजेत् ॥ २ ॥

अन्वयार्थ—प्राक् પૂર્વ દિશામાં, चन्द्रासितशक्रभम् ચંદ્ર, શનિ, અને જ્યેષ્ટા નક્ષત્રને, अपाक् દક્ષિણમાં, वसुपरार्द्धात् ધનિષ્ઠાના પાછલા અર્ધ ભાગથી, पंच भेज्यान् પાંચ નક્ષત્રો અને ગુરૂવારને, पश्चात् પશ્ચિમમાં कार्कसितान् રોહિણી, રવિ અને શુક્રને, उदक् ઉત્તરમાં, कुजबुधार्यम्णः મંગલ, બુધ, ઉત્તરાફાલ્ગુનીને, शूलकान् આ શૂલોને, त्यजेत् ત્યાગ કરવું. ईशतः ઇશાનથી, त्रिंशाष्टौ ૩૦–૮ नव भूमयः ૯–૧ अग्निगिरिशाः ૩–૧૧ विश्वेषवाः ૧૩–૧૫ अर्काब्धयः ૧૨–૪ षट्शक्राः ૬–૧૪ तिथिपर्वताः ૧૫–૭ दशद्वशः ૧૦–૨ एतान् એ तिथीन् તિથિઓને, ईशतः ઇશાનથી, ( क्रमात् ) અનુક્રમે, त्यजेत् ત્યાગ કરવી. ॥ ૨ ॥

( શૂલ બાબત. )

૨ ભાવાર્થ—સોમ, શનિ, અને જ્યેષ્ઠા નક્ષત્રમાં પૂર્વ દિશામાં, ધનિષ્ઠાના છેલ્લા ભાગથી રેવતી સુધીના પાંચ નક્ષત્રો ને ગુરુવારે દક્ષિણમાં, રોહિણી નક્ષત્ર રવિ ને શુક્રવારે પશ્ચિમમાં, ઉ–ફા નક્ષત્ર મંગલ ને બુધવારે ઉત્તરમાં, દિશાશૂલ આવે છે, દિશાશૂલવાળી દિશામાં યાત્રાએ જવું નહિં.

( યોગીની બાબત. )

૧–૯ પૂર્વમાં, ૩–૧૧ અગ્નિખુણામાં, ૫–૧૩ દક્ષિણમાં, ૪–૧૨ નૈરૂત્યમાં, ૬–૧૪ પશ્ચિમમાં, ૭–૧૫ વાયવ્યમાં, ૨–૧૦ ઉત્તરમાં, ૮–૩૦ ઇશાનમાં, એ પ્રમાણે તે તે તિથીઓમાં અનુક્રમે પૂર્વાદિ દિશામાં યોગિની રહે છે, જે દિશામાં યોગિની હોય તે દિશામાં યાત્રાએ જવું નહિં.

| દિશાઓ. | પૂર્વ. | અગ્નિ. | દક્ષિણ. | નૈરૂત્ય | પશ્ચિમ. | વાયવ્ય. | ઉત્તર. | ઇશાન. |
|---|---|---|---|---|---|---|---|---|
| તિથીઓ. | ૧<br>૯ | ૩<br>૧૧ | ૫<br>૧૩ | ૪<br>૧૨ | ૬<br>૧૪ | ૭<br>૧૫ | ૨<br>૧૦ | ૮<br>૩૦ |

मु० प्र०-शूलसंज्ञानि धिष्ण्यानि शूलसंज्ञाश्च वासराः ।
यायिनां मृत्युदाः शीघ्र मथवा चार्थहानिदाः ॥ १० ॥

અર્થ—નક્ષત્રશૂલ, અને વારશૂલમાં પ્રયાણ કરનારાઓનું જલદી મૃત્યુ થાય છે, અથવા પૈસાનો નાશ થાય છે. (૧૦)

रिपो र्जयार्थिनां याने योगिनी दक्षिणे शुभा ।
व्यवहारार्थिनां याने वामे शस्ता समीरिता ॥ ११ ॥

અર્થ—શત્રુ જીતવાની ઇચ્છાથી પ્રયાણ કરનારને જમણી બાજુ યોગિની હોય તો પણ શુભ છે, અને વ્યવહારિક કામને માટે જનારાઓને ડાબી બાજુ યોગિની શુભ છે. (૧૧)

( યાત્રાની સંક્રાંતિઓ. )

मु.चिं--धनुर्मेषसिंहेषु यात्रा प्रशस्ता शनिज्ञोशनो राशिगे चैव मध्या।
रवौकर्कमीनालिसंस्थेऽतिदीर्घा जनुः पंचसप्तत्रितारश्चनेष्टाः१२

અર્થ—મેષ, સિંહ, ધન, રાશિમાં સૂર્ય હોય ત્યારે યાત્રા કરવી શુભ છે, બુધ, શુક્ર, અને શનિની રાશિમાં સૂર્ય હોય ત્યારે મધ્યમ છે. અને કર્ક, વૃશ્ચિક, મીન રાશિ ઉપર સૂર્ય હોય તો લાંબા કાલ સુધી મુસાફરી થાય છે જન્મની તારાથી ૩–૫–૭ મી [1]તારાઓ નેષ્ટ છે. ( ૧૨ )

ऐंद्याद्यग्निभ सप्तसप्तभगणो वाय्वग्निकाष्ठास्थितो
नोल्लंध्यः परिघस्त्वपाक् वरुणभैः प्राच्यै रुदक्‌ नो व्रजेत् ।
सर्वाशा सुरवीज्यमित्रतुरगै र्यायादथावश्यके
हित्वा शूलमनिष्टभै र्यदिनिजाशेष्टांगलब्धिर्व्रजेत् ॥ ३ ॥

अन्वय-ऐन्द्यादि अग्निभसप्तसप्तभगणः वाय्वग्निकाष्ठास्थितः परिघः न उल्लंध्यः वरुणभैः अपाक् प्राच्यैः उदक्‌ नो व्रजेत् रवी-

१—તારા બાબત વિ૦ પ્ર૦ શ્લોક બીજામાં છે, એજ રીતે ગણવી પણ તેમાં પુરૂષના નક્ષત્રથી સ્ત્રીના નક્ષત્ર સુધી કે સ્ત્રીના નક્ષત્રથી પુરૂષના નક્ષત્ર સુધી ગણી નવે ભાગતાં તારાઓ આવે છે. તે મન કરતાં યાત્રાએ જનારના જન્મ-નક્ષત્રથી જવાના દિવસના નક્ષત્ર સુધી ગણવું તે સંખ્યાને નવે ભાગતાં શેષ વધે તેટલામી તારા જાણવી.

ज्यमित्रतुरगैः सर्वाशासु यायात् अथ आवश्यके शूलम् हित्वा यदि निजाशेष्टांगलब्धिः अनिष्टभैः व्रजेत् ॥ ३ ॥

**अन्वयार्थ—ऐन्द्यादि** પૂર્વદિશાથી આરંભી, **अग्निभसप्तसप्तभगणः** કૃત્તિકાદિ સાત સાત નક્ષત્રોનો ગણુ મૂકવો, **वायव्याग्निकाग्राग्रस्थितः** વાવ્ય તથા અગ્નિખુણામાં રહેલો, **परिघः** પરિઘ, **न उल्लंघ्यः** ઓળંગવો નહિ, **वरुणभैः** પશ્ચિમના નક્ષત્રો વડે, **अपाक्** દક્ષિણમાં, **प्राच्यैः** પુર્વનાં નક્ષત્રો વડે, **उदक्** ઉત્તરમાં, **नो व्रजेत्** જવું નહિ, **रवि** હસ્ત, **इज्य** પુષ્ય, **मित्र** અનુરાધા, **तुरगैः** અશ્વિની નક્ષત્રો વડે, **सर्वाशासु** બધી દિશાઓમાં, **यायात्** જવું, **अथ** ત્યાર પછી, **आवश्यके** જરૂર હોય તો, **शूलम्** શૂલને, **हित्वा** છોડીને, **यदि** જો, **निजाशेष्टांगलब्धिः** પોતાની દિશામાં ઇષ્ટ લગ્નની પ્રાપ્તિ હોય તો **अनिष्टभैः** અનિષ્ટ નક્ષત્રોથી, **व्रजेत्** જવું. ॥ ૩ ॥

॥ પરિઘદંડ બાબત. ॥

**૧૭ ભાવાર્થ**—કૃત્તિકા નક્ષત્રથી સાત સાત નક્ષત્રો અનુક્રમે પૂર્વાદિ ચારે દિશાઓમાં સપ્તશલાકાની માફક મૂકવાં, તેના વચમાં વાવ્ય ખુણાથી અગ્નિખુણા સૂધી એક લીટી દોરવી, તે લીટીનું નામ પરિઘદંડ છે. યાત્રા કરતાં એ પરિઘદંડનું ઉલ્લંઘન કરવું નહિં, પશ્ચિમ દિશાના નક્ષત્રમાં દક્ષિણ દિશાની અને પૂર્વ દિશાના નક્ષત્રમાં ઉત્તર દિશાની યાત્રા કરવી નહિં, પરંતુ અશ્વિની, પુષ્ય, હસ્ત, અનુરાધા, એ નક્ષત્રોમાં પરિઘદંડનું ઉલ્લંઘન થતું હોય, તેવી દિશામાં અને ગ્રન્થકારે ના કહેલી દિશામાં એમ હરકોઇ દિશામાં જવાને હરકત નથી, તેમજ નક્ષત્ર અશુભ હોય પણ ધારેલી દિશામાં લગ્ન બલવાન હોય ત્યારે અવશ્ય હોય ત્યારે યાત્રાએ જવું, પરંતુ આજ પ્રકરણના શ્લોક બીજામાં કહેલું દિશાશૂલ હોય તો બીલકુલ યાત્રાએ જવું નહિં.[1]

પરિઘદંડનું ઉલ્લંઘન કરવું નહિં, એટલે પુર્વદિશાના નક્ષત્રથી અગ્નિખુણા તરફ થઈ દક્ષિણદિશા તરફ જવાય છે, પરંતુ અગ્નિખુ-

૧—યાત્રાએ જવાના નક્ષત્રથી જે દિશામાં જવું છે, તે દિશામાં જવાને ગ્રન્થકારે ના કહ્યું હોય, પરિઘદંડનું ઉલંઘન થતુ હોય, એવાં કારણો હોવા છતાં જવાની આવશ્યકતા હોય તો લગ્નશુદ્ધિ બલવાન હોય તો યાત્રાએ જવું.

ણામા પરિઘદંડની રેખાઓ આવેલી હોવાથી, દક્ષિણદિશા તરફ જવાય નહિં, જેથી પૂર્વના નક્ષત્રોથી દક્ષિણદિશા અને પશ્ચિમદિશામાં જવાય નહિં, કેમ જે એ બે તરફથી એ બે દિશામાં જતાં, અગ્નિખુણામાં આવેલા પરિઘદંડનું ઉલ્લંઘન કરવું પડે છે, માટે તે બે દિશામાં પૂર્વના નક્ષત્રોથી યાત્રા કરવી નહિં, પૂર્વના નક્ષત્રોથી પરિઘદંડ નડતો નહિં હોવાથી ઉત્તરમાં યાત્રા કરી શકાય છે, તેવીજ રીતે દક્ષિણ દિશાના નક્ષત્રોથી પશ્ચિમમાં જતાં પરિઘદંડનું ઉલ્લંઘન કરવું પડતું નથી. માટે દક્ષિણના નક્ષત્રોથી પશ્ચિમમાં જવાય, પરંતુ તે પછી ઉત્તરમાં જતાં પરિઘદંડનું ઉલ્લંઘન કરવું પડે છે; તેથી ઉત્તરમાં અને દક્ષિણથી પૂર્વમાં જતાં અગ્નિખુણામાં પરિઘદંડનું ઉલ્લંઘન કરવું પડે છે, માટે દક્ષિણના નક્ષત્રોથી પૂર્વમાં પણ જવાય નહિં.

તેવીજ રીતે પશ્ચિમના નક્ષત્રોથી દક્ષિણદિશામાં જતાં, પરિઘદંડનું ઉલ્લંઘન કરવું પડતું નથી, તેથી પશ્ચિમના નક્ષત્રોથી દક્ષિણની મુસાફરી કરવી. પરંતુ વાયવ્ય ખુણામાં પરિઘદંડ હોવાથી ઉત્તરમાં અને પૂર્વમાં પશ્ચિમના નક્ષત્ર વખતે જવું નહિં, કેમ જે તેમાં પરિઘદંડનું ઉલ્લંઘન આવે છે, તેવીજ રીતે ઉત્તરના નક્ષત્રોથી પૂર્વમાં જઈ શકાય કેમ જે પરિઘદંડનું ઉલ્લંઘન આવે છે, તેવીજ રીતે ઉત્તરના નક્ષત્રોથી પૂર્વમાં જઇ શકાય કેમ જે પરિઘદંડનું ઉલ્લંઘન નથી. પરંતુ પશ્ચિમમાં કે દક્ષિણમાં જતાં પરિઘદંડનું ઉલ્લંઘન કરવું પડે છે, માટે ઉત્તરના નક્ષત્રોથી પશ્ચિમ અને દક્ષિણમાં જવું નહિં, જેથી નીચે મુજબની દિશાઓમાં જઈ શકાય છે. પૂર્વના નક્ષત્રોથી પૂર્વ અને ઉત્તરમા દક્ષિણના નક્ષત્રોથી દક્ષિણ અને પશ્ચિમમાં પશ્ચિમના નક્ષત્રોથી પશ્ચિમ અને દક્ષિણમાં અને ઉત્તરના નક્ષત્રોથી ઉત્તર અને પુર્વમાં એ પ્રમાણે એક દિશાના નક્ષત્રોથી બે બે દિશાઓમાં જઈ શકાય છે, એમ પરિઘદંડથી સમજાય છે. હવે તેમાં વિશેષ હકીકત કહે છે કે પશ્ચિમદિશાના નક્ષત્રોમાં દક્ષિણદિશામાં જતાં પરિઘદંડનું ઉલ્લંઘન નથી તેથી તે દિશામાં જવાય છતાં ફરીથી ના કહે છે કે પશ્ચિમ દિશાના નક્ષત્રોથી દક્ષિણ દિશામાં જવું નહિં,

જેથી પરિઘદંડનું ઉલ્લંઘન નહિ હોવા છતાં પણ પશ્ચિમના નક્ષત્રોથી દક્ષિણ દિશામાં ન જવાય એમ જાણવું. તેમજ પૂર્વદિશાના નક્ષત્રોમાં ઉત્તરદિશાની યાત્રામાં પરિઘદંડનું ઉલ્લંઘન નહિં હોવા છતાં પણ ગ્રન્થકારે ના કહી છે, જેથી પુર્વના નક્ષત્રોથી ઉત્તરદિશામાં જવું નહિં, માટે સ્પષ્ટ ખુલાસો એટલોજ કે પોતપોતાના નક્ષત્રોથી પોતપોતાનીજ દિશામાં જવાય છે.

मिश्राख्यैर्ध्रुवभैर्दिनादिमलवे तीक्ष्णैर्द्वितीयेंतिमे
क्षिप्रैर्नक्रमशो मृदूग्र चरभै रात्रित्रिभागे ष्वियात् ।
श्रुत्यर्केज्यमृगेष्वयं न नियमो वैश्वात्यपादश्रव-
स्तिथ्यंशस्त्वभिजिद्गमे सफलदो यामीं विनापि क्षणः ॥ ४ ॥

अन्वय–दिनादिमलवे मिश्राख्यैः ध्रुवभैः द्वितीये तीक्ष्णैः अन्तिमे क्षिप्रैः रात्रित्रिभागेषु क्रमशः मृदूग्रचरभैः न इयात् श्रुत्यर्केज्यमृगेषु अयं न नियमः वैश्वान्त्यपादः श्रवास्तिथ्यंशः अभिजित् ( उदितम् ) सः गमे यामीं विना फलदः ( च ) क्षणः अपि फलदः॥४॥

अन्वयार्थ—दिनादिमलवे દિવસના પહેલા ભાગમાં, मिश्राख्यैः મિશ્ર નક્ષત્રોથી, ध्रुवभैः ધ્રુવ નક્ષત્રોથી, द्वितीये બીજા ભાગમાં, तीक्ष्णैः તીક્ષ્ણ નક્ષત્રોથી, अन्तिमे છેલ્લા ભાગમાં क्षिप्रैः ક્ષિપ્ર નક્ષત્રોથી, रात्रित्रिभागेषु રાત્રિના ત્રણ ભાગમાં, क्रमशः અનુક્રમે, मृदूग्रचरभैः મૃદુ, ઉગ્ર, અને ચર નક્ષત્રોથી, न इयात् જવું નહિં, श्रुत्यर्केज्यमृगेषु શ્રવણ, હસ્ત, પુષ્ય, મૃગશીર નક્ષત્રોમાં, अयं આ, न नियमः નિયમ નથી, वैश्वान्त्यपादः ઉત્તરાષાડાનો છેલ્લો પાદ; श्रवास्तिथ्यंशः શ્રવણનો પંદરમો પહેલો ભાગ, अभिजित् અભિજીત (उदितम् કહેલું છે, ) सः તે, गमे પ્રયાણમાં, यामीं विना દક્ષિણ શિવાય, फलदः ફલ આપનાર છે. ( च અને ) क्षणः अपि હમ્મેશાં આવતો, ક્ષણપણ ( यामीं विना ) દક્ષિણ શિવાય ( फलदः ) ફલ આપનાર છે. ॥ ૪ ॥

ભાવાર્થ—દિવસકે રાતના ત્રણ ભાગ કરવા,[1] જો યાત્રામાં જ-

૧—દિવસ એટલે દિનમાન, રાત એટલે રાત્રિમાન, દિનમાનને ત્રણ ભાગવાથી દિવસનો તૃતિયાંશ અને રાત્રિમાનને ત્રણ ભાગવાથી રાત્રિનો તૃતિયાંશ આવે છે. કલ્પિત ઉદાહરણ–દિનમાન દરેક પંચાંગમાં લખેલો હોય છે, ધારો કે

વાનું મુહૂર્ત કૃત્તિકા, રોહિણી, ઉ–ફા, વિશાખા, ઉ–ષા, ઉ–ભા, એ નક્ષત્રોમાં હોય તો દિવસના પહેલા તૃતીયાંશમાં આર્દ્રા, અશ્લેષા, જ્યેષ્ઠા, ને મૂલ નક્ષત્રોમાં હોય તો દિવસના બીજા ભાગમાં, અશ્વિની, પુષ્ય, હસ્ત, અભિજીત, એ નક્ષત્રોમાં હોય તો દિવસના ત્રીજા ભાગમાં, મૃગશીર, ચિત્રા, અનુરાધા, રેવતી, એ નક્ષત્રોમાં હોય તો રાતના પહેલા ભાગમાં, ભરણી, મઘા, પૂ–ફા, પુ–ષા, પુ–ભા નક્ષત્રોમાં હોય તો બીજા ભાગમાં, પુનર્વસુ, સ્વાતી, શ્રવણ, ધનિષ્ઠા, ને શતભિષા, એ નક્ષત્રોમાં હોય તો ત્રીજા ભાગમાં, યાત્રાએ જવું નહિં, પરંતુ યાત્રા મુહૂર્તના નક્ષત્રોમાં મૃગશીર, પુષ્ય, ને હસ્ત, એ નક્ષત્રો હોય તો રાત્રિ કે દિવસના કોઇ પણ ભાગમાં યાત્રાએ જવા હરકત નથી.

( અભિજીત નક્ષત્ર બાબત. )[1]

ઉત્તરાષાડા નક્ષત્રનો છેલ્લો ચોથો ભાગ અને શ્રવણ નક્ષત્રનો પહેલો પંદરમો ભાગ એ બેના યોગથી આવેલાં ઘડી પલ જેટલું અભિજીત નક્ષત્ર જાણવું, અભિજીત નક્ષત્રમાં દક્ષિણદિશા શિવાય કોઈ પણ દિશામાં જવું સારૂં છે અને તેજ પ્રમાણે શ્લોકમાં દર રોજનું બપોર વખતે આવતું અભિજીત મુહૂર્ત શુભ જાણવું, એટલે અભિજીત નક્ષત્રમાં અને અભિજીત મુહૂર્તમાં દક્ષિણ વિનાની કોઈ પણ દિશામાં જવું સારૂં છે.

**ના–સં૦–अभिजित्क्षणयोगोय मभीष्टफलसिद्धिदः ।**
**पंचांगशुद्धिरहिते दिवसेऽपि फलप्रदः ( १३ )**

---

તે દિનમાન ૨૮ ઘડીનો છે. દિનમાનને ૬૦ ઘડીમાંથી બાદ કરવાથી રાત્રિમાન થાય છે, તો ૨૮ ને ૬૦ માંથી બાદ કરતાં ૩૨ રહ્યા, તે રાત્રિમાન જાણવું. ૨૮ ને ત્રણ ભાગતાં ૯ ઘડીને ૨૦ પલ થાય છે, તે દિવસનો પહેલો તૃતીયાંશ થયો, અને રાત્રિમાન ૩૨ ઘડીને ત્રણ ભાગતાં ૧૦ ઘડીને ૪૦ પલ રાત્રિનો પહેલો તૃતીયાંશ જાણવો, અને દિવસના તૃતીયાંશમાં ફરીથી ૯ ઘડીને ૨૦ પલ જોડવાથી ૧૮ ઘડીને ૪૦ પલ સુધી બે તૃતીયાંશ થયાં, પાછા ૯ ઘડીને ૨૦ પલ જોડવાથી બરાબર ૨૮ ઘડીને ૦ પલ સુધી ત્રણ તૃતીયાંશ થયાં, તેમજ રાત્રિમાનના તૃતીયાંશમાં પણ તેટલોજ તૃતીયાંશ જોડવાથી બરાબર ૩૨ ઘડીને ૦ પલ થઇ રહેશે.

૧—અભિજીતનું મુહૂર્ત ન૦ પ્ર૦ શ્લો. ૪ માં છે.

અર્થ—પ્રયાણ કરવાના દિવસે પંચાંગશુદ્ધિ ન હોય તો પણ અભિજીત મુહુર્ત ઇચ્છીત ફલની સિદ્ધિ કરનાર છે. ( ૧૩ )

मु–प्र०—सर्वेषां वर्णाना मभिजित् संज्ञको मुहूर्तः स्यात् ।
अष्टमो दिवसस्यार्द्धे त्वभिजित् संज्ञकः क्षणः ( १४ )

અર્થ—દિવસનો આઠમો ભાગ ( મધ્યાન્હ વખત ) તે અભિજીત કહેવાય છે, તે અભિજીત મુહૂર્ત, દરેક વર્ણને શુભ છે. ( ૧૪ )

( અશ્વિન્યાદિ નક્ષત્રોની યાત્રામાં નહિં લેવા યોગ ઘડીઓ. )

मु–चिं०–पूर्वाग्नि पित्र्यांतकतारकाणां भूपमकृत्युग्रतुरंगमाः स्युः ।
स्वातीविशाखेन्द्रभुजंगमानां नाड्यो निषिद्धा मनुसंमिताश्च ( १५ )
पूर्वार्धमाग्नेयमघानिलानां त्यजेद्धि चित्राहि यमोत्तरार्धम्
नृपः समस्तां गमने जयार्थी स्वातीं मघां चोशनसोमतेन ( १६ )

અર્થ—ત્રણ પૂર્વાની પહેલી ૧૬ ઘડી, કૃત્તિકાની, ૨૧ મઘાની ૧૧ ભરણીની, ૭ અને આશ્લેષા, સ્વાતી, વિશાખા, ને જ્યેષ્ઠા, એ નક્ષત્રોની પહેલી ૧૪ ઘડી યાત્રામાં લેવી નહિં, કૃત્તિકા, મઘા, ને સ્વાતીનો પૂર્વાર્ધ ભાગ અને ભરણી, આશ્લેષા, ને ચિત્રાનો ઉત્તરાર્ધ ભાગ લેવો નહિં, અને ભાર્ગવના મતથી જયની ઇચ્છાવાળા રાજાએ મઘાને સ્વાતી નક્ષત્રને સંપુર્ણ છોડી દેવું. (૧૫–૧૬)

( નક્ષત્રોના જીવપક્ષ આદિ નામો. )

तमोभुक्त तारास्मृताविश्वसंख्या शुभो जीवपक्षो मृतश्चापि भोग्याः ।
तदाक्रान्तभं कर्तरी संज्ञमुक्तं ततोऽक्षेन्दु संख्यं भवेद्ग्रस्त नाम (१७)

અર્થ—રાહુના ભોગવેલા ૧૩ નક્ષત્રોને જીવપક્ષ કહે છે, તેનું ફલ શુભ છે, રાહુના ભોગવાતા નક્ષત્ર પછીના નક્ષત્રથી ૧૩ નક્ષત્ર મૃતસંજ્ઞક છે, રાહુ જે નક્ષત્રમાં છે, તે કર્તરીસંજ્ઞક છે, અને રાહુના નક્ષત્રથી ૧૫ મું નક્ષત્ર ગ્રસ્તનામક છે(૧૭)

( જીવપક્ષ આદિ સંજ્ઞાઓનું ફલ. )

मार्तण्डे मृतपक्षगे हिमकरश्चेज्जीवपक्षे शुभा
यात्रास्याद्विपरीतगे क्षय करी द्वौ जीवपक्षे शुभा ।

ग्रस्तर्क्षं मृतपक्षतः शुभकरं ग्रस्ता त्तथा कर्तरी
यायींदुः स्थितिमान् रवे जयकरौ तौ द्वौ तयो र्जीवगौ (१८)

અર્થ—મૃતપક્ષમાં સૂર્ય હોય, ને જીવપક્ષમાં ચંદ્રમા હોય તો યાત્રાએ જવું શુભ છે, અને જીવપક્ષમાં સૂર્ય, અને મૃતપક્ષમાં ચંદ્ર હોય તો યાત્રાએ જનારનો નાશ કરે. સૂર્ય, ચંદ્ર બંને જીવપક્ષમાં હોય તો યાત્રા શુભ જાણવી, મૃતપક્ષ નક્ષત્રથી ગ્રસ્તનક્ષત્ર અને ગ્રસ્તનક્ષત્રથી કર્તરીનક્ષત્ર શુભ છે, ચંદ્રમા જીવપક્ષમાં હોય તો યાત્રાથી યુદ્ધ કરનાર (યાયી) રાજા જય પામે, અને સૂર્ય જીવપક્ષમાં હોય સ્થાયી રાજા (એટલે જેના ઉપર બીજો રાજા ચઢાઈ કરીને આવે તે) જય પામે. (૧૮)

(કુલ અકુલ અને કુલાકુલ સંજ્ઞાઓ ફલસહિત.)

स्यात्यंतकाहिवसुपौष्ण करानुराधा, दित्यध्रुवाणि विषमास्ति
थयोऽकुलाः स्युः
सूर्येन्दुमंदगुरवश्च कुलाकुलाज्ञो, मूलांबुपेश विधिभंदशषड
द्वितिथ्यः (१९)

पूर्वाश्वीज्यमघेंदुकर्णदहनद्वीशेन्द्राचित्रास्तथा
शुक्रारौ कुलसंज्ञकाश्चातिथयोऽर्काष्टेन्द्रवेदैर्मिताः ।
यायी स्यादकुले जयी च समरे स्थायी च तद्वत्कुले
संधिः स्यादुभयोः कुलाकुलगणे भूमीशयो र्युध्यतोः (२०)

અર્થ—૧,૩,૫,૭,૯,૧૧,૧૩, ને ૧૫ એ તિથિઓ, રવિ, સોમ, ગુરૂ, શનિ એ વાર, ભરણી, રોહિણી, પુનર્વસુ, આશ્લેષા, ઉ-ફા, હસ્ત, સ્વાતી, અનુરાધા, ઉ-ષા, ધનિષ્ઠા, ઉ-ભા, રેવતી, એ નક્ષત્રો અકુલસંજ્ઞક છે. ૨,૬,૧૦ એ તિથિઓ; બુધવાર, આર્દ્રા, મૂલ, અભિજીત, શતભિષા, એ નક્ષત્રો કુલાકુલસંજ્ઞક છે. ૪,૮,૧૨,૧૪ એ તિથિઓ મંગલ ને શુક્રવાર, અશ્વિની, કૃત્તિકા, મૃગશીર, પુષ્ય, મઘા, પૂ-ફા, ચિત્રા, વિશાખા, જ્યેષ્ઠા, પૂ-ષા, શ્રવણ, પૂ-ભા, એ નક્ષત્રો કુલસંજ્ઞક છે. અકુલસંજ્ઞક તિથ્યાદિકમાં યુદ્ધ પ્રારંભ થાય તો ચઢાઈ કરનાર રાજાનો જય થાય, કુલસંજ્ઞક તિથ્યાદિકમાં સ્થાયી રાજાનો જય થાય, અને કુલાકુલસંજ્ઞક તિથ્યાદિકમાં યુદ્ધ પ્રારંભ થાય તો પરસ્પર મેલાપ થાય છે. (૧૯-૨૦)

## ( પથિ માર્ગમાં ) રાહુચક્ર. )

**स्युर्धर्मे दस्रपुष्यो रगवसुजलपद्वीशमैत्राण्यथार्थे**
**याम्याजांघ्रीन्द्रकर्णादितिपितृपवनोडून्यथो भानि कामे ।**
**वन्हयार्द्रा बुध्न्यचित्रानिर्ऋतिविधिभगाख्यानि मोक्षेऽथरोहि-**
**ण्याप्येंद्वं त्यर्क्षविश्वार्यमभादिनकरर्क्षाणि पथ्यादि राहौ (२१)**

**અર્થ**—અશ્વિની, પુષ્ય, આશ્લેષા, વિશાખા, અનુરાધા, ધનિષ્ઠા, શતભિષા, એ નક્ષત્રો ધર્મસંજ્ઞક છે, ભરણી, પુનર્વસુ, મઘા, સ્વાતી, જ્યેષ્ઠા, શ્રવણ, પૂભા, આ નક્ષત્રો અર્થસંજ્ઞક છે. કૃત્તિકા, આર્દ્રા, પુ-ફા, ચિત્રા, મૂલ, અભિજીત, ઉ-ભા, આ નક્ષત્રો કામસંજ્ઞક છે, રોહિણી, મૃગશીર, ઉ-ફા, હસ્ત, પુ-ષા, ઉ-ષા, રેવતી, આ નક્ષત્રો મોક્ષસંજ્ઞક છે. ( ૨૧ )

**राजविषये—ऊर्ध्वगाः पंच रेखाः स्युस्तिर्यग्रेखा स्तथा नव ।**
**द्वात्रिंश त्कोष्टकैश्चक्रं पथि राहुः प्रकीर्तितः ( २२ )**
**धर्मार्थकाममोक्षाः स्युरूर्ध्वकोष्ट चतुष्टये ।**
**विन्यसेत् सर्प चलनादश्विन्यादीनि भान्यथ ( २३ )**

**અર્થ**—ઉભી પાંચ રેખાઓ, અને આડી નવ રેખાઓ દોરવી, જેથી ૩૨ કોઠાનું પથિ રાહુચક્ર થાય છે, તેમાં અશ્વિની નક્ષત્રથી ચાર ચાર નક્ષત્રો અભિજીતસહિત ઉલટ સુલટ મુકવાથી ચક્ર પુરૂ થાય છે. તે ચક્રમાં ધર્મ, અર્થ, કામ, મોક્ષ, એ પ્રમાણે મથાળે ચાર ખાનામાં માર્ગ મુકેલા છે, ( પછી તેમાં નક્ષત્રો મુકેલાં છે, તે કોષ્ટક જોવાથી સમજાશે. ( ૨૨-૨૩ )

**पथि राहुचक्रम्,**

| धर्म, | अर्थ, | काम, | मोक्ष, |
|---|---|---|---|
| अ. | भ. | कृ. | रो. |
| पु. | पु. | आ. | मृ. |
| आ. | म. | पु. फा. | उ. फा. |
| वि. | स्वा. | चि. | ह. |
| अ. | ज्ये. | मू. | पू. षा. |
| ध. | श्र. | अ. | उ. षा. |
| श. | पू. भा. | उ. भा. | रे. |

**मु० म०-**

**द्यूते युद्धे विवादे च यात्रायां**
**संमुखस्थितम् ।**
**राहुं विवर्जये द्यत्नाद्यदीच्छेत्**
**कर्मणः फलम् ( २४ )**

**અર્થ**—જુગાર, યુદ્ધ, વાદવિવાદ, અને યાત્રા, એટલે ઠેકાણે ફલની ઈચ્છા રાખનારાએ સન્મુખ રહેલા રાહુનો ત્યાગ કરવો. ( ૨૪ )

( ધર્મ, અર્થ, કામ, અને મોક્ષસંજ્ઞક નક્ષત્રોનું ફલ. )

धर्मगे भास्करे वित्तमोक्षे शशी वित्तगे धर्ममोक्षस्थितिः शस्यते ।
कामगे धर्ममोक्षार्थगः शोभनो मोक्षगे केवलं धर्मगः प्रोच्यते (२५)

**અર્થ**—ધર્મસંજ્ઞક નક્ષત્રોમાં સૂર્ય હોય, અને અર્થ, મોક્ષસંજ્ઞક નક્ષત્રોમાં, ચંદ્રમા હોય, અર્થનો સૂર્ય ને ધર્મમોક્ષનો ચંદ્ર હોય તો યાત્રાએ જવું શુભ જાણવું, અને કામસંજ્ઞક નક્ષત્રમાં સૂર્ય હોય, ને ધર્મ, અર્થ, મોક્ષસંજ્ઞક નક્ષત્રમાં ચંદ્ર હોય, તો પણ યાત્રા સારી જાણવી, પરંતુ એથી વિપરીત હોય તો અશુભ જાણવી, અને મોક્ષમાં સૂર્ય હોય ધર્મસંજ્ઞક નક્ષત્રોમાં ચંદ્ર હોય તો પણ યાત્રાએ જવું શુભ છે. ( ૨૫ )

( તિથિચક્રનો ફલસહિત પ્રકાર. )

पौषे पक्षत्यादिका द्वादशैवं तिथ्यो माघादौ द्वितीयादिकास्ताः ।
कामात्तिस्रः स्युस्तृतीयादिवच्च याने प्राच्यादौ फलं तत्र वक्ष्ये (२६)
सौख्यं क्लेशो भीति रर्थागमश्च शून्यं नैः स्वं निःस्वता मित्रता च ।
द्रव्यं क्लेशो दुःखमिष्टाप्तिरर्थो लाभः सौख्यं मंगलं वित्तलाभः (२७)
लाभो द्रव्याप्तिर्धनं सौख्यमुक्तं भीतिर्लाभो मृत्युरर्थागमश्च ।
लाभः कष्टद्रव्य लाभौ सुखं च कष्टं सौख्यं क्लेश लाभौ सुखंच (२८)
सौख्यं लाभः कार्यसिद्धिश्च कष्टं क्लेशः कष्टात्सिद्धिरर्थो धनं च ।
मृत्यु लाभो द्रव्य लाभोहिशून्थं शून्यं सौख्यंमृत्युरत्यन्त कष्टम् (२९)

**અર્થ**—પૌષ માસથી આરંભીને બાર માસની સુદિ કે વદીમાં ક્રમે ૧,૨,૩,૪, ૫,૬,૭,૮,૯,૧૦,૧૧, અને ૧૨ આ તિથિઓ અનુક્રમે આદિ લઇને ૧૨ તિથિઓ લખવી. જેથી યાત્રામાં જવાને માટે પૂર્વાદિ દિશાઓનું ફલ કહું છું. ૧૩,૧૪ ને ૧૫ આ તિથિઓનું ફલ ક્રમે ૩,૪, ને ૫ ની માફક જાણવું. પૌષ માસાદિની તિથિઓમાં ક્રમે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ને ઉત્તર દિશામાં જવાથી ક્રમે સૌખ્ય, ક્લેશ, ભીતિ, અર્થાગમ, શુન્ય, નૈસ્વ, નિઃસ્વતા, મિશ્રતા, દ્રવ્યકલેશ, દુઃખ, ઇષ્ટાપ્તિ, અર્થ, લાભ, સૌખ્ય, મંગલ, વિત્તલાભ, લાભ, દ્રવ્યાપ્તિ, ધન, સૌખ્ય, ભિતિ, લાભ, મૃત્યુ, અર્થાગમ, લાભ, કષ્ટ, દ્રવ્યલાભ, સુખ, કષ્ટ, સૌખ્ય, કલેશ-લાભ, સુખ, સૌખ્ય, લાભ, કાર્યસિદ્ધિ, કષ્ટ, કલેશ, કષ્ટથી સિદ્ધિ અર્થ, ધન, મૃત્યુ, લાભ, દ્રવ્યલાભ, શુન્યં, શુન્ય, સૌખ્ય, મૃત્યુ અને અત્યંત કષ્ટ, એ પ્રમાણે બારે માસોમાં ચાર ચાર દિશાઓ પ્રમાણે ૪૮) ફલ જાણવાં. (૨૬–૨૭–૨૮–૨૯)

(મુસાફરીના મુહૂર્તનું તિથિ કોષ્ટક.)

| માસ | પોષ | માહ | ફાલ્ગુન | ચૈત્ર | વૈશાખ | જ્યેષ્ઠ | આષાઢ | શ્રાવણ | ભાદરવો | આસો | કારતક | માગશર | પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તીથી | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | સૌખ્ય | કલેશ | ભીતી | અર્થાગમ |
| ,, | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | શૂન્ય | નિર્ધન | નિર્ધન | મિશ્ર |
| ,, | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | દ્રવ્ય કલેશ | દુઃખ | ઇચ્છીત લાભ | દ્રવ્ય લાભ |
| ,, | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | લાભ | સૌખ્ય | મંગલ | દ્રવ્ય લાભ |
| ,, | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | લાભ | દ્રવ્ય પ્રાપ્તિ | ધન | સુખ |
| ,, | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ભય | લાભ | મૃત્યુ | દ્રવ્ય લાભ |
| ,, | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | લાભ | કષ્ટ | દ્રવ્ય લાભ | સુખ |
| ,, | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | કષ્ટ | કલેશ સુખ | કલેશ લાભ | કષ્ટ |
| ,, | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | સુખ | લાભ | કાર્ય સિદ્ધી | કષ્ટ |
| ,, | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | કલેશ | કષ્ટથી સીદ્ધી | અર્થ | ધન |
| ,, | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | મૃત્યુ | લાભ | દ્રવ્ય લાભ | શુન્ય |
| ,, | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | શુન્ય | સુખ | મૃત્યુ | અતિ કષ્ટ |

આ ચક્ર ઉપરથી યાત્રા ( મુસાફરીએ ) જનાર માણુસને, જે માસની જે તિથિએ જે દિશામાં જવું હોય તે દિશાનું નીચે લખેલું ફલ તે દિવસે જાણવું.

આ તીથીચક્રને ગોરખમતે ગમનમુહુર્ત પણ કહે છે. ચક્રનું ઉદાહરણ વૈશાખ સૂદી ૭ ને દીવસે જવાનું છે, તો વૈશાખવાળા ખાનામાં જ્યાં સાત અંક છે તે સાત અંકની જમણી બાજુએ પુર્વાદિક દિશાનું ફલ જોતાં દ્રવ્યકલેશ, દુઃખ, ઇચ્છીત લાભ અને દ્રવ્યલાભ લખ્યું છે, તે ફલ અનુક્રમે પુર્વ, દક્ષીણ, પશ્ચિમ, ને ઉત્તરનું જાણવું.

एकार्केंद्वयनानुकूलमनिशं भेदे दिवारात्रयो-
भौमे प्राक्शनि चंद्रयो गतमपाक्पश्चाज्ज्ञगुर्वो र्हितम् ।
भृग्वर्काह्न्युदगर्कभाद्युभमगै स्तष्टं द्विसप्ताडल-
त्र्यंगाभ्यां विडलोनयोर्न गमनं श्रीदेवलोक्त्या हितम् ॥ ५ ॥

अन्वय—अनिशम् एकार्केन्द्वयनानुकूलम् भेदे ( सति ) दिवारात्रयोः भौमे प्राक्शनि चंद्रयोः अपाक् ज्ञगुर्वोः पश्चात् भृग्वर्काह्नि उदक् गतम् हितम् अर्कभात् द्युभम् अगैः तष्टम् द्विसप्त (शेषम्) अडलः त्र्यंगाभ्याम् विडलः अनयोः गमनम् श्रीदेवलोक्त्या हितम् न ॥ ५ ॥

अन्वयार्थः—अनिशम् હમ્મેશાં, एकार्केन्द्वय नानुकूलम् સૂર્ય ચંદ્રનું એક અયન અનુકુલ છે, भेदे ( सति ) જૂદાં હોય તો, दिवारात्रयोः સૂર્યના અયનમાં દિવસે ચંદ્રના અયનમાં રાત્રિએ, भौमे મંગલવારે, प्राक् પૂર્વમાં, शनिचंद्रयोः શનિને સોમવારે, अपाक् દક્ષિણમાં, ज्ञगुर्वोः બુધ અને ગુરૂવારે पश्चात् પશ્ચિમમાં, भृग्वर्काह्नि શુક્ર તથા રવિવારે, उदक् ઉત્તરમાં, गतम् પ્રયાણ, हितम् શુભ છે, अर्कभात् સૂર્યના નક્ષત્રથી, द्युभम् દિવસનું નક્ષત્ર, अगैः સાતથી, तष्टम् ભાગ લેતાં, द्विसप्त (शेषम् ) ૨–૭ શેષ હોય તો, अडलः અડલયોગ, त्र्यंगाभ्याम् ૩–૬ હોય તો, विडलः વિડલયોગ થાય છે, अनयोः એ બે યોગમાં, गमनम् ગમન, श्रीदेवलोक्त्या દેવલાચાર્યના વચનથી, हितम् લાભકારી, न નથી, ॥ ५ ॥

૫ ભાવાર્થ—દિવસનો સ્વામી સૂર્ય છે, અને રાત્રિનો સ્વામી ચંદ્ર છે, માટે સૂર્ય, ચંદ્ર, બંને ઉત્તરાયણના હોય,[1] તો દિવસે કે રાત્રે ઉત્તર અને પૂર્વની, અને બંને દક્ષિણાયણમાં હોય તો દક્ષિણ, પશ્ચિમની યાત્રા શુભ જાણવી; સૂર્ય ચંદ્રની અયન જુદેજુદી હોય તો સૂર્યની અયન જે દિશામાં હોય તે દિશામાં દિવસે, અને ચંદ્રમાની જે અયન હોય, તે દિશામાં રાત્રે જવું શુભ છે, એટલે ઉત્તરાયણ હોય તો ઉત્તર ને પૂર્વ[2] અને દક્ષિણાયણ હોય તો દક્ષિણ ને પશ્ચિમમાં જવું શુભ છે. મંગલવારે પુર્વમાં શનીને સોમવારે દક્ષિણમાં, બુધને ગુરૂવારે પશ્ચિમમાં, અને રવીને શુક્રવારે ઉત્તરદિશામાં યાત્રાએ જવું શુભ જાણવું.

## ( અડલ ને વિડલ યોગો. )

સૂર્યના મહાનક્ષત્રથી યાત્રાએ જવાના દિવસના નક્ષત્ર સુધી ગણતાં તે થયેલી સંખ્યાને સાતે ભાગતાં ૨ ને ૭ શેષ રહે તો અડલ ને ૩ ને ૬ શેષ રહે તો વિડલયોગ થાય છે. એ બંને યોગો યાત્રામાં નેષ્ટ જાણવા, માટે તેમાં યાત્રા કરવી નહિ.

---

૧—મકરસંક્રાંતિના આરંભથી, તે મિથુનરાશિના અંત્ય સુધીની ૬ રાશિઓમાં જ્યારે સૂર્ય હોય ત્યારે ઉત્તરાયણ છે, એમ જાણવું. અને કર્કરાશિના આરંભથી ધનરાશિના અંત્ય સુધીની ૬ રાશિમાં જ્યારે સૂર્ય હોય, ત્યારે દક્ષિણાયન છે એમ જાણવું, તેમજ ચંદ્રનું અયન પણ અહિંયાં આ પ્રમાણેજ જાણવું.

૨—ગ્રન્થકારે સૂર્ય ને ચંદ્ર, ઉત્તરાયણ કે દક્ષિણાયન, એમ જે અયનના હોય, તે અયનની દિશામાં રાત્રિ કે દિવસે ગમે ત્યારે જવાનું શુભ કહ્યું છે. પરંતુ અયન લેતાં ઉત્તર અને દક્ષિણ, બેજ દિશાઓ આવે છે, પરંતુ શ્લોકની ટીકામાં જ્યારે સૂર્ય, ચંદ્ર ઉત્તરાયણના હોય, ત્યારે હરકોઇ વખતે જેમ ઉત્તરમાં જઇ શકાય છે, તેની માફક પુર્વમાં પણ જઇ શકાય છે, એટલે ઉત્તરના સંબંધવાળી હમ્મેશાં પુર્વદિશા ગણેલી છે. જેથી ઉત્તરાયણમાં ઉત્તર અને પુર્વ બેઉ દિશામાં જઈ શકાય છે. તેમજ દક્ષિણાયણમાં દક્ષિણના સંબંધવાળી પશ્ચિમદિશા લેખાય છે, માટે દક્ષિણાયનમાં દક્ષિણ કે પશ્ચિમ દિશામાં રાત્રે કે દિવસે જઇ શકાય છે.

( અડલ ને વિડલ યોગનું કલ્પિત ઉ૦. )

સૂર્યનું નક્ષત્ર હસ્ત છે, અને દિન નક્ષત્ર ઉ-ષા છે, તો હસ્તથી ઉત્તરાષાડા સુધી ગણુતાં ૯ થયા, તેને ૭ થી ભાગ લેતાં શેષ ૨ વધે છે. જેથી અડલયોગ થયો, તેમજ સૂર્ય નક્ષત્ર અશ્વિની છે, અને દિન નક્ષત્ર મઘા છે, તો અશ્વિનીથી મઘા સુધી ગણુતાં ૧૦ થયા. તેને સાતે ભાગવાથી શેષ ૩ બચ્યા, જેથી વિડલયોગ થયો ઉપર પ્રમાણે સૂર્યના મહા નક્ષત્રથી યાત્રાએ જવાના દિવસના નક્ષત્ર સુધી જે સંખ્યા હોય તેને સાતે ભાગતાં ૨ અથવા ૦ શેષ વધે તો અડલ અને ૩ કે ૬ શેષ વધે તો વિડલયોગ થાય, પરંતુ તે સાતે ભાગતાં ૧-૪-૫ એ શેષ વધ્યા હોય તો ઉપલા બે યોગોમાંનો એક પણ યોગ થતો નથી, એમ જાણવું.

( યાત્રાનિમિત્તે અંકજ્ઞાન અને ફળ. )

**मु० चिं०—**

**तिथ्यृक्षवारयुतिरद्रिगजाग्नितष्टा स्थानत्रयेऽत्र वियति प्रथमेऽति दुःखी। मध्ये धनक्षति रथो चरमेमृतिः स्या त्स्थानत्रयेऽङ्कयुजि सौख्यजयौ निरुक्तौ ( ३० )**

અર્થ—જે દિવસે યાત્રાએ જવું હોય, તે દિવસની તિથિ, વાર, અને નક્ષત્રનો યોગ કરવો, ને જે યોગ થાય, તેને ત્રણ જગ્યાએ સ્થાપન કરવાં, ને સાત આઠ અને ત્રણે ભાગ લેતાં જો પહેલી જગાએ ૦ વધે તો યાત્રા જનાર માણુસ અત્યન્ત દુઃખી થાય, બીજી જગ્યાએ શૂન્ય વધે તો ધન નાશ થાય, ત્રીજી જગ્યાએ શૂન્ય વધે તો મૃત્યુ થાય, ને ત્રણે જગોએ ૧ અથવા ૨ વિગેરે અંક વધે તો સુખ અને જય આપે છે.[1] ( ૩૦ )

**અંકજ્ઞાનનું કલ્પિત ઉદાહરણ**—શ્રાવણ શુદી ૫ ને[2] શુક્ર-

---

૧—ગ્રન્થકારે ભાગતાં ત્રણે ઠેકાણે શૂન્ય આવે તેનું ફલ કેવું થાય તે જણાયું નથી. કારણ કે આ રીતે કરેલા સરવાળાને ત્રણે ઠેકાણે જુદે જુદા ભાગતાં ત્રણે સ્થાનમાં સાથે શુન્ય આવતું નથી, માટેજ ત્રણ શૂન્યનું ફલ આપ્યું નથી.

૨—તિથિની ગણુતરી સૂદી ૧૫ સુધીના પંદર ગણુતાં અને વદી પડવેથી અંક વધારીને તિથીની સંખ્યા ગણુવી. એટલે કે શુદી પાંચમના બદલામાં વદી પાંચમ હોય, તો વદી પાંચમના ૫ અંકમાં સુદીના પંદર ઉમેરીને વીશની સંખ્યા લેવી. એ પ્રમાણે વદીની દરેક તિથિઓના અંકમાં રીત સમજવી.

વાર ને મઘા નક્ષત્ર છે, તો સૂદી પાંચમના ૫, વારના ૬, નક્ષત્રના ૧૦, એ ત્રણેનો યોગ કરતાં ૨૧ થયા, તે ૨૧ ને પ્રથમ સાતે ભાગતાં લબ્ધિ ૩ ને શેષ શૂન્ય વધે છે, એટલે પ્રથમસ્થાને શૂન્ય આવ્યું જાણવું, અને તેજ ૨૧ ને ફરી આઠે ભાગતાં લબ્ધિ ૨, ને શેષ ૫ આવી, એટલે બીજા સ્થાનમાં શેષ ૫ જાણવી, અને ત્રીજી વખત ત્રણે ભાગતાં, લબ્ધિ ૭ ને શેષ શૂન્ય આવી. એવી રીતે ૨૧ ને સાતે ભાગતાં શેષ ૦ આઠે ભાગતાં ૫ ને ત્રણે ભાગતાં ૦ આવી જાણવું. એટલે પહેલાને ત્રીજા સ્થાનમાં શૂન્ય આવ્યું સમજવું, અને તેનું ફલ પહેલી શૂન્યથી અતિ દુઃખી, ને ત્રીજી શૂન્યથી મરણ, એ ફલ સમજવું.

( યાત્રામાં જોવાતો હિંવરયોગ. )

शशांकभं सूर्यभतोऽत्रगण्यं पक्षादितिथ्यादि न वासरेण ।
युतं नवाप्तं नगशेषकं चेत् स्या द्धिवरं तद्गमनेऽतिशस्तम् ( ३१ )

**અર્થ**—સૂર્યના મહા નક્ષત્રથી જે દિવસે મુસાફરીયે જવું હોય તે દિવસના નક્ષત્ર સુધી ગણવું, તેમાં પક્ષની પહેલી તિથિથી ચાલુ તિથિ સુધી તિથિયો ને તે દિવસનો વાર યુક્ત કરવો, તેને નવથી ભાગ લેતાં, જો ૭ બાકી રહે તો હિંવર નામનો યોગ થાય છે, તે યોગમાં યાત્રા કરવી શુભદાયક છે. ( ૩૧ )

**હિંવરાખ્યયોગનું કલ્પિત ઉદાહરણ**—શ્રાવણ વદી ૩ ને શુક્રવારના દિવસે સૂર્યનું મહા નક્ષત્ર મઘા, અને મુસાફરીએ જવાના દિવસનું નક્ષત્ર મૂલ હોવાથી મઘાથી મૂલ સુધી ગણતાં નક્ષત્રની સંખ્યા ૧૦ થાય છે, વારની સંખ્યા રવિવારથી ગણતાં ૬ થાય છે, અને તિથિની સંખ્યા શુકલપક્ષની ૧૫ અને વદી ૩ એમ મલીને ૧૮ થાય છે. તે પ્રમાણે તિથિ, વાર ને નક્ષત્રની સંખ્યાનો સરવાળો કરતાં સંખ્યા ૩૪ થઈ, તેને નવે ભાગતાં લબ્ધિ ૩ અને શેષ ૭ આવી તે શેષ ૭ આવવાથી હિંવરનામનો યોગ થયો છે એમ જાણવું. પરંતુ નવે ભાગતાં સાત શિવાયની સંખ્યા આવી હોત તો તે યોગ થાત નહિ.

( કાલપાશયોગ. )

कौबेरीतो वैपरीत्येनकालो वारेऽर्काद्ये संमुखे तस्य पाशः ।
रात्रावेतौ वैपरी त्येन गण्यौ यात्रायुद्धे संमुखे वर्जनीयौ ( ३२ )

અર્થ—રવીવારે ઉત્તરમાં, સોમવારે વાયવ્યમાં, મંગલવારે પશ્ચિમમાં, બુધવારે નૈરૃત્યમાં, ગુરૂવારે દક્ષિણમાં, શુક્રવારે અગ્નિકોણમાં, અને શનિવારે પૂર્વમાં કાલ જાણવો, અને તેના સન્મુખ પાશ જાણવો. એ બંને યોગો રાત્રિએ ઉલટા ગણવા,[1] તે યોગો યાત્રામાં ને યુદ્ધમાં સન્મુખ હોય તો ત્યાગ કરવા. (૩૨)

( પ્રયાણ ક્યાંથી કરવું તે બાબત. )

મુ૦ મ૦—स्वस्य देवस्य वा गेहात् गुरो र्वा मुख्ययोषितः ।
हविष्यं प्राश्यमतिमान् ब्राह्मणै रनुमोदितः ( ३३ )

અર્થ—પોતાના ઘરમાં, કે દેવાલયમાં, ગુરૂના ઘરમાં, કે મુખ્ય સ્ત્રીના ઘરમાં ભોજન કરીને બ્રાહ્મણોની આજ્ઞા લેઇ પ્રયાણ કરવું ( ૩૩ )

( મનની પ્રસન્નતા. )

निमित्तशकुनादिभ्यः प्रधानो हि मनोजयः ।
तस्मात् यियासतां नृणां फलसिद्धिं मनोजयात् ( ३४ )

અર્થ—પ્રયાણ કરતી વખતે નિમિત્ત અને શકુન વિગેરેથી મનની પ્રસન્નતા વધારે બલવાન છે, માટે પ્રયાણ કરનારા મનુષ્યોનું મન પ્રસન્ન હોય તો ફલસિદ્ધિ થાય છે. ( ૩૪ )

( મેષાદિ રાશિઓને સુર્યાદિ ઘાતિક ગ્રહો. )

મુ૦ ગ૦—वेदेभाऽर्कास्व नंदेंदुरसादिक् शैलसंमिताः ।
रुद्रनेत्राग्निसंख्याश्च घातसूर्यास्त्विमेऽजतः ( ३५ )

અથ—મેષાદિક રાશિવાળાઓને અનુક્રમે ૪,૮,૧૨,૨,૯,૧,૬,૧૦,૭,૧૧,૨,૩, સૂર્ય હોય તો ઘાતિક છે.[2] ( ૩૫ )

बाणांकेंदु रसाशादृक् शैलरुद्रेभ संमिताः ।
सूर्याग्न्यब्धिमितामेषात् क्रमात् घातधरात्मजाः ( ३६ )

અર્થ—મેષાદિ રાશિને અનુક્રમે ૫,૯,૧,૬,૧૦,૨,૭,૧૧,૮,૧૨,૩, ને ૪ થો મંગલ હોય તો ઘાતિક છે. ( ૩૬ )

---

૧—જેમ રવિવારે દિવસના ઉત્તરમાં કાલ, ને દક્ષિણમાં પાશ, તેમ રાત્રે દક્ષિણમાં કાલ, ને ઉત્તરમાં પાશ સમજવો.

૨ પુરૂષ ને સ્ત્રીના ઘાતિકચંદ્રના શ્લોકો વિ૦ મ૦ પૃ૦ ૧૬૯ માં આપેલા છે.

**नेत्रांगाशाऽग्निशैलेश वेदाष्टेष्वंकसंमिताः ।**
**द्वादशेंदुमिता घातबोधनाः क्रमतस्त्वजात् ( ३७ )**

અર્થ—મેષાદિ રાશિને અનુક્રમે ૨,૬,૧૦,૩,૭,૧૧,૪,૮,૫,૯,૧૨, અને ૧ લો બુધ હોય તો ઘાતિક છે. ( ૩૭ )

**रसाशानेत्रशैलेश वन्हि नागार्क संमिताः**
**नंदे द्वब्धीषु संख्यास्ते घातेज्या मेषतः क्रमात् ( ३८ )**

અર્થ—મેષાદિ રાશિને અનુક્રમે ૬,૧૧,૨,૭,૧૧,૩,૮,૧૨,૯,૧,૪,૫, મો. ગુરૂ હોય તો ઘાતિક જાણવો. ( ૩૮ )

**शैलदिक् वन्हिनागार्क वेदनंदूडुभि र्मिताः ।**
**आशाऽश्विबाणांगसंख्या घातशुक्रास्तु मेषभात् ( ३९ )**

અર્થ—મેષાદિ રાશિને અનુક્રમે ૭,૧૦,૩,૮,૧૨,૪,૯,૧,૧૦,૨,૫, અને ૬ ઠ્ઠો શુક્ર હોય તો ઘાતિક સમજવો. ( ૩૯ )

**वन्हिशैलेशवेदाष्टसूर्यबाणांक षण्मिताः ।**
**दिग्गिंदुनेत्रसंख्याश्च मेषाद्घात शनैश्चराः ( ४० )**

અર્થ—મેષાદિ રાશિને અનુક્રમે ૩,૭,૧૧,૨,૮,૧૨,૫,૯,૬,૧૦,૧,૨, જો શનિ હોય તો ઘાતિક જાણવો. ( ૪૦ )

**( ઘાતિક તિથિ, વાર, ને નક્ષત્ર. )**

**मु० चिं०—गोस्त्रीझषे घाततिथिस्तु पूर्णा भद्रा नृयुक्कर्कटकेऽथ नंदा ।**
**कौर्प्यां जयो नक्र घटे च रिक्ताजयाधनुःकुम्भहरौ न शस्ताः (४१)**

અર્થ—મેષ, ને વૃશ્ચિક, રાશિવાલાને ૧,૬,૧૧, વૃષભ, કન્યા, ને મીન રાશિવાળાને ૫,૧૦,૧૫, મિથુન, ને કર્કરાશિવાલાને ૨,૭,૧૨, સિંહ, ધન, ને કુંભરાશિવાલાને ૩,૮,૧૩, તુલા ને મકરરાશિવાલાને ૪,૯,૧૪, એ પ્રમાણે ઘાતિકતિથિયો છે, તે પ્રયાણમાં લેવી નહિં. ( ૪૧ )

**नक्रे भौमो गो हरिस्त्रीषुमंदश्चंद्रोद्वंद्वेऽर्कोजभेज्ञश्चकर्के ।**
**शुक्रः कोदंडालिमीनेषु कुंभे जूकेजीवो घातवारा नशस्ताः(४२)**

**અર્થ**—મકરરાશિવાલાને મંગલ, વૃષભ, સિંહ, ને કન્યાને શનિવાર, મિથુનને સોમવાર, મેષને રવિવાર, કર્કને બુધવાર, વૃશ્ચિક, ધન, ને મીનને શુક્રવાર, અને તુલા ને કુંભને ગુરૂવાર ઘાતિક છે, એ ઘાતિકવારો અશુભ સમજવા (૪૨)

**मघाकरस्वातिमैत्रमूलश्रुत्यम्बुपांत्यभम् ।**
**याम्य ब्राह्मेशसार्पं च मेषादे र्घातभं न सत् ( ४३ )**

**અર્થ**—મેષ રાશિવાલાને મઘા, વૃષભને હસ્ત, મિથુનને સ્વાતી, કર્કને અનુરાધા, સિંહને મૂલ, કન્યાને શ્રવણુ, તુલાને શતભિષા, વૃશ્ચિકને રેવતી, ધનને ભરણી, મકરને રોહિણી, કુંભને આર્દ્રા, અને મીનને આશ્લેષા, એ પ્રમાણે ઘાતનક્ષત્રો છે. ( ૪૩ )

**( ઘાતલગ્ન. )**

**भूमिद्व्यब्ध्यद्रिदिक् सूर्यांगाष्टांकेशाग्निसायकाः ।**
**मेषादि घातलग्नानि यात्रायां वर्जयेत् सुधीः ( ४४ )**

**અર્થ**—મેષરાશિને મેષ, વૃષભને મિથુન, મિથુનને કન્યા, કર્કને મકર, સિંહને વૃષભ, કન્યાને સિંહ, તુલાને મીન, વૃશ્ચિકને મિથુન, ધનને સિંહ, મકરને વૃશ્ચિક, કુંભને મેષ, અને મીન રાશિવાળાને કર્કલગ્ન ઘાતિક છે, આ ઘાત લગ્નો યાત્રામાં વર્જીત છે. ( ૪૪ )

**( ચંદ્રને રહેવાની દિશાઓ. )**

**ज्यो र्वि०—अविगोजितुमाब्धिराशिभि शरमै भैं र्नवमैस्तु संयुतैः ।**
**हरिदिङ्मुखदिक् चतुष्टये क्रमतः कल्पितमिंदुमंडलम् ( ४५ )**

**અર્થ**—મેષ, સિંહ, ને ધનરાશિ હોય ત્યારે પૂર્વદિશામાં, વૃષભ, કન્યા, ને મકર, હોય તો દક્ષિણુદિશામાં, મિથુન, તુલા, ને કુંભ હોય તો પશ્ચિમ દિશામાં, અને કર્ક, વૃશ્ચિક, ને મીન હોય તો ઉત્તરદિશામાં ચંદ્રમાનો વાસ જાણુવો. (૪૫)

**वनितावदनेंदुमंडलं विदुरभ्याननमिंदुमंडलं ।**
**गमनार्थिनि दत्तवांछितं गमनेऽपीव च दक्षिणाश्रगम् ( ४६ )**

**અર્થ**—પ્રયાણુ કરનારને સન્મુખ ચંદ્રમા હોય અને જમણી બાજૂ હોય, તો જેમ સ્ત્રીનું મુખ ઇચ્છિત ફલ આપે છે, તેમજ ધારેલી દરેક ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે. ( ૪૬ )

मु० प्र०—

**करणभगणदोषं वारसंक्रांतिदोषं कुतिथिकुलिकदोषं यामयामार्द्धदोषम्**
**कुजशनिरविदोषं राहुकेत्वादिदोषं हरति सकलदोषं चंद्रमा सम्मुखस्थः**

અર્થ—સન્મુખ રહેલો ચંદ્રમા, કરણ, નક્ષત્ર, વાર, સંક્રાંતિ, તિથિ, કુલિક, યામાર્દ્ધ, અને શનિ, મંગલ, રાહુ, ને કેતુથી ઉત્પન્ન થએલા દરેક દોષોનો ત્યાગ કરે છે. ( ૪૭ )

**घाततिथिं घातवारं घातनक्षत्रमेव च ।**
**यात्रायां वर्जयेत् प्राज्ञै रन्यकर्मसु शोभनम् ( ४८ )**

અર્થ—યાત્રામાં ઘાતતિથિ, ઘાતવાર, અને ઘાતિકનક્ષત્રો, વિદ્વાનોએ ત્યાગ કરવો, બીજાં સર્વે કામોમાં તે ઘાતતિથ્યાદિ શુભ જાણવું. ( ૪૮ )

**न विष्कुंभो न वा गंडो न व्यतीपातवैधृतौ ।**
**चंद्र ताराबले प्राप्ते दोषा गच्छन्त्यसंमुखाः ( ४९ )**

અર્થ—વિષ્કુંભ, ગંડ, વ્યતીપાત, અને વૈધૃત નામના કુયોગો, ચંદ્ર અને તારાનું બલ હોય તો નાશ પામે છે. ( ૪૯ )

**आज्यं दुग्धगुडौ तिलान्दधियवा न्माषानिना त्प्राश्यनो**
**शूले यानमनिष्टमिंद्रककुभोथाज्यं तिलान्नं तिमीन् ।**
**दुग्धं प्राश्य च हस्त्यनो हयनरै र्यानं सुयानं तयो-**
**र्ध्यानाद्वाभवति ब्रुवेथ हरिजं तिथ्यादि लक्षाधिकम् ॥ ६ ॥**

**अन्वय—इनात् ( क्रमात् ) आज्यम् दुग्धगुडौ तिलान् दधियवान् माषान् प्राश्यशूले यानम् नो अनिष्टम् इन्द्रककुभः आज्यम् तिलान्नम् तिमीन् दुग्धम् प्राश्य हस्त्यनोहयनरैः यानम् सुयानम् वा तयोः ध्यानात् ( सुयानम् ) भवति अथ तिथ्यादि-लक्षाधिकम् हरिजम् ब्रुवे ॥ ६ ॥**

**आन्वयार्थ—इनात् સૂર્યથી, ( क्रमात् અનુક્રમે, ) आज्यम् ઘી, दुग्ध દૂધ, गुडौ ગોળ, तिलान् તલ, दधि દહિં, यवान् જવ, माषान् અડદ, એ**

વસ્તુઓને, **प्राश्य** ખાઇને, **शूले** વારશુલમાં, **यानम्** પ્રયાણ, **नो अनिष्टम्** અશુભ નથી, **इन्द्रककुभः** પૂર્વદિશાથી, **आज्यम्** ઘી, **तिलान्नम्** તલયુક્ત અન્ન, **तिमीन्** માછલાં, **दुग्धम्** દૂધ, એ વસ્તુઓને, **प्राश्य** ખાઇને, **हस्ती** હાથી, **अनः** ગાડું, **हय** ઘોડો; **नरैः** અને માણસની સ્વારી કરી, **यानम्** ગમન કર્યું હોય તો, **सुयानम्** સારૂં પ્રયાણ થાય છે **वा** અથવા, **तयोः** ભક્ષ્ય પદાર્થ, અને વાહનનું, **ध्यानात्** ધ્યાન કરવાથી, ( **सुयानम्** ) સારૂં પ્રયાણ **भवति** થાય છે, **अथ** હવે, **तिथ्याधिलक्षादिकम्** તિથી વિગેરે કરતાં લાખ ઘણુ અધિક બલવાળું, **हरिजम्** લગ્નને, **ब्रुवे** કહું છું. ॥ ૬ ॥

( વારશૂલના દોષનો ભંગ. )

૬ ભાવાર્થ—રવીવારે ઘી, સોમવારે દુધ, મંગલવારે ગોળ, બુધવારે તલ, ગુરૂવારે દહિં, શુક્રવારે જવ, અને શનિવારે અડદ ખાવાથી યાત્રાએ જનારને વારશુલનો દોષ નથી, ઘી ખાઇ હાથી ઉપર બેસીને પુર્વદિશામાં, તલ ને ભાત ખાઇ રથમાં બેસીને, દક્ષિણદિશામાં, માછલાં ખાઈ[1] ઘોડા ઉપર બેસીને પશ્ચિમદિશામાં, અને દુધ પીને પાલખીમાં બેસી, ઉત્તરદિશામાં પ્રયાણ કરનારને શુભ છે. ઉપર બતાવેલી ચીજો અને વાહનનો અભાવ હોય તો તે તે વસ્તુનું મનમાં ધ્યાન કરીને પણ જવું શુભ જાણવું. તિથ્યાદિકનું જે બલ છે તેના કરતાં લાખ ઘણું બલ લગ્નનું જાણવું.

( તિથીમાં ભક્ષ્ય કરવાની વસ્તુઓ. )

**बृहस्पतिः**—अर्कपत्रं भवेधातुः प्रथमायां तु भक्षणं ।
द्वितीयायां भवेधातु र्भक्ष्यं सक्तुं लोदकम् ( ५० )
तृतीयायां यथा सर्पि र्यवागूः स्यात्ततः परं ।
पंचम्यां तद्धविष्यंस्या त्षष्ठ्यां वा कांचनोदकम् ( ५१ )
अपूपभुक्तिः सप्तम्यां मष्टम्यां बीजपूरकं ।
नवम्यां तोयपानं स्याद्गोमूत्रं तु ततः परम् ( ५२ )

---

૧—જેઓથી માંસાહાર થતો નથી, તેઓએ તેના બદલે તે દિવસે રાંધેલા અડદ ખાવા, અથવા તો તે માંસાદિક વસ્તુઓનું મનમાં ચિંતવન કરવું.

**एकादश्यां यवानद्याद्द्वादश्यां पायसं भवेत् ।**
**त्रयोदश्यां गुडंलेह्यं रुधिरं स्याच्चतुर्दशे ( ५३ )**
**मुद्गौदनं भवेद्भोज्यं पंचदश्यां यियासतः ।**
**पक्षयो रुभयोरेवं यात्रायोगे विधिः स्मृतः ( ५४ )**

**અર્થ**—પડવેના દિવસે આકડાનું પાન, બીજે ભાત સાથે પાણી, ત્રીજે ઘી યુક્ત રાબ, પાંચમે હવિષ્યાન્ન, છઠે સુવર્ણોદક, સાતમે માલપુવા, આઠમે બીજોરૂ, નવમીએ ગોમૂત્ર, અગીઆરસે જવ, બારસે દુધપાક, તેરસે ગોળ, ચૌદસે લોહી, પુનમે મગચોખા, એ પ્રમાણે બંને પક્ષની તિથિઓમાં ભક્ષણ કરીને[1] પ્રયાણ કરવું. ( ૫૦–૫૧–૫૨–૫૩–૫૪ )

**स्वर्क्षानर्धिघटास्तभानृजुगृहान्षष्ठं रिपोर्भादनु-**
**स्वर्क्षांगेशरिपुं खलं जनिबलत्यक्तं तथा सांप्रतम् ।**
**यात्रालग्नगतं त्यजेदथ दिशामीशोऽर्कशुक्रौकुजो**
**राहुर्मंदशशांकसौम्यगुरवःकेन्द्रे दिगीशे व्रजेत् ॥ ७ ॥**

**अन्वय—स्वर्क्षानर्द्धिघटास्तभानृजुगृहान् रिपोःभात् षष्ठम् अनु स्वर्क्षांगेश रिपुम् खलम् जनिबलत्यक्तम् तथा सांप्रतम् (बलत्यक्तं) यात्रालग्नगतम् त्यजेत् अथ अर्कशुक्रौ कुजः राहुः मन्दशशांक सौम्यगुरवः दिशाम् इशः स्युः दिगीशे केन्द्रे ( सति ) व्रजेत् ॥७॥**

**अन्वयार्थ—स्वर्क्षानर्द्धिघटास्तभानृजुगृहान्** પોતાની રાશિ–પોતાની રાશિથી ઉપચય વિનાની રાશિ–કુંભ અસ્તગ્રહની અને વક્ર ગ્રહની રાશિને **रिपोः** જન્મ રાશીના શત્રુગ્રહની **भात्** રાશિથી **षष्ठम्** ૬ ઠું સ્થાનની રાશી **अनु** પૃષ્ટોદયરાશિ **स्वर्क्षांगेशरिपुम्** પોતાની રાશિનો તેમજ લગ્નના સ્વામીનો શત્રુ **खलम्** પાપગ્રહ **जनिबलत्यक्तम्** જન્મ વખતનો ( **बलत्यक्तं** ) બલહીન ગ્રહ **तथा** તેમજ **सांप्रतं** તે વખતનો બલહીન ગ્રહ **यात्रालग्नगतम्** યાત્રાના

---

[1]—તિથિઓમાં અથવા જે વખતે જે ચીજ ભક્ષણ કરવા કહી છે, તે વસ્તુ ઉચ્ચ વર્ણને ભક્ષણ કરવાને વર્જ્ય હોય તો તે વસ્તુનું પ્રયાણ વખતે ધ્યાન કરીને જવું, અથવા તે વસ્તુના અભાવે પણ અભાવવાળી વસ્તુનું ચિંતવન કરીને પ્રયાણ કરવું.

લગ્નમાં રહેલો હોય તો **त्यजेत्** ત્યાગ કરવો, **अथ** ત્યાર પછી **अर्कशुक्रौ** સૂર્ય-શુક્ર-**कुजः** મંગલ **राहुः** રાહુ **मन्दशशांकसौम्यगुरवः** શનિચંદ્ર-બુધ-અને ગુરૂ **दिशाम्** દિશાઓના **ईशाः** સ્વામીયો, **स्युः** છે. **दिगीशे** દિશાનો સ્વામી **केन्द्रे** કેંદ્રસ્થાનમાં હોય ત્યારે **व्रजेत्** જવું,

૭ **ભાવાર્થ**—પોતાની રાશિ-અનુપચય[1] સ્થાનની રાશિ, કુંભ રાશિ-અસ્તગ્રહની[2] રાશિ-વક્રીગ્રહની[3] રાશિ-પોતાની રાશિના શત્રુગ્રહની રાશિથી—છઠ્ઠીરાશિ[4]--પૃષ્ઠોદય રાશિ[5]-જન્મ. લગ્નના સ્વામીની શત્રુરાશિ[6] એમાંની કોઈપણ રાશિ યાત્રા લગ્નમાં નેષ્ટ

---

૧—૩-૬-૧૦ ને ૧૧ આ સ્થાનો **ઉપચય** કહેવાય છે. અને ૧-૨-૪-૫-૭-૮-૯-૧૨ આસ્થાનો **અનૂપચય** કહેવાય છે,

૨—ગ્રહ સૂર્યની આસ પાસ હોય-ત્યારે અસ્તનો થાય છે. તેના સૂર્યની તફાવતના અંશો નીચે મુજબ છે, તેથી અસ્ત અને ઉદયનો જાણવો, ચંદના ૧૨ મંગલ ૧૭, બુધ-૧૩, ગુરૂ ૧૧, શુક્ર ૯, શનિ-૧૫, બુધ વક્રી હોય ત્યારે ૧૨, અને શુક્ર વક્રી હોય ત્યારે ૮ અંશ સમજવા,

૩—જ્યારે ભૌમાદિગ્રહો પોતાની સરલ ગતિને છોડી જ્યારે અવળી ગતિથી ચાલે છે, ત્યારે તે ગ્રહો વક્રી એટલે અવળી ગતિએ ચાલનારા કહેવાય છે, જેમકે મંગલ-મેષરાશિના ૧૫ અંશે છે, અને તેજ મંગલ થોડા દિવસોમાં જ્યારે મેષરાશિના ૧૫-અંશ કરતાં ઓછા અંશનો થઇ ઘટતો જાય ત્યારે વક્રી જાણવોને. ૧૫ અંશથી આગળ વ વધારે અંશ થતા જાય તો માર્ગી જાણવો.

૪—દરેક ગ્રહની નિસર્ગ મૈત્રીમાં શત્રુના સ્થાનમાં જે ગ્રહો મુકેલા હોય. તે ગ્રહ પોતાનો શત્રુ ગ્રહ જાણવો, ઉ૦=ધારો કે પોતાની રાશિ મીન હોય તો તેનો સ્વામી ગુરૂ થાય, ગુરૂની નિસર્ગ મૈત્રીમાં-બુધ અને શુક્ર-શત્રુ છે, તો મીન રાશિવાળાને પોતાના શત્રુ ગ્રહની રાશિઓ મિથુન-કન્યા-વૃષભ અને તુલા જાણવી, અને તે શત્રુ રાશિઓ-થી છઠ્ઠી રાશિયો વૃશ્ચિક-કુંભ-તુલા અને મીન જાણવી,

૫—મેષ, વૃષભ, કર્ક, ધન અને મકર એ રાશિઓ **પૃષ્ઠોદય.** (એટલે આકાશમાં ઉગતી વખતે પોતાના પાછલા ભાગથી ઉદય પામનારી) છે, અને મિથુન, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક અને કુંભ એ રાશિઓ **શીર્ષોદય.** (એટલે માથાના ભાગથી ઉદય પામનારી) છે. અને મીન રાશિ **ઉભયોદય** એટલે (બંને બાજુથી ઉદય પામનારી) છે.

૬—ઉપલી ચોથી ટીપની માફક જન્મ લગ્નની જે રાશિ હોય તેના સ્વામી ગ્રહનો જે શત્રુ ગ્રહ હોય તેની જે રાશિ તે શત્રુ રાશિ કહેવાય છે.

જાણુવી, પાપગ્રહ—જન્મ કુંડલીમાં બલહીનગ્રહ—યાત્રામુહૂર્ત વખતે બલહીનગ્રહ—તેપણ યાત્રા લગ્નમાં લેવા નહિં,

॥ દિશાઓના સ્વામી ॥

રવિ—શુક્ર—મંગલ—રાહુ—શનિ—ચંદ્ર—બુધ—ગુરૂ—એ આહો અનુક્રમે. પૂર્વાદિક આઠે દિશાઓના સ્વામી જાણુવા, જે દિશામાં જવું હોય તે દિશાનો સ્વામી મુહુર્તની લગ્ન શુદ્ધિમાં—કેંદ્રમાં હોય તો યાત્રા શુભ જાણુવી, પરંતુ દિશાનો સ્વામી—લલાટી કેન્દ્રમાં ન હોય ત્યારે શુભ જાણુવી, લલાટી કેન્દ્ર હવે પછીના શ્લોકમાં કહેવાશે ?

दिक्पेन प्रवसेल्ललाटगइनः प्राच्यांत नौ भालगः
स्यात्पश्चान्मदनेर्कजोंबुगबुधः सौम्यांखगोपाक्कुजः ।
ऐश्यां द्वित्रिगतो गुरुर्ज्वलनदिश्याय व्ययस्थो भृगु-
र्वायौषट्सुतगोविधुर्निर्ऋतिदिश्यष्टांक संस्थं तमः ॥ ८ ॥

अन्वय—दिक्पे ललाटगे न प्रवसेत् तनौ इनः प्राच्याम्, मदने अर्कजः पश्चात्, अम्बुगबुधः सौम्याम्, खगः कुजः अपाक्, द्वित्रिगतः गुरुः ऐश्याम्, आयव्ययस्थः भृगुः ज्वलनदिशि, षट्सुतगः विधुः वायौ, अष्टांकसंस्थं तमः निर्ऋति दिशि भालगः स्यात् ॥८॥

अन्वयार्थ—**दिक्पे** દિશાનો સ્વામી, **ललाटगे** લલાટમાં રહેલો હોય તો, **न प्रवसेत्** પ્રયાણ કરવું નહિં, **तनौ** લગ્નમાં રહેલો, **इनः** સૂર્ય, **प्राच्याम्** પુર્વ દિશામાં, **मदने** ૭ મે રહેલો, **अर्कजः** શનિ, **पश्चात्** પશ્ચિમમાં, **अम्बुगबुधः** ૪ થે રહેલો બુધ, **सौम्याम्** ઉત્તરમાં, **खगः** ૧૦ મે રહેલો, **कुजः** મંગલ **अपाक्** દક્ષિણુમાં, **द्वित्रिगतः** ૨–૩ રહેલો, **गुरुः** ગુરૂ, **ऐश्याम्** ઇશાનમાં, **आयव्ययस्थः** ૧૧–૧૨ મે રહેલો **भृगुः** શુક્ર, **ज्वलनदिशि** અગ્નિ કોણુમાં, **षटसुतगः** ૬–૫ મે રહેલો **विधुः** ચંદ્ર, **वायौ** વાયવ્ય કોણુમાં, **अष्टांकसंस्थम्** ૮–૯ મે રહેલો, **तमः** રાહુ **निर्ऋति दिशि** નૈરૂત્ય ખુણામાં, **भालगः** લલાટમાં રહેલો, **स्यात्** હોય છે. ॥ ૮ ॥

॥ લલાટી દિશા ॥

૮ ભાવાર્થ—સૂર્યલગ્નમાં હોય તો **પુર્વમાં**, મંગલ ૧૦ મે **દક્ષિણુમાં**, શનિ ૭ મે **પશ્ચિમમાં**, અને બુધ ૪ થે હોય તો

ઉત્તરમાં, લલાટી કેન્દ્રમાં રહેલો છે. એમ જાણવું, અને એવો જે ગ્રહ લલાટી હોય. તે ગ્રહની જે દિશા હોય. તે દિશામાં યાત્રાએ જવું નહિં,[1]

॥ લલાટી કોણ ॥

૧૧-૧૨ મે શુક્ર હોવાથી અગ્નિખુણામાં, ૮-૯ મે રાહુ નૈરૂત્યખુણામાં, ૫-૬-ઠે ચંદ્ર વાયવ્યખુણામાં, અને ૨-૩-જે ગુરૂ હોવાથી ઇશાનખુણામાં, મુસાફરીએ જવું નહિં, તે તે સ્થાનોમાં તે તે ગ્રહો આવવાથી તે તે ખુણાના લલાટી ગ્રહો જાણવા,

( ઉષઃકાલ આદિ સમય બલ. )

उषः कालो विना पूर्वांगोधूलिः पश्चिमां विना ।
विनोत्तरां निशिथः सन्याने याम्यां विनाऽभिजित् ॥ ५५ ॥

અર્થ—ઉષઃકાલ ( સવાર ) માં પૂર્વ વિના બીજી દિશાઓમાં જવું, ગોધુલિ કાલમાં ( સાંજે ) પશ્ચિમ વિના બીજી દિશાઓમાં જવું, અર્ધરાત્રે ઉત્તરવિના બીજી દિશાઓમાં જવું, અને અભિજીત નક્ષત્રને મુહુર્તે દક્ષિણવિના બીજી દિશાઓમાં જવું. ( ૫૫ )

( રાજાઓને યોગયાત્રા અને તેના આરંભનું પ્રયોજન. )

योगात्सिद्धिर्धरणिपतीना मृक्षगुणैरपि भूदेवानाम् ।
चौराणां शुभशकुनैरुक्ता भवति मुहूर्तादपि मनुजानाम् ५६

---

૧—લલાટી એવો જે ગ્રહ જે દિશામાં લલાટી થતો હોય તે દિશામાં જવું નહિં, એ લલાટી જોવાની કુંડલી કહાડેલી છે તે ઉપરથી સ્પષ્ટ જણાશે.



અર્થ—રાજાઓને તો આગલ કહેલા યોગોથી સિદ્ધિ કહેવી, બ્રાહ્મણોને નક્ષત્રોથી. ચોરોને શુભ શકુનોથી અને મનુષ્યોને મુહૂર્તોથી સિદ્ધિ કહેલી છે. ( ૫૬ )

( રાજાઓને યોગયાત્રા વિષે લગ્નશુદ્ધિ. )

सहजे रविर्दशमभे शशी तथा शनिमंगलौ रिपुगृहे सितः सुते ।
हिबुके बुधो गुरुरपीह लग्नगः सजयत्यरीन्प्रचलितोऽचिरान्नृपः५७

અર્થ—સૂર્ય ત્રીજે, ચંદ્ર દશમે, મંગલ અને શનિ છઠ્ઠે, શુક્ર પાંચમે, બુધ ચોથે અને ગુરૂ લગ્નમાં હોય, એવા યોગોમાં રાજા જો શત્રુપર ચઢાઇ કરે તો થોડા વખતમાં જ શત્રુને જીતે છે. ( ૫૭ )

भ्रातरिसौरिर्भूमिसुतोवैरिणि लग्ने देवगुरुः ।
आयगतेऽर्के शत्रुजयश्चेदनुकूलो दैत्यगुरुः ॥ ५८ ॥

અર્થ—શનિ ત્રીજે-મંગલ છઠ્ઠે-ગુરૂ લગ્નમાં-અને સૂર્ય અગીઆરમે હોય. તેમજ શુક્ર અનુકુલ અર્થાત્ પીઠ પાછલ હોય. એવા યોગમાં જો રાજા જાય તો શત્રુઓને જીતે છે, ( ૫૮ )

द्यूने चन्द्रे समुदयगेऽर्के जीवे शुक्रे विदि धनसंस्थे ।
ईदृग्योगे चलति नरेशो जेता शत्रून् गरुड इवाहीन् ॥ ५९ ॥

અર્થ—ચંદ્રમા સાતમે, સૂર્ય લગ્નમાં અને ગુરૂ શુક્ર તથા બુધ એ ત્રણ ગ્રહો બીજે ધન સ્થાનમાં હોય. એવા યોગમાં જો રાજા ગમન કરે તો જેમ ગરૂડ-સર્પોને જીતે તેમ તે શત્રુઓને જીતે. ( ૫૯ )

वित्तगतः शशिपुत्रो भ्रातरि वासरनाथः ।
लग्नगते भृगुपुत्रे स्युः शलभा इव सर्वे ॥ ६० ॥

અર્થ—બુધ બીજે, સૂર્ય ત્રીજે અને શુક્ર લગ્નમાં હોય. એવા યોગમાં જો રાજા ગમન કરે તો પોતાના પ્રતાપરૂપી અગ્નિમાં પતંગોની માફક શત્રુઓ ભસ્મ થઇ જાય. ( ૬૦ )

( આ યોગમાં શત્રુસેના વશ થાય છે. )

उदये रविर्यदि सौरिररिगः शशी दशमेऽपि ।
वसुधापतिर्यदि याति रिपुवाहिनी वशमेति ॥ ६१ ॥

અર્થ—સૂર્ય લગ્નમાં, શનિ છઠ્ઠે અને ચંદ્રમા દશમે હોય. એવા યોગમાં રાજા જો ગમન કરે તો શત્રુની સેના પોતાને તાબે થાય. ( ૬૧ )

( બીજા બે યોગ )

तनौ शनिकुजौ रविर्दशमभे बुधो भृगुसुतोऽपि लाभदशमे ॥
त्रिलाभरिपुभेषु भूसुतशनी गुरुज्ञभृगुजास्तथा बलयुताः ॥ ६२ ॥

અર્થ—શનિ અને મંગળ લગ્નમાં, સૂર્ય દશમે, બુધ અને શુક્ર અગીઆરમે કે દશમે હોય. એવા યોગમાં રાજા ગમન કરે તો જય થાય. તેમજ ત્રીજે, અગીઆરમે, છઠે એમાંથી કોઈ પણ સ્થાનમાં મંગળ અને શનિ હોય. તથા કોઈ પણ સ્થાનમાં ગુરૂ બુધ અને શુક્ર બલવાન હોય. એવા યોગમાં રાજા ગમન કરે તો નિશ્ચય શત્રુઓને જીતે. ( ૬૨ )

( બીજા યોગ અને ત્વરિત ગતિ )

समुदयगे विबुधगुरौ मदनगते हिमकिरणे ॥
हिबुकगतौ बुधभृगुजौ सहजगताः खलखचराः ॥ ६३ ॥

અર્થ—ગુરૂ લગ્નમાં, ચંદ્રમા સાતમે, બુધ અને શુક્ર ચોથે અને પાપ ગ્રહો ત્રીજે હોય. એવા યોગમાં રાજા ગમન કરે તો શત્રુની સેના પોતાને વશ કરે. ( ૬૩ )

( રાજ વિજય નામનો બીજો યોગ. )

त्रिदशगुरुस्तनुगो मदने हिमकिरणो रविरायगतः ॥
सित शशि जावपि कर्मगतौ रविसुत भूमिसुतौ सहजे ॥ ६४ ॥
देवगुरौ वा शशिनि तनुस्थे वासरनाथे रिपुभवनस्थे ॥
पञ्चमगेहे हिमकरपुत्रः कर्मणि सौरिः सुहृदि सितश्च ॥६५॥
हिमकिरणसुतो बली चेत्तनौ त्रिदशपतिगुरुर्हि केन्द्रस्थितः ॥
व्ययगृहसहजारिधर्मस्थितो यदि च भवति निर्बलश्चन्द्रमाः ॥६६॥

અર્થ—ગુરૂ લગ્નમાં, ચંદ્રમા સાતમે, સૂર્ય અગીઆરમે, શુક્ર તથા બુધ દશમે અને શનિ તથા મંગળ ત્રીજે હોય. એવા યોગમાં રાજા ગમન કરે તો જય થાય.—

ગુરૂ અથવા ચંદ્રમા લગ્નમાં, સૂર્ય છઠે, બુધ પાંચમે, શનિ દશમે અને શુક્ર ચોથે હોય. એવા યોગમાં રાજા ગમન કરે તો **વિજય થાય.**

બળવાન થયેલો બુધ લગ્નમાં, ગુરૂ કેન્દ્રમાં અને નીચ આદિ શુભ અધિકારમાં આવેલો બલહીન થયેલો ચંદ્રમા બારમે, ત્રીજે, છઠે, અને નવમે એ સ્થાનોમાંથી કોઇપણ સ્થાનમાં બેઠો હોય. એવા યોગમાં રાજા ગમન કરે તો નિશ્ચય **વિજય થાય.** ( ૬૪-૬૫-૬૬ )

**वक्रीकेंद्रगतस्तदीयदिवसोलग्नेऽस्यवर्गोभवे-**
**द्यातुर्नाशकरः शुभोपितनुगोजन्मर्क्षलग्नेड्रिपुः ।**
**द्वीशाग्न्यंब्वजभाग्यभानिगुरुभं पौष्णांतके सार्पभं-**
**जन्मर्क्षाणिरवेरुपप्लवहतं खेटस्तनौ हानिकृत् ॥ ९ ॥**

**अन्वय—केन्द्रगतः वक्री तदीयदिवसः लग्ने अस्य वर्गः जन्मर्क्षलग्नेड्रिपुः शुभः अपि तनुगः यातु नाशकरः भवेत् रवेः द्वीशाग्न्यं ब्वजभाग्यभानि गुरुभम् पौष्णान्तके सार्पभम् जन्मर्क्षाणि उपप्लवहतम् ( यन्नक्षत्रम् ) ( सः ) खेटः तनौ हानिकृत ॥ ९ ॥**

**अन्वयार्थ—केन्द्रगतः** કેન્દ્રસ્થાનમાં **वक्री** વક્રી ગ્રહ હોય **तदीयदिवसः** તે વક્રીનો દિવસ હોય **लग्ने** લગ્નમાં **अस्य** એ વક્રી ગ્રહનો **वर्गः** વર્ગ **जन्मर्क्षलग्नेड्रिपुः** જન્મ રાશિ અને લગ્નના સ્વામિનો શત્રુ **शुभः अपि** શુભ ગ્રહ હોય તો પણ **तनुगः** લગ્નમાં હોય તો **यातुः** પ્રયાણ કરનારનો **नाशकरः** નાશ કર્તા **भवेत्** થાય **रवेः** સૂર્યથી **द्वीशाग्न्यं ब्वजभाग्यभानि** વિશાખા કૃત્તિકા-પૂ. ષા. શ્રવણ પૂ. ફા. **गुरुभम्** પુષ્ય **पौष्णान्तके** રેવતી ભરણી **सार्पभम्** અશ્લેષા **जन्मर्क्षाणि** જન્મ નક્ષત્રો છે. **उपप्लवहतम्** ઊત્પાતથી હણાએલું (**यन्नक्षत्रम्** ) જેનું નક્ષત્ર હોય ( **सः** ) તે **खेटः** ગ્રહ **तनौ** લગ્નમાં **हानिकृत** હાનિ કરનાર છે. ॥ ૮ ॥

**૯ ભાવાર્થ—વક્રી ગ્રહ કેંદ્રમાં હોય તો—યાત્રા કરનારનું મૃત્યુ થાય-જે ગ્રહ વક્રી હોય—તે ગ્રહના વારના દિવસે. પણ યાત્રા કરવી નહિં, વક્રી ગ્રહનો નવમાંશ પણ નાશકર્તા જાણવો, જન્મ લગ્ન અને જન્મ રાશિના સ્વામીનો શત્રુ ગ્રહ શુભ ગ્રહ હોય તો પણ. યાત્રા સમયના લગ્નમાં અશુભ જાણવો,**

## ॥ સુર્યાદિ ગ્રહોના જન્મ નક્ષત્રો. ॥

સૂર્યનુ વિશાખા,—ચંદ્રનુ કૃત્તિકા, મંગલનુ પૂ–ષા, બુધનુ શ્રવણુ, ગુરૂનુ પૂ–ભા, શુક્રનુ પુષ્ય શનિનુ રેવતી, રાહુનુ ભરણી, અને કેતુનુ અશ્લેષા નક્ષત્ર છે, જે ગ્રહોનુ જન્મ નક્ષત્ર, ત્રિવિધ ઉત્પાતથી[1] હણાયેલું હોયે–તે ગ્રહજો લગ્નમાં આવે તો અશુભ જાણવો.

वेशिः सौम्ययुतस्तनौजनुषिये सद्भिर्युताराशयो–
जन्माब्जोचयस्थिता अपि तनोः स्वर्क्षोच्चमित्रर्क्षगाः ।
पापा अप्यतिशोभनास्तनुगताजन्मेश्वरौकेंद्रगौ–
स्वारात्यन्हितनौ शुभो न फलदो मित्रान्हिपापोर्थदः १०

अन्वय—सौम्ययुतः वेशिः तनौ जनुषि सद्भिः युताः ये राशयः ( तनुगताः ) जन्माब्जोपचयास्थिताः तनोः अपि स्वर्क्षोच्च मित्रर्क्षगाः पापाः अपि तनुंगतः चेत् अति शोभनाः जन्मेश्वरौ केन्द्रगौ अति शोभनाः स्वारात्यन्हि शुभः तनौ न शुभदः मित्रान्हि पापः अर्थदः ॥ १० ॥

**अन्वयार्थ—सौम्ययुतः** શુભ ગ્રહથી યુક્ત **वेशिः** સૂર્યથી બીજી રાશિ **तनौ** લગ્નમાં હોય તો શ્રેષ્ઠ છે, **जनुषि** જન્મમાં **सद्भिः** શુભ ગ્રહોથી, **युताः** યુક્ત, **ये** જે **राशयः** રાશિઓ, ( **तनुगताः** ) લગ્નમાં રહેલી હોય, **जन्माब्जोपचयास्थिताः** જન્મના ચંદ્રથી ઉપચય સ્થાનમાં રહેલી રાશિઓ, **तनोः अपि** જન્મલગ્નથી પણ ઉપચયસ્થાનમાં રહેલી રાશીયો, **स्वर्क्षोच्चमित्रर्क्षगाः** સ્વગ્રહી, ઉચ્ચ, અને મિત્રની રાશિમાં રહેલા, **पापाः अपि** પાપગ્રહો પણ, **तनुगतः ( चेत् )** લગ્નમાં હોય તો, **अतिशोभनाः** ઘણા શ્રેષ્ઠ છે, **जन्मेश्वरौ** જન્મરાશિ તથા જન્મલગ્નની રાશિના સ્વામી, **केन्द्रगौ** કેન્દ્રમાં રહેલા હોય તો, **अतिशोभनाः** ઘણા સારા જાણવા સારા છે, **स्वारात्यन्हि** પોતાના શત્રુના વારમાં, **शुभः** શુભગ્રહ, **तनौ** લગ્નમાં, **न शुभदः** શુભ નથી, **मित्रान्हि** મિત્રના વારમાં, **पापः** પાપગ્રહ, **अर्थदः** અર્થ આપનાર થાય છે. ॥ ૧૦ ॥

---

૧—ઉત્પાતથી હણાએલું. ક્યાં સુધી જાણવું, તો જે નક્ષત્રમાં ઉત્પાત થયો હોય, તે નક્ષત્ર ફરીથી આવી જાય. ત્યાં સુધી તે સૂર્યાદિકનું જેનું જન્મ નક્ષત્ર–હણાયું હોય. તે ગ્રહ યાત્રા લગ્નમાં ત્યાગ કરવો,

॥ વેશીસ્થાન બાબત ॥

**૧૦ ભાવાર્થ**—જન્મ કુંડલીમાં-જે સ્થાનમાં-સૂર્ય હોય, તે પછીના આવતા બીજા સ્થાનને-વેશીસ્થાન કહે છે, તે વેશીસ્થાનની રાશિ-યાત્રા લગ્ન શુદ્ધિમાં-શુભ ગ્રહયુક્ત હોય તો તે યાત્રા શુભ જાણવી, અથવા જન્મ કુંડલીમાં-શુભ ગ્રહયુક્ત-જે રાશિયો છે, તે, તેમજ-જન્મ કુંડલીમાં-ચંદ્રની કે—જન્મ લગ્નની રાશિથી ગણતાં-૩,૬,૧૦,૧૧, એ રાશિઓમાં-કોઇપણ ગ્રહ હોય. તે, તેમજ જન્મમાં-પોતાની રાશિના-ઉચ્ચના-કે મિત્રની રાશિમાં-રહેલા ગ્રહો પાપગ્રહ હોવા છતાં પણ-યાત્રા લગ્નમાં આવે તો શુભ ફલ-આપનારા જાણવા, જન્મ રાશિ-ને જન્મ લગ્નનો સ્વામિ-યાત્રા લગ્ન શુદ્ધિમાં કેંદ્રમાં હોય, તો શુભ જાણવો. જે શુભ ગ્રહ લગ્નમાં હોય. પરંતુ જે દિવસે યાત્રાએ જવું છે. તે દિવસે જનાર માણસની રાશિનો જે ગ્રહ. તે ગ્રહનો[૧] વાર તે દિવસે હોય તો તે ગ્રહ ખરાબ જાણવો, અને પાપગ્રહ લગ્નમાં હોય. પરંતુ યાત્રાએ જનારની રાશિના સ્વામીનો જે મિત્ર ગ્રહ છે.[૨] તેવાર યાત્રાના દિવસનો હોય તો. લગ્ને આવેલો. પાપ ગ્રહ-હોવા છતાં સારો જાણવો,

**त्र्यायार्यन्यगताः खलाः खइनजोऽब्जोत्याद्यषष्ठाष्टगो-**
**भूयः सोपचितोस्तखांबुसुतगः शुक्रोस्त ईज्यो मृतौ ।**
**नष्टज्ञोऽव्ययगोग्रहान्वितशशीयातुर्महाविघ्नदा-**
**अन्यस्थानगताजयार्थसुखदास्त्याज्यं पुरोक्तं न चेत् ११**

**अन्वय—त्र्यायार्यन्यगताः खलाः खे इनजः अन्त्याद्यषष्ठाष्टगः अब्जः भूयः अपचितः सः अस्तखांबुसुतगः शुक्रः अस्ते ईज्यः**

---

૧—યાત્રાએ જનારની રાશિ વૃષભ છે, અને તે રાશિનો સ્વામી શુક્ર તે વૃષભ રાશિનો ગ્રહ, કહેવાય, અને તે ગ્રહનો વાર એટલે શુક્રના દિવસે યાત્રાએ જવું નહિં.

૨—જેમ કે વૃષભરાશિના સ્વામી શુક્રની નિસર્ગ મૈત્રીમાં, તે શુક્રનો મિત્ર, બુધ અને શનિ છે જેથી બુધવાર ને શનિવારનો દિવસ યાત્રાએ જનારને ઘણો સારો જાણવો.

**मृतौ नष्टज्ञः व्ययगः ग्रहान्वितशशी यातुः महाविघ्नदाः ( ते ) अन्यस्थानगताः ( चेत् ) जयार्थ सुखदाः ( कदा ) पुरोक्तं त्याज्यम् न चेत् ॥ ११ ॥**

**अन्वयार्थ—त्र्यायार्यन्यगताः** ૩-૧૧-૬-શીવાયના સ્થાનોમાં રહેલા **खलाः** પાપગ્રહો **रवे** ૧૦ મા સ્થાનમાં **इनजः** શનિ **अन्त्याद्यषष्ठाष्टगः** ૧૨-૧-૬-૮ મા સ્થાનમાં રહેલો **अब्जः** ચંદ્ર **भूयः** ફરીથી **अपचितः** ક્ષીણ **सः** તે ચંદ્રમા **अस्तखांबुसुतगः** ૭-૧૦-૪-૫ મેં રહેલો હોય **शुक्रः** શુક્ર **अस्ते** ૭ મેં હોય **ईज्यः** ગુરૂ **मृतौ** ૮ મે **नष्टज्ञः** અસ્તનો બુધ, **व्ययगः** ૧૨ મેં હોય, **ग्रहान्वितशशी** કોઈ પણ ગ્રહથી યુકત ચંદ્રમા હોય તો **यातुः** જનારને **महाविघ्नदाः** મોટું વિઘ્ન કરનાર છે. ( **ते** ) **अन्यस्थानगताः** ( **चेत्** ) તે ઉપર કહેલા દરેક ગ્રહો કહ્યા શિવાયના સ્થાનમાં હોય તો, **जयार्थ सुखदाः** જય, અર્થ, ને સુખ, આપનાર છે, ( **कदा** ) ક્યારે **पुरोक्तं** પ્રથમના શ્લોકોમાં **त्याज्यम्** ત્યાજ્ય ન **चेत्** ન કર્યું હોય, ( **तदा** ) ત્યારે ॥ ૧૧ ॥

॥ પ્રયાણ લગ્ન શુદ્ધિમાં અશુભયોગ ॥

**૧૧ ભાવાર્થ**—યાત્રા લગ્ન શુદ્ધિની કુડલીમાં ૧-૨-૪-૫-૭ ૮-૯-૧૦-૧૨-એ સ્થાનોમાં પાપગ્રહ-૧ મે શનિ-૧-૬-૮-૧૨ એ સ્થાનોમાં ચંદ્રમા-અને ક્ષીણ ચંદ્રમા[1] ૪-૫-૭-૧૦ એ સ્થાનોમાં ૭ મે શુક્ર-૮ મે ગુરૂ-૧૨ મે અસ્તનો બુધ[2]-અને કોઇપણ ગ્રહ સાથે ચંદ્રમા હોય તો યાત્રા કરનારને મોટું વિઘ્ન થાય છે,-- ॥ શુભ યોગ ॥ (અને એ શિવાયના સ્થાનોમાં રહેલા ગ્રહ હોય તો ધારેલી ઇચ્છાનું પાર પડવું, અને જય તથા સુખ આપે છે, પણ તે ક્યારે સુખ આપનાર જાણવા કે પ્રથમ બતાવેલા શ્લોકની લગ્ન શુદ્ધિમાં તેને અશુભન કહ્યા હોય તો.

**स्वग्रामैकपुरात्मसद्मसुचतुर्वक्त्रेचतुःशालके-**
**तूद्वाहेषुवधूप्रवेशनृपभीर्दुर्भिक्षपीडासुच ।**

---

૧—કોઇપણ માસની કૃષ્ણપક્ષની આઠમથી-શુક્લપક્ષની ચોથ સુધીમાં. **ક્ષીણ ચંદ્ર** જાણવો,

૨—આજ પ્રકરણ શ્લો-૭ ની બીજી ટીપમાં જોવું,

**तीर्थस्वामिनिदेशयोर्भृगुवासिष्ठात्र्यंगिरः काश्यपे**
**भारद्वाजजवात्स्ययोर्हितकरं यानं सितज्ञोन्मुखम् ॥ १२ ॥**

**अन्वय—स्वग्रामैक पुरात्मसद्मसु चतुर्वक्त्रे चतुःशालके उद्वाहेषु वधूप्रवेशनृपभीर्दुर्भिक्षपीडासु च तीर्थस्वामिनिदेशयोः भृगुवसिष्ठात्र्यंगिरःकाश्यपे भारद्वाजज वात्सयोः सितज्ञोनन्मुखम् यानम् हितकरम् ( स्यात् ) ॥ १२ ॥**

**अन्वयार्थ—स्वग्राम** પોતાનું ગામ, **एकपुर** એક શહેર, **आत्मसद्मसु** પોતાના ઘરમાં, **चतुर्वक्त्रे** ચાર બારણાં વાળા ઘરમાં, **चतुःशालके** ચતુઃશાલામાં, **उद्वाहेषु** લગ્નમાં, **वधूप्रवेश** વધૂપ્રવેશ, **नृपभीः** રાજાનો ભય, **दुर्भिक्ष** દુષ્કાલ, **पीडासु** દુઃખમાં, **च** અને **तीर्थस्वामिनिदेशयोः** તીર્થની યાત્રાએ જતાં, સ્વામીની આજ્ઞામાં, **भृगु** ભાર્ગવ, **वसिष्ठ** વસિષ્ઠ, **अत्रि** અત્રિ, **अंगिरः** અંગિરા, **काश्यपे** કશ્યપ ગોત્રમાં, **भारद्वाजजवात्स्ययोः** ભારદ્વાજ અને વત્સસ ગોત્રમાં ઉત્પન્ન થયેલાઓને **सितज्ञोन्मुखम्** શુક્ર-બુધની સન્મુખ, **यानम्** પ્રયાણ કરવું, **हितकरम्** શુભ ( **स्यात्** ) હોય છે, ॥ ૧૨ ॥

**॥ બુધ-શુક્ર-જે દિશામાં હોય, તે દિશામાં યાત્રાએ જનાર કોનેકોને દોષ નડતો નથી, તેનો ખુલાસો. ॥**

**૧૨ ભાવાર્થ**—ભૃગુ, વસિષ્ઠ, અત્રિ, અંગિરા, કાશ્યપ, ભરદ્વાજ, અને વત્સસ, એગોત્રવાળા-માણસોને, પોતાના ગામમાં જતાં, ને એકજ ગામમાં ફેરફાર કરતાં, પોતાના ઘરમાં દાખલ થતાં, જે ઘરને-૪ દ્વાર હોય. તેવા ઘરમાં પેસતાં, ચાર બાજુ પડાળી. કે ચાર ખંડવાળા ઘરમાં જતાં, વિવાહમાં, ધણી સાથે સ્ત્રી પોતાના સાસરે જાય તે વખતે, ( એટલે પરણીને તુરત સ્વામી સાથે સાસરે જાય તે વખતે.[1] ) કોઈપણ પ્રકારના રાજ્યભયનું અને દુકાલનું સંકટ હોય

---

૧—પરંતુ બીજી વખત અથવા પ્રથમ પ્રસંગે પણ સ્વામી સાથે ન હોય ત્યારે તો દોષ લાગે છે, એટલે સ્વામી સાથે હોય તોજ પ્રથમ પ્રવેશમાં દોષ લાગતો નથી. એમ જાણવું,

ત્યારે, ધર્મના તીર્થોની યાત્રામાં, અને પોતાના સ્વામીની[1] આજ્ઞા હોય ત્યારે, એ બધી બાબતોમાં જવાની દિશામાં યાત્રાએ જનારને બુધ, શુક્ર, સન્મુખ આવે તોપણ દોષ સમજવો નહિં,

**चंद्रेपूषभमेषगे सति सितोंधः स्यात्तदा संमुखं**
**यानं सत्परपूर्वयोः सितविपर्यासा त्सदावश्यके ।**
**राजा तर्पितवन्हिभूसुरसुहृत्स्नेहानुवृत्तिंत्यजं-**
**स्तृप्तः कार्यमना व्रजेत्रिदिवसै रेकाब्धिषट्क्रोशकान ॥ १३ ॥**

**अन्वय—चंद्रे पूषभमेषगे सति सितः अन्धः स्यात् तदा संमुखम् यानम् सत् आवश्यके परपूर्वयोः सितविपर्यासात् सत् राजा तर्पितवन्हिभूसुरसुहृत् स्नेहानुवृत्तिम् त्यजन् तृप्तः कार्यमनाः त्रिदिवसैः एकाब्धिषट्क्रोशकान् व्रजेत् ॥ १३ ॥**

**अन्वयार्थ—चंद्रे** ચન્દ્રમા, **पूषभमेषगे सति** રેવતીનો અને મેષરાશિનો હોય ત્યારે, **सितः** શુક્ર, **अन्धः स्यात्** આંધળો થાય, **तदा** ત્યારે, **संमुखम्** સન્મુખ, **यानम्** પ્રયાણ, **सत्** સારૂં છે, **आवश्यके** અતિ જરૂર વખતે, **परपूर्वयोः** પશ્ચિમ અને પૂર્વમાં, **सितविपर्यासात्** શુક્રના વિપરીતપણાથી, **सत्** શ્રેષ્ટ છે, **राजा** પૃથ્વીપતિ, **तर्पितवन्हिभूसुरसुहृद्** અગ્નિ, બ્રાહ્મણ, તથા મિત્રોને તૃપ્ત કરી, **स्नेहानुवृत्तिम्** સ્નેહના સંબંધને, **त्यजन्** છોડી, **तृप्तः** પોતે તૃપ્ત થઇ, **कार्यमनाः** મનમાં પોતાના કાર્યનું ચિન્તવન કરી, **त्रिदिवसैः** ત્રણ દિવસોથી, **एकाब्धिषट्क्रोशकान्** ૧,૪,૬, કોશ સુધી, **व्रजेत्** જવું. ॥ ૧૩ ॥

## ( શુક્ર માટે વિશેષ ખુલાસો. )

**૧૩ ભાવાર્થ**—જ્યારે ચંદ્રમા રેવતીનક્ષત્રમાં કે મેષરાશિમાં હોય ત્યારે શુક્ર અન્ધ હોય છે, તે શુક્ર અન્ધ હોવાથી તે દિવસોમાં શુક્ર સન્મુખ હોવા છતાં યાત્રાએ જવામાં દોષ નથી. અથવા શુક્ર અન્ધ ન હોય, ને સન્મુખ આવતો હોય, અને મુસાફરીમાં જવાની

---

૧—સ્વામી એટલે સ્ત્રીનો પતિ, નોકરો શેઠ, દેશનો રાજા, અને કોઇપણ ઉપરીપણું ભોગવનાર અધિકારી કે સત્તાધીશ વિગેરે એ સર્વે સ્વામી કહેવાય છે.

અત્યન્ત આવશ્યકતા હોય, તો જ્યારે શુક્ર પુર્વકપાલમાં[1] હોય, ત્યારે પશ્ચિમદિશામાં જવું, અને પશ્ચિમકપાલમાં હોય ત્યારે પૂર્વ-દિશામાં જવું શુભ છે, આ પ્રકાર અતિ આવશ્યકતામાં જાણવો. યાત્રાએ જતી વખતે રાજાએ ભોજન કરી તૃપ્ત થવું, અને પોતાના મનમાં કાર્યનો વિચાર કરવો. પછી અગ્નિને હુતદ્રવ્યથી તેમજ બ્રાહ્મણોને ભોજનથી તૃપ્ત કરી દક્ષિણા આપવી, પોતાના મિત્ર, બાંધવો, તથા સ્ત્રીપુત્રોને વસ્ત્ર, આભૂષણ આપીને નીકળવું. તે પ્રથમ દિવસ ૧ બીજે દિવસ ૪ અને ત્રીજે દિવસે ૬ કોષ ચાલવું, પછીના દિવસોમાં પોતાની મરજી પ્રમાણે ચાલવું, તેમજ યાત્રાએ જતી વેળાએ પુત્ર વિગેરેમાં પોતાનું મન રાખવું નહિં, અને તેઓના સ્નેહથી યાત્રા સંપૂર્ણ થયા શિવાય પાછું પોતાને ઘેર આવવું નહિં.

### ( ચન્દ્ર, ગુરૂ, અને શુક્રના અસ્તાદિ દોષો. )

**मु० प्र०—शुक्रे वास्तं गते जीवे चंद्रे वास्तमुपागते ।**
**तयो र्बाल्ये वार्द्धके च सा यात्रा भयरोगदा ( ६७ )**

અર્થ—શુક્ર, ગુરૂ, અને ચંદ્ર, અસ્તના હોય, અથવા તેઓનું બાલ્યત્વ, અને વૃદ્ધત્વ હોય, અને પ્રયાણ કર્યું હોય તો, ભય ને રોગ પ્રાપ્ત થાય છે. (૬૭)

**दिशि यत्रोदिति शुक्र स्तां दिशं न व्रजेन्नरः ।**
**न व्रजेत् संमुखे ज्ञेऽपि शुभं पृष्ठोऽपि वामतः ( ६८ )**

---

૧—ચોથા સ્થાનના પૂર્વાર્ધભાગથી ૩,૨,૧,૧૨,૧૧, ને ૧૦ મા સ્થાનના ઉત્તરાર્ધ ભાગ સુધીમાં શુક્ર કોઈપણ સ્થાનમાં હોય તો, તે શુક્ર પૂર્વકપાલી જાણવો, તેમજ ચોથા સ્થાનના ઉત્તરાર્ધથી આરંભી ૫,૬,૭,૮,૯ અને ૧૦ મા સ્થાનના પુર્વાર્ધ સુધીના ભાગોમાં શુક્ર હોય ત્યારે પશ્ચિમકપાલમાં શુક્ર છે એમ જાણવું. શુક્ર સૂર્યના નજીક હમ્મેશાં હોવાથી સૂર્યની રાશિ અથવા તેની આજુંબાજુની રાશિમાં શુક્ર હમ્મેશાં ઘણો ખરો હોય છે, જેથી મધ્યરાત્રિ પછીથી સૂર્યોદય સુધી, અને સૂર્યોદયથી મધ્યાન્હ સુધી શુક્ર હમ્મેશાં પૂર્વકપાલી જાણવો, અને મધ્યાન્હ પછીથી સાયંકાલ સુધી અને સાયંકાલથી મધ્યરાત્રિ સુધી શુક્ર હમ્મેશાં પશ્ચિમકપાલી છે એમ જાણવું.

प्रतिशुक्रकृतं दोषं हंति शुक्रो ग्रहा न हि ।
भृग्वादिगोत्रजातानां न दोषः प्रति शुक्रजः ( ६९ )

અર્થ—જે દિશામાં શુક્ર ઉદય પામ્યો હોય, તે દિશામાં પ્રયાણ કરવું નહિં, તેમજ બુધ સન્મુખ હોય તો પણ અશુભ જાણવો, ડાબી તરફ કે પાછલા ભાગમાં હોય તો શુભ સમજવો, શુક્રથી થયેલા દોષને શુક્ર નાશ કરે છે, બીજા ગ્રહો કરી શકતા નથી, પરંતુ ભૃગુગોત્રમાં ઉત્પન્ન થયેલા (ભાર્ગવો) ને તે દોષ સમજવો નહિં. ( ૬૮-૬૯ )

( વક્ર, અસ્ત, આદિ દોષ અપવાદ સહિત. )

मु०—चिं०—

वक्रास्तनीचोपगते भृगोः सुते राजा व्रजन्याति वशं हि विद्विषाम् ।
बुधोऽनुकूलो यदि तत्र संचलन् रिपुञ्जये नैव जयः प्रतीन्दुजे (७०)

અર્થ—શુક્ર, વક્રી, અસ્તનો કે નીચનો હોય અને જો રાજા યુદ્ધના માટે જાય તો શત્રુઓથી પરાજયને પામે છે, તેમજ શુક્રના અસ્તમાં બુધ, અનુકુલ ( અર્થાત ) બુધની પીઠ પાછલ હોય તો શત્રુઓને જીતે છે, પણ બુધ સન્મુખ હોય તો હાર થાય છે. ( ૭૦ )

ज्यो०—विं०—

न तीर्थकामः सति पाणिजायुधेऽनृजौ शिशौ वृद्धघने च नीचगे ।
नरोऽमरार्च्ये गमनं प्रकारये द्विनैव कुंभस्थलगौतमीगयाः ( ७१ )

અર્થ—ગુરૂ, સિંહરાશિનો હોય, વક્રી હોય, બાલત્વ, વૃદ્ધત્વ, કે નીચનો હોય તો, હરદ્વાર, ગૌતમી, અને ગયા, એ શિવાયના સ્થલોમાં, પ્રયાણ કરવું નહિં, ( શ્લોકની ટીકામાં વિશેષતા બતાવી છે કે, કુંભના ગુરૂમાં હરદ્વાર, સિંહના ગુરૂમાં ગોદાવરી, અને કોઈ પણ સમયે ગયામાં તીર્થયાત્રા કરવા જવું શ્રેષ્ટ છે. ( ૭૧ )

हरिद्वारे प्रयागे च गंगासागरसंगमे ।
सर्वत्र दुर्लभा गंगा त्रिषु स्थाने विशेषतः ( ७२ )

**અર્થ**—દરેક ઠેકાણે ગંગાની યાત્રા દુઃખે મેળવી શકાય છે, તેમાં પણ હરદ્વાર, પ્રયાગ, અને જ્યાં સમુદ્રસંગમ થાય છે, તે સ્થલોમાં વિશેષ પ્રમાણમાં જાણવું. ( ૭૨ )

**स्वधामतो द्वादशयोजनावधि प्रयाणमाद्यै रिह तीर्थमानिभिः ।**
**नोदीरितं तैर्थ्य मशेषधर्मदं परैरुदन्वद्युतिनिम्नगावधि ( ७३ )**

**અર્થ**—અનિષ્ટ ગુરુ હોય, અને પોતાના ઘરથી બાર યોજન સૂધીમાં તીર્થ કરવા માટે પ્રયાણ કર્યું હોય તો તે તીર્થનું ફલ બરોબર મલી શકતું નથી. એમ તીર્થના ફલને જાણનારા વિદ્વાનો કહે છે, બીજા કેટલાકનો મત જ્યાં ગંગા ને સમુદ્રનો સંગમ થાય છે, ત્યાં સુધીના માટે પ્રયાણ કરવું નેષ્ટ છે. (અર્થાત્ બાર યોજન ઉપરાંતની યાત્રા કરવામાં અનિષ્ટ ગુરુ હોય તો પણ તેનો દોષ ગણાતો નથી, આ બાબત તીર્થના માટેજ ફક્ત કહેલી છે, પરંતુ વેપાર કે લડાઇના માટે નથી. ( ૭૩ )

**हरि त्यसौ केतु रुदेति यस्या मिवादिलार्योऽरिजयाय तस्याः ।**
**न तूदयद्वादशधिष्ण्यकाले पुच्छभ्रमाशं गमनं तथैव ( ७४ )**

**અર્થ**—જે દિશામાં કેતુનો ઉદય થયો હોય તે દિશામાં રાજાએ પ્રયાણ કરવું નહિં, પરંતુ ઉદયના દિવસથી આરંભીને ૨૭ દિવસ પુરા થયા પછી હરકત સમજવી નહિં, તેજ પ્રમાણે જે દિશામાં [1]પુચ્છ હોય તે દિશામાં પણ જવું નહિં, ( એટલે ઉદયની દિશા અને પુચ્છની દિશા તે બંને દિશાઓમાં ઉદયના દિવસનું નક્ષત્ર ફરીને આવે ત્યાં સુધી જવાય નહિં. ( ૭૪ )

**ना–सं०—द्विजक्षोभे नृपक्षोभे प्रतिशुक्रो न विद्यते ।**
**नीचगोऽरिग्रहस्थो वा वक्रगो वा पराजितः ( ७५ )**
**यातुर्भंगप्रदः शुक्रः स्वांशस्थेऽत्र जयप्रदः**

**અર્થ**—બ્રાહ્મણનો ક્રોધ થયો હોય, ને રાજાને ક્રોધ થયો હોય, તેવી વખતે પ્રયાણ કરવામાં સન્મુખ શુક્રનો દોષ લાગતો નથી. અથવા શુક્ર નીચનો હોય, શત્રુના ઘરમાં રહેલો હોય, વક્ર હોય, તેમજ મંગલ વિગેરે ગ્રહોથી હણાએલો હોય તો પણ પ્રયાણ કરનારને સન્મુખ શુક્રનો દોષ સમજવો નહિં, તેમાં

---

૧—પૂર્વદિશામાં ઉદય હોય તો પશ્ચિમદિશામાં અને ઉત્તરમાં હોય તો દક્ષિણ દિશામાં પુચ્છ જાણવું.

પણ શુક્ર પોતાના નવમાંશમાં રહેલો હોય તો વિજય આપનારો જાણવો. ( ૭૫ )

( સન્મુખ શુક્રનો દોષ. )

**મુ.ચિં૦—उदेति यस्यां दिशि यत्र याति गोलभ्रमाद्वाथ ककुब्भसंघे। त्रिधोच्यते संमुख एव शुक्रो यत्रोदितस्तां तु दिशं न यायात् (७६)**

**અર્થ**—શુક્રનો જે દિશામાં ઉદય થયો હોય, અથવા ગોલ ભ્રમથી જ્યાં જાય ત્યાં જનાર પુરૂષને શુક્ર સન્મુખ છે, અથવા પૂર્વ આદિ દિશાઓમાં કૃત્તિકા આદિ નક્ષત્રો મુકીને જે દિશાના નક્ષત્ર ઉપર જાય, તે દિશામાં જનારને શુક્ર સન્મુખ છે. એમ ત્રણ પ્રકારથી શુક્ર સન્મુખ છે,[1] તેમાં ફક્ત ઉદય હોય તે દિશામાં જવું નહિં. ( ૭૬ )

**क्रोधक्षौररति श्रमामिषगुडद्यूताश्रुदुग्धासव-**
**क्षाराभ्यंगभयासितांबरवमीस्तैलं कटूज्झेद्गमे ।**
**क्षीरक्षौररतीः क्रमात्त्रिशरसप्ताहं परं तद्दिने**
**रोगंह्यार्तवकं सितान्यतिलकं प्रस्थानके पीति च ॥ १४ ॥**

**अन्वय—क्रोधक्षौररति श्रमामिषगुडद्यूताश्रुदुग्धासवक्षाराभ्यंगभयासितांबरवमीः तैलम् कटु गमे उज्झेत् क्षीरक्षौररतीः क्रमात् त्रिशरसप्ताहम् परम् तद्दिने रोगम् ह्यार्तवकम् सितान्यतिलकम् प्रस्थानके अपि इति ( त्यजेत् ) ॥ १४ ॥**

---

૧—સન્મુખ શુક્ર ત્રણ પ્રકારે આવી શકે છે. ૧ લો પ્રકાર—શુક્રનો અસ્ત થયા પછી તેનો ઉદય જે દિશામાં થતો હોય તે શુક્રના ઉદયની દિશા કહેવાય છે. ૨ જો—શુક્ર મેષથી કન્યા સુધીની ૬ રાશિનો હોય તે ઉત્તરગોલમાં છે એમ જાણવું, અને તુલાથી મીન સુધીની રાશિમાં હોય ત્યારે દક્ષિણગોલમાં છે એમ જાણવું, એટલે ઉત્તરગોલમાં હોય ત્યારે ઉત્તરમાં તેનો ઉદય, અને દક્ષિણગોલમાં હોય ત્યારે દક્ષિણમાં તેનો ઉદય જાણવો. તે શુક્રનો ગોલભ્રમણ ઉદય કહેવાય છે, અને તે ઉદય ઉત્તર દક્ષિણમાંજ હમ્મેશાં હોય છે, અને પ્રથમ કહેલા પ્રકારનો ઉદય પૂર્વ કે પશ્ચિમમાંજ હોય છે, ૩ જો—કૃત્તિકાદિ સાત સાત નક્ષત્રોમાં અનુક્રમે પૂર્વાદિક દિશામાં શુક્ર જાય છે, એમ ત્રણ પ્રકારે શુક્રની દિશા કહેલી છે. પરંતુ ગોલભ્રમ અને કૃત્તિકાદિ નક્ષત્રથી શુક્ર જે દિશામાં હોય, તે દિશામાં જવાને બીલકુલ હરકત નથી, પરંતુ પહેલા પ્રકારનો જે ઉદય કહ્યો છે તે ઉદય પ્રમાણે શુક્ર જે દિશામાં હોય તે દિશામાંજ ફક્ત જવું નહિં.

**अन्वयार्थ—क्रोध** ક્રોધ, **क्षौर** હજામત, **रति** સ્ત્રીસંગ, **श्रम** થાક, **आमिष** માંસ, **गुड** ગોળ, **द्यूत** જુગાર, **अश्रु** અશ્રુપાત, **दुग्ध** દુધ, **आसव** દારૂ, **क्षार** અડદ વિગેરે અનાજ, **अभ्यंग** તેલ ચોળીને સ્નાન, **भय** બીક, **असितांबर** કાળું વસ્ત્ર, **वमी** વમન, **तैलम्** તેલ, **कटु** મરચાં વિગેરે, **गमे** પ્રયાણમાં, **उज्झेत्** તજવું, **क्षीरक्षौररतीः** દુધ, હજામત, અને સ્ત્રીસંગ, **क्रमात्** અનુક્રમથી, **त्रिशरसप्ताहम्** ૩,૫,૭, દિવસ સુધી ત્યાગ કરવું, **परम्** ઉપર મુજબ બીજું, **तद्दिने** તે દિવસે, **रोगम्** વ્યાધિઃ **स्त्र्यार्तवकम्** સ્ત્રી રજસ્વલા હોય તો, **सितान्यतिलकम्** શ્વેત શિવાયનું તિલક, **गमे उज्झेत्** પ્રયાણમાં તજવું, **प्रस्थानके अपि** પ્રસ્થાનમાં પણ, **इति** એ પ્રમાણે, **त्यजेत्** ત્યાગ કરવું.॥૧૪॥

**( યાત્રાએ જતી વખતે તજવાની બાબતો. )**

**૧૪ ભાવાર્થ**—ક્રોધ, હજામત, મૈથુન, ( સ્ત્રી સંભોગ ) કજીઓ, માંસ, ગોળ, જુગાર, રડવું, દુધ, દારૂ, અડદ, વિગેરે અનાજ, તેલ ચોળીને નહાવું, ભય, શંકા, કાળું લુગડું, ઉલટી, તેલ, મરચાં વિગેરે તીખો પદાર્થ એ બાબતો યાત્રાએ જતી વખતે ત્યાગ કરવી, યાત્રાએ જતાં પહેલાં ત્રણ દિવસ દુધ ખાવું નહિં. પાંચ દિવસ પેહેલાં હજામત કરાવવી નહી, સાત દિવસ પહેલાં મૈથુન કરવું નહિં, તે શિવાયની ઉપર મુજબ કહેલી ક્રોધાદિ બીજી બાબતો જે દિવસે પ્રયાણ કરવું હોય, તેજ દિવસે ત્યાગ કરવી. જ્યાં સુધિ પોતાના શરીરમાં રોગ હોય ત્યાં સુધી પ્રયાણ કરવું નહિં, અને સ્ત્રી રજસ્વલા થઈ હોય તો તેને રૂતુદાન આપ્યા શિવાય પ્રયાણ ન કરવું. પ્રયાણ કરતી વખતે પોતાના કપાલમાં ધોળું તિલક કરવું, ધોળા સિવાયનું કરવું નહિં.

**( પ્રસ્થાનું મુકવા બાબત. )**

જે દિવસે પ્રયાણ કરવાનું મુહૂર્ત હોય તે દિવસે પોતાની પ્રિય વસ્તુ બીજી જગ્યાએ મુકે તેને પ્રસ્થાન કહે છે, તે પ્રસ્થાન સમયે પણ ઉપરની ક્રોધાદિક સર્વે બાબતોને ત્યાગ કરવી.

**( પ્રસ્થાન કરવામાં યોગચતુષ્ટય. )**

**मृगे गत्वा शिवे स्थित्वा दितौ गच्छञ्जयेद्रिपून् ।**
**मैत्रे प्रस्थाय शाक्रे हि स्थित्वा मूले प्रजं स्तथा ( ७७ )**

प्रस्थाय हस्तेऽनिलतक्षधिष्ण्ये स्थित्वा जयार्थी प्रवसेद्विदैवे ।
वस्वंत्य पुष्ये निजसीम्नि चैकरात्रोषितः क्ष्मां लभतेऽवनीशः (૭૮)

અર્થ—મૃગશીર્ષ નક્ષત્રમાં પોતાના ઘરથી જવાવાલી દિશામાં કોઇ ઇષ્ટ મિત્રને ઘેર જઇ પ્રસ્થાન કરીને આર્દ્રામાં એ ઘરમાં વાસો રહી. પુનર્વસુમાં તે ઘરને છોડી ગામથી બહાર નીકલનાર શત્રુઓને જીતે છે. ૧—એવીજ રીતે અનુરાધામાં પ્રસ્થાન કરી જ્યેષ્ટામાં વાસો રહી, મૂલમાં ગામ બહાર જનાર શત્રુઓને જીતે છે. ૨—હસ્તમાં પ્રસ્થાન કરી, સ્વાતી અને ચિત્રામાં વાસો રહી, વિશાખામાં પોતાનો જય ઇચ્છનાર પુરૂષ, દેશાંતર જાય તો શત્રુઓને જીતે છે. ૩—અને પુષ્ય, ધનિષ્ટા, રેવતી, એ નક્ષત્રોમાં પોતાની સીમામાં પોતાના નગરસમીપ પ્રસ્થાન કરી, એક રાત્રિ વાસો રહીને જાય તો રાજાને પૃથ્વી પ્રાપ્ત થાય તેમજ શત્રુઓને જીતે છે, આ પ્રમાણે ૪ યોગો છે. ( ૭૮ )

( અનુક્રમે પ્રસ્થાન કરવાની વસ્તુઓ. )

मु.चिं.—कार्याद्यैरिह गमनस्यचेद्विलम्बो भूदेवादिभिरुपवीतमा युधंच ।
क्षौद्रं चामलफलमाशु चालनीयं सर्वेषां भवति यदेव हृत्प्रियं च (૭૯)

અર્થ—અવશ્ય કાર્યને લીધે ગમનમાં વિલંબ થાય તો બ્રાહ્મણે જનોઇ, ક્ષત્રિયે શસ્ત્ર, વૈશ્યે મધ, અને શુદ્રે નારિયલ વિગેરે ફલ મુકીને પ્રસ્થાન કરવું, અથવા જેને જે વસ્તુ પ્રિય હોય તેનું પ્રસ્થાન કરવું. ( ૭૯ )

( પ્રાચીન આચાર્યોના મતથી પ્રસ્થાનનું પરિમાણ. )

गेहाद्गेहान्तरमपि गम स्तर्हि यात्रेति गर्गः
सीम्नः सीमान्तरमपि भृगु र्बाणविक्षेपमात्रम् ।
प्रस्थानं स्यादिति कथयतेऽथो भरद्वाज एवं
यात्रा कार्या बहिरिह पुरा त्स्याद्वसिष्ठो ब्रवीति ( ૮૦ )

અર્થ—યાત્રામાં પ્રસ્થાન માટે ગર્ગના મતમાં પોતાને ઘેરથી બીજાને ઘેર જવું, ભૃગુના મતમાં સીમથી બીજી સીમમાં જવું, ભરદ્વાજના મતમાં એક બાણના જવા સૂધી, અને વસિષ્ટના મતમાં નગરથી બહાર જવું, તેને પ્રસ્થાન કહે છે. ( ૮૦ )

( મુનિઓના મતથી પ્રસ્થાનનું પ્રયાણ. )

प्रस्थान मत्र धनुषां हि शतानि पञ्च केचिच्छतद्वयमुशान्तिदशैवचान्ये।
संप्रस्थितो य इह मंदिरतः प्रयातो गन्तव्यदिक्षु तदपि प्रयतेनकार्यम्८१

અર્થ—કેટલાક રૂષિઓ તો પાંચસો ધનુષ અર્થાત્ બે હજાર હાથ પોતાના સ્થાનથી દૂર પ્રસ્થાન કહે છે. કોઈ બસો ધનુષ એટલે આઠસો હાથ કહે છે, કોઈ દસ ધનુષ એટલે ચાલીસ હાથ કહે છે. ( ચાર હાથનો એક ધનુષ કહેવાય છે,) તે પ્રસ્થાન પણ જે દિશામાં જવું હોય તે દિશા ભણી કરવું. ( ૮૧ )

( પ્રસ્થાનમાં દિવસોનું પ્રમાણ. )

प्रस्थाने भूमिपालो दशदिवसमभिव्याप्य नैकत्र तिष्ठे-
त्सामंतः सप्तरात्रं तदितरमनुजः पञ्चरात्रं तथैव।
ऊर्ध्वं गच्छे च्छुभाहेऽप्यथ गमनादिना त्सप्तरात्राणि पूर्वं
चाशक्तौ तद्दिनेऽसौ रिपुविजयमना मैथुनं नैव कुर्यात्(८२)

અર્થ—રાજાએ પ્રસ્થાનમાં ૧૦ દિવસ, માંડલિક રાજાએ ૭ રાત્રિ, અને સામાન્ય મનુષ્યે ૫ રાત્રિ સુધી રહેવું નહિં. જો કદાચ રહે તો ફરીને ઘેર આવિ શુભ દિવસમાં જવું, તેમ શત્રુ જીતવાની ઈચ્છાવાળા મહારાજાએ પ્રયાણના દિવસથી ૭ દિવસ પહેલાં મૈથુન કરવું નહિં, જો ત્યાં સુધી ન રહી શકાય તો યાત્રાના દિવસે તો મૈથુન કરવું જ નહિં. ( ૮૨ )

( પ્રસ્થાનમાં ત્યાજ્ય વસ્તુ. )

दुग्धं त्याज्यं पूर्वमेव त्रिरात्रं क्षौरं त्याज्यं पञ्चरात्रं च पूर्वम्।
क्षौद्रं तैलं वासरेऽस्मिन्वमिश्च त्याज्यं यत्नाद्भूमिपालेन नूनम्(८३)

અર્થ—ત્રણ રાત્રિ પહેલાં દુધ ત્યાગ કરવું, પાંચ રાત્રિ પહેલાં હજામત કરાવવી નહિં, અને પ્રયાણ કરવાના દિવસે મધ ખાવું, તેલ લગાવવું, અને ઉલટી વિગેરે ત્યાજ્ય છે. ( ૮૩ )

( યાત્રા જતાં સ્રીસંગ કરવાવિષે. )

मु० प्र०—यात्राकाले तु संप्राप्ते मैथुनं या निषेवते।
रोगार्तः क्षीणकोशश्च स निवर्तेत वा न वा (४)

અર્થ—પ્રયાણ કરવાના સમયમાં જે માણસ મૈથુન કરે છે, તે રોગી થાય છે, ધનનો નાશ કરીને પાછો આવે છે, અથવા આવતો નથી. ( ૮૪ )

( મૈથુનમાં વિશેષતા. )

ऋतुस्नानोत्तरं नार्या यात्रा त्वावश्यकी यदि ।
कृतभोगो नरो यायाद्दानं शांतिं विधाय च ( ८५ )

અર્થ—પોતાની સ્ત્રી ઋતુસ્નાતા હોય, અને પ્રયાણ કરવાની અતિ જરૂર હોય તો મૈથુન કર્યા પછી દાન, તથા શાંતિ કરીને પ્રયાણ કરવું. ( ૮૫ )

( પ્રસ્થાન કર્યા પછી પણ ન જવાના દિવસો. )

मु० प्र०—चतुर्थे द्वादशे चंद्रे वारे भौमशनिश्चरे ।
प्रस्थितेऽपि न गंतव्यमत्यन्तगर्हिते दिने ( ८६ )
जन्मभे जन्ममासे वा यो गच्छेदष्टमे विधौ ।
आयुः क्षयमवाप्नोति व्याधिं च वधबंधने ( ८७ )

અર્થ—૪ થો કે ૧૨ મો ચંદ્ર હોય, અને અત્યન્ત નિંદ્ય એવા મંગલ ને શનિવારના દિવસે, પ્રસ્થાન કર્યું હોય તો પણ જવું નહિ. જન્મનક્ષત્ર, જન્મમાસ, અને આઠમો ચંદ્રમા હોય, ને પ્રયાણ કરે તો વ્યાધિ, વધ, અને બંધનને પ્રાપ્ત થાય છે. ( ૮૬-૮૭ )

( વિજયાદશમીસંજ્ઞક યોગ. )

मु० चिं०—

इषमासि सिता दशमी विजया शुभकर्मसु सिद्धिकरी कथिता ।
श्रवणर्क्षयुता सुतरां शुभदा नृपते स्तु गमे जयसंधिकरी ( ८९ )

અર્થ—આસો માસની શુકલપક્ષની દસમીનું નામ વિજયાદશમી છે, તે સર્વે શુભ કાર્યોમાં સિદ્ધિ કરવાવાળી છે, અને તે જો શ્રવણ નક્ષત્રથી યુક્ત હોય તો ઘણીજ શુભદાયક છે, તે દિવસે રાજા પ્રયાણ કરે તો વિજય થાય, તથા સંધિ ( મેલાપ ) કરાવે. ( ૮૮ )

( યાત્રામાં અવશ્ય નિષિદ્ધ નિમિત્ત. )

व्रतबन्धनदेवता प्रतिष्ठाकरपीडोत्सवसूतका समाप्तौ ।
न कदापि चलेदकालविद्युद्घनवर्षा तुहिनेऽपि सप्तरात्रम् ॥ ८९ ॥

અર્થ—યજ્ઞોપવીત, દેવપ્રતિષ્ટા, વિવાહ, દીપાળી જેવા ઉત્સવના દિવસો અને જન્મમરણ સંબંધી સૂતક, એ કાર્યોની સમાપ્તિ કર્યા વિના રાજાએ ગમન કરવું નહિ, તેમજ અકાલ વિજલી ચમકે, મેઘ ગરજે, વૃષ્ટિ થાય, અને ધુમ્ર પડે, એવાં અકાલ કારણો થાય, તો સાત રાત્રિ સુધી પ્રયાણ કરવું નહિ. (૮૯)

(એક દિન સાધ્ય ગમન પ્રવેશમાં વિશેષ.)

महीपते रेकदिने पुरात्पुरे यदा भवेतां गमनप्रवेशकौ ।
भवारशूलप्रतिशुक्र योगिनी र्विचारयेन्नैव कदापि पंडितः (९०)

અર્થ—રાજાનું એક દિવસમાં જે નગરની અંદર આવવું જવું થઇ શકે એવા મુહુર્તમાં નક્ષત્ર, વાર, દિક્શુલ, સન્મુખ શુક્ર, અને યોગિની, એમાંનો કંઇ પણ વિચાર પંડિતે કદાપિ કરવો નહિં. (૯૦)

(નવમ દિનાદિનો નિષેધ.)

प्रवेशान्निर्गमं तस्मात्प्रवेशं नवमे तिथौ ।
नक्षत्रे च तथा वारे नैव कुर्यात्कदाचन (९१)

અર્થ—પ્રવેશ દિવસનાં તિથિ, નક્ષત્ર, અને વારથી ગણુતાં નવમાં તિથિ, નક્ષત્ર, ને વારમાં ગમન કરવું નહિં, તેમજ ગમન દિવસનાં તિથિ, નક્ષત્ર, અને વારથી ગણુતાં નવમાં તિથિ, નક્ષત્ર, અને વારમાં કદાપિ પ્રવેશ કરવો નહિં. (૯૧)

वस्त्रालंकरणानि पूर्णकलश स्तौर्यध्वनिः पुत्रवान्
शंखादर्श नृपाश्वदंतिसुरभिस्त्रीपुष्पधान्यादि च ।
दोलादीपाविधूमवन्हिसुराभिद्रव्याणि शुभ्रो वृषो
वेश्याछत्रवितानचामरकुमार्यो मीनगोरोचने ॥ १५ ॥

यद्यत्स्वांतनिवांततोषकरणं कोरुद्धृतं गोमयं
मृद्यांभोर्थघटान्वितः सहचरा धौतांबरो मौत्रकः ।
दुर्वादर्भरथाः पलान्नमदिरा वर्णी गुरुर्दैववि-
द्विप्रौ मित्रमृगावरोदनशवं सिद्धार्थदुग्धादि च ॥ १६ ॥

अन्वय—वस्त्रालंकरणानि पूर्णकलशः तौर्यध्वनिः पुत्रवान् शंखादर्श नृपाश्वदन्तिसुरभिस्त्रीपुष्पधान्यादि च दोलादीपाविधूमवन्हि-

सुरभि द्रव्याणि शुभ्रः वृषः वेश्याछत्रावितान चामरकुमार्यः मीन-गोरोचने ॥ १५ ॥

स्वांतनितान्ततोषणकरम् यत् यत् कोः उद्धृतम् गोमयम् च मृत् अंभोर्थघटान्वितः सहचरः धौताम्बरः मौत्रकः दुर्वादर्भरथाः पलास्रमदिराः वर्णी गुरुः दैववित् विप्रौ मित्रमृगौ अरोदनशवम् च सिद्धार्थदुग्धादि ॥ १६ ॥

**अन्वयार्थ—वस्त्र** વસ્ત્ર, **अलंकरणानि** ઘરેણાં, **पूर्णकलशः** પાણીનો ભરેલો ઘડો, **तौर्यध्वानिः** વાજાનો શબ્દ, **पुत्रवान्** પુત્રવાળો, **शंख** શંખ, **आदर्श** દર્પણ, **नृप** રાજા, **अश्व** ઘોડો, **दन्ति** હાથી, **सुरभि** ગાય, **स्त्री** સૌભાગ્યવતી સ્ત્રી, **पुष्प** પુષ્પ, **धान्यादि** કાળાં અનાજ શિવાયનું ધાન્ય વિગેરે, **च** અને, **दोला** હિંડોળો, **दीप** દીવો, **विधूमवान्हि** ધુમાડા વગરનો દેવતા, **सुरभिद्रव्याणि** સુગન્ધી પદાર્થો, **शुभ्रः** ધોળો, **वृषः** બળદ, **वेश्या** વેશ્યા, **छत्र** છત્ર, **वितान** ચંદરવો, **चामर** ચામર, **कुमार्यः** કુંવારી કન્યા, **मीन** માછલાં, **गोरोचने** ગોરૂ ચંદન. ॥ ૧૬ ॥

**स्वान्तनितान्ततोषणकरम्** મનને અત્યન્ત સંતોષકારક, **यद्यत्** જે જે પદાર્થો હોય તે, **कोः** જમીનપરથી **उद्धृतम्** લીધેલું, **गोमयम्** છાણુ, **च** અને, **मृत्** માટી, **अंभोर्थघटान्वितः** પાણી ભરવા માટે ઘડો લઇને, **सहचरः** સાથે આવનાર, **धौताम्बरः** ધોયેલાં વસ્ત્ર લેઇને આવતો, **मौत्रकः** ધોબી, **दुर्वा** ધરો, **दर्भ** દર્ભ, **रथाः** રથ, **पल** માંસ, **अस्त्र** લોહી, **मदिराः** દારૂ, **वर्णी** બ્રહ્મચારી, **गुरुः** ગુરૂ, **दैववित्** જોષી, **विप्रौ** બે બ્રાહ્મણ, **मित्र** મિત્ર, **मृगौ** હરિણ, **अरोदन शवम्** જેની પાછલ માણસો રડતાં ન હોય તેવું આવતું મડદું, **च** અને, **सिद्धार्थदुग्धादि** સરસવ, દુધ, વિગેરે. ॥ ૧૬ ॥

## ( શુભ શકુન બાબત. )

૧૫-૧૬ **ભાવાર્થ**—ધોળું લુગડું, સોના વિગેરેનું આભૂષણ, જલનો ભરેલો ઘડો, કોઈ પણ વાજીંત્રનો શબ્દ, છોકરાવાળો પુરૂષ, શંખ, દર્પણ, રાજા, ઘોડો, હાથી, ગાય, સૌભાગ્યવતી સ્ત્રી, ધોળું પુષ્પ, કાળા ધાન્ય શિવાય કોઈ પણ અનાજ, ઘોડીયું અથવા હિંડોળો કે પારણું દીવો, ધુમાડા વગરનો દેવતા, સુગંધવાળી વસ્તુ, ધોળો

બલદ, વેશ્યા, છત્ર, ચંદરવો, ચંમર, કુંવારી છોકરી, માછલાં, ગોરૂચંદન.

પોતાના મનને ગમતી પ્રિય વસ્તુ જમીનમાંથી લીધેલું એટલે માટી સહીત છાણુ, માટી, પ્રયાણુ કરનાર સાથે ઘડો લેઇને પાણી લેવા જતું, મનુષ્ય, લુગડાં ધોઇને આવતો ધોબી, ધરો, દર્ભ રથ, માંસ, લોઢું, દારૂ, બ્રહ્મચારી, ગુરૂ, જોષી, બે બ્રાહ્મણ, મિત્ર, હરિણ, જેમાં રૂદન થતું નથી, એવું સામું આવતું મડદું, પીળા સરસવ, દુધ વિગેરે.[1]

ज्यो. विं०–निशाटनारिष्टकपोतदुर्गा गोमायु वाध्रीणसरासभाख्याः।
विनिर्गमे वामगता वराः स्युः प्रवेशने दक्षिणभागसंस्थाः ( ९२ )

અર્થ—પ્રયાણુ કરીને નીકલતાં, ઘુવડ, કાગડો, કબુતર, દેવચકલી, શિયાલ, અને ગધેડું, એ સર્વે ડાબી બાજુ હોય તો શ્રેષ્ટ જાણવું, અને પ્રયાણુ કરીને પાછા આવતી વખતે પ્રવેશ કરવામાં જમણી બાજુ હોય તો શુભ સમજવું. ॥૯૨॥

कुर्वन्दक्षिणतः सदेतदितरद्वामे प्रकुर्वन्व्रजे–
ऽद्रसमास्थींधनविट् तुषाश्मलवणोपानत्तृणायस्कराः ।
पिण्याकौषधकृष्णधान्यरुदनं तक्रं सधूमानलः
कार्पासारुणपुष्पचर्म च गुडस्तैलायसी कर्दमः ॥ १७ ॥
मत्तो वांत बुभुक्षितांतकखला मुंडी जटी व्याधितः
खंजव्यंगदिगंबरा यति ररिः काषायिमुक्तालकौ ।
चौराभ्यक्तमलाविलाश्च पतितः पाश्यर्गली गुर्विणी
वंध्या कृष्णतृषाहिभेकसरठा गोधा वराहः शशः ॥ १८ ॥
जाहौतु महिषः खरोष्ट्रमहिषारूढाश्च रिक्तो घट–
श्छिक्कामाणि शिरोंग कंपपदवीबंधाः कुवागाहवौ ।
पातो यानपलायनंश्वकलहः षंढं क्षुतं गो ज्वल–
द्वेश्मेति प्रतिबंधकाः कुशकुनाश्छिक्कादिका मृत्युदाः ॥ १९ ॥

1—मु० वी०–विप्रागो०—એ શ્લોકમાં પ્રયાણુ વખતે એ વસ્તુમાંની કોઇ પણુ વસ્તુ જોવામાં આવે તો શુભ જાણવી, એમ કહ્યું છે.

अन्वय—सत् एतत् दाक्षिणतः कुर्वन् इतरत् वामे प्रकुर्वन् व्रजेत् भस्मास्थीन्धनविट्तुषाश्मलवणोपानत्तृणायस्कराः पिण्याकौष-धकृष्ण धान्यरुदनम् तक्रम् सधूमानलः कार्पासारुणपुष्पचर्म च गुडः तैलायसी कर्दमः ॥ १७ ॥

मत्तः वान्तबुभुक्षितान्तकखलः मुंडी जटी व्याधितः खंज-व्यंग दिगंबराः यतिः अरिः काषायिमुक्तालकौ चौराभ्यक्तमला-विलाः पतितः पाशी अर्गली गुर्विणी वंध्या कृष्णवृषाहिभेकसरठाः गोधा वराहः शशः ॥ १८ ॥

जाहौतू महिषः खरोष्ट्रमहिषारूढाः च रिक्तः घटः छिक्काः मौणिशिरोंग कंपपद्वी बंधाः कुवागाहवौ पातः यानपलायनम् श्व-कलहः पंढम् गोः क्षुतम् ज्वलद्वेश्म इति कुशकुनाः प्रतिबंधकाः स्युः छिक्कादिकाः ( कुशकुनाः ) मृत्युदाः स्युः ॥ १९ ॥

अन्वयार्थ—सत् एतत् પૂર્વે કહેલા સર્વે શુભ શકુનોને, दक्षिणतः જમણા હાથ તરફ લઇને, इतरत् અશુભ શકુનો, वामे ડાબા હાથ, प्रकुर्वन् લઇને, व्रजेत् જવું, भस्म ભસ્મ, अस्थि હાડકાં, इन्धन લાકડાં, विट् વિષ્ટા, तुष ફોતરાં, अश्म પથ્થર, लवण મીઠું, उपान જોડા, तृण ઘાસ, अयस्कराः લુહાર, पिण्याक ખાંડેલા તલ, औषध ઓષડ, कृष्णधान्य કાળું અનાજ, रुदनम् રડવું, तक्रम् છાશ, सधूमानलः ધુમાડાવાળો દેવતા, कार्पास કપાસ, अरुणपुष्प લાલ પુષ્પ, चर्म ચામડું, च અને, गुडः ગોળ, तैल તેલ, अयसी લોઢું, कर्दमः કાદવ. ॥ ૧૭ ॥

मत्तः ગાંડો, वान्त ઉલટી કરનાર, बुभुक्षित ભુખ્યો, अन्तक હિંસક, खलः દુર્જન, मुंडी મુંડન કરાવેલો, जटी જટાધારી, व्याधितः રોગી, खंज લંગડો, व्यंग અંગરહિત, ( કંઇ પણ અંગમાં ખોડવાલો ) दिगम्बराः નગ્ન, यतिः સંન્યાસી, अरिः શત્રુ, काषायि ભગવાં લુગડાં પહેરનાર, मुक्तालकौ છુટા કેશવાલો, चौर ચોર, अभ्यक्त તેલ ચોપડેલો, मलाविलाः મલિન, पतितः ભ્રષ્ટ, पाशी પાશ ધારણ કરનાર, अर्गली બેડીવાળો, गुर्विणी ગર્ભવતી સ્ત્રી, वन्ध्या વાંઝણી, कृष्णवृष કાળો બલદ, अहि સાપ, भेक દેડકો, सरठाः કાંચડો, गोधा ઘો, वराहः સુવર, शशः સસલો. ॥ ૧૮ ॥

**जाहू** ગાત્ર સંકોચ કરનાર પ્રાણી, **ओतु** બિલાડું, **महिषः** પાડો, **खर** ગધેડો, **उष्ट्र** ઉંટ, **महिष** પાડો, **आरूढाः** તેમના ઉપર બેઠેલો, **च** અને **रिक्तः घटः** ખાલી ઘડો, **छिक्का** છીંક, **प्राणिशिरोंग कंपपदवींबंधाः** મસ્તક કે અંગ કંપાવનારૂં પ્રાણી, માર્ગબંધ, **कुवाक्** ખરાબ વાણી, **आहव** યુદ્ધ, **पातः** વસ્ત્રાદિનું પડવું, **यानपलायनम्** અશ્વાદિ વાહનનું નાશી જવું, **श्वकलहः** કુતરાનો કલેશ, **षंढम्** નપુંસક, **गोः क्षुतम्** ગાયની છીંક, **ज्वलद्वेश्म** બળતુ ઘર, **इति** એ પ્રમાણે, **कुशकुनाः** અપશકુનો, **प्रतिबंन्धकाः स्युः** કાર્યનો પ્રતિબંધ કરે છે, **छिक्कादिकाः** છીંક વિગેરે, ( **कुशकुनाः** અપશકુનો ), **मृत्युदाः स्युः** મરણ કરે છે. ॥ ૧૯ ॥

## ( અશુભ શકુન બાબત. )

**૧૭-૧૮-૧૯-ભાવાર્થ**—પ્રયાણ કરતી વખત પહેલા કહેલા સમસ્ત શુભ શકુનો પ્રયાણ કરનારની જમણી બાજુએ લેવા, અને દરેક અશુભ શકુનોને ડાબી બાજૂએ રાખીને પ્રયાણ કરવું. ભસ્મ, હાડકાં, લાકડાં, અથવા છાંણાં, વિષ્ટા, અનાજના ઉપર થી નીકળેલાં ફોતરાં, કે કુશકા, પથ્થર, મીઠું, જોડા, ઘાસ, લુહાર, ખાંડેલા તલ, કે તલનો ખોર, ઓષડ, કાળું અનાજ, રૂદન, છાશ, ધુમાડાવાલો દેવતા, લાલ પુષ્પ, ચાંમડુ, ગોળ, તેલ, લોઢું, કાદવ,

ગાંડો, ઉલટી કરનાર, ભુખ્યું માણુસ, જીવહિંસા કરનાર, દુર્જન, માથે વાર વગરનો, ( તદન બોડો ) જટાધારી, રોગી, લુલો, કોઇ પણ અંગમાં ખોડ ખામીવાળો, નાગો, સન્યાસી શત્રુ, ગેરૂથી રંગેલા ભગવા લુગડાવાળો, છુટા કેશવાલો, ચોર, તેલ ચોળેલો, મલીન, પતિત થઇ ગયેલો, ( ન્યાત બહાર વટલેલો મહાપાપી, વિગેરે ) જેના હાથમાં જનાવર પકડવાનો પાશ રહેલો છે એવો, કેદીને પહેરાવાતી બેડી જેના હાથમાં હોય એવો મનુષ્ય, ગર્ભવાળી સ્રી, વાંઝણી સ્રી, કાળા બલદ, સાપ, દેડકો, કાચંડો, ઘો, ભૂંડ, અને સસલું.

અંગસંકોચ કરનાર શેલું, બિલાડી, પાડો, ગધેડું, ઉંટ, કે પાડા ઉપર બેઠેલુ માણુસ ખાલી ઘડો, છીંક, મસ્તક કે અંગ કંપાવનાર,

અશ્વાદિ પ્રાણી, માર્ગબંધ,[1] ખરાબ શબ્દોનું સાંભળવું, યુદ્ધ, (બિલાડા, કે પાડા વિગેરેની લડાઇ), કપડાં વિગેરેનું પડવું, પ્રયાણ માટે તૈયાર કરેલા ઘોડા વિગેરે વાહનનું નાશી જવું, કુતરાઓનું લડવું, નપુંસક, ગાયની છીંક, બળતું ઘર, ઇત્યાદિ અપશકુનો કાર્યસિદ્ધ થવામાં અડચણ કરે છે, અને છીંક વિગેરે અપશકુનો મરણ કરેછે.

મુ० प्र०—छिंकाशब्दं प्रवक्ष्यामि पूर्वस्यामशुभं फलम् ।
आग्नेयां शोकदुःखं स्यादारिष्टं दाक्षिणे तथा ( ९३ )
नैऋत्यां च शुभं प्रोक्तं पश्चिमे मिष्टभक्षणम् ।
वायव्ये धनलाभस्तु उत्तरे कलहस्तथा ( ९४ )
ईशान्यां च शुभं ज्ञेयमात्मशिंका महद्भयम् ।
ऊर्ध्वे चैव शुभं ज्ञेयं मध्ये चैव महद्भयम् ( ९५ )

અર્થ—પ્રયાણ કરતાં, પૂર્વદિશામાં છીંક થાય તો અશુભ, અગ્નિકોણમાં શોક, દુઃખ, દક્ષિણમાં અરિષ્ટ, નૈરૂત્યમાં શુભ, પશ્ચિમમાં મિષ્ટાન્ન મલે, વાયવ્યમાં ધનલાભ, ઉત્તરમાં કલેશ, ઇશાનમાં શુભ, ઉર્ધ્વભાગમાં શુભ, અને પોતાના પાસેજ નજીકમાં છીંક થઇ હોય તો મહાન ભય પ્રાપ્ત થાય છે, તેમાં પણ પોતાની છીંક થઇ હોય તો મહાન ભય થાય છે. આ પ્રમાણે છીંક સાંભલવાનું ફ્લ કહેલું છે. (૯૩–૯૪–૯૫)

बुधैः शिंकारवं श्रुत्वा पादच्छायां च कारयेत् ।
त्रयोदशयुतां कृत्वा चाष्टभि र्भागमाहरेत् ( ९६ )
लाभसिद्धि हानिशोक भयं श्रीदुःखनिष्फले ।
क्रमेणैव फलं ज्ञेयं गर्गेण च यथोदितम् ( ९७ )

અર્થ—ડાહ્યા માણસોએ છીંકનો શબ્દ સાંભળીને પોતાની છાયાને પગથી માપવી, જેટલાં પગલાં થાય, તેમાં ૧૩ યુક્ત કરવા, પછી આઠે ભાગ લેવો. જો એક શેષ રહે તો લાભ, ૨ સિદ્ધિ, ૩ હાનિ, ૪ શોક, ૫ ભય, ૬ લક્ષ્મી, ૭ દુઃખ, અને ૮ રહેવાથી નિષ્ફલ, એ પ્રમાણે ગર્ગાચાર્યએ છીંકનું ફ્લ કહેલું છે. ( ૯૬–૯૭ )

---

૧—શુકન લેઇને જતાં, પોતાના જવાનાજ રસ્તામાં કરોળીઆની જાલ બંધાઇ હોય, મંકોડા, કે કીડી વિગેરેની હાર ( લેન ) બંધાઇ હોય, અથવા સાપ જેવા કોઇ પણ ઝેરી જનાવરનું માર્ગમાં આડું જવું નજરે દેખાય, તેને માર્ગબંધ કહે છે.

भृंगाल्युष्ट्रपठच्छुकाश्चनखिनः स्त्रीसंज्ञका वामतः
काली कुक्कुटपुंप्रथाश्च सुरभिर्दक्षेऽमनो भीष्टदाः ।
भारद्वाजशिखंडिचाषनकुला हंसोज एते दृशं
याता इष्टाफलाः स्यु रासभरवो वामेपि पृष्ठेर्थदः ॥ २० ॥

अन्वय—भृंगाल्युष्ट्रपठच्छुकाः च नखिनः स्त्रीसंज्ञकाः वामतः कालीकुक्कुटपुंप्रथाः च सुरभिः दक्षे मनोभीष्टदाः भारद्वाजशिखंडि चाषनकुलाः हंसः अजः एते दृशम् याताः इष्टफलाः स्युः रासभरवः वामे पृष्ठे अपि अर्थदः ॥ २० ॥

अन्वयार्थः—भृंग ભમરો, आलि વીંછી, उष्ट्र ઉંટ, पठच्छुकाः બોલતો રાજપોપટ, च અને, नखिनः નખવાળા કુતરા વિગેરે પશુઓ, स्त्रीसंज्ञकाः ચકલી વિગેરે સ્ત્રીજાતનાં પ્રાણીઓ, वामतः ડાબી તરફ, काली ભેંસ, कुक्कुट કુકડો, पुंप्रथाः કાગડા આદિ પુરૂષસંજ્ઞક પક્ષિઓ, च અને, सुरभिः ગાય, दक्षे જમણી તરફ, मनोभीष्टदाः મનવાંછિત ફલ આપે છે, भारद्वाज ભારદ્વાજ પક્ષિ, शिखंडि મોર, चाष ચાષ, नकुलाः નોળીયું, हंसः હંસ, अजः બકરો, एते એ બધા. दृशम् याताः નજરે પડેલા હોય તો, इष्टफलाः स्युः ઇષ્ટ ફલ આપે છે, रासभरवः ગધેડાનો શબ્દ, वामे ડાબી બાજુએ, पृष्ठे अपि પાછલ પણ, अर्थदः કાર્યસિદ્ધિ કરે છે. ॥ ૨૦ ॥

૨૦ ભાવાર્થ—ભ્રમર, વીંછી, ઉંટ, બોલતો રાજપોપટ, નખવાલા કુતરા જેવાં પશુઓ, અને ચકલી જેવાં સ્ત્રીજાતિનાં પક્ષિઓ, એ સર્વેમાંના કોઇ પણ શુકન પ્રયાણસમયે ડાબી બાજુએ સારા જાણવા, ભેંસ; કુકડો, તેમજ કાગડા જેવાં પુરૂષસંજ્ઞક પક્ષિઓ, ગાય, એ સર્વેમાંના કોઇ પણ શુકન, દક્ષિણબાજુએ સારા સમજવા. ભરદ્વાજ, મોર, ચાષ, નોળીયું, હંસ, અને બકરૂં, એ એ સર્વેમાંથી પ્રયાણસમયે કોઈ પણ જોવામાં આવે તો શુભ ફલ આપે છે, અને ગધેડું પાછલ અથવા ડાબી બાજુએ ભુંકતું હોય તો સારૂં જાણવું.

मु०—ग०—शीर्षोदरहनुघ्राण हृत्कंठस्कंधपृष्ठकम् ।
स्वा दक्षिणेन पादेन कंडूयन् गमनादिषु ( ९८ )
लाभं क्षेमं जयं धत्ते दक्षिणांगे विशेषतः ।
वामपादेन सर्वस्य नाशं प्रोक्तं फलस्य च ( ९८ )

**અર્થ**—પ્રયાણુ કરતી વખતે કુતરૂં પોતાના જમણા પગવડે, જમણાં અંગમાં, મસ્તક, ઉદર, ગળાનો પાછલો ભાગ, નાક, હૃદય, કંઠ, સ્કંધ, અને પાછલનો ભાગ, ખંજોરે તો લાભ, કલ્યાણ, અને જય મલે છે, અને તેજ ભાગોને ડાબા પગથી ખંજોરે તો અશુભ ફલ મલે છે. ( ૯૮–૯૯ )

( અકાલ વૃષ્ટિ બાબત. )

मु.-चिं०—यदि मास्सु चतुर्षु पौषमासादिषुवृष्टिर्हि भवेदकालवृष्टिः ।
पशुमर्त्यपदांकिता न यावद्वसुधा स्यान्न हि तावदेव दोषः ( १०० )

**અર્થ**—જો પોષમાસથી આરંભીને, ચાર માસ સુધીમાં વૃષ્ટિ થાય તો અકાલવૃષ્ટિ કહેવાય. જે અકાલવૃષ્ટિમાં મનુષ્ય અને પશુનાં પગલાંથી પૃથ્વી ચિન્હવાલી ન થાય, તો તેનો દોષ નથી, અને ચિન્હિત થયા પછી દોષ છે. (૧૦૦)

मु०—प्र०—मार्गान्मासात्प्रभृतिमुनयो व्यासवाल्मीकिगर्गा
श्चैत्रं यावत् प्रवर्षणविधौ नेतिकालं वदन्ति ।
नाडीजंघः सुरगुरुमुनि र्वक्ति वृष्टे रकालौ
मासा वे तौ न शुभफलदौ पौषमाघौ न शेषाः (१०१)

**અર્થ**—માર્ગશીર્ષમાસથી, ચૈત્રસુધી વરસાદ થાય તો વ્યાસ, વાલ્મીક, ગર્ગ આદિ મહર્ષિઓના મત પ્રમાણે અકાલવૃષ્ટિ જાણવી. અને નાડી જંઘ-રૂષિ, તથા બૃહસ્પતિના મત પ્રમાણે પૌષ ને માઘમાં વૃષ્ટિ થાય તો અકાલવૃષ્ટિ જાણવી. જેથી તે બે મહિના દોષકારક સમજવા, બીજા શુભ જાણવા. (૧૦૧)

( અકાલ વૃષ્ટિના દોષનો પરિહાર. )

सूर्य चंद्रमसो र्बिबे कृत्वा हेममये तदा ।
दत्वा न त्वा नरो यायात्कार्ये त्यावश्यके सति ( १०२ )

**અર્થ**—અકાલવૃષ્ટિ થઈ હોય, અને પ્રયાણુ કરવાની અતિ આવશ્યકતા હોય, તો સૂર્ય, ચંદ્રના સોનાનાં પ્રતિબિંબ કરીને તેને નમસ્કાર કરી તેનું દાન કર્યા પછી પ્રયાણુ કરવું. ( ૧૦૨ )

नद्युत्तारभयप्रवेशसमरद्यूतेषु नष्टेक्षणे
व्याधौ स्युः शुभदा विलोमशकुना नाड्या इडाया भरे ।
आद्ये दुःशकुने निवृत्य च शुचि र्भूत्वाष्टधाऽस्वायमं
कृत्वेयादपरेऽष्टि वारमपरे दत्वा सुवर्णं व्रजेत् ॥ २१ ॥

अन्वय—नद्युत्तारभयप्रवेशसमरद्यूतेषु नष्टे क्षणे व्याधौ विलोमशकुनाः शुभदाः स्युः इडायाः नाड्याः भरे आद्ये दुःशकुने निवृत्य च शुचिः भूत्वा अष्टधा अस्वायमम् कृत्वा यायात् अपरे अष्टिवारम् अपरे सुवर्णम् दत्वा व्रजेत् ॥ २१ ॥

आन्वयार्थ—**नद्युत्तारभयप्रवेशसमरद्यूतेषु** નદી ઉતરવું, ભય, પ્રવેશ, લડાઈ, જુગારમાં, **नष्टे क्षणे** ગયેલી વસ્તુમાં દેખવામાં, **व्याधौ** વ્યાધિમાં **विलोमशकुनाः** અશુભ શુકનો, **शुभदाः स्युः** સારૂં ફલ આપે છે, **इडाया, नाड्याः** ઇડા નાડીના ( ડાબી નાસિકાના ), **भरे** શ્વાસમાં, **आद्ये** પહેલા, **दुःशकुने**, અપશુકનમાં, **निवृत्य** પાછા ફરીને, **च** અને, **शुचिः भूत्वा** પવિત્ર થઇને, **अष्टधा** આઠ પ્રકારે, **अस्वायमम्** પ્રાણાયામ, **कृत्वा** કરીને, **यायात्** જવું, **अपरे** બીજી વખત અપશુકન થાય તો, **अष्टिवारम्** ૧૬ વખત, **अपरे** ત્રીજી વખત થાય તો, **सुवर्णम्** સોનું, **दत्वा** આપીને, **व्रजेत्** જવું. ॥ ૨૧ ॥

**॥ કયે વખતે અશુભ શકુનો શુભ જાણવા. ॥**

**૨૧ ભાવાર્થ**—નદીના ઉતરવામાં, રાજ્યના ભયમાં, ગામ વિગેરેના પ્રવેશમાં, યુદ્ધમાં, જુગારમાં. ગયેલી વસ્તુના ખોળવામાં, રોગીને દવા કરવા જવામાં, અશુભ શુકન થાય તો તે પણ શુભ સમજવા.

**( અશુભ શુકનનો પરિહાર. )**

યાત્રાએ જનાર માણસને પહેલી વખત અપશકુન થાય તો પાછા ફરી પવિત્ર થઇ આચમન કરી આઠ વખત પ્રાણાયામ કરી પછી જવું. બીજી વખતે અપશુકન થાય તો તેજ પ્રમાણે પાછા વળી ૧૬ પ્રાણાયામ કરીને જવું, અને ત્રીજી વખત પણ અપશુકન થાય તો સોનાનું દાન કરીને જવું, પરંતુ અવશ્ય જવા જેવું હોય તો

જવું, જરૂર વિના કોઇ વખત અપશુકનમાં પ્રયાણ કરવુંજ નહિં, જેને પ્રાણાયામ કરવાનો અધિકાર નથી તેણે તેટલી વિલંબ[1] કરીને પછી જવું શુભ છે.

(અપશકુનમાં દાન.)

आर्ष्टिषेणिः—यदाऽपशकुनं पश्ये द्विपरीत मुपस्थितम् ।
सघृतं कांचनं दत्वा निर्विशंकः सुखं व्रजेत् (१०३)

અર્થ—પ્રયાણ કરતી વેળાએ જો અપશકુન થયા હોય, તો ઘી, અને સોનાનું દાન કરીને નિઃશંકપણાથી પ્રયાણ કરવું. (૧૦૩)

(યાત્રા કરીને આવતાં પોતાના નગરમાં પ્રવેશ કરવાનું મુ૦)

ज्यो०–विं०—

निजंपुरं याननिवर्तितो नरो जीवादिपंचग्रुषु संविशेदसौ ।
सवासवाक्षिप्रमृदुध्रुवेष्वथ स्थिरोदये शुद्धलग्नांत्यकंटके (१०४)

અર્થ—રવિ, સોમ, ગુરૂ, શુક્ર, શનિ, એ વારો, ધનિષ્ટા, ક્ષિપ્ર, મૃદુ, ને ધ્રુવસંજ્ઞક નક્ષત્રો, સ્થિરલગ્ન, અને કેંદ્ર, ને ત્રિક સ્થાનમાં અનુંકુલ ગ્રહો હોય ત્યારે યાત્રાથી પાછા વલીને પોતાના નગરમાં પ્રવેશ કરવો શુભ છે. (૧૦૪)

मु०–क०–व्रतं च चूडाकरपीडनं नो रजस्वला वाप्यथ सूतिका वा।
अंबाविशुद्धौ विदधीतचेन्नो लग्नांतरं शांतिकतोऽपि कुर्यात् (१०५)

અર્થ—માતા રજસ્વલા, અથવા સુવાવડી હોય તો ચૌલ, જનોઈ, અને વિવાહ, કરવો નહિં, શુદ્ધિ થયા પછી અથવા શાંતિ કર્યા પછી તે કાર્યો કરવાં(૧૦૫)

चेज्जन्ममासो विपरीतपक्षे वारो भैर्विवेदिनरात्री भेदे ।
चेज्जन्मभं स्या च तदर्धभेदे सन्मंगलं प्राप्य जना वदन्ति (१०६)

---

૧—એક પ્રાણાયામનો વખત બે મિનીટ જાણવો, એટલે આઠ પ્રાણાયામને માટે ૧૬ મીનીટ, અને સોળ પ્રાણાયામને માટે ૩૨ મિનીટ જેટલો વખત રોકીને જવું શુભ છે.

અર્થ—જન્મનો માસ શુભ કામોમાં નિષિદ્ધ કહેલો છે. પરંતુ તે મહિનાના જે પક્ષમાં જન્મ હોય, તે શિવાયના તેજ મહિનાનો બીજો પક્ષ લેવાને હરકત નથી, તેમજ જન્મનો વાર નિષિદ્ધ છે. પરંતુ દિવસે જન્મ હોય તો તે વારની રાત્રિ, અને રાત્રિએ જન્મ હોય તો દિવસ લેઈ શકાય છે. તેવીજ રીતે જન્મનક્ષત્રના આગલા અર્ધા ભાગમાં જન્મ હોય તો પાછલો અર્ધભાગ, અને પાછલા અર્ધા ભાગમાં જન્મ હોય તો આગલો અર્ધો ભાગ લેઈ શકાય છે એ પ્રમાણે વિદ્વાનો કહે છે. ( ૧૦૬ )

सच्छ्रीभूषितगुर्जरान्तरगते खेडाख्यभागेलसन्–
नानासत्कुलदीपिते कपडवञ्जाख्ये पुरे वासिना ।
श्रीसोमेश्वरसाक्षरेण रचितां मार्तण्डबोधोज्वलां
सट्टीका मगमन्मुदा प्रकरणं यात्रोदितं चाष्टमम् ॥

અર્થ—સત્પુરૂષો, અને લક્ષ્મીથી આભૂષિત એવા ગુજરાત દેશના અંતર્ગત ખેડાજીલ્લામાં આવેલા નાના પ્રકારના સારા કુલોથી પ્રકાશિત એવા કપડવંજ નામના શહેરમાં રહેનાર સાક્ષરશ્રી " સોમેશ્વર " જોષીએ રચેલી " મુહૂર્તમાર્તણ્ડ "નો બોધ થવામાં ઉપયોગી આ ટીકામાં " યાત્રા " નામનું આઠમુ પ્રકરણ સમાપ્ત થયું.

॥ इति यात्राप्रकरणम् ॥



# ॥ अथ मिश्रप्रकरणम् ॥ १ ॥

जन्मांगर्क्षदशेश सद्ग्रहकुजैः सार्कैं बलिष्ठैं मृदु-
क्षिप्रेंद्रध्रुवभैः स्थिरर्द्धिनृतनौ व्यारान्हि भूपस्थितिः ।
स्वस्वर्क्षैः समृदुध्रुवर्क्षचरभक्षिप्रैः सुरस्थापनं
प्रोचुर्माघयुगे चराधयुगले व्यारान्हि पूर्वाह्णके ॥ १ ॥

अन्वय—जन्मांगर्क्षदशेश सद्ग्रहकुजैः सार्कैः बलिष्ठैः मृदुक्षिप्रेन्द्रध्रुवभैः स्थिरर्द्धिनृतनौ व्यारान्हि भूपस्थितिः समृदुध्रुवर्क्ष चरभक्षिप्रैः स्वस्वर्क्षैः माघयुगे च राधयुगले व्यारान्हि पूर्वाह्णके सुरस्थापनम् प्रोचुः ॥ १ ॥

अन्वयार्थ—जन्मांगर्क्षदशेसद्ग्रहकुजैः જન્મલગ્નને રાશિ, અને દશાનોસ્વામી, શુભગ્રહો, મંગલ, सार्कैः સૂર્ય સાથે बलिष्ठैः બલિષ્ઠ હોય. मृदु મૃદુ, क्षिप्र, ક્ષિપ્ર, इन्द्र, જ્યેષ્ઠા, ध्रुवभैः ધ્રુવનક્ષત્રોવડે, स्थिरर्द्धिनृतनौ સ્થિર-ઉપચય અને પુરૂષરાશિના લગ્નમાં व्यारान्हि મંગલશિવાયનાવારમાં, भूपस्थितिः રાજ્યાભિષેક થાય, समृदु મૃદુસહીત ध्रुवर्क्ष ધ્રુવ चरभ, ચર, क्षिप्रैः અને ક્ષિપ્રનક્ષત્રો. स्वस्वर्क्षैः પોતપોતાના નક્ષત્રોવડે माघयुगे માઘ અને ફાગણમાં च અને राधयुगले વૈશાખ અને જ્યેષ્ઠામાં व्यारान्हि મંગલ-શિવાયના વારમાં पूर्वाह्णके બપોર પહેલાં सुरस्थापनम् દેવની પ્રતિષ્ઠા प्रोचुः કહી છે. ॥ ૧ ॥

॥ રાજ્યાભિષેકનું મુ૦ ॥



ભાવાર્થ—જન્મલગ્ન, જન્મરાશિ, અને રાજ્યાભિષેક વખતે ચાલતી પોતાની દશા એ ત્રણેના સ્વામીઓ તથા શુભગ્રહો તેમજ રવિને મંગલ, એ સ્થાનાદિક થી બલવાન હોય એવો વખત હોય ત્યારે, મંગલશિવાયના

કોઈ પણ વારમાં, અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, ઉ–ફા, હસ્ત, ચિત્રા, અનુરાધા, જ્યેષ્ઠા, ઉ–ષા, અભિજીત, ઉ–ભા, રેવતી, એ નક્ષત્રોમાં, તેમજ જન્મરાશિને જન્મલગ્નથી ઉપચયસ્થાનમાં રહેલી સ્થિરરાશિનું પુરૂષલગ્ન હોય ત્યારે, રાજાઓને ગાદીએ બેસાડવાનું મુહૂર્ત શુભ જાણવું.

(દેવપ્રતિષ્ઠાનું મુ૦.)

માઘ, ફાગણ, વૈશાખ, ને જ્યેષ્ઠ એ માસો, મંગલશિવાયનો કોઈ પણ વાર અશ્વિની રોહિણી, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, ઉ–ફા, હસ્ત, ચિત્રા, સ્વાતી; અનુરાધા, ઉ–ષા, અભિજીત, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, ઉ–ભા, રેવતી, એ નક્ષત્રો તથા જે જે દેવની પ્રતિષ્ઠા કરવી હોય તે તે દેવના નક્ષત્રમાં, બપોર પહેલાં પ્રતિષ્ઠા કરવી.

(રાજ્યાભિષેકમાં વિશેષતા.)

मु०–चिं०—

राजाभिषेकः शुभ उत्तरायणे गुर्विंदुशुक्रैरुदितै र्बलान्वितैः ।
भौमार्कलग्नेशदशेशजन्मपे नो चैत्ररिक्तारनिशामलिम्लुचे ( १ )
शाक्र श्रवः क्षिप्रमृदुध्रुवोडुभिः शीर्षोदये वोपचये शुभे तनौ ।
पापै स्त्रिषष्ठायगतैः शुभग्रहैः केंद्रत्रिकोणाय धनत्रिसंस्थितैः ( २ )

અર્થ—ચૈત્રમાસ, અધિકમાસ, ૪–૯–૧૪ તિથિઓ, મંગલવાર, અને રાત્રિનો ત્યાગ કરીને, ઉત્તરાયણના સૂર્યમાં, ચંદ્ર, ગુરૂ, શુક્ર, ઉદયનાને બલ પામ્યા હોય, સૂર્ય, મંગલ, જન્મલગ્નેશ, ચાલુ દશેશ, અને જન્મરાશીનો સ્વામી બલવાન હોય, અને જ્યેષ્ઠા, શ્રવણ, ક્ષિપ્ર, મૃદુ, ધ્રુવ, સંજ્ઞાના નક્ષત્રોમાં, મિથુન, સિંહ, કન્યા. તુલા, વૃશ્ચિક, અને કુંભલગ્નોમાં, જન્મલગ્ન અને જન્મરાશિથી, ૩–૬–૧૦–૧૧ પૈકી કોઇ પણ લગ્નમાં, લગ્નમાં શુભગ્રહ હોય, અથવા કેંદ્ર, ત્રિકોણ, અને ૨–૩–૧૧ મે હોય, ને પાપગ્રહ ૩–૬–૧૧ પૈકી કોઇ પણ સ્થાનમાં રહ્યા હોય તો રાજ્યાભિષેક કરવો શુભ છે.

अथ शस्त्रधारणम्—શસ્ત્ર ધારણ કરવાનું.

मु०ग०–पुनर्वसु द्वये हस्ते चित्रायां रोहिणीद्वये ।
विशाखादि त्रये कुर्यात् त्र्युत्तरे रेवतीद्वये ( ३ )

**रिक्तां विनातिथौसूर्य शुक्रजीवदिने तथा ।**
**सन्नाह छुरिका खड्ग कुंतशस्त्रादि धारणम् ( ४ )**

**અર્થ**—પુનર્વસુથી બે, હસ્ત ચિત્રા, રોહિણીથી બે, વિશાખાથી ત્રણ, ત્રણે ઉત્તરા, ને રેવતીથી બે, એ નક્ષત્રોને રિક્તા શીવાયની તીથીઓમાં રવિ, શુક્ર, ને ગુરૂ, વારે બખ્તર, છરી, તલવાર, ભાલો, વિગેરે **શસ્ત્રો** ધારણ કરવાં શુભ છે.

**अथ धनुर्विद्यारंभः—ધનુર્વિદ્યાનો આરંભ.**

**अनुराधामघापुष्यमृगशीर्षेष्टमी तिथौ ।**
**धनुर्विद्यादिकं कार्यं द्वादश्यां शुभवासरे ( ५ )**

**અર્થ**—અનુરાધા, મઘા, પુષ્ય, ને મૃગશીર, આઠમ, બારશ એ તીથીઓને શુભવારોમાં ધનુર્વિદ્યાદિકનો આરંભ કરવો.

**अथ कुंत सर्वशस्त्रादि शस्त्राभ्यासः કુંતાસ્ત્ર, સર્વાસ્ત્ર, વિગેરે શસ્ત્રોનો અભ્યાસ.**

**हस्तत्रयोत्तरेश्विन्यां पुनर्भेश्रवपुष्ययोः**
**शुभाहे विबुधे खड्ग कुंतादींश्च समभ्यसेत् ( ६ )**

**અર્થ**—હસ્તથી ત્રણ, ત્રણ ઉત્તરા, અશ્વીની, પુનર્વસુ, શ્રવણ, પૂષ્ય, એ નક્ષત્રોને સારી તીથીઓમાં બુધ વગરના વારમાં ખડગભાલો ઇત્યાદીક હરકોઇ **શસ્ત્રાદીકનો** અભ્યાસ કરવો ઠીક છે.

**अथशत्रूसंधिः—શત્રૂ સાથે સંપ કરવાનું.**

**अनुराधा मघा पुष्ये तिथ्यर्द्धे तैतिलाभिधे ।**
**लग्ने सद्दृष्टिगेऽष्टम्यां द्वादश्यां संधिरिष्यते ( ७ )**

**અર્થ**—અનુરાધા, મઘા, પુષ્ય, એ નક્ષત્રો, ને તીથીના પહેલા અર્ધ ભાગમાં, તૈતલકર્ણમાં શુભગ્રહની દૃષ્ટિવાળું લગ્ન હોય આઠમને બારશ એ તીથીયો હોય, ત્યારે **શત્રૂ સાથે** મિત્રતા બાંધવી શુભ છે.

**( મુગટ ધારણ કરવાનું. )**

**ज्यो०-विं०-गुरुभश्रुतिधीरवास वैश्वैरधिदोरैंद्र पयोर्यधिष्ण्यपौष्णैः।**
**रविसत्सुविवित्सुपापमुक्ते मुकुटं मस्तकभोदये विदध्यात् ॥**

**અર્થ**—પુષ્ય, શ્રવણુ, ધ્રુવસંજ્ઞક નક્ષત્રો; ધનીષ્ઠા, આર્દ્રા, હસ્ત, જ્યેષ્ઠા, શતભીષા, રેવતી, એ નક્ષત્રો, બુધ રહીત ને રવિસહિત શુભગ્રહોના વારમાં પાપગ્રહરહીત શીર્ષોદય લગ્નમાં પ્રથમ મુકુટ[1] (દેવ, રાજા વિગેરે) ધારણુ કરવાનું શુભ છે.

**राज्ञां छत्र चामरसिंहासनादि कृत्यम्—છત્ર ચામર સિંહાસન ચામર પાલખી વિગેરેનું મુહુર્ત.**

**चामरछत्र दोलादीन् द्वीपी सिंहासनादिकम् ।**
**पट्टाभिषेक मेसर्वे विदध्या च्छोभनेदिने ( ८ )**

**અર્થ**—શુભ દિવસોમાં પટ્ટાભીષેકના નક્ષત્રોમાં ચામર, છત્ર, સિંહાસન, પાલખી, હાથીની અંબાડી વિગેરેનો આરંભ કરવો.

**मृगया ( શીકાર ) રમવાનું.**

**आश्लेषाभरणी ज्येष्ठा पूर्वार्द्रा स्वाति मूल भे ।**
**विशाखायां चपा पेन्हि यायादा खेटके नृपः ॥**

**અર્થ**—આશ્લેષા, ભરણી, જ્યેષ્ઠા પુર્વા, આર્દ્રા, સ્વાતી, મૂલ વિશાખા એ નક્ષત્રોને પાપગ્રહોના વારોમાં મૃગયા રમવાની (શીકારની) શરૂઆત કરવી.

**शत्रू चोर बंधनं ताडनं च—શત્રૂ ને ચોરને બાંધવાનું ને મારવાનું.**

**ज्येष्ठार्द्रा भरणीपूर्वा मूलाश्लेषामघाद्वये ।**
**क्रूर खेट युते लग्ने क्रूरमंदार वासरे ॥**
**शत्रूणां बंधनं-कुर्यात्कशाभि स्ताडनं तथा ( १० )**

**અર્થ**—જ્યેષ્ઠા, આદ્રા, ભરણી, પુર્વા, મૂળ, આશ્લેષા, મઘા, થી બે, એ નક્ષત્રોમાં પાપગ્રહ લગ્નમાં હોય ત્યારે રવિ, મંગળ, ને શનીવારે પકડેલા **શત્રૂને બંદીખાને** નાખી કડી કરવી, અથવા તેને સાટકાથી ફટકાનો માર મારવો.

---

૧—પાઘડી, ટોપી, ફેંટા, વિગેરે.

धार्यं वस्वादितीनपंचगुरुभाश्व्यंत्य ध्रुवै र्ज्ञत्रये
ज्ञोने क्षाल्यमिहाखुभक्षितमसन्मध्यत्रिभागेऽम्बरम् ।
स्त्रीरक्तांबरभूषणेत्र विभृयाद्व्यादित्यपुष्यध्रुवे
श्वेतेऽब्जोऽरुणरुक्मयोः कुजरवी कृष्णे शनिः शस्यते ॥ २ ॥

अन्वय—वस्वदितीनपंचगुरुभाश्व्यंत्यध्रुवैः ज्ञत्रये अम्बरम् धार्यम् ज्ञोने क्षाल्यम् इह मध्यत्रिभागे आखुभक्षितम् असत् स्त्री व्यादित्यपुष्यध्रुवे रक्ताम्बरभूषणे विभृयात् श्वेते अब्जः अरुणरुक्मयोः कुजरवी कृष्णे शनिः शस्यते ॥ २ ॥

अन्वयार्थ—वसु ધનિષ્ઠા, अदिति પુનર્વસુ, इनपंच હસ્તથી પાંચ, गुरुभ પુષ્ય, अश्वि અશ્વિની, अंत्य રેવતી, ध्रुवैः અને ધ્રુવનક્ષત્રો, ज्ञत्रये બુધ, ગુરૂ, શુક્રમાં, अम्बरम् વસ્ત્ર, धार्यम् ધારણ કરવું, ज्ञोने બુધશિવાયના વારોમાં, क्षाल्यम् ધોવું, इह વસ્ત્રમાં, मध्यत्रिभागे વચલા ત્રીજા ભાગમાં, आखुभक्षितम् ઉંદરે કાપેલું હોય તો, असत् ખરાબ છે, स्त्री સ્ત્રી, व्यादित्यपुष्यध्रुवे હસ્ત, પુષ્ય, અને ધ્રુવરહિત નક્ષત્રોમાં, रक्तांबरभूषणे લાલ વસ્ત્ર અને ઘરેણાં, विभृयात् ધારણ કરે, श्वेते ધોળી વસ્તુમાં, अब्जः ચંદ્રમા अरुणरुक्मयोः લાલ, પીળી વસ્તુમાં, कुजरवी મંગલ, ને સૂર્ય, कृष्णे કાળી વસ્તુમાં, शनिः શનિ, शस्यते સારો છે. ॥ ૨ ॥

**( નવાં વસ્ત્ર પહેરવાનું મુ૦ )**

૨ ભાવાર્થ—[1]બુધ, ગુરૂ, શુક્ર, એ વાર, અશ્વિની, રોહિણી, પુનર્વસુ, પુષ્ય, ઉ–ફા, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, ઉ–ષા, ધનિષ્ઠા, ઉ–ભા, રેવતી, નક્ષત્રોમાં નવું વસ્ત્ર પહેરવું શુભ છે.

**( ધોવાનું મુ૦ )**

બુધ વિના પહેરવાના વારોમાં, અને પહેરવાના નક્ષત્રોમાં નવું વસ્ત્ર ધોવું શુભ જાણવું.

---

૧—મુ૦-ચિં૦—માં ૪-૯-૧૪ એ તિથીઓ નવીન વસ્ત્ર પહેરવામાં ત્યાગ કરી બીજી શુભ ગણેલી છે.

નવા વસ્ત્રના કોઇ પણ ભાગને ઉંદર કરડે તેનું ફલ )

લુઘડાની લંબાઇના ત્રણ ભાગ કરવા, આજુબાજુના બે ભાગ છોડી મધ્યના ભાગથી ઉંદર વિગેરે પ્રાણીઓએ કાપ્યું હોય, બળી ગયું હોય, કાદવ કે સાહી જેવા ડાઘ લાગ્યા હોય, ગાય વિગેરે પશુઓએ ચાવી ખાધું હોય, તો તે લુઘડું અશુભ જાણવું,

( સ્ત્રીઓને લાલ વિગેરે વસ્ત્રો અને આભુષણો પહેરવાનું મુ૦ )

નવું લુગડું પહેરવાના વારોમાં, અને રોહિણી, પુષ્ય, ઉ–ફા, હસ્ત, ઉ–ષા, ઉ–ભા, શિવાયનાં નવું વસ્ત્ર પેહેરવાના નક્ષત્રોમાં, રક્તાદિકવસ્ત્ર અને સોનારૂપાના દાગીના પહેરવા શુભ છે, સ્ત્રીઓને ધોળું વસ્ત્ર, મોતી રૂપું વિગેરે, સફેદ વસ્તુ પહેરવી હોય તો સોમવાર, લાલ ને પીળી પહેરવા માટે રવિ ને મંગલવાર, અને કાળી પહેરવા માટે શનિવાર શ્રેષ્ઠ છે, તેમજ બુધ, શુક્ર, એ વારોમાં કોઇ પણ વસ્તુ પહેરવી સારી છે.

અશુભ દિવસમાં પણ વસ્ત્રધારણ મુ૦ )

मु०–चिं०–विप्राज्ञया तथोद्वाहे राज्ञा प्रीत्यार्पितं च यत् ।
निंद्येऽपि धिष्ण्ये वारादौ वस्त्रं धार्यं जगु र्बुधाः ( ११ )

અર્થ—બ્રાહ્મણની આજ્ઞાથી, વિવાહમાં, તેમજ રાજાએ બક્ષીસ કરેલું વસ્ત્ર અશુભ વાર અને નક્ષત્રાદિમાં પણ પહેરવું, એમ પંડિતોએ કહ્યું છે. ( ૧૨ )

( નવા દાગીના કરાવવાનું મુ૦ )

स्याद्भूषाघटनं त्रिपुष्करचरक्षिप्रध्रुवे रत्नयुक्
तत्तीक्ष्णोग्रविहीनभे रविकुजे मेषालिसिंहे तनौ ।
तन्मुक्तासहितं चरध्रुवमृदुक्षिप्रे शुभे सत्तनौ
तीक्ष्णोग्राश्विमृगे द्विदैवदहने शस्त्रं शुभं घट्टितम् ( १३ )

અર્થ—પહેલાં કહેલા ત્રિપુષ્કરયોગમાં, ચર, ધ્રુવ, અને ક્ષિપ્રસંજ્ઞાના નક્ષત્રોમાં, સોના વિગેરેના દાગીના કરવા શુભ છે.

મેષ, સિંહ, અને વૃશ્ચિક લગ્નમાં, રવિને મંગલવારે, તીક્ષ્ણ, અને ઉગ્ર સંજ્ઞાના નક્ષત્રો છોડી બાકીના નક્ષત્રોમાં, હીરામાણેકના દાગીના ઘડાવવા શુભ છે, ચર મૃદુ અને ક્ષિપ્રસંજ્ઞાના નક્ષત્રોમાં, સારા ગ્રહો લગ્નમાં, હોય ત્યારે મોતી પરવાળાંના દાગીના કરાવવા શુભ છે. અશ્વિની, કૃત્તિકા, મૃગશીર્ષ, વિશાખા, અને તીક્ષ્ણ ઉગ્રસંજ્ઞાના નક્ષત્રોમાં હથીયારનું ઘડાવવું શુભ છે.

( ટંકસાલ સ્થાપવાનું મુ૦ )

मुद्राणां पातनं सद्ध्रुवमृदुचरभीक्षप्रभै र्वींदुसौरे
घस्रे पूर्णाजयाख्ये न च गुरुभृगुजास्ते विलग्ने शुभैः स्यात्।
वस्त्राणां क्षालनं सद्वसुहयदिनकृत्पंचकादित्यपुष्ये
नो रिक्तापर्वषष्ठी पितृदिनरविजज्ञेषु कार्यं कदापि ( १४ )

અર્થ—૩-૫-૮-૧૦-૧૩-૧૫ તિથિયે, સોમ અને શનિ છોડી બીજા વારોમાં, ધ્રુવ, મૃદુ, ચર, અને ક્ષિપ્ર, સંજ્ઞાના નક્ષત્રોમાં, લગ્નમાં શુભગ્રહ હોય તો ગુરૂ, શુક્રના અસ્તને છોડીને, મોહોર, રૂપીયા વિગેરે પાડવા માટે **ટંકસાલ** સ્થાપન કરવી શુભ છે.

(વસ્ત્ર ધોવાનું મુ૦ )

૪-૬-૮-૯-૧૪-૧૫-૩૦ તિથિઓમાં, બુધ અને શનિ શિવાયના વારોમાં, અશ્વિની પુનર્વસુ, પુષ્ય. હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, ધનિષ્ટા નક્ષત્રોમાં, શ્રાદ્ધના દિવસનો ત્યાગ કરી કપડાં ધોવાનું સારૂં છે.

(હથિયાર ધારણ કરવાનું મુ૦ )

संधार्याः कुंतवर्मेष्वसनशरकृपाणासि पुत्र्यो विरिक्ते
शुक्रेज्यार्केऽन्हि मैत्र ध्रुवलघुसहितादित्यशाक्राद्विदैवे ।
स्यु र्लग्नेऽपि स्थिराख्ये शशिनि च शुभदृष्टे शुभैः केंद्रगैः स्या-
द्भोगः शय्यासनादे र्ध्रुवमृदुलघुहर्यंतकादित्य इष्टः ( १५ )

અર્થ—રિક્તાતિથિનો ત્યાગ કરીને રવિ, ગુરૂ, શુક્રવારે, પુનર્વસુ, વિશાખા, જ્યેષ્ઠા, મિત્ર, ધ્રુવ, અને લઘુસંજ્ઞાના નક્ષત્રોમાં **હથિયાર** ધારણ કરવાનું શુભ છે.

( નવીન બીછાના ઉપર બેસવાનું મુ૦ )

સ્થિરલગ્નમાં, ચંદ્ર ઉપર શુભગ્રહોની દૃષ્ટિ હોય, કેંદ્રમાં શુભગ્રહો હોય અને ભરણી, પુનર્વસુ, શ્રવણ, ધ્રુવ, મૃદુ, અને લઘુસંજ્ઞાના નક્ષત્રોમાં, નવીન બીછાનું, અથવા આસનનો ઉપીયોગ કરવો સારો છે.

## નવીન વસ્ત્રો વીગેરે.

वस्त्रविशेषे विशेषः—વસ્ત્રને માટે વિશેષ જાણવાનું.

मु०—ग०—शुक्लं वस्त्रोक्त मेधार्य रवौ शुक्रे गुरौ बुधे ।
विशुक्रे कर्बुरं पीतं सभौमे रक्तमंबरम् ( १६ )

**અર્થ**—રવિ, શુક્ર, ગુરૂ, બુધ, એ વારોમાં વસ્ત્ર પહેરવાના મુહુર્તમાં સફેત વસ્ત્ર પહેરવું, અને શુક્ર શિવાયના વારોમાં કાળા ઘેરા રંગનું, ને પીળું વસ્ત્ર, ને મંગલવારે **લાલ વસ્ત્ર** પહેરવું શુભછે.

**कृष्ण नीलम्—કાળું તથા લીલું વસ્ત્ર.**

**पुनर्वसु धनिष्ठाख्ये ऽश्विभेहस्ताच्चतुष्टये ।**
**पूर्वोत्तरे शनौ सूर्ये नीलकृष्णांबरं शुभम् ( १७ )**

**અર્થ**—પુનર્વસુ, ધનીષ્ટા, અશ્વિની, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, ત્રણપુર્વા, ત્રણ ઉત્તરા, એ નક્ષત્રોને શની અને રવીવારે **લીલું, ને કાલું** વસ્ત્ર પહેરવું શુભ છે.

**पट्टदुकूलम्—પટ્ટકુળવસ્ત્ર.**

**जीवेर्के च बुधे शुक्र वस्त्रोक्तर्क्षेश्रवान्विते ।**
**स्थिरेगे सद्ग्रहैर्युक्ते पट्टकूलस्यधारणम् ( १८ )**

**અર્થ**—શ્રવણયુક્ત વસ્ત્ર પહેરવાનાં નક્ષત્રોમાં ગુરૂ, સૂર્ય, બુધ, શુક્ર, એ વારોને સ્થીર લગ્નમાં શુભગ્રહ હોય ત્યારે **પટકુળ** ધારણ કરવું શુભ છે.

**अथ कौशेयम्—રેશમી વસ્ત્ર.**

**अश्विनी रेवती हस्ते रोहिण्यां श्रवणत्रये ।**
**पूर्वोत्तरे पुनर्वस्वौ स्वात्यां पुष्ये मघाभिधे ॥**
**रवौ चंद्रे गुरौ धार्यं कौशे यंवसनंजनैः ( १९ )**

**અર્થ**—અશ્વિની, રેવતી, હસ્ત, રોહિણી, શ્રવણથી ત્રણપૂર્વા, ઉત્તરા, પુનર્વસુ, સ્વાતિ, પુષ્ય, મઘા, એ નક્ષત્રો રવિ, સોમને ગુરૂવારે **રેશમી વસ્ત્ર** પહેરવું શુભ છે.

**अथ रोमजं वस्त्रम्—ઊનનું વસ્ત્ર.**

**नीलवस्त्रोदिते धिष्ण्ये रेवतीपुष्ययोरवि ।**
**शुक्रे शनैश्चरेर्के च धारये द्रोमजांबरम् ( २० )**

**અર્થ**—નીલવસ્ત્ર ધારણ કરવાનાં નક્ષત્રો, તથા રેવતી, પુષ્ય, એ નક્ષત્રોને શુક્ર, શની, રવી, એ વારોમાં **ઉન, વાળ** વિગેરેનાં વસ્ત્ર પહેરવાં શુભ છે.

**अथ सूतल कंचुक धारणम्—सुतराऊ કંચુકી ધારણ કરવાનું.**

**पूष्योत्तरानुराधान्त्ये धनिष्ठाश्विकरत्रये ।**
**रोहिण्यां गुरु शुक्राब्जे देहदुर्ग धृतिः शुभा ( २१ )**

**અર્થ**—પુષ્ય, ઉત્તરા, અનુરાધા, રેવતી, ધનીષ્ટા, અશ્વિનીને, ( હસ્તથી ત્રણ ત્રણ નક્ષત્રો, ને રોહિણી, એ નક્ષત્રો, ગુરૂ, શુક્ર, ને સોમવારે **સુતરની કંચુકી** ( ચોલી, પોલકું, કાપડું વિગેરે ( ધારણ કરવાં શુભ છે.

**अथ सुवर्णरजत मिश्रं तंतु संभववस्त्रपरिधानम्—સોના રૂપાના**
**( જરીથી ભરેલાં વસ્ત્રો ) તારવાળાં વસ્ત્ર.**

**सुवर्णतंतु संमिश्रं वासोधार्यं रवौकुजे ।**
**राज तंतादि शुक्रेब्जे वस्त्रधारण मेशुभम् ( २२ )**

**અર્થ**—રવિને મંગળવારે **સોનાના** તારથી ભરેલાં (સાડી જેવાં) વસ્ત્રો પહેરવાં, શુક્રને સોમવાર શીવાયના બીજા વારોમાં રૂ**પાના** તારથી ભરેલાં વસ્ત્રો ધારણ કરવાં શુભ છે.

**अथ सौभाग्यवत्यानिषेधः—સૌભાગ્યવતી સ્ત્રિયોને વસ્ત્રા-**
**લંકારનો નિષેધ.**

**रोहिण्यांत्र्युत्तरे पुष्ये पुनर्वस्वौ कदाचन ।**
**नदध्यात्सुभगा भूषा वस्त्राण्यन्ये कुजेपि न ( २३ )**

**અર્થ**—રોહિણી, ત્રણ ઉત્તરા, પુષ્ય, પુનર્વસુ એ નક્ષત્રોને મંગળવાર હોય, તો સ્ત્રીયોયે કદી પણ **વસ્ત્રલંકાર,** પહેરવાં નહી.

**ज्यो-र्वि** **વસ્ત્ર વણવાનું.**

**चरे मृदुक्षिप्रभ भोग्रधन्वभे कुविंदकृत्यं विदधीतधीमता ।**
**रवीज्य युग्मधुानि साधु भोदये तथैव भे सूचिककर्मसद्दिने २४**

**અર્થ**—રવિ, સોમ, ગુરૂ, ને શુક્ર, એ વારો, રોહિણી, જ્યેષ્ટા, ચર, મૃદુ ને ક્ષિપ્રસંજ્ઞક નક્ષત્રો, ને શુભગ્રહોની રાશીનું લગ્ન હોય, ત્યારે વણકોરોયે **કપડાં વણવાનો** આરંભ કરવો શુભ છે.

**मु-ग-रजकादिनां नवीन वस्त्र क्षालनम्—ધોબી વિગેરેએ નવું વસ્ત્ર ધોવાનું.**

पुनर्वसुद्वयेश्विन्यां धनिष्ठाहस्तपंचके ।
हित्वार्कार्क बुधान्रिक्तांषष्ठीं श्राद्धदिनं तथा ॥
व्रतं पर्वंचवस्त्राणि क्षालये द्रजकादिनां ( २५ )

**અર્થ**—પુનર્વસુથી બે, અશ્વિની. ધનીષ્ઠા, હસ્તથી પાંચ, એ નક્ષત્રોમાં શની, રવી, ને બુધ, શીવાયના વારોમાં રિક્તાતિથી, છઠ, અને શ્રાદ્ધના દિવસો, વ્રત અને પર્વણીનો ત્યાગ કરી ધોબી વિગેરેયે નવાં લુગડાં ધોવાનું શીખવાનો આરંભ કરવો.

**वितानतुलिकोपधानादि निर्माणं वितानबंधनं च—ચંદરવો, મચ્છરદાની, તોરણ, વિગેરેનું બનાવવું, અને બાંધવું.**

कुर्याद्वस्त्रोदितेधिष्ण्ये तुलिकामुप धानकम् ।
वितानाद्यं च बंध्नीया दूर्ध्वं मूर्ध्वं मुखोडुषु ( २६ )

**અર્થ**—વસ્ત્ર પહેરવાનાં કહેલાં નક્ષત્રોને ઉર્ધ્વમુખનાં નક્ષત્રોમાં ચંદરવો, તોરણ, મચ્છરદાની, વિગેરે બનાવવું અને બાંધવુ શુભ છે,

**वस्त्रमयगेहादि निर्माणम्—વસ્ત્રનો મંડપ કે તંબુ બનાવાનું.**

श्रवत्रयेऽश्विनीपूष्ये ऽनुराधारोहिणीमृगे ।
हस्तत्रये पुनर्भेन्त्ये त्र्युत्तरेपटवेश्मसत् ( २७ )

**અર્થ**—શ્રવણથી ત્રણ અશ્વીની, પુષ્ય, અનુરાધા, રોહિણી, મૃગશીર, હસ્તથી ત્રણ, રેવતી, ત્રણ ઉત્તરા, એ નક્ષત્રોમાં ( વિવાહાદિ શુભ કાર્યોમાં ) વસ્ત્રનો મંડપ ( તંબુ ) વિગેરે બાંધવો શુભ છે.

**अथ कज्जलादर्शकृत्यम्—કાજળ આંજવું, ને દર્પણમાં મ્હોઢું જોવું.**

चित्राचतुष्टयेऽश्विन्यां धनिष्ठारेवतीमृगे ।
शुक्रे र्केन्हि शनौस्त्रीणां दर्पणांजनयो र्धृतिः ( २८ )

**અર્થ**—ચીત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, અશ્વિની, ધનીષ્ઠા, રેવતી, મૃગશીર, એ નક્ષત્રોને રવિ, શુક્ર, શની, એ વારોમાં સ્ત્રીયોને **દર્પણમાં** પ્રથમ મોઢું જોવું અને **કાજલ** આંજવુ શુભ છે.

**अथ कुसुंभादिवस्त्ररंजनम्—કુસુંબી વિગેરે રંગથી વસ્ત્રો રંગવાનું.**

**पुनर्वसुद्वयेहस्तात्पंचके श्रवणद्वये ।**
**अश्विभेर्के कविज्यारे वाससारंजनं शुभम् ( २९ )**

**અર્થ**—પુનર્વસુથી બે, હસ્તથી પાંચ, શ્રવણથી બે, અશ્વીની. એ નક્ષત્રોમાં રવિ, શુક્ર, ગુરુ, મંગળ એ વારોમાં દરેક જાતના રંગમાં **કપડાં રંગવાનું** શુભ છે.

**નવા વાસણનું ચક્ર.**

**सूर्यभाच्चंद्रपर्यन्तं गणनीयं सदा बुधैः ।**
**दिक्षुदिक्षु द्वयंन्यस्य मध्येचैकादशन्यसेत् ( ३० )**
**वर्तुलाकार चक्रस्य भोक्तृपात्रस्यनिर्णयः ।**
**बंधनंसौख्यहानीच लाभंसौख्यं मृतिस्तथा ( ३१ )**
**पुत्रमायुः शोकवृद्धी पूर्वादिक्रमतो भवेत् ।**
**रिक्तानष्टेंदु षष्टीश्चविष्णोः सुप्तंविवर्जयेत् ( ३२ )**

**અર્થ**—સૂર્યના નક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણી, થએલી નક્ષત્રની સખ્યામાંથી અનુક્રમે પુર્વાદિક આઠ દીશાઓમાં બબ્બે નક્ષત્ર મુકવાં પાત્રના મધ્યમાં ૧૧ નક્ષત્રો મુકવાં, તેનું પુર્વથી અનુક્રમે ફળ બંધન, સુખ, હાની, લાભ, સુખ, મૃત્યુ, પુત્ર, આયુષ્ય, શોક એ પ્રમાણે ફલ જોવું, પરન્તુ રીકતાતીથી, ક્ષીણચંદ્ર, છઠતીથી, ને અષાઢમાસ, નો નવા પાત્રમાં ભોજન કરતાં ત્યાગ કરવો.

**अथ पात्रभोग—નવીન વાસણનો ઉપયોગ.**

**रोहिणी युगलेहस्त त्रितये रेवतीद्वये ।**
**श्रवणत्रित्रये पुष्ये पुनर्वस्वनुराधयोः ( ३३ )**

ह्युत्तरेबुध शुक्रेज्य वारेचामृत योगके ।
सुवर्णरौप्य पात्रेषु भोजनादि शुभप्रदम् ( ३४ )

**અર્થ**—રોહીણીથી બે, હસ્તથી ત્રણ, રેવતીથી બે, શ્રવણથી ત્રણ પુષ્ય, પુનર્વસુ, અનુરાધા, ત્રણ ઉત્તરા, એ નક્ષત્રો, બુધ, શુકર, ને ગુરૂવાર, અને અમૃતયોગ હોય ત્યારે **સોનારૂપા** જેવા **વાસણોમાં** ભોજન કરવું શ્રેષ્ઠ છે.

**अथ भूषणघट्टनं—આભુષણ ઘડવાનું.**

त्रिपुष्कराभिधेयोगे ह्युत्तरेरेवतीद्वये ।
श्रवत्रयेमृगे पुष्ये पुनर्वस्वनुराध योः ॥
हस्त त्रयेथरोहिण्यां भूषाकार्याशुभेऽहनि ( ३५ )

**અર્થ**—ત્રિપુષ્કરયોગમાં, ત્રણ, ઉત્તરા, રેવતીથી બે, શ્રવણથી ત્રણ, મૃગશીર, પુષ્ય, પુનર્વસુ, અનુરાધા, હસ્તથી ત્રણને રોહિણી, એ નક્ષત્રોને શુભ દીવસે **આભુષણ** ઘડવાનો આરંભ ( શીખવું ) કરવો શુભ છે.

**अथ रत्नयुक्तभूषाघट्टनम्--રત્નજડીત આભુષણ ઘડવાનું.**

कृत्तिकादि त्रयेहस्त पंचकेरेवतीद्वये ।
श्रवत्रये पुनर्वस्वोः पुष्यभेचोत्तरात्रये ॥
कुजेर्के रत्नयुग्भूषाघट्टनं शुभवासरे ( ३६ )

**અર્થ**—કૃત્તિકાથી ત્રણ, હસ્તથી પાંચ, રેવતીથી બે, શ્રવણથી ત્રણ, પુનર્વસુ, પુષ્ય, ત્રણ ઉત્તરા, એ નક્ષત્રોમાં રવિને મંગળવારે શુભદિવસોમાં **રત્નો** (માણિક, મોતી) વિગેરેથી **જડેલાં આભુષણો** કરવાનો આરંભ કરવો.

**अथ रौप्यमयमुक्तावज्रयुक्तभूषणनिर्माणम्--રૂપાનું મોતી તથા હીરાથી જડિત આભુષણ કરવાનું.**

रत्नयुग्भूषणंऋक्षे विशाखांकृत्तिकां विना ।
शुक्रेज्ये भूषणंरौप्य वज्रमुक्तामयंसित ( ३७ )

**અર્થ**—વીશાખાને કૃત્તિકા રહીત, રત્નયુકત ધરેણાં ધડવાનાં નક્ષત્રોનો ને ગુરૂ શુક્ર એ વારોમાં રૂપાથી જડેલાં **હીરા** અને **મોતીનાં** ધરેણાં (ધડાવવાં), ધડવાનો આરંભ કરવો.

**अथ सूपाद्यन्नादि पाकक्रिया—દાળ વિગેરે અન્ન રાંધવાનું મુ૦.**

**मूल चित्रानुराधासु विशाखाकृत्तिकामृगे ।**
**उत्तरा रोहिणी ज्येष्ठा रेवतीषु विचिक्रिया ( ३८ )**

**અર્થ**—મૂલ, ચિત્રા, અનુરાધા, વિશાખા, કૃત્તિકા, મૃગશીર, ઉત્તરા, રોહિણી, જ્યેષ્ઠા, રેવતી, એ નક્ષત્રોમાં **દાળ વિગેરે રાંધવાની** ક્રીયા શુભ જાણવી.

**वस्त्रोक्तै र्व्यनिलद्वयाश्विभिरगेंगे नु र्विभूषाहिता**
**विप्राज्ञोत्सवलब्धिषूदित मनुक्तेपीष्टकृद्धारणम् ।**
**मैत्रार्कानिलमूलदस्त्रहरिभेंद्वी ज्याजपादोत्तरे**
**पण्यानां क्रयविक्रयौ घटपरद्व्यंगे स्वशुद्धौ तनु ॥ ३ ॥**

**अन्वय—अगे अंगे व्यनिलद्व्याश्विभिः वस्त्रोक्तैः नुः त्रिभूषाहिता विप्राज्ञोत्सवलब्धिषु अनूक्ते अपि धारणम् इष्टकृत् उदितम् पण्यानाम् क्रयविक्रयौ मैत्रार्कानिलमूलदस्त्रहरिभे न्द्वीज्याज पादोत्तरे घटपरद्व्यंगे स्वशुद्धौ तनु ॥ ३ ॥**

**अन्वयार्थ—अगे** સ્થિર, **अंगे** લગ્નમાં, **वस्त्रोक्तैः** વસ્ત્રધારણ કરવામાં કહેલાં, **व्यनिलद्व्याश्विभिः** સ્વાતી, વિશાખા, અને અશ્વિની શિવાયના **वस्त्रोक्तैः** વસ્ત્ર ધારણ કરવામાં કહેલાં નક્ષત્રોથી, **नुः** પુરૂષને **त्रिभूषा** આભૂષણ, **हिता** શુભ છે, **विप्राज्ञोत्सवलब्धिषु** બ્રાહ્મણનીઆજ્ઞામાં, વિવાહાદિમાં, લાભથવામાં, **अनूक्ते अपि** મુહૂર્તવિનાપણ **धारणम्** વસ્ત્રાદિ ધારણકરવું **इष्टकृत्** શુભકરનારૂં **उदितम्** કહેલું છે. **पण्यानाम्** વેચવાની ચીજોની **क्रयविक्रयौ** લેવડ, દેવડ, **मैत्र** અનુરાધા, **अर्क**હસ્ત, **अनिल** સ્વાતી **मूल** મૂલ, **दस्त्र** અશ્વિની, **हरिभ** શ્રવણ, **इन्दु** મૃગશીર્ષ, **इज्य** પુષ્પ, **अजपाद** પૂ-ભા, અને **उत्तरे** ત્રણઉત્તરા એનક્ષત્રોમાં **घटपरद्व्यंगे** કુંભશિવાયના ઉપચયલગ્નમાં **स्वशुद्धौ** ધનભાવ પાપગ્રહરહીત હોય ત્યારે **तनु** વિસ્તાર ॥ ३ ॥

( પુરૂષોને વસ્ત્રને શણગાર પહેરવાનું મુ૦ )

ભાવાર્થ—વસ્ત્ર ધારણુ કરવાના વાર, અશ્વિની, સ્વાતી, વિશાખા, શિવાય વસ્ત્ર ધારણુ કરવામાં કહેલાં નક્ષત્રો, અને સ્થિર લગ્નમાં પહેરવું શુભ છે. બ્રાહ્મણુની આજ્ઞા હોય ત્યારે, વિવાહમાં, લાભ મલવાના સમયમાં, મુહુર્ત વિના પણુ, કોઈપણુ જાતનાં વસ્ત્રો અને આભુષણુ પહેરવાં શુભ છે.

( નવી દુકાન, પેઢી કે ઑફીસ શરૂ કરવાનું, ને લેવડદેવડ કરવાનું મુ૦)

અશ્વિની, મૃગશીર, પુષ્ય, ઉ–ફા, હસ્ત, સ્વાતી, અનુરાધા, મૂલ, ઉ–ષા, શ્રવણુ, પુ–ભા, ઉ–ભા, એ નક્ષત્રોમાં, લગ્નશુદ્ધિમાં ધન-સ્થાનમાં કોઈ ગ્રહ ન હોય, મિથુન, કન્યા, મકરલગ્નમાં નવી દુકાનનું પેઢીનું, ને ઓફીસનું, તેમજ કોઇ પણુ વસ્તુની લેવડદેવડ કરવાનું પણુ શુભ છે.

मु.–चिं– ( ખરીદવાનું મુ૦ )

क्रयर्क्षे विक्रयोनेष्टो विक्रयर्क्षे क्रयोपिन ।
पौष्णांबु पाश्विनी वात श्रवश्चित्राः क्रयेशुभाः ॥

અર્થ—ખરીદ કરવાના નક્ષત્રોમાં વેચાણુ અને વેચાણુ કરવાના નક્ષત્રોમાં ખરીદ કરવું નહિં, અશ્વિની, ચિત્રા, સ્વાતી, શ્રવણુ, શતભિષા, અને રેવતી, નક્ષત્રોમાં વસ્તુઓનું ખરીદવું શુભ છે.

मु.–ग.– धनसंग्रह—ધનનો સંગ્રહ કરવાનું.

ब्रह्मानलार्क मघमूलशिवात्रिपूर्वा पौष्णानुराध गुरुविष्णुविशाख युक्ते। वारे कुजार्क भृगुनंदन सोमजाना मित्यं च कालधन चयग्रहणं नराणाम् ( ३९ )

અર્થ—રોહિણી, સ્વાતી, હસ્ત, મઘા, મૂલ, આર્દ્રા, ત્રણુપુર્વા, અનુરાધા, શ્રવણુ, વિશાખા, એ નક્ષત્રોને મંગલ, રવિ, બુધ એ દિવસોમાં પુરૂષોએ ધનસંગ્રહ કરવું.

**निधिद्रव्यादि वृद्धिसंग्रहौ—ભંડારમાં દ્રવ્યસંગ્રહ કરવાનું.**

**पुष्येमृगेऽनुराधायां श्रवणात्रितये श्विभे ।**
**पुनर्भेन्त्ये विशाखायां निधे वृद्धि श्वसंग्रहः ( ४० )**

**અર્થ**—પુષ્ય, મૃગશીર, અનુરાધા, શ્રવણથી ત્રણ, અશ્વિની, પુનર્વસુ, રેવતિ, વિશાખા, એ નક્ષત્રોમાં ભંડારમાં **ધનનો સંગ્રહ** કરવો.

**द्रव्यनिर्धिनां गुप्तस्थाने स्थापनम्—ધનનો ખજાનો દાટવાનું.**

**धनिष्ठोफानि विशाखारव्ये पूर्वाषाढाऽभिधेंत्यभे ।**
**रोहिण्यांच निधे भूमौ स्थापनं शुभमीरितम् ( ४१ )**

**અર્થ**—ધનિષ્ઠા, ઉત્તરાફાલ્ગુની, વિશાખા, પુર્વાષાઢા, રેવતી, ને રોહિણી એ નક્ષત્રોમાં **ધનને** જમીન વિગેરે કોઇ પણ શુભ સ્થળમાં દાટવું,

**(द्रव्यप्रयोगः--ધન શુભમાર્ગે ખરચવાનું મુ૦)**

**श्रवणादि त्रिभे चित्रा चतुष्केरेवती द्वये ।**
**पुनर्वसु मृगेपुष्ये शुभोद्रव्य प्रयोगकः ( ४२ )**

**અર્થ**—શ્રવણથી ત્રણ, ચિત્રાથી ચાર, રેવતીથી બે, પુનર્વસુ, મૃગશીર ને પુષ્ય, એ નક્ષત્રોમાં **પૈસાનો સારા માર્ગે** ઉપયોગ કરવો.

**संक्रान्तौ वृद्धियोगे तु हस्तर्क्षे रवि भौमयोः**
**नचगात्य मृणं यस्मात तद्वंशे तत्स्थिरं भवेत् ( ४३ )**
**ऋण च्छेदं तथा कुर्या द्धन देथन वैबुधे ( ४४ )**

**અર્થ**—સંક્રાંતિ, વૃદ્ધિયોગ, હસ્તનક્ષત્ર, રવિ ને મંગલવારમાં દેવું કરવું નહિ અને તેમ કરવામાં આવે તો દેવું જલદી પતાવી શકાતું નથી, બુધવારે કરજ આપવું, પરંતુ ધન નવેસરથી આપવું નહિ.

## વેપાર અને ધંધાસંબંધી.

### वाणिज्यम्—વેપાર કરવાનું.

अनुराधोत्तरापुष्ये रेवती रोहिणीमृगे ।
हस्तचित्राश्विभेकुर्या द्वाणिज्यंदिवसे शुभम् ( ४५ )

અર્થ—અનુરાધા, ત્રણ ઉત્તરા, પુષ્ય, રેવતી રોહિણી, મૃગશીર, હસ્ત, ચિત્રા, અશ્વિની, નક્ષત્રોમાં શુભ દિવસે વેપારનો આરંભ કરવો.

### હરકોઇ વેપારસંબંધી.

ज्यो. विं.—चित्रादिभे पाणिमृगौ पुनर्वसुद्वयं बलेशोडु युगंच पूषभं ॥
मित्रे समेत्यैति सदन्हि सत्तिथौ महत्फलं प्रापणिकः स्वकर्मणि(४६॥

અર્થ—શુભતિથી, શુભગ્રહોનો વાર, અશ્વિની, મૃધશીર્ષ પુનર્વસુ પુષ્ય, હસ્ત, ચિત્રા અનુરાધા શ્રવણ, ધનિષ્ટા ને રેવતી, એ નક્ષત્રોમાં હરકોઇ વેપાર સંબંધી કાર્ય કરવું શુભ છે.

मु.-ग.- सर्वविक्रयः—સર્વ વસ્તુઓ વેચવાનું.

विशाखा कृतिकाऽश्लेषा भरणी पूर्विकात्रये ॥
विक्रयः सत्तिथा वेषु कर्तव्यो न क्रयः शुभः ( ४७ )

અર્થ—વિશાખા, કૃત્તિકા, આશ્લેષા, ભરણિ, ત્રણે પુર્વા એ નક્ષત્રોને શુભતિથીઓમાં હરકોઇ વસ્તુનું વેચાણશુભ છે પરંતુ લેવુ નહિ.

( લાંકડાં તથા પત્થર-વહેરવાનું ને તોડવાનું મુ૦ )

द्विशय मिश्रभपावन दारुणान्युपलदारुविदारण कर्मणि ॥
विपुरसिद्धि वसान नमातिथींश्चपलराश्युदयेऽन्वसदन्विते ( ४८ )

અર્થ—હસ્ત, ચીત્રા, મિશ્રસંજ્ઞાના નક્ષત્રો, સ્વાતી, દારૂણ સંજ્ઞાએનક્ષત્રો, ૧૩-૮-૧૧-૧૨—એ તિથીઓને ચર રાશિના લગ્નમાં પાપગ્રહયુકત હોય, ત્યારે લાંકડાં કાપવાં અને વહેરવાં. તેમજ ૪-૯-૧૪-૨૮—એ તિથીઓમાને લાકડાં કાપવાના મુહુર્તમાં પથ્થર વહેવા, ટાંકવા, ફોડવા,[2] વિગેરે શુભ છે.

---

૧—સોલીસીટર, વકીલ, બેરીસ્ટર, વિગેરે ધંધાદારીઓએ પ્રથમ ધધાનો આરંભ શુભ છે.

૨—સુરંગથી પત્થર ફોડવા વીગેરે.

## मल्लक्रियाः—મલ્લકુસ્તી કરવાનું.

ज्येष्ठार्द्रा भरणी पूर्वा मूलाश्लेषामघाभिधे ॥
जया पूर्णा सुसद्वारे सार्के शीर्षोदयोंगके ( ४९ )

**અર્થ**—જ્યેષ્ઠા, આર્દ્રા, ભરણિ, પુર્વા, મુલ, આશ્લેષા, મઘા, તથા જયાને પુર્ણા તિથીઓને તથા રવિસહિત શુભ ગ્રહના વારોમાં શીર્ષોદય રાશીના લગ્નમાં **મલ્લકુસ્તી** શિખવાનો આરંભ કરવો શુભ છે.

## अथ सर्पग्रहणम्—સાપ પકડવાનું.

भरण्यार्द्रा मघाऽश्लेषा पूर्वा ज्येष्ठाख्य मूलभे ॥
करेऽन्हि केंद्रगैः पापैर्हित्वा कालमहिग्रहाः ( ५० )

**અર્થ**—ભરણિ, આર્દ્રા, મઘા, આશ્લેષા, પુર્વા, જ્યેષ્ઠા, હસ્ત, મુલ એ નક્ષત્રોમાં કેન્દ્રમાં પાપગ્રહો ન હોય ત્યારે સર્પાદિક **ઝેરીજાનવરને** પકડવું શુભ છે.

## ज्यो-र्वि ઘાંણી કે ઓઇલ (તેલ) મીલનું મુહુર્ત ને ચક્ર.

आद्यांत्यपाणिद्वयमैत्रयुग्मे सवासवादि त्यभधैषणे स्यात् ।
सदन्हि रिक्ताशुभयोगमुक्ते तत्सिद्धये तैलिकयंत्रकर्म ( ५१ )

**અર્થ**—રિક્તાશિવાયની તિથીઓ, શુભગ્રહોનો વાર, અશ્વિની પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, અનુરાધા, જ્યેષ્ઠા, ધનિષ્ઠા, રેવતી, એ નક્ષત્રોમાં તેમજ અશુભયોગ ન હોય, તેવા દિવસે, તેલ કહાડવાનું યંત્ર (ઘાંણી) કરવું સારૂં છે.

शृगांतस्तल कर्णदारुयुगसंभारेषु भास्वद्भतः
सप्ताग्निद्यग वन्हि सायकमितास्तारा न्यसेयुःक्रमात् ।
संपच्छोक विपद्धनद्धर्यसुखता यच्छंति तास्तैलिके
यंत्रेऽन्यत्र रसक्रियेऽपिशुभभे लग्ने ससत्कंटके ( ५२ )

અર્થ—તૈલિકયંત્રના ચક્રમાં, સૂર્યના મહાનક્ષત્રથી દિનમના નક્ષત્ર સુધી ગણીને, શૃંગમાં, ૭ નક્ષત્રો, અંદરના ભાગમાં, ૩, મધ્યમાં, ૨, તલીયામાં, ૭, કર્ણમાં, ૩, અને દારૂયુગમાં, ૫ એ પ્રમાણે નક્ષત્રો મુકવાં, તેનું ફલ, અનુક્રમે સંપત્તિ, શોક, વિપત્તિ, ધન, રૂદ્ધિ, ને સુખ, સમજવું, કેંદ્રસ્થાનમાં, શુભગ્રહો હોય, અને લગનમાં, શુભગ્રહની રાશિ હોય તો શુભ સમજવું, આ પ્રમાણે શેરડી, વિગેરે, **પીલવાનાયંત્રમાં** પણ જાણવું.

## ( अथाभिरजनकृत्यम्—મચ્છીલોકોનું કાર્ય. )

**विशाखायां पुनर्भैत्ये ज्येष्ठा हस्ता ऽश्विनीमृगे ॥**
**पूभा कर्णत्रये पुष्येज्ञेऽर्केब्जे वल्लव क्रीया ( ५३ )**

અર્થ—વિશાખા, પુનર્વસુ, રેવતી, જ્યેષ્ઠા, હસ્ત, અશ્વિની, મૃગશીર્ષ, પુર્વાભાદ્રપદા, શ્રવણથી ત્રણ પુષ્ય, એ નક્ષત્રોને રવિ, સોમ, બુધ એ વારોમાં **મચ્છીની** ક્રિયા કરવી શુભ છે.

## ज्यो-र्वि મચ્છીમાર ચાંડાલ વિગેરે ધંધા શીખવાનું.

**व्याधो दाशः कौटिकोंऽत्या वसायी पूर्वावातद्रोश वारीशकालैः ।**
**तीक्ष्णैःपापाहन्यथा त्मीयकर्म स्वापं कुर्यात्पापलग्नेऽसदाये ( ५४ )**

અર્થ—પાપગ્રહના દિવસો, ભરણી, ત્રણપૂર્વા, સ્વાતી, વિશાખા, શતભિષા, અને તીક્ષ્ણસંજ્ઞક નક્ષત્રો, પાપગ્રહના લગનમાં, ૧૧ મા સ્થાનમાં અશુભ ગ્રહ હોય, ત્યારે મૃગનો શિકાર કરનાર, **મચ્છીમાર, ખાટકી અને ચાંડાલ,** તેઓએ પોતપોતાના કામનો આરંભ કરવો.

## મ્લેચ્છ લોકોયે મલીનકાર્ય કરવાનું.

**शैवे त्रिफाशीविषमे भरण्या मजांघ्रयहिर्बुध्न्यभयो र्द्विदैवं ।**
**सिता सिताब्जाहनि शाककर्म प्रशस्यते पापिनि पापलग्ने५५**

અર્થ—સોમ, શુક્ર, ને શનિ, એ વારો, ભરણી, આર્દ્રા, આશ્લેષા, વિશાખા, મૂલ, પૂ–ભા, ને ઉ–ભા, એ નક્ષત્રો, પાપગ્રહના લગ્નમાં, પાપગ્રહ હોય ત્યારે, **મ્લેચ્છલોકોને** કામ કરવું શ્રેષ્ઠ છે.

## સલાટકામ શિખવાનું મુ૦)

**वृद्धश्रवो राजभधीरपौष्णे र्लघुश्रवो।मिश्रयुतैःसचित्रैः ।**
**गुरूष्णवृष्णीभादिनेषु वै स्याच्छिल्पेष्टका कारविधानमिष्टम्५६**

**અર્થ**—રવિ, ગુરૂ, ને શુક્ર, એ વારો, મૃગશીર્ષ, ચિત્રા, જ્યેષ્ટા, શ્રવણ, રેવતી, ધ્રુવ, લઘુ, ને મિશ્રસંજ્ઞક નક્ષત્રોમાં, **સલાટોએ** પોતાનું કામ કરવું શુભ છે. ( ૫૭ )

**કડીયાકામ સીખવાનું.**

**विकर्तनैकांतरवासरो ध्रुवं चित्राश्रवः क्षिप्रनगारिभांत्यभं ।**
**स्थिरोदयः साधुपयो नभस्थलो भवेच्च सिद्ध्यै पलगंडकर्मणि ५७**

**અર્થ**—રવિ, મંગલ, ગુરૂ, ને શનિ, એ વારો, ચિત્રા, જ્યેષ્ટા, શ્રવણ, રેવતી, સ્થિર, ને ક્ષિપ્રસંજ્ઞક નક્ષત્રો, સ્થિરરાશિનું લગ્ન હોય, ૪ થે, ને ૧૦ મે ભાવે શુભગ્રહો હોય, ત્યારે, **કડીઆઓએ** પોતાના કામનો આરંભ કરવો.

**मु-ग-कुंभकारकृत्यम्—કુંભારનું કામ કરવાનું.**

**पुनर्वसुद्वयेहस्त त्रयेंत्ये रोहिणीमृगे ।**
**अनुराधा श्रवोज्येष्ठे ससूर्ये सौम्यवासरे**
**तथाच रोदये प्रोक्ता कुंभकार क्रिया बुधैः ( ५९ )**

**અર્થ**—પુનર્વસુથી બે હસ્તથી ત્રણ રેવતિ, રોહિણી, મૃગશીર, અનુરાધા, શ્રવણ, જ્યેષ્ટા, એ નક્ષત્રોને રવિસહિત શુભવારોમાં ચરલગ્નમાં **કુંભારનિ વિદ્યાનો** આરંભ કરવો શ્રેષ્ટ છે.

**ज्यो०-वि०— કુંભારના ચાકનું ચક્ર.**

**अधः समाशापरिधौ निपस्थले दंडे स चंडरुछविभाद्भमंडलं ।**
**कुलालचक्रे क्रमतो नगांशमं घटापरोदक् च तदे तदर्थकृत् (६०)**

**અર્થ**—સૂર્યના મહાનક્ષત્રથી, દીવસના નક્ષત્ર સુધી ગણીને ચાક મુકવાના ખીલાઉપર ૪ નક્ષત્ર અશુભ પછી વાસણ ઉતારવાના ચક્રના મધ્યમાં ૪ શુભ પછી પુર્વને દક્ષિણમાં ચાર ચાર નક્ષત્રો અશુભ પશ્ચિમ ને ઉત્તરમાં ચાર ચાર નક્ષત્રો શુભ, અને દંડમાં ૪ નક્ષત્રો અશુભ જાણવાં.

**मु०-ग०— सूचिकर्मम्—શીવવાનું કામ કરવાનું.**

**मृगश्चित्राऽनुराधाश्वि पुष्यांत्यं रोहिणी करः ॥**
**ज्येष्ठा सद्वासराः सार्काः सूचिकर्मणि संमताः ( ६१ )**

**અર્થ**—મૃગશીર, ચિત્રા, અનુરાધા, અશ્વિની, પુષ્ય, રેવતિ, રોહિણી, હસ્ત, જ્યેષ્ટા રવિયુક્ત શુભગ્રહોના વારોમાં **દરજીનું કામ એટલે શીવવાનું** કામ કરવું શ્રેષ્ટ છે.

ज्यो० विं०— ચોરી કરતાં શીખવાનું.

पतंगपातंगि सितारवारै रजांघ्यहि बुध्न्यमदारुणोग्रैः ।
युतैः सचित्रा द्विसुरै रपैत्र्यै रिक्ता जयास्वेव हि चौरकर्म (६२)

અર્થ—જયા ને રિક્તાતિથીમાં, રવિ, મંગલ, શુક્ર, ને શનિ, એ વારો, મઘાશિવાયનાં ચિત્રા, વિશાખા, પૂ-ભા, ઉ-ભા, ને ઉગ્રસંજ્ઞક નક્ષત્રોમાં ચોરી કરવાનો આરંભ કરવો.

ચિત્રકામ શીખવાનું.

क्षिप्रादित्यांभोभचित्रानुराधा सामीरौषध्यार्य कर्ण त्रयेषु ।
रंगाजीवो रंजयत्येव लोकान्सोमाश्वोर्वा कर्मणा स्वेन शुक्रे (६३)

અર્થ—રવિ, સોમ, ને શુક્ર, એ વારો મૃગશીર્ષ, પુનર્વસુ, ચિત્રા, સ્વાતી અનુરાધા, પૂ-ષા, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, ને ક્ષિપ્રસંજ્ઞક નક્ષત્રોમાં, ચિતારાઓએ પોતાના કાર્યનો આરંભ કરવો, જેથી લોકો પ્રસન્ન થાય છે.

ज्यो० विं०—જોડા બનાવા પેહેરવાને મોચીનું દરેક કાર્ય કરવાનું મુ૦

सौम्ये पूर्वस्वां त्यभेद्वीश भेवा शाक्रे शैवे यातु भे वासवेस्यात् ॥
पाणौचित्रायाम भीष्टं च शुक्रे सूरे सौरे पादुका कारकर्म (६४)

અર્થ—રવિ, શુક્ર, ને શનિ એ વારોમાં મૃગશીર્ષ આર્દ્રા, પૂર્વાફાલ્ગુનિ, હસ્ત, ચિત્રા, વિશાખા, જ્યેષ્ટા, મૂલ, પૂ-ષા, ધનિષ્ટા, પુ-ભા, ને રેવતિ, એ નક્ષત્રોમાં જોડા બનાવા ને પેહેરવા.

शयमृग श्रुतिमूल पुनर्वसु श्वसनभेशभ त्रासव वासवैः ।
निचितनिर्जर वर्द्धकि भै भवेद्विदिच चर्म विधानमहौसिते (६५)

અર્થ—રવિ, બુધ, ને શુક્ર એ વારો મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, હસ્ત, ચિત્રા, સ્વાતી, જ્યેષ્ટા, મૂલ, શ્રવણ, ધનિષ્ટા, એ નક્ષત્રોમાં ચર્મકાર્ય કરવું શુભ છે.

मु० ग०—शिबिकारोहणं तत्कृत्यं च—પાલખી બનાવવાનું ને તેમાં બેસવાનું.

उत्तरा रेवतीयुग्मेत्रिभेहस्तात्रिभे श्रवात् ।
पुनर्वसौ तथापुष्ये ऽनुराधा द्वितये मृगे ॥
रोहणं शिबिकायासु सद्धमेघटनंतथा (६६)

**અર્થ**—ઉત્તરા, રેવતીથી બે, હસ્તથી ત્રણ, શ્રવણથી ત્રણ, પુનર્વસુ, પુષ્ય, અનુરાધાથી બે, ને મૃગશીર, એ નક્ષત્રોમાં શુભલગ્નમાં, **પાલખી** બનાવવી, અને તેમાં બેસવું શુભ છે.

ज्यो० विं०— ગાડી ગાડાં રથ વિગેરે બનાવવાનું.

**लघुलोलमृदुजरवृद्धभशाकग्यमरेषु सद्धरिदिने परिमाति ।**
**जयनंदपूर्णवति वित्रिकलग्ने रथकारकर्म सकलं विहितं सत्(६७)**

**અર્થ**—૩,૫,૮,૧૦,૧૩,૧૫, એ તિથિઓ, રવિ, ને શુભગ્રહોના વારો, રોહિણી, વિશાખા, જ્યેષ્ટા, લઘુ, ને મૃદુસંજ્ઞક નક્ષત્રો બુધ, ગુરૂ, ને શુક્રની રાશિના લગ્નમાં, રથને[1] બનાવવા વાલાએ (રથકારે,[1]) પોતાના કામનો પ્રારંભ કરવો.

मु० प्र०— પલંગ વિગેરે બનાવવાનું.

**रोहिणीचोत्तराश्रेया हस्त पुष्य पुनर्वसुः ॥**
**अनूराधाश्विनीशस्ता खट्वा निर्माणकर्मणि ( ६८ )**

**शुभेयोगे शुभेवारे विदध्यात्खट्वकांनरः ।**
**मृताशौचे पंचकेषु रिक्ताऽमाविष्टि वैधृतौ ( ६९ )**

**पितृपक्षे श्रावणेच भाद्रेमास्यशुभेदिने ॥**
**वर्जयेद्भौममंदेच खट्वा निर्माण कंसदा ( ७० )**

**અર્થ**—રોહિણી, ત્રણ ઉત્તરા, હસ્ત, પુષ્ય, પુનર્વસુ, અનુરાધા, અશ્વિની, એ નક્ષત્રોમાં શુભયોગ અને અને શુભવારોમાં પલંગ વિગેરે બનાવવાનું શુભ છે. પરંતુ મૃત્યુસૂતક, પંચક, રિક્તાતીથી, અમાવાસ્યા, ભદ્રાકર્ણ, વૈધૃતયોગ, શ્રાદ્ધપક્ષ, શ્રાવણ, ને ભાદરવો, એ માસ ને મંગળ તથા શની એ વારોમાં કદી પણ પલંગ વિગેરે બનાવવું નહી.

---

૧—રથ, ગાડી, વિકટોરીયા, પાલખી, મ્યાના, આકાશગામી વીમાન, મોટર, સાઇકલ, અને રેલ્વે ડબ્બા વિગેરે.

### ખાટલાનું ચક્ર

सूर्यर्क्षात्तुचतुष्कंच देयंधिष्ण्यं तुमस्तके ।
कोणयोरष्टनक्षत्रं शाखाया मष्ट संख्यकम् ( ७१ )

खट्वामध्येत्रिकं चैत्र वेद संख्याच पादयोः ।
इत्थंखट्वाफलंचक्रे ज्ञेयं बत्र शुभाशुभम् ( ७२ )

मस्तके च शुभंज्ञेयं कोणयोरष्ट मृत्युदम् ।
शाखाष्टर्क्षं शुभप्रोक्तं त्रिकंमध्ये सुखप्रदम् ( ७३ )

पादेषुवेद नक्षत्रं हानिमृत्यु भयप्रदम् ।
सूर्यभाद्दिन भंगण्यं खट्वाचक्रे सुशोभने ( ७४ )

અર્થ—સૂર્યના નક્ષત્રથી ૪ નક્ષત્ર ઓશીકે, ચાર પાયામાં બબ્બે મલીને આઠ નક્ષત્રો, બેઇસોમાં આઠ નક્ષત્રો, ને પલંગના મધ્યમાં ૩ નક્ષત્રો, ને પગમાં (પાંગતે) ૪ નક્ષત્રો મૂકવાં, તેનું ફલ મસ્તકનાં ૪ નક્ષત્ર શુભ, પાયામાં ૮ નક્ષત્રોમાં મૃત્યુ થાય, બેઉ બાજુની ઈસોનાં ૮ નક્ષત્રો શુભ, મધ્યનાં ત્રણ સુખ આપે, પગમાં ૪ હાની, મૃત્યુ ને ભય કરે છે. એ પ્રમાણે સૂર્યના નક્ષત્રથી દીવસના નક્ષત્ર સુધી ગણવું.

મુ૦ ગ૦ शिल्पविद्यारंभः—શિલ્પવિદ્યાનો આરંભ કરવો.

हस्तत्रये श्रवणर्क्षे त्र्युत्तरे रोहिणीमृगे ।
रेवत्या मश्विनी पुष्ये पुनर्वस्वनुराधयोः ॥
शस्तेतिथौ शुभेवारे शिल्पविद्यां समाचरेत् ( ७५ )

અર્થ—હસ્તથી ત્રણ, શ્રવણથી ત્રણ, ત્રણ ઉત્તરા, રોહિણી, મૃગશીર, રેવતી, અશ્વિની, પુષ્ય, પુનર્વસુ, અનુરાધા, સારી તિથિઓ ને શુભવારમાં શિલ્પવિદ્યાનો આરંભ કરવો શુભ છે.

### अथ शस्त्रघट्टनम्—શસ્ત્ર ઘડવાનું

कृत्तिकासु विशाखायां भौमार्क शनि वासरे ।
सल्लग्ने घटितं शस्त्रं नृपाणां जय दायकम् ( ७६ )

અર્થ—કૃત્તિકા ને વિશાખા, એ નક્ષત્રોમાં મંગલ, રવી, ને શની એ વારોમાં શુભલગ્નમાં શસ્ત્ર ઘડવું શુભ છે, જેથી સજાઓ વિજય મેળવી શકે છે.

**अथाग्निशस्त्रघट्टनं धारणं च—અગ્નીશસ્ત્ર ઘડવાનું તથા ધારણ કરવાનું.**

**विशाखोकृत्तिका पूर्वा मघाश्लेषाश्विनी मृगे ।**
**मूलार्द्रा भरणी ज्येष्ठे सजीवे क्रूरवासरे ॥**
**घट्टनं धारणंप्रोक्तं वन्हि शस्त्रस्य शोभनम् ( ७७ )**

અર્થ—વિશાખા, કૃત્તિકા, પૂર્વા, મઘા, આશ્લેષા, અશ્વિની, મૃગશીર, મૂલ, આર્દ્રા, ભરણી, જ્યેષ્ટા, એ નક્ષત્રોમાં ગુરૂને શુક્રવારે **અગ્નીવાળા** (બોંબ વિગેરે ઝટ અગ્ની સળગી ઉઠે એવાં) **શસ્ત્રો** બનાવવાં ધારણ કરવાં ને **વાપરવાં** શ્રેષ્ટ છે.

**अथ नालिकाख्याग्निशस्त्रकृत्यम्—નલીઓવાળાં અગ્નીશસ્ત્ર બનાવવાનું.**

**आश्लेषा कृत्तिकामूल ज्येष्ठार्द्रा भरणी श्रवे ।**
**पूर्वा हस्त चतुर्थत्ये पुनर्वसु मघाद्वये ॥**
**रिक्ता जयासु पापा नालिकास्त्रविधिः शुभः ( ७८ )**

અર્થ—આશ્લેષા, કૃત્તિકા, મૂલ, જ્યેષ્ટા, આર્દ્રા, ભરણી, શ્રવણ, પૂર્વા, હસ્તથી ચાર, રેવતી પુનર્વસુ, મઘાથી બે એ નક્ષત્રોને રિક્તા, તેમજ જયા તીથી, અને પાપગ્રહોના વારને વિષે બંદુક, તોપ, પીસ્તોલ, રીવાંલવાંર વિગેરે **નલીઓવાળાં** હથીયાર બનાવવાનો આરંભ કરવો શુભ છે.

**ज्यो० विं०—બાગના માલીનું કામ શીખવાનું.**

**अर्णेभिलोलाश्विन तिष्यपित्र्यत्वाष्ट्रैंदवैरिंदुकवीज्यवासरैः ॥**
**भवदिदंमालिककर्म सुश्रियैनरोदये कंटकमुक्तकंटके ( ७९ )**

અર્થ—સોમ, ગુરૂ, ને શુક્ર, એ વારો, અશ્વીની, મૃગશીર, પુષ્ય, મઘા, ચિત્રા, ને પૂ-ષા, એ નક્ષત્રો, ને પુરૂષરાશીનું લગ્ન હોય, ને તેમાં પાપગ્રહ રહીત કેંદ્રસ્થાન હોય તો **માલી લોકોએ** પોતાનું કામ કરવું શુભ છે.

### સોનીનું કામ શીખવાનું.

चरमिश्रदेवरथकारमराज्यै र्लघुमिश्रमुष्टिकविधानमुशंति ।
द्विजराजखेचरदिनेषु तदीये ह्युदये बुधा गुरुसुधाघृणिसक्ते ८०

અર્થ—રવિ, મંગલ, ગુરૂ, ને શુક્ર, એ વારો મૃગશીર્ષ, ચિત્રા, ચલ, મિશ્ર, ને લઘુસંજ્ઞક નક્ષત્રો, રવિ, મંગલ, ગુરૂ, ને શુક્રની રાશિનું લગ્ન હોય, અને તે લગ્નમાં ચંદ્ર ને ગુરૂ હોય ત્યારે **સોની લોકોએ** પોતાના કામનો પ્રારંભ કરવો.

### હજામત કરતાં શિખવાનું.

सदा दिवा कीर्तिं जनक्रियाकला चलेंद्रचित्रालघुपौष्णराजभा ।
सौम्योदये सौम्यदिने सदाचिते सुतारपोषा समयोक्षिते भवेत् ८१

અર્થ—શુભગ્રહોનો વાર, મૃગશીર્ષ, ચિત્રા જ્યેષ્ટા, રેવતી, લઘુ ને ચરસંજ્ઞક નક્ષત્રો, શુભગ્રહની રાશિના લગ્નમાં શુભગ્રહો રહેલા હોય, શુભ તારા હોય, અને દિવસના સમયમાં **હજામ લોકોએ** પોતાના કામનો આરંભ કરવો.

### પંચકને ત્યાગ કરવા બાબત.

प्रेतज्वालनशय्यकावितनने स्तंभोच्छ्रयं याम्यदि
ग्यानं काष्ठतृणोच्चयं परिहरे त्कुंभद्वयस्थे विधौ ।
सेवेष्टा ध्रुववारुणां त्यवसुभैः स्वायेरवौवाकुजे
सन्यासः स्थिरभे खलै र्गतबलैः षष्ठांत्यगे भार्गवे ॥ ४ ॥

अन्वय—प्रेतज्वालनशय्यकावितनने स्तंभोच्छ्रयम् याम्यदिग्यानम् काष्ठतृणोच्चयम् कुंभद्वयस्थे विधौ परिहरेत् स्वाये रवौ वा कुजे ध्रुव वारुणान्त्यवसुभैः सेवा इष्टा भार्गवे षष्ठान्त्यगे स्थिरभे गतबलैः खलैः सन्यास ( शुभः ) ॥ ४ ॥

**अन्वयार्थ—प्रेतज्वालनशय्यकावितनने** મડદાને બાળવામાં શય્યા બનાવવામાં **स्तंभोच्छ्रयम्** સ્તંભ ઉંચોકરવામાં **याम्यदिग्यानम्** દક્ષિણદિશાના પ્રયાણામાં **काष्ठतृणोच्चयम्** લાકડાં અને ઘાસ ભરવામાં **कुंभद्वयस्थे** કુંભ અને

મીન રાશિના, **विधौ** ચંદ્રમાં **परिहरेत्** તજવું. **खाये**૧૦-૧૧ માસ્થાનમાં **रवौ सूर्यवा** અથવા **कुजे** મંગલ હોય તો **ध्रुव** ધ્રુવ નક્ષત્ર **वारुण** શતભિષા **अन्त्य** રેવતી **वसुभैः** ધનિષ્ઠા નક્ષત્રોમાં **सेवा** નોકરી **इष्टा** શ્રેષ્ટ છે. **भार्गवे** શુક્ર **षष्ठान्त्यगे** ૬-૧૨ મે રહેલો હોય તો **स्थिरभे** સ્થિર નક્ષત્રને સ્થિર લગ્નમાં **गतबलैः** બલહીન **खलैः** પાપગ્રહ હોય તો **सन्यासः** સન્યાસ લેવો ( **शुभः** શુભ છે, ) ॥ ૪ ॥

॥ પંચકને ત્યાગ કરવા બાબત ॥

૪ **ભાવાર્થ**—મડદાને બાળવું, ખાટલો ભરવો અથવા બનાવવો, થાંભલો ઉભો કરવો, દક્ષિણદિશાની મુસાફરી, ઘાસ ને લાકડાં ભેગાં કરવાં, કે ખરીદવાં, એ બાબતો પંચકમાં બીલકુલ કરવી નહિ; પણ અવશ્ય જેવું હોય, (જેમ મડદાને બાળવું) એવી જરૂર વખતે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પુતલવિધાન કરીને પ્રેતદાહ કરવો, કુંભને મીનનો ચંદ્રમા જ્યારે હોય ત્યારે એટલે ધનિષ્ટાના છેલ્લા અડધા ભાગથી રેવતી નક્ષત્રના અંત્ય સુધી પાંચ નક્ષત્રોના દિવસોને **પંચક** કહેવાય છે.

(નોકરી રહેવાનું[1] મુ૦)

રોહિણી, ઉ-ફા, ઉ-ષા, ધનિષ્ઠા, શતભિષા, ઉ-ભા, રેવતી, એ નક્ષત્રોમાં, ૧૦ કે ૧૧ મા સ્થાનમાં સૂર્ય કે મંગલ હોય તો નોકરીનું મુહૂર્ત સારૂં જાણવું.

(સન્યસ્તદીક્ષા લેવાનું મુ૦)

સ્થિરલગ્નને સ્થિરનક્ષત્રમાં પાપગ્રહ નિર્બલી હોય ત્યારે ૬ ઠ્ઠે કે ૧૨ મે શુક્ર હોય તો **સંન્યાસ** જેવી દીક્ષા લેવાનું શુભ સમજવું.

**મુ૦ ગ૦— दासीसंग्रहः—દાસી રાખવાનું.**

**उत्तरा सुच रोहिण्यां दास दास्यादि संग्रहः ।**

**અર્થ**—ઉત્તરા ને રોહિણી એ નક્ષત્રોમાં દાસદાસીયો રાખવાં સારાં છે.

---

૧—**મુ૦ચિં૦**-માં નોકરીને માટે અશ્વિની હસ્ત, અભીજીત, પૂષ્ય, અનુરાધા, મૃગશીર, ને ચિત્રા એ નક્ષત્રો રવી, બુધ, ગુરૂ, શુક્ર, એ વારોમાં લગ્નમાં શુભ ગ્રહો હોય, સૂર્ય, ચંદ્ર, ૧૦-૧૧ સ્થાનમાં હોય, બંનેની યોની અને સ્વામીની પરસ્પર મીત્રતા હોય તેવા નોકરે નોકરી કરવી.

(લાકડાં, છાણાં, વિગેરે બાળવાની વસ્તુઓનો સંગ્રહ કરવાનું મુ૦)

मु–म—सूर्यर्क्षा द्रसभैरधःस्थलगतैः पाको रसैः संयुतः
शीर्षे युग्ममितैः शवस्य दहनं मध्ये युगैः सर्पभीः ।
प्रागाशादिषु वेदभैः स्वसुहृदां स्या त्संगमो रोगभीः
क्वाथादः करणं सुखं च गदितं काष्ठादि संस्थापने (८२)

અર્થ—સૂર્યના નક્ષત્રથી ચંદ્રનક્ષત્ર સુધી ગણતાં ૬,૨,૪,૪,૪.૪,૪ આ પ્રમાણે નક્ષત્રોમાં અનુક્રમે રસિકપાક, મડદાનો દાહ, સાપથી ભય, મિત્રસમાગમ, રોગથી ભય, કવાથ, અને સુખ, આ પ્રમાણે ફલ સમજવું. પૂર્વોક્ત સંખ્યા પ્રમાણે નક્ષત્રો, નીચે મસ્તકઉપર હાથમાં પૂર્વપશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ ઉપર મુકવાથી થાય છે.

मु० ग०—अथ नवांगनाभोगः—નવી સ્ત્રી ભોગવવાનું.

प्रथमाभि गमः शस्तो नववध्वाः शुभेहनि ।
गर्भाधानोक्त नक्षत्रे शस्ते ज्योत्स्नाकरेनिशि ( ८३ )

અર્થ—શુભ દિવસોમાં ગર્ભાધાનમાં કહેલાં નક્ષત્રોમાં શુકલપક્ષની રાત્રીયે નવીન સ્ત્રી સાથે ગમન કરવું શુભ છે.

सुगंध भोगः—સુગંધ લેવાનું.

श्रवत्रयेऽश्विनीपुष्ये पूर्वाषाढानुराधयोः ।
हस्तत्रये पुनर्भैत्ये मृगभेच शुभेहनि ॥
चंदनागरू कस्तुरी पुष्पाणां धारणं शुभम् ( ८४ )

અર્થ—શ્રવણથી ત્રણ, અશ્વિની, પૂષ્ય, પુર્વાષાઢા, અનુરાધા, હસ્તથી ત્રણ, રેવતી, મૃગશીર, એ નક્ષત્રોને શુભ દીવસોમાં ચંદન, ગોરૂચંદન કસ્તુરી બરાસ, અંબર, પુષ્પ વિગેરે સુગંધીવાળાં પદાર્થો ધારણ કરવા શ્રેષ્ટ છે.

शय्यासनादिभोगः—શયા, આસન વિગેરે વાપરવાનું.

श्रवणे चानुराधायां ऽयुत्तरेरोहिणीमृगे ।
पुनर्वसुद्वये हस्ते चित्रायां रेवत्तित्रये ॥
भोगः शय्यासनादीनां शुभेवारेशुभेतिथौ ( ८५ )

**અર્થ**—શ્રવણ, અનુરાધા, ત્રણ ઉત્તરા, રોહિણી, મૃગશીર, પુનર્વસુથી એ, હસ્ત, ચિત્રા, ને રેવતીથી ત્રણ, એ નક્ષત્રો, શુભવાર, ને શુભતિથિમાં **નવીન શયાપરસુવું** શુભ છે.

**अथ मद्यारंभः—દારૂ બનાવાનો આરંભ.**

मूलार्द्राशतभेज्येष्ठा पूर्वाश्लेषा मघासुच ।
भरण्यां क्रूरवारेच मद्यकर्म रितंबुधैः ( ८६ )

**અર્થ**—મૂલ, આર્દ્રા, શતભીષા, જ્યેષ્ટા, પૂર્વા, આશ્લેષા, મઘા, ભરણી, એ નક્ષત્રોને પાપગ્રહોના વારમાં **દારૂ** બનાવવાનો આરંભ કરવો શુભ છે.

**अथ मादकवस्तु भक्षणम्—માદક વસ્તુઓ ખાવાનું.**

आर्द्राश्लेषामघापूर्वा ज्येष्ठामूलशताभिधे ।
भरण्यां सु दिनेमंदेचाऽ श्नीयान्मादकंमधु ( ८७ )

**અર્થ**—આર્દ્રા, આશ્લેષા, મઘા, પૂર્વા, જ્યેષ્ટા, મૂલ, શતભીષા, ભરણી, એ નક્ષત્રોને શુભ ગ્રહોના વાર, ને શનીવારે **માદક** પદાર્થોનું ભક્ષણ અને **દારૂનું** સેવન શુભ છે.

उद्वाहर्क्ष चरद्विपेंद्रलघुभत्वाष्ट्रैः शुभास्यात्कृषि-
र्व्यार्किज्ञारखगान्हि युग्मझषगोकन्याविलग्नेतिथौ ।
व्यंकौजेसदिशि प्रणम्य खगभूमुख्यान् सिताच्छादनः
स्वर्णोद् घृष्टहलं समुष्कसुवृषैः सौमीं पटुस्त्रिर्नयेत् ॥ ५ ॥

**अन्वय—उद्वाहर्क्षचरद्विपेन्द्रलघुभत्वाष्ट्रैः व्यार्किज्ञारखगान्हि युग्म झषगोकन्याविलग्ने व्यंकौजे सदिशि तिथौ कृषिः शुभास्यात् सिता-च्छादनः पटुः खगभूमुख्यान् प्रणम्य स्वर्णोद्घृष्टहलम् समुष्कसुवृषैः सौमीमूत्रिःन येत् ॥ ५ ॥**

**अन्वयार्थ—उद्वाहर्क्ष**-વિવાહમાં લીધેલાં નક્ષત્રો, **चर** ચર સંજ્ઞાનાં,—**द्विप** વિશાખા, **इन्द्र** જ્યેષ્ટા, **लघुभ** લઘુસંજ્ઞિક, **त्वाष्ट्रैः** અને ચિત્રા નક્ષત્રો, **व्यार्कि-ज्ञारखगान्हि** શનિ, બુધ, મંગલ, શિવાયના દિવસોમાં **युग्म** મિથુન, **झष** મીન, **गो** વૃષભ, **कन्याविलग्ने** કન્યા લગ્નમાં, **व्यंकौजे सदिशितिथौ** દશ-મીતિથીસાથે નવમીતિથિ શિવાયની એકીતિથિમાં **कृषिः** ખેડકરવી **शुभास्यात्**

શ્રેષ્ઠ છે, **सिताच्छादनः** ધોળુવસ્ત્ર પેહેરી **पटुः** ચતુરપુરૂષે **खगभूमुख्यान्** ગ્રહ, ભૂમિવિગેરેને **प्रणम्य** નમસ્કાર કરીને **स्वर्णोद्घृष्टहलम्** સોનાથી ઘસાયેલા હળને **समुष्कसुवृषैः** સારાવૃષણવાલા બળદોથી **सौमीम्** ઉત્તરદિશામાં **त्रिःनयेत** ત્રણવાર લઇજવું, ॥ ૫ ॥

(હળનું મુ૦)

૫ ભાવાર્થ—નવમી વિનાની એકી તિથી, અને દસમ, શનિ, મંગલ, ને બુધવાર, અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, મઘા, ઉ–ફા, હસ્ત, સ્વાતી, વિશાખા, અનુરાધા, જ્યેષ્ટા, મૂલ, ઉ–ષા. અભિજીત, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, ઉ–ભા, રેવતી, એ નક્ષત્રો અને ૨–૩–૬ ને ૧૨ એ લગ્નોમાં ધોળાં વસ્ત્ર પહેરી, હળની આગલી હળપુણીની અણીને સોનું ઘસી જમીન, ગ્રહ, અને બ્રાહ્મણાદિકને નમસ્કાર કરીને વૃષણવાલા બલદોથી દક્ષિણથી ઉત્તરમાં ત્રણ વાર હળ ચલાવવું એટલે પાંચ માસ પાડવા.

त्रित्रित्रीष्वनलार्थरामहुतभुग्भेष्वर्कभुक्तादस–
स्सद्भूयः कृषिभै र्विवारुणहरींद्रैर्बिजवापः शुभः ।
सूर्यर्क्षादितृतीयतोति धृतितश्चाष्टाष्टभैः सत्फलः
प्रोक्तोन्यैः फणिसप्तमाद्रविमितै स्तच्छेदनं वापभैः ॥ ६ ॥

अन्वय—अर्कभात् त्रित्रित्रीष्वनलार्थरागहुतभुग्भेषु असत् सत् भूयः (गणयेत्) विवारुणहरीन्द्रैः कृषिभैः बिजवापः शुभः सूर्यक्षादि तृतीयतः अतिधृतितः अष्टाष्टभैः सत्फलः प्रोक्तः अन्यैः फणिसप्तमात् रविमितैः वापः प्रोक्तः वापभैः तच्छेदनम् ॥ ६ ॥

**अन्वयार्थ—अर्कभात्** સૂર્યના નક્ષત્રથી. **त्रि** ૩ **त्रि** ૩ **त्रि** ૩ **इष** ૫ **अनल** ૩ **अर्थ** ૫ **राम** ૩ **हुतभुक्** ૩ **भेषु** એ નક્ષત્રોમાં **असत्** ખોટાં **सत्** સારાં **भूयः** વારંવાર ( **गणयेत्** ગણવું, ) **विवारुणहरीन्द्रैः** શતભિષા, શ્રવણ, જ્યેષ્ટા, શિવાયનાં **कृषिभैः** ખેડવાના નક્ષત્રોથી **बिजवापः** બીજવાવવું **शुभः** શુભછે, **सूर्यर्क्षादितृतीयतः** સૂર્યના આદિ નક્ષત્રથી ગણતાં ત્રીજા નક્ષત્રથી. **अतिधृतितः** ૧૯ માથી **अष्टाष्टभैः** આઠઆઠ નક્ષત્રોવડે **सफलः** સારૂફલ **प्रोक्तः** કહેલું

છે, **अन्यैः** બીજાઓએ **फणिसप्तमात्** રાહુનાં નક્ષત્રથી ગણાતાં સાતમા નક્ષત્ર થી **रविमितैः वापः प्रोक्तः** બાર નક્ષત્રોવડે વાવવું શુભ છે, **वापभैः** વાવવાના નક્ષત્રોથી. **तच्छेदनम्** અનાજની કાપણી કરવી.

### ( હળચક્ર )

૬ **ભાવાર્થ**--સૂર્યનું જે મહાનક્ષત્ર હોય તેના પહેલા [૧]નક્ષત્રથી જે દિવસે હળનું મુહૂર્ત આપવું હોય, તે દિવસના નક્ષત્ર સુધી ગણતાં અનુક્રમે ૩-૩-૩-૫-૩-૫-૩-૩ એ પ્રમાણે અનુક્રમે પહેલાં અશુભ ને પછી શુભ એ પ્રમાણે જાણવું.

### ( બીજ વાવવાનું મુ૦ )

વિશાખા, શ્રવણ, શતભિષા, એ નક્ષત્રો શિવાયના ખેડવાના નક્ષત્રોમાં બીજ પેરવું શુભ છે.

### ફણીચક્ર મત ૧ લો.

સૂર્યના નક્ષત્રથી ત્રીજા અને ઓગણીશમા નક્ષત્રથી બીજા આઠ નક્ષત્ર સૂધીમાં પેરવાનું મુહુર્ત શુભ જાણવું.[૧]

### ફણીચક્રનો બીજો મત.

ઉપર મુજબ મુહુર્ત ન આવતું હોય તો રાહુના નક્ષત્રની ગણતાં સાતમા નક્ષત્રથી બીજાં બાર નક્ષત્ર[૨] સુધીમાં બીજ વાવવાનું મુહુર્ત શુભ જાણવું.[૨]

તે વખતે ઉપરનું મુહુર્ત ન આવતું હોય, અને પેરવાની વખત જતી હોય તો નીચેના પ્રકારથી મુહુર્ત આપવું, અને નીચેના પ્રકારથી ન આવતું હોય તો ઉપર પ્રમાણે આપવું, એટલે બંને પ્રકારે આપવા હરકત નથી.

---

૧—૩ થી ૧૦ અને ૧૯ થી ૨૬ સુધી **જેમકે** સૂર્યનું મહા નક્ષત્ર કૃત્તિકા હોય તો તેના પહેલું ભરણી થયું, જેથી ભરણીથી ગણવું.

૨—૭ થી ૧૮ સુધી.

रा-भा. रवौ रौद्राद्यपादस्थे भूमेः संजायतेरजः ।
तस्माद्दिनत्रयंतत्तु बीजवापे परित्यजेत् ( ८८ )

અર્થ—જ્યારે આર્દ્રાના પહેલા ચરણમાં સૂર્ય પ્રવેશ કરે, ત્યારે પૃથ્વી રજસ્વલા થાય છે. માટે આર્દ્રા માહાનક્ષત્રમાં સૂર્યનો પ્રવેશ થાય ત્યાંથી ત્રણ દીવસ જમીનમાં બીજ વાવવું નહી.

मेथिं क्षीरतरो रुफानुरहितै रुद्वाहभै रोपये—
दन्नप्राशन वद्वसंतशरदोः प्रोक्तं नवान्नं बुधैः
मैत्रार्कात्यवसूत्तरेज्यवरुणः सेंद्रैः शुभं नर्तनं
लग्नेज्ञे गुरुवीक्षिते हिबुकगैः सौम्यैश्च संगीतकम् ॥ ७ ॥

अन्वय—क्षीरतरोः मेथिम् उफानुरहितैः उद्वाहभैः रोपयेत् बुधैः अन्नप्राशनवत् वसन्तशरदोः नवान्नम् प्रोक्तम् सेंद्रैः मैत्रार्कान्त्यवसूत्तरे ज्यवरुणैः नर्तनम् शुभम् लग्नेज्ञे गुरुवीक्षिते हिबुकगैः सौम्यैः संगीतकम् ॥ ७ ॥

अन्वयार्थ—क्षीरतरोः દુધવાળા ઝાડના मेथिम् મેઢને उफानुरहितैः ઉત્તરાફાલ્ગુની અને અનુરાધાથી રહિત. उद्वाहभैः વિવાહનાં નક્ષત્રોવડે रोपयेत् સ્થાપ ન કરવો, बुधैः વિદ્વાનોએ अन्नप्राशनवत् અન્ન પ્રાશનમાં કહયાપ્રમાણે वसन्तशरदोः વસન્ત અને શરદઋતુમાં नवान्नम् નવાન્ન प्रोक्तम् કહેલું છે. सेन्द्रैः જ્યેષ્ઠાયુકત. मैत्रः અનુરાધા, अर्क હસ્ત, अन्त्य રેવતી, वसु ધનિષ્ઠા, उत्तर ત્રણઉત્તરા इज्य પુષ્ય, वरुणैः શતભિષા, નક્ષત્રોમાં नर्तनम् નાચ કરવો. शुभम् શુભ છે लग्ने લગ્નમાં રહેલો ज्ञे બુધ गुरुवीक्षिते ગુરૂથી જોવા એલો હોય. हिबुकगैः ચોથે રહેલા सौम्यैः શુભગ્રહ હોય તો संगीतकम् ગાયન શરૂ કરવું, ॥ ૬ ॥

( અનાજ મસળવા ખળામાં મેઢ રોપવાનું૦ )

૭ ભાવાર્થ—કોઈ પણ અનાજ પાકીને લણી લીધા પછી તેને એક સાફ કરેલી જગ્યામાં નાંખી. તે જગ્યાના મધ્યભાગમાં લાકડાનો થાંભલો રોપી તેને બલદ બાંધી ફેરવવામાં આવે છે. તે જગ્યાને ખળું કહે છે. અને તેના વચમાં રોપેલો થાંભલો તેને મેંઢ કહે છે,

એ મેંઢ, ઉ–ફા, ને અનુરાધા શિવાયના વિવાહના નક્ષત્રોમાં જેમાંથી દુધ કે ક્ષીર જેવો ચીકણો પદાર્થ નીકલતો હોય એવા ઝાડના લાકડાની બનાવીને તે ખરા વચ્ચે રોપવી.

(નવું અનાજ ખાવાનું મુ૦)

વસન્ત અને શરદઋતુમાં અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ પુનર્વસુ, પુષ્ય, ઉ–ફા, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, ઉ–ષા, અભિજીત, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, ઉ–ભા, રેવતી, એ નક્ષત્રોમાં પ્રથમ પાકેલું નવું[1] અનાજ ખાવું શુભ છે.

(ગાયન અને નાચ શીખવાનું મુ૦)

પુષ્ય, ઉ–ફા, હસ્ત, અનુરાધા, જયેષ્ટા, ઉ–ષા, ધનિષ્ટા, શતભિષા, ઉ–ભા, રેવતી, એ નક્ષત્રોમાં લગ્નને બુધ, ગુરૂ, દેખતા હોય અને લગ્નશુદ્ધિમાં ચોથા સ્થાનમાં શુભ ગ્રહો હોય, તેવા વખતમાં ગાયન અને નાચ શિખવાનો આરંભ કરવો શુભ છે.

**મુ૦ ગ૦—अथ नटनर्तकी कृत्यम्—અથ નટ–નાયકા અને વારાંગનાઓનું કાર્ય.**

**मृगार्द्रा रोहिणी पुष्ये पुनर्भे श्रवणत्रये ।**
**चित्रात्रयोत्तरामूले कृत्यं श्रृंगार जीविनाम् ( ८९ )**

**અર્થ**—મૃગશીર, આર્દ્રા, રોહીણી, પુષ્ય, પુનર્વસુ, શ્રવણથી ત્રણ ચીત્રાથી ત્રણ, ત્રણ ઉત્તરા, ને મૂલ, એ નક્ષત્રોમાં શૃંગારથી જીવનારાં નટ **નર્તકીયો** ( નાચનારી નાયકાઓ ) ને **વારાંગનાઓ** વિગેરેએ પ્રથમ પોતપોતાનાં કામનો આરંભ કરવો.

---

૧—**મુ૦ ચિં૦**—માં રવિયુકત શુભ ગ્રહોના વારને શુભ તીથીઓ લેવી, તેમજ પોષને ચૈત્ર શીવાયના માસો ૧–૬–૧૧ શીવાયની તીથીઓ અને વિષઘટીઓનો ત્યાગ કરી નવીન જલ ફલને અન્ન ખાવું, **ज्यो०चिं०–તેજ** મુહુર્તમાં નવું જલ પીવું, તેમાં વૃષભ, મિથુન, કન્યા, સિંહ, ધન, ને કુંભ લગ્ન લેવાનું કહ્યું છે.

**अथ शैलुषनटकर्म—તમાસા કરવાનું તથા નટનું કામ કરવાનું.**

**चित्रार्द्रा रोहिणीपुष्ये त्र्युत्तरे श्रवणत्रये ।**
**शुभाहेऽर्केच शैलुष नटकृत्यं समीरितम् ( ९० )**

**અર્થ**—ચીત્રા, આર્દ્રા, રોહીણી, પૂષ્ય ત્રણ ઉત્તરા, શ્રવણથી ત્રણ રવિસહીત શુભ ગ્રહોના વારમાં **શૈલુષ ને નટકીયોયે** પોતાના ધંધાનો આરંભ કરવો શુભ છે.

**अथ गीतनृत्यारंभः—ગાયન તથા નૃત્યનો આરંભ.**

**रेवत्या मनुराधायां धनिष्ठादिद्वय करे ।**
**रोहिणी युगुलेपुष्ये त्र्युत्तरेगीतनर्तने ( ९१ )**

**અર્થ**—રેવતી, અનુરાધા, ધનિષ્ટાથી બે, હસ્ત, રોહીણીથી બે, ને ત્રણ ઉત્તરા, એ નક્ષત્રોમાં ગાયનકલા અને નાચનો આરંભ કરવો શુભ છે.

**अथ दुंदुभिमृदंगादि करवाद्यम्—નગારાં તથા મૃદંગ વિગેરે હાથે બજાવવાનાં વાજીંત્રોનું કાર્ય.**

**हस्तत्रयेनुराधान्त्ये पुनर्वसु युगेश्विभे ।**
**श्रवस्त्रयेमृगेऽर्केन्हि शुभेपूर्णाजयासुच ॥**
**शुभदुंदुभि भेर्यादि करवाद्ये समीरितम् ( ९२ )**

**અર્થ**—હસ્તથી ત્રણ, અનુરાધા, રેવતિ, પુનર્વસુ, પુષ્ય, અશ્વિની, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, ને મૃગશિર, એ નક્ષત્રોને રવિયુકત શુભવારોમાં, પૂર્ણા ને જયાતિથીમાં, **નગારૂં ઢોલ મૃદંગ** ઇત્યાદિ વાજીંત્રો શીખવાનો આરંભ કરવો.

**शुभं तथैव वंशाद्यं मुखवाद्यं समीरितम् [ ९३ ]**

**અર્થ**—ઉપરના મુહુર્તમાં કહ્યા પ્રમાણે મુખથી વાગતાં **વાંસલી, શરણાઈ, છત્રીસ વાજાં પિપુડી** ઇત્યાદીક દરેક મોઢાથી વગાડવાનાં વાજાંના કામ શુભ છે.

**द्वीशार्केंद्वादितीज्यवासवशिवाश्व्यंत्याग्निपार्शीद्रभैः**
**पूर्वाभिः शुभदा विसिंहभतनौ नानापशूनां क्रिया ।**
**वारेष्वर्क चतुर्षु कोत्तरहरित्राष्ट्रेष्वपारिक्तयो—**
**रष्टम्यां न हितोदिता स्वभगभे नस्याद्भदोषः किल॥८॥**

**अन्वय—द्वीशार्केन्द्वदितीज्य वासवशिवाश्व्यन्त्याग्निपाशीन्द्रभैः पूर्वाभिः विसिंहभतनौ नानापशूनाम् क्रिया शुभदा अर्के चतुर्षु वारेषु कोत्तरहरित्वाष्ट्रेषु अमारिक्तयोः अष्टम्याम् हिता न उदिता स्वभगभे भदोषः किल नस्यात् ॥ ८ ॥**

**अन्वयार्थ—द्वीश** વિશાખા, **अर्क** હસ્ત, **इन्दु** મૃગશીર, **अदिति** પુનર્વસુ, **इज्य** પુષ્પ, **वासव** ધનિષ્ઠા, **शिव** આર્દ્રા, **अश्वि** અશ્વિની, **अन्त्य** રેવતી, **अग्नि** કૃત્તિકા, **पाशी** શતભિષા **इन्द्रभैः** જ્યેષ્ઠા, **पूर्वाभिः** ત્રણપૂર્વા નક્ષત્રોમાં **विसिंहभतनौ** સિંહરાશિશિવાયના લગ્નમાં **नानापशूनाम्** નાના પ્રકારના પશુઓનું **क्रिया** વેચવું. અથવા લેવું **शुभदा** શુભ છે, **अर्के चतुर्षु वारेषु** સૂર્યથી ૪ વારોમાં **क** રોહિણી, **उत्तर** ત્રણઉત્તરા, **हरि** શ્રવણ, **त्वाष्ट्रेषु** અને ચિત્રા નક્ષત્રમાં **अमारिक्तयोः** અમાસ અને રિક્તાતિથિમાં **अष्टम्याम्** અષ્ટમીના દિવસે **हितान उदिता** હિતકરનારી નથી, **स्वभगभे** પોતાની યોનીના નક્ષત્રામાં **भदोषः** નક્ષત્રદોષ **किल** નક્કી **नस्यात्** નથી. ॥ ૮ ॥

**( ઢોરની લેવડદેવડ કરવાનું મુ૦ )**

૮ **ભાવાર્થ**—અશ્વિની, કૃત્તિકા, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, પૂ–ફા, હસ્ત, વિશાખા, જ્યેષ્ઠા, પૂ–ષા, ધનિષ્ઠા, શતભિષા, પૂ–ભા, રેવતી, એ નક્ષત્રોમાં, સિંહશિવાયના લગ્નમાં, પશુઓની લેવડદેવડ કરવી શુભ છે, જે પશુની લેવડદેવડ કરવી છે. તેની યોનીનું નક્ષત્ર અશુભ હોય તો પણ, તે પશુના ક્રયવિક્રયમાં તે અશુભ નક્ષત્ર પણ લેવામાં હરકત નથી, તે યોની જોવાનું વિવાહપ્રકરણના શ્લોક ત્રીજામાં કહ્યું છે, પરંતુ ૪–૬–૮–૧૪–૩૦ એ તિથિઓ, સોમ, મંગલ, ને બુધ, એ વારો, રોહિણી, ઉ–ફા, ચિત્રા, ઉ–ષા, શ્રવણ, ઉ–ભા, એ નક્ષત્રોમાં ઢોરાંની લેવડદેવડ બીલકુલ કરવી નહિ.

**જેમકે** લેવડદેવડ કરવામાં ભરણી નક્ષત્ર લેવાનું કહ્યું નથી. પરંતુ હાથીની યોનીનું નક્ષત્ર ભરણી છે, જેથી ભરણી નક્ષત્રમાં હાથીની લેવડદેવડ કરવી, એજ પ્રમાણે ગાય ભેંસ વિગેરેના પોતપોતાની યોનીનાં જે નક્ષત્રો છે, તે નક્ષત્રોમાં તે તે પશુઓની લેવડદેવડ કરવી સારી જાણવી, તેમજ સાપ, નોળાયો, ઉંદર, માંકડાં વિગેરે મદારીયોને રમતને માટે લેવાં હોય તો તે યોનીયોનાં નક્ષત્રોમાં લેવડદેવડ કરવી સારી જાણવી.

( અનાજની કાપણી અને ધાન્ય એકઠું કરવાનું મુ૦ )

**मु–चि०–तीक्ष्णाजपादकरवन्हि वसुश्रुतीन्दुस्वातीमघोत्तर जलांतकतक्षपुष्ये । मंदाररिक्तरहिते दिवसेऽतिशस्ता धान्यच्छिदानिगदिता स्थिरभे विलग्ने ( ९४ )**

અર્થ—રિક્તાશિવાયની તિથિઓ, મંગલ, શનિ, છોડી બીજા વારો, ભરણી, મૃગશીર્ષ, પુષ્ય, મઘા, ઉ-ફા, હસ્ત, ચિત્રા, સ્વાતી, પૂ-ષા, ઉ-ષા, શ્રવણ, ધનિષ્ટા, પૂ-ભા, ઉ-ભા, અને તીક્ષ્ણસંજ્ઞાના નક્ષત્રો, અને સ્થિરલગ્નમાં, ખેતરમાંથી અનાજ કાપવું શુભ છે.

( ધાન્યની સ્થિતિ અને વૃદ્ધિનું મુ૦ )

**मिश्रोग्ररौद्र भुजगेंद्रविभिन्नभेषु कर्काजतौलिरहिते च तनौ शुभाहे । धान्यस्थितिः शुभकरी गदिताध्रुवेज्यद्वीशेंद्रदस्रचरभेषुच धान्यवृद्धि९५**

અર્થ—આર્દ્રા, આશ્લેષા, જ્યેષ્ટા, મિશ્ર, અને ઉગ્રસંજ્ઞાના નક્ષત્રોમાં, મેષ, કર્ક, તુલા, છોડી બીજા લગ્નોમાં, ધાન્યને એકઠું કરી ઘેર લાવવું શુભ છે.

અશ્વિની, પુનર્વસુ, પુષ્ય, સ્વાતી, વિશાખા, જ્યેષ્ટા, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, અને ધ્રુવસંજ્ઞાના નક્ષત્રોમાં, ( ધાન્યવૃદ્ધિ ) અર્થાત સવાયો દોઢો ડોલ કરીને અનાજ આપવું શુભ છે.

## ઘર જમીન ખેતીવાડી વિગેરે.

**गृहक्षेत्रादि भूमिक्रयाविक्रया**—ઘર, ખેતર, અને જમીન વિગેરેને વેચવું અને લેવું.

**मु–ग०–जीवे शुक्रेच नंदासु पूर्णायां मूलभेमृगे ।**
**पूर्वाश्लेषा मघांत्येच विशाखाद्विज तथा ॥**
**पुनर्भे मुनिभिः प्रोक्तं क्रयविक्रयणं भुवः ( ९५ )**

ભાવાર્થ—ગુરુ, શુક્ર એ વારો, નંદાને પુર્ણાતીથી, મૂળ, મૃગશીર, પૂર્વા, આશ્લેષા, મઘા, રેવતી, વિશાખાથી બે, પુનર્વસુ, એ નક્ષત્રોમાં ઘર જમીન વિગેરેની લેવડદેવડ કરવી શુભ છે.

### सस्यारोपणम्—અનાજ રોપવાનું.

हस्तत्रयोत्तरामूले धनिष्ठा रोहिणीमृगे ।
पुष्येश्विन्यऽनुराधायां मघायां शुभवासरे ॥
त्यक्त्वारिक्ताः शनिंभौमं सस्यस्यांकुर रोपणम् ( ९७ )

અર્થ—હસ્તથી ત્રણ, ત્રણ ઉત્તરા, મૂલ, ધનીષ્ટા, રોહિણી, મૃગશીર, પૂષ્ય, અશ્વીની, અનુરાધા ને મઘા, એ નક્ષત્રોને શુભવારોમાં રીક્તાતીથી, ને શની મંગળ વારનો ત્યાગ કરી ડાંગર વિગેરેનું ધરૂ રોપવું.

### सस्यवृक्षलतादीनांवापनं जलेनसेचनं च--ધાન્ય, ઝાડ, લતા ( વેલા ) વિગેરે વાવવાનું અને પાણી સીંચવાનું.

सस्यारोपोदितेकाले हित्वाज्ञार्कमघा करम् ।
वृक्षसस्यलतादिनां प्रशस्तंजलसेचनम् ( ९८ )

અર્થ--ધાન્યનું ધરૂ રોપવાના મુહુર્તમાં રવિ, બુધ, એ વારો ને મઘા નક્ષત્રનો ત્યાગ કરી વાવણીનું કામ શરૂ કરવું અને પાણી સીંચવું.

### आरामकृत्यम्--બાગનું કાર્ય.

हस्तचित्रोत्तरामूले ऽनुराधा रेवतीद्वये ॥
विशाखा रोहिणी पुष्ये ष्यारामोपि मृगेशुभा ( ९९ )

અર્થ—હસ્ત, ચિત્રા, ત્રણ ઉત્તરા, અનુરાધા, રેવતીથી બે, વિશાખા, રોહિણી, પુષ્ય ને મૃગશીર એ નક્ષત્રોમાં ઝાડ, લતાદીક ( વેલા ) રોપવા અને બગીચો બનાવવો.

### अथ धान्यच्छेदः—ધાન્યની કાપણી કરવાનું.

पूर्वोत्तरामघाश्लेषा जेष्ठार्द्राश्रवणद्वये ।
भरणी द्वितये मूले मृगे पुष्ये कर त्रये ॥
धान्यछेदःशुभोरिक्तां हित्वाभौमशनैश्वरौ ( १०० )

અર્થ--પુર્વા, ઉત્તરા, મઘા, આશ્લેષા, જ્યેષ્ટા, આર્દ્રા, શ્રવણથી બે, ભરણીથી બે, મૂલ, મૃગશીર, પુષ્ય, હસ્તથી ત્રણ, એ નક્ષત્રોમાં રિક્તાતીથીને મંગળ, શની, એ વારોનો ત્યાગ કરી અનાજની કાપણી કરવી શુભ છે.

**कणमर्दनम्--અનાજના દાણાનું મર્દન (છુટા કરવું.)**

**अनुराधाश्रवोमूले रेवत्यांचमघात्रिभे ।**
**ज्येष्ठायांचैवरोहिण्यां शुभंस्यात्कणमर्दनम् ( १०१ )**

**અર્થ**—અનુરાધા, શ્રવણ, મૂલ, રેવતી, મઘાથી ત્રણ, જ્યેષ્ઠા, ને રોહિણી એ નક્ષત્રોમાં કણ ( અનાજના દાણા ) **મર્દન** કરવું શુભ છે.

**अथ धान्यानयनं फल पुष्पोतारणं च--ધાન્ય લાવવાનું ને ઝાડ ઉપરથી ફુલ-પુષ્પ ઉતારવાનું.**

**रोपणोदितनक्षत्रेवासरेमंदभौमयोः ।**
**अन्नस्यानयनं पुष्प फलाद्युत्तारणंचसत् ॥ ( १०२ )**

**અર્થ**—રોપણ કરવાનાં નક્ષત્રોમાં-અને શની મંગળવારે **અનાજ** પોતાને ઘેર લાવવું શુભ છે, અને પુષ્પ **ફુળ** વિગેરે ઝાડપરથી ઉતારવું શુભ છે.

**अथ बीजसंग्रहः—બીજનો સંગ્રહ કરવાનું.**

**हस्तत्रयेपुनर्वस्वौ रोहिण्यांश्रवणद्वये ।**
**स्थिरलग्नेशुभेवारे विचंद्रेबीजसंग्रहः ( १०३ )**

**અર્થ**—હસ્તથી ત્રણ, પુનર્વસુ, રોહીણી, શ્રવણથી બે, એ નક્ષત્રોને સ્થીર લગ્નમાં સોમવાર શીવાયના વારોમાં **બીજનો સંગ્રહ** કરવો શ્રેષ્ટ છે.

**तृणरज्जुभिर्धान्यबन्धनम्—ધાન્યના પુળા બાંધવાનું.**

**स्वातीमूलेचहस्तेंत्ये भाद्राषाढा द्वये मृगे ।**
**रोहिण्यांकाश कोष्टांत धान्य संरक्षणं शुभम् ( १०४ )**

**અર્થ**—સ્વાતિ, મૂલ, હસ્ત, રેવતી, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ, પૂર્વાષાઢા મૃગશીર, ને રોહિણી, એ નક્ષત્રોમાં ઘાસ કે દોરીવડે **ધાન્યના પુળા** બાંધવા,

**ધાન્યાદીનો સંગ્રહ કરવાનું.**

**ज्यो० वि०—ध्रुवलघुमृदुलोलैर्जीवकाव्येंदुवारेः ।**
**कुयुतिविजीन रिक्तामाविमुक्तैर्नृलग्ने ( १०५ )**

**नव कुसुम फलानां आदरा दौषधीनां ।**
**रसकृषिकपिशानां संग्रहो भोगसिध्यै ( १०६ )**

અર્થ—ભદ્રા, રીકતા, ને અમાવાસ્યા, શીવાયની તીથીઓમાં સોમગુરૂને શુક્ર એ વારો ધ્રુવ, મૃદુ, ને લઘુસંજ્ઞક નક્ષત્રોમાં નવીન પુષ્પ, ફલ, કપાસ, લીલી ઔષધીયો, ઘી વિગેરે અને ધાન્યાદિકનો સંગ્રહ કરવો, જેથી સુખ અને ભોગની વૃદ્ધી થાય છે.

**रससंग्रहः—રસસંગ્રહ કરવાનું.**

**मु० ग०—रससंग्रहणंश्रेष्ठं तोयारंभोदितोडुषु ( १०७ )**

અર્થ—જલાશય કરવાના મુહૂર્તમાં શેરડી વિગેરેના રસોનો સંગ્રહ કરવો શુભ છે.

**कोष्ठादौ धान्यस्थितिः—કોઠારમાં ધાન્ય નાખવાનું.**

**पुनर्भेमृगशीर्षेन्त्ये ऽनुराधा श्रवणत्रये ।**
**हस्तत्रये ऽश्विनीपुष्ये रोहीण्या मुतरात्रये ॥**
**गुरौ शुक्रे रविंदोःसत्कोष्ठादौधान्यरक्षणम् ॥ ( १०८ )**

અર્થ—પુનર્વસુ, મૃગશીર, રેવતી, અનુરાધા, શ્રવણથી ત્રણ, હસ્તથી ત્રણ, અશ્વિની, પુષ્ય, રોહીણી, ને ત્રણે ઉત્તરા, એ નક્ષત્રોને ગુરૂ, શુક્ર, રવિ, સોમ, એ વારોમાં કોઠારમાં અનાજ ભરવું શુભ છે.

**धान्यविक्रयः—ધાન્ય વેચવાનું.**

**रोहिण्यांविक्रयोस्य धनिष्ठा शतभोत्तरे ॥ ( १०९ )**

અર્થ—રોહિણી, ધનિષ્ટા, ને શતભીષા, એ નક્ષત્રોમાં ધાન્ય ( અનાજ) વેચવાનો આરંભ કરવો શુભ છે.

**द्व्यादित्यद्विवसुस्थिराश्विभमृदुस्वात्यर्कमैर्ज्ञत्रया-**
**कारान्हीज्यभृगूदयेद्विकमदेष्विंदौक्रियाश्वीहीता ।**
**तत्राप्यर्कमतः क्रमात्तिथिमितैःपश्चात्रिभिःसाभिजि-**
**च्छस्तायानृसमातदुक्तभमुखैःकार्यापराभैर्बुधैः ॥ १ ॥**

**अन्वय—द्व्यादित्यद्विवसुस्थिराश्विभमृदुस्वात्यर्कभेः ज्ञत्रया-कारान्हि ईज्यभृगूये इन्दौ द्विकमदेषु आश्वि क्रिया हिता तत्रापि अर्कभतः क्रमात् तिथिमितैः पश्चात् त्रिभिः साभिजित् शस्ताया-नृसमा तदुक्तभमुखैः परा बुधैः भैः कार्या ॥ १ ॥**

**अन्वयार्थ—द्व्यादित्य** પુનર્વસુ, પુષ્ય, **द्विवसु** ધનિષ્ઠા, શતભિષા, **स्थिर** સ્થિરસંજ્ઞક, **अश्विभ** અશ્વિની, **मृदु** મૃદુસંજ્ઞાવાળાં, **स्वाती अर्कभैः** સ્વાતી અને હસ્ત નક્ષત્રોમાં, **ज्ञत्रयार्कारान्ही** બુધ, ગુરૂ, શુક્ર, રવી, અને મંગળવારે **ईज्यभृगू-दये** લગ્નમાં ગુરૂ, શુક્ર, રહેલા હોય. **इन्दौ** ચંદ્રમા **त्रिकमदेषु** ૨-૪-૭ મા સ્થાનમાં હોયતો **आश्वी** ઘોડાસંબંધી **क्रिया** લેવડ દેવડ **हिता** સારી છે, **तत्रापि** તેમાંપણ **अर्कभतः** સૂર્યનાનક્ષત્રથી **क्रमात्** અનુક્રમે **तिथिमितैः** ૧૫ નક્ષત્રોથી **पश्चात्** પછીથી **त्रिभिः** ત્રણ નક્ષત્રો **साभिजित्** અભજીતસાથે **शस्ता** શ્રેષ્ટછે, **या** જે ઘોડાની ક્રીયા **नृसमा** માણસસરખી હોય. ( **साक्रीया** ) તે ક્રિયા **तदुक्तमभुखैः** તે માણસ માટે કહેલા નક્ષત્રાદીકથી **परा** તે શીવાય બીજી હોય તો **बुधैः** વિદ્વાનો એ **भैः** ઉપલા નક્ષત્રોથી **कार्या** કરવી, ॥ ૬ ॥

## ( ઘોડાની લેવડદેવડનું. મુ૦ )

૯ **ભાવાર્થ**—રવિ, મંગલ,[1] બુધ, ગુરૂ, શુક્ર, એ વાર, અશ્વિની, રોહિણી, મૃગશીર, પુનર્વસુ, પુષ્ય, ઉ—ભા, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, ઉ—ષા, ધનિષ્ઠા, શતભિષા, ઉ—ભા, રેવતી, એ નક્ષત્રો, લગ્નમાં ગુરૂને શુક્ર હોય, ૨—૪—૭ મા સ્થાનમાં ચંદ્રમા હોય, ત્યારે [2]**ઘોડાની લેવડદેવડ** કરવી સારી જાણવી.

## અશ્વચક્ર અને બીજી ક્રિયાવિશે.

સૂર્યના નક્ષત્રથી, દિનનક્ષત્ર સુધી ગણતાં, અભિજીત સાથે ૧૫ નક્ષત્રોમાં અને જે નક્ષત્ર ઉપર સૂર્ય છે, તેના પહેલા ત્રણ નક્ષત્રોમાં **ઘોડાની લેવડદેવડ** કરવી, તેમજ ઘોડાની મનુષ્યની માફક જે જે ક્રિયાઓ કરવાની હોય, તે તે ક્રિયાઓ કરવા માટે મનુષ્યોને તે તે ક્રિયાઓ કરવા જે જે નક્ષત્રો કહ્યાં છે, તે તે નક્ષત્રોમાં ઘોડાની

---

૧—મુ૦ ચિં૦—માં મંગલ શિવાયના બધા વારો લીધેલા છે.

૨—મુ૦ ગ૦—માં ઘોડાઓને ઘી, અન્ન, ચણા, ઘાસ, વિગેરે ખાવામાં અન્ન પ્રાશનમાં કહેલાં નક્ષત્રાદીક લેવાં, ને શુભગ્રહના લગ્નમાં નવડાવવા. બાળ કાપવા માટે ચૌલના મુહુર્તમાં દવા કરવામાં મનુષ્યને દવા આપવાના મુહુર્તમાં મૈથુનમાં ગર્ભાધાન પ્રમાણે મુહુર્ત લેવું, ઘોડાને બાંધવા હયશાલા બનાવતાં ઘર બાંધવાનું મુહુર્ત લેવું, શિક્ષણમાં વિદ્યારંભનું ને સણગારવા માટે આભુષણમાં કહેલું મૂહુર્ત લેવું, ને બાર વાગ્યાની અંદરનું મુહુર્ત આપવું.

પણ તે તે ક્રિયાઓ કરવી, અને જે ક્રિયા મનુષ્યની માફક કરવાની ન હોય તે તે ક્રિયા ઘોડાની લેવડદેવડના ઉપરના બતાવેલાં નક્ષત્રોમાં કરવી.

भद्रासंक्रमपातवैधृतिसितेज्यार्कारषष्ठ्यादिषु
श्राद्धाहेप्रतिपद्द्वयेपरिहरेद्धेतुंविनाभ्यंजनम् ।
मांगल्यं विजयोत्सवोऽद्ववदनं दीपावलिर्हेतवो-
भ्यंगस्यक्कथितादितैलमन सन्निंद्येन्हि नित्येऽखिलम् १०

अन्वय—भद्रासंक्रमपातवैधृतिसितेज्यार्कारषष्ठ्यादिषुश्राद्धाहेप्रतिपद्द्वये हेतुम् विना अभ्यंजनम् परिहरेत् मांगल्यम् विजयोत्सवः अद्ववदनम् दीपावलिः अभ्यंगस्य हेतवः निंद्येन्हिक्वथितादितैलम् अनसत् नित्ये आखिलम् ॥ १० ॥

अन्वयार्थ—भद्रा વિષ્ટિ, संक्रम સંક્રાંતિ, पात વ્યતીપાત, वैधृति વૈધૃતિ, सित શુક્રવાર, इज्य ગુરૂ अर्क રવિ आर મંગળ षष्ठ्यादिषु છઠ થી અમાસ સુધીની તિથિઓમાં श्राद्धाहे શ્રાધ્ધના દિવસે. प्रतिपद्द्वये બેપક્ષનો પડવો એટલા દિવસોમાં हेतुम्‌विना કારણવિના, अभ्यंजनम् અભ્યંગસ્નાન, परिहरेत् નકરવું. मांगल्यम् વિવાહવિગેરેકાર્યો, विजयोत्सवः વિજયાદસમી, अद्ववदनम् બેસતા વર્ષ दीपावलि દીવાલી એ દીવસે अभ्यंगस्य અભ્યંગસ્નાનનાં हेतवः કારણ છે, निंद्येन्हि નિષિધ્ધ દીવસોમાં क्वथितादितैलम् પાકું તેલ અથવા સુગંધી વાળું, अनसत् શ્રેષ્ઠ છે, नित्य હમ્મેશના પરિચયમાં, अखिलम् દરેક પ્રકારનું શ્રેષ્ઠ છે, ॥ ૧૦ ॥

( શરીરે તેલ મર્દન કરતાં તજવાનો વખતઃ )

૧૦ ભાવાર્થ—વિષ્ટિ, સંક્રાંતિ, વ્યતીપાત, વૈધૃત, ૧, ૨, ૬ થી ૧૫ કે અમાસ સુધિની તિથિઓ, રવિ, મંગલ, ગુરૂ, ને શુક્રવાર, શ્રાદ્ધનો દિવસ, એ દરેક વખતે ખાસ કારણ વિના તેલ ચોળીને નહાવું નહિં.

(શરીરે તેલ ચોળીને સ્નાન કરવાનો વખત.)

વિવાહ જેવાં માંગલિક દરેક કામોમાં, દશરાના દિવસે બેસતા વર્ષની એકમે એટલે કાર્તિક શુદિ ૧ ને ચૈત્ર શુદી ૧ ના દિવસે, દિવા-

લીના દિવસે એ દરેક વખતે અવશ્ય તેલ ચોળીને સ્નાન કરવું, તે દિવસે તિથી, વાર, અથવા વિષ્ટિ જેવા અશુભ કારણો હોય તો પણ ન્હાવું શુભ છે, આ તેલ કાચું લેવું, પણ અગ્નિથી પકવેલાં ધૂપેલ જેવાં કોઈ પણ તેલો ચોળી ઉપરના વર્જીત દિવસોમાં પણ ન્હાવું શુભ છે, અને હમ્મેશાં જે કાચું કે પાકું તેલ ચોળી નહાતો હોય તેને તેમ કરતાં મુહૂર્ત જોવાની જરૂર નથી.

दिग्विश्वाद्रिदगंकदर्शतिथिषुस्नानंनधात्रीफलैः
श्रीकामोथबुधांबुपर्क्षपितृभाभ्यंगात्पतिघ्न्यंगना ।
पुत्री सोमदिने प्रसूर्यमपितृ त्वाष्ट्रेंपि द्रामिश्रांबुप-
क्रव्यादेश्वरभेकुपुत्रहरिजे स्नायान्निशास्येऽपिन ॥ ११ ॥

अन्वय—दिग्विश्वाद्रिदगंकदर्शतिथिषु धात्रीफलैः श्रीकामः स्नानंन अथ बुधांबुपर्क्षपितृभाभ्यंगात् अंगना पतिघ्नी पुत्री सोमदिने प्रसूः यम पितृत्वाष्ट्रेंद्रामिश्रांबुपक्रव्यादे श्वरभे कुपुत्रहरिजे निशास्ये अपि न स्नायात् ॥ ११ ॥

अन्वयार्थ—दिक् १० विश्व १३ अद्रि ७ दृक् २ अंक ९ दर्श ३० तिथिषु એ તિથિઓમાં, धात्रीफलैः આંબળાનાં ફળથી, श्रीकामः લક્ષ્મીઇચ્છા વાળાએ, स्नानम् સ્નાન ન કરવું, अथ પછી, बुधांबुपर्क्षपितृभाभ्यंगात् બુધવાર, શતભિષા અને મઘાનક્ષત્રમાં અભ્યંગ સ્નાન કરવાથી, अंगनास्त्री पतिघ्नी પતિનેનાશકરે છે, पुत्री પુત્ર વાળાએ, सोमदिने સોમવારે અભ્યંગ-સ્નાન કરવું નહિં, प्रसूः સુવાવડઔએ, यम ભરણી, पितृ મઘા, त्वाष्ट्र ચીત્રા-इंद्र જેષ્ઠા, मिश्र મિશ્ર નક્ષત્રો अंबुप શતભિષા क्रव्यादः મૂલ, ईश्वरभे અને આર્દા નક્ષત્રમાં कुपुत्रहरिजे પાંચમા સ્થાનમાં પાપગ્રહ હોય તેના લગ્નમાં, निशास्ये રાત્રીના મુખમાં (સંધ્યાકાળે) अपि પણ स्नायात् અભ્યંગ સ્નાન-કરવું નહિં, ॥ ૧૧ ॥

( તેલ અને આંબળાં સાથે શરીરે ચોળી સ્નાન કરવામાં વર્જીત તિથિઓ. )

૧૧ ભાવાર્થ—લક્ષ્મીની ઇચ્છાવાળા પુરૂષોએ ૨-૭-૯-૧૦-૧૩-૩૦ એ તિથિઓમાં તેલ અને આંબળાં સાથે શરીરે ચોળી નહાવું નહિં.

**સ્ત્રીઓને શરીરે મર્દન કરવાના પદાર્થથી વર્જીત વાર અને નક્ષત્રો.**

બુધવાર, તેમજ મઘા અને શતભિષા નક્ષત્રમાં શરીરે ચોળવાના કોઇ પણ પદાર્થો **મર્દન કરી** નહાવું નહિં, અને જો કરે તો ધણીના આયુષ્યને નુકસાન કરતા થાય, અને જેને પુત્ર હોય એવા સ્ત્રી કે પુરૂષે સોમવારે ઉપર મુજબ રીતથી સ્નાન કરવું નહિં.

**સુવાવડી સ્ત્રીને નવડાવતાં વર્જીત નક્ષત્રાદિક.**

ભરણી, કૃત્તિકા, આદ્રા મઘા, ચિત્રા, વિશાખા, જ્યેષ્ઠા, મૂલ, શતભિષા, એ નક્ષત્રોમાં, અને લગ્નથી પાંચમે પાપગ્રહ હોય ત્યારે, રાત્રિએ સુવાવડી સ્ત્રીને સ્નાન કરાવવું નહિં.[1]

**रत्नमालायां—सार्षपंगंधतैलंच यत्तैलं पुष्पवासितम् ।**
**द्रव्यांतरयुतंवापि नदुष्यातिकदाचन ( ११० )**

**सूर्यशुक्रारवारेषु निषिद्धासुतिथिष्वपि ।**
**कर्तव्ये यदिवांस्नाने पक्वतैलंनदुष्यति ( १११ )**

**रवौपुष्पंगुरौदुर्वा भौमवारेचमृत्तिका ।**
**भार्गवेगोमयं क्षिप्त्वातैलस्नानंसुखावहम् ( ११२ )**

**અર્થ**—સરસીયું તેલ, સુગન્ધી તેલ, પુષ્પના સુગંધવાળું, અથવા કોઇ પણ દ્રવ્ય યુક્ત તેલ હોયતો દોષ સમજવો નહિં, અભ્યંગ સ્નાનમાં રવિ, મંગલ, શુક્ર, એવારો, તેમજ નિષિદ્ધ તિથિયો જે કહેલી છે. તેવારને તિથિઓમાં **પાકા તેલથી સ્નાન** કર્યું હોયતો કાંઇપણ દોષ નથી, રવિવારે-પુષ્પ, મંગલવારે માટી, ગુરૂવારે-દૂર્વા, અને શુક્રવારે-ગાયનું છાણ, જલમાં નાંખીને સ્નાન કર્યું હોયતો સુખ આપે છે,

**पुत्रवान्स्वगृहेनित्यं नस्नायादुत्तराभिमुख ।**
**सोमवारेतथाभ्यंगं वर्जयेत् सर्वथाबुधः ( ११३ )**

**અર્થ**—જેઓને પુત્ર હોય, તેઓએ હમ્મેસાં ઉત્તરાભિ મુખ સ્નાન કરવું નહિં, અને સોમવારે અભ્યંગ સ્નાન કરવું નહિં,

[1]—સુવાવડી સ્ત્રીને સ્નાન કરાવવામાં વર્જીત દિવસો પૃ. ૫૬ માં આપેલા છે.

**अथाश्वपशूनांदमनम्—ઘોડા વિગેરે પશુઓને પલોટવાનું.**

मु०-ग०-कृत्तिका रेवतीपुष्ये स्वाति हस्ते श्रवद्वये ॥
मृगे ऽर्कारे निपुस्कत्वं दमनं पशु वाजिनाम् ॥ ( ११४ )

**અર્થ**—કૃત્તિકા, રેવતી, પુષ્ય સ્વાતિ, હસ્ત, શ્રવણુથી બે-મૃગશીર-રવીને મંગળવારે, પાડા, બળદ, ઘોડા વિગેરે પશુઓને **પલોટવાનું** ને નાથ ઘાલવાનું કામ કરવું,

**अथ गजाश्वाद्यारोहणम्—હાથી ઘોડા વિગેરેપર બેસવાનું.**

रेवति युगुले हस्त त्रयेकर्ण त्रयेमृगे ।
पुनर्वसुद्वयेकुर्या च्छनि भौमान्यवासरे ॥
गजाश्वरथ मुख्यना मारोहं च शुभेतिथौ ॥ ( ११५ )

**અર્થ**—રેવતીથી બે હસ્તથી ત્રણ, મૃગશીર-પુનર્વસુથી બે એ નક્ષત્રોને શની, મંગળ-રહીત બીજાવારોમાં શુભ તિથીમાં હાથી, ઘોડા, અને રથ **જેવાં વાહનોપર** બેસવું શુભ છે,

**अश्व कृत्यम्—ઘોડાનું કામકાજ.**

शुभेहनितथाहस्त धनिष्ठारेवतीयुगे ॥
पुनर्वसु द्वये स्वाति मृगशीर्षे शताभिधे ॥
वर्जयित्वा कुजेरिक्ता मश्व कार्यं शुभावहम् ॥ ( ११६ )

**અર્થ**—શુભ દીવસોમાં હસ્ત-ધનિષ્ઠા-રેવતીથી બે-પુનર્વસુ, પુષ્ય, સ્વાતિ-મૃગશીર-શતભિષા-એ નક્ષત્રોમાં મંગળવાર અને રિક્તા તીથિનો ત્યાગ કરી **અશ્વ (ઘોડા)**નું કામ કરવું શુભ છે,

**अश्वस्य विशेष कृत्यानि—ઘોડાનાં વિશેષ કાર્યો.**

चौलोक्ते खर कृत्यादिशिक्षा विद्योक्त भादिषु ॥
घास ग्रासादिकं त्वन्ना शनोक्तर्क्षे षुवाजिनाम् ॥ ( ११७ )

**અર્થ**—ચૌલમાં કહેલાં મુહૂર્તમાં ખરકૃત્ય વિદ્યામાં કહેલા મુહૂર્તમાં તેને શીખવિને કેળવવો, ને **અન્ન પ્રાશનના** નક્ષત્રોમાં **ઘાસ ને દાણો** આપવો **શુભ છે,**

### पलयाणादि निर्माणम्—પલાણ વિગેરે બનાવવું.

**श्रवणे शतभे हस्ते पुष्ये मूले मृगेश्विभे ॥**
**पुनर्वसौ गजाश्वोष्ट्र पल्याणं करणं शुभम् ॥ ( ११८ )**

**અર્થ**—શ્રવણ, શતભિષા, હસ્ત, પૂષ્ય, મૂલ, મૃગશીર, અશ્વિની, ને પુનર્વસુ–એ નક્ષોમાં હાથી–ઘોડા–ઉંટ–વિગેરે પર બેસવા માટે **પલાણ** ( સામાન ) બનાવવો.

### गज कृत्यम्—હાથી સબંધી કામ કરવાનું.

**श्रवणादि त्रयेहस्त त्रयेवा रेवती द्वये ॥**
**मृगेपुष्ये ऽनुराधायां रोहिण्यां त्र्युत्तरे तथा ॥**
**पुनर्वसौः शुभेवारे गजकार्यं शनेर्दिने ॥ ( ११९ )**

**અર્થ**—શ્રવણથી ત્રણ, હસ્તથી ત્રણ, રેવતીથી બે મૃગશીર–પુષ્ય, અનુરાધા, રોહિણી, ત્રણ ઊત્તરા ને પુનર્વસુ, એ નક્ષત્રો શનિવારને બીજા શુભ વારોમાં **હાથી** સબંધી કામ કરવું શુભ છે,

### गजस्यां कुशः—હાથીને અંકુસ મારવાનું.

**शुभवारे शुभेलग्ने शुभांशे शोभने तिथौ ॥**
**अंकुशः करिणांयोज्याः शनैर्लग्न शनेर्दिने ॥ ( १२० )**

**અર્થ**—શુભવારને શુભલગ્ન શનીવાર શુભનવમાંશ–શુભતિથીને શનીની રાશીનુ લગ્નમાં **હાથીને પ્રથમ અંકુશ** મારવો શુભ છે,

### પશુ પક્ષી વિગેરે.

### सामान्यतः पशु कृत्यं रक्षाच—સાધારણ રીતે પશુનું કામ તથા તેનું રક્ષણ કરવાનું.

**त्यक्त्वाष्ट मीममांरिक्तां रोहिणी मुतरात्रयम् ॥**
**चित्राख्यं श्रवणं भौम पशूनां सर्व कर्मच ॥**
**प्रवेशनिर्गमौ चापि नत्याज्यं निजयोनिभम् ॥ ( १२१ )**

**અર્થ**—અષ્ટમી, અમાવાસ્યા, ને રિક્તા તીથી નો ત્યાગ કરી રોહીણી, ત્રણ, ઊત્તરા, ચીત્રા, શ્રવણ, એ નક્ષત્રોને મંગળવાર હોય–ત્યારે પશૂ ( ચોપગાં

જાનવર ) સંબંધી હરકોઇ કામ કરવું શુભ છે તેમજ તે મુહૂર્ત પ્રમાણે **પશુને ઘરમાં પ્રવેશ** કરાવવો કે ઘરમાંથી બહાર કહાડવું વિગેરે તેના રક્ષણનું દરેક કામ કરવું અને ત્યાજ નક્ષત્રમાં પણ-જે પશુનું કામ કરવું છે તેની યોનીનું નક્ષત્ર હોયતો તે નક્ષત્રમાં પણ કરવું.

**ઢોર ચરાવવાનું.**

**ज्यो.-विं.-श्रवणत्रये त्रीदश मृद्रलघूडु द्वयपरेषु जैष्णवमृगाजपदां त्यैः॥ विदशीतवृष्णि सितवृष्णि दिनेस्या भिरमाष्टमी कुयुजिवल्लवकर्म(१२२)**

અર્થ—આઠમ-અમાસને નઠારા યોગ રહિત દિવસો, રવિ-સોમ-ને બુધ એવારો-મૃગશીર્ષ પુનર્વસુ વિશાખા જ્યેષ્ટા શ્રવણ ધનિષ્ટા શતભિષા પૂ-ભા, રેવતી ને લઘુ સંજ્ઞક નક્ષત્રોમાં ગોવાળીઆઓએ **પશુ**[1] **ચરાવવા** નો પ્રારંભ કરવો,

**अथोष्ट्र महिष्यकृत्यम्—ઉંટ તથા પાડા વિગેરેનું કાર્ય.**

**मु.—ग.—धनिष्ठा द्वितये पूर्वाषाढा तिर्यङ्मु खोडूषु ॥**
**अजाविमहिषोष्ट्राणां कृत्यं चाश्वतरीशुनाम् ॥ ( १२३ )**

અર્થ—ધનિષ્ટાથી બે, પુર્વાષાઢા, ને તીર્યંગમુખ નક્ષત્રોમાં ઘેટાં **બકરાં, ઉંટને, પાડા, ઘોડી** અને કુતરાં સંબંધી કાર્ય કરવું શુભ છે.

**मृगादिवनचारी शृंगी कृत्यम्—મૃગવિગેરે વનવાશી શીંગડાંવાળાં જાનવરોનું કાર્ય.**

**ज्येष्ठा स्वात्यश्विनीपुष्ये पुनर्भे रोहिणी करे ॥**
**उत्तरासुशुभंकृत्यं शृंगीणां वन चारिणाम् ॥ ( १२४ )**

**અર્થ**—જ્યેષ્ટા, સ્વાતિ-અશ્વિની, પુષ્ય, પુનર્વસુ, રોહીણી, હસ્ત, ઉત્તરા, એ નક્ષત્રોમાં **જંગલમાં રહેનારાં શીંગડાંવાળાં** પ્રાણી સંબંધી કામ કરવું.

---

૧—**મુ૦ ચિં૦**-માં મૂલ, રેવતી, હસ્તથી ત્રણ, ધ્રુવસંજ્ઞક નક્ષત્રો, મૃગશીર, અનુરાધા, અશ્વીની ધનીષ્ટા, એ નક્ષત્રોમાં પ્રથમ દહીં વલોવવું શુભ છે,

अथनखी कृत्यम्—નખવાળાં જાનવરોનું કાર્ય.

ज्येष्ठार्द्रारोहिणी हस्ते विशाखा पुष्यभेश्विभे ॥
क्रूराहे व्याघ्र मुख्यानां कृत्यं नखबलियसाम् ॥ ( १२५ )

અર્થ—જ્યેષ્ઠા-આર્દ્રા-રોહીણી-હસ્ત વિશાખા પુષ્ય ને અશ્વિની એ નક્ષત્રોમાં પાપવારોમાં સીંહ, વાઘ રીંછ વિગેરે ફાડીખાનારાં નખવાળાં પ્રાણીયો સંબંધી કામ કરવુ શુભ છે.

अथपशूनां क्रयविक्रयौ—પશુઓને વેચવાનું અને લેવાનું,

विशाखा रेवती पुष्ये धनीष्ठा शतभेश्विभे ॥
हस्ते पुनर्वसु ज्येष्ठे पशुनां क्रयविक्रयौ ॥( १२६ )

અર્થ—વિશાખા-રેવતી-પુષ્ય ધનિષ્ઠા શતભીષા અશ્વિની-હસ્ત, પુનર્વસુ, જ્યેષ્ઠા એ નક્ષત્રોમાં ચોપગાં જાનવરો ( પશુ ) ને વેચવાં લેવાં શુભ છે,

पक्षि कृत्यम्—પક્ષિનું કાર્ય.

शुभाहेसरवौतिर्यङ्मुखे चोर्ध्वमुखेपिभे ॥
सारिका शुक मुख्यानां पक्षिणां कृतमुत्तमम् ॥ ( १२७ )

અર્થ—તીર્યંગ મુખ ને ઊર્ધ્વ મુખનાં નક્ષત્રોમાં પોપટ મેનાં સારીકા વિગેરે પક્ષીઓ સંબંધી કામ કરવું ઊત્તમ છે,

मंदारान्यदिने मृदुध्रुवचराक्षिप्रैर्वलक्षे सुधा-
योगे भेषजमाचरेत्सुमृतिकेंद्रारिव्ययांगे भिषक् ।
तद्वद्यादिह विध्रुवेंदुतनयमद्योतने रोगिणे-
ऽसृक्स्रावव्रणकर्म सूर्यकुजयोरन्हीहकेंद्रस्थयोः ॥ १२ ॥

अन्वय—मंदारान्यदिने मृदुध्रुवक्षिप्रैः वलक्षेसुधायोगे सुमृतिके-न्द्रारिव्ययांगे भिषक् भेषजम् आचरेत् तत् इह विध्रुवेन्दुतनये प्द्योतनः रोगिणे दद्यात् इहकेन्द्रस्थयोः सूर्यकुजयोः अन्हि असृक्स्राव व्रणकर्म (आचरेत्) ॥ १२ ॥

**अन्वयार्थ—मन्दारान्यदिने**-શનિ, અને મંગલ શિવાયના બીજા વારોમાં, **मृदु ध्रुव क्षिप्रैः** મૃદુ-ધ્રુવ-અને ક્ષિપ્ર નક્ષત્રો **वलक्षे**-શુક્લ પક્ષમાં **सुधायोगे** અમૃત યોગમાં, **शुभेतिकेन्द्रारिव्ययगे** પાપગ્રહરહિત, ૮-૧-૪-૭-૧૦-૬-૧૨-૧- એ સ્થાનોમાં. **भिषक्** વૈદ્ય **भेषजम्** ઓષડ, **आचरेत्** કરવું, **तत्** તે ઓષડ **विध्रुवेन्दुतनये प्रद्योतनः** ધ્રુવ નક્ષત્ર શિવાયના નક્ષત્રમાં-બુધ રવી શિવાયના વારોમાં, **रोगिणे** રોગીને, **दद्यात्** આપવું **इह** અહિં **केन्द्रस्थयोः** કેન્દ્ર સ્થાનમાં રહેલા, **सूर्यकुजयोः** રવિ અને મંગલવારના, **अन्हि** દિવસે, **असृक्स्रावव्रण कर्म** લોહીનું પડાવવું તેમજ નસ્તર મુકાવવું વિગેરે (**आचरेत्** કરવું) ॥ ૧૨ ॥

દવા (ઓષડ) બનાવવાનું ને દવા આપવાનું મુ૦)

૧૨ **ભાવાર્થ**—શનિ, અને મંગલ શિવાયના વાર, અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, ઉ-ફા-હસ્ત-ચિત્રા-અનુરાધા-ઉ-ષા-અભિજીત-ઉ-ભા-રેવતી-એ નક્ષત્રો, અજવાળીયું, અમૃત સિદ્ધિ યોગ, લગ્ન શુદ્ધિમાં ૧-૪-૬-૭-૧૦-૧૨ એ સ્થાનોમાં પાપ ગ્રહ, ન હોય ત્યારે **ઔષધ બનાવવું** સારૂં છે.

બુધ અને રવિ શિવાયના ઔષધ બનાવવાના વારોમાં, અને ધ્રુવ શિવાયના ઔષધ બનાવવાના નક્ષત્રોમાં, બાકી ઔષધ બનાવવાના મુહૂર્ત પ્રમાણેના મુહૂર્તમાં **દવા આપવી** સારી છે.

॥ ગુમડાં-ચાંદી વિગેરે ઉપર વાઢકાપ કરવું અથવા નસમાંથી લોહી લેવાનું મુ૦ ॥

રવિ અને મંગલવારે, રવિ-મંગલ લગ્ન શુદ્ધિમાં કેન્દ્રમાં હોય ત્યારે, કોઇપણ શરીરના ભાગની **નસમાંથી લોહીનું લેવડાવવું**, એટલે જેને ફસ્ત ખોલવાનું કહે છે, તે અને ગુમડાં વિગેરે, શરીરના પેટ, ગળું વિગેરે અવયવોમાં થતી ગાંઠો, તેમજ શરીરના કોઇપણ ભાગ ઉપર **હથીઆરથી વાઢકાપ** કરવું શુભ છે.

**( રોગીને કેટલા દિવસ પીડા રહેસે તે બાબત. )**

**मू. र्वि.—स्वातींद्रपूर्वाशिवसार्प भेमृति ज्वरेस्यमैत्रे स्थिरताभवेद्रुजः । याम्यभयो वारुणतक्षभे ।िवावसूाहिपक्षोद्र...ासने ॥ (१२८)**

**मूलाग्निदास्त्रेनवपित्र्यभेनस्वाबुध्न्यार्यमेन्द्रादिति धातृभे नगाः । मासोऽब्जवैश्वेऽथ यमाहिमूलभे मिश्रेशपित्र्ये फणिदंशने मृतिः(१२९)**

**અર્થ**—આર્દ્રા–આશ્લેષા–પૂ–ફા–સ્વાતી–જ્યેષ્ઠા–પૂ–ષા–પૂ–ભા–નક્ષત્રોમાં રોગોત્પત્તિ થાયતો મરણ થાય, અનુરાધા અને રેવતીમાં **માંદો થાયતો લાંબો વખત રોગ** રહે, ભરણી, ચિત્રા, શ્રવણ, અને શતભિષામાં થયેલો રોગ, ૧૧ દિવસે હસ્ત, વિશાખા અને ધનિષ્ઠામાં, ૧૫ દિવસે, અશ્વિની, કૃતિકા–અને મૂલમાં, ૯ દિવસે, મઘા નક્ષત્રમાં ૨૦ દિવસે, રોહિણી, પુનર્વસુ, પુષ્ય, ઉ–ફા–અને ઉ–ભા–માં થયેલો ૭ દિવસે, મૃગશીર્ષ–અને ઉ–ષા–માં થયેલો **રોગ ૧ મહિને શાન્ત** થાય છે, ભરણી, કૃતિકા, આર્દ્રા, આશ્લેષા, મઘા–વિશાખા–મૂલ–આ નક્ષત્રોમાં **સાપ કરડે તો** નિશ્ચય મરણ થાય છે.

**( રોગીને જલદી મૃત્યુ થવાનો યોગ. )**

**रौद्राहिशाक्रांबुपयाम्यपूर्वा द्विदैववस्वग्निषु पापवारे ।**
**रिक्ताहरिस्कंददिने च रोगे शीघ्रं भवेद्रोगिजनस्य मृत्युः (१३०)**

**અર્થ**—૪–૬–૮–૧૨–૧૪ તિથિયો, રવિ, મંગલ, શનિવાર, ભરણી, કૃતિકા, આર્દ્રા, આશ્લેષા, પૂ–ફા, વિશાખા, જ્યેષ્ઠા, પૂ–ષા, ધનિષ્ઠા, શતભિષા, પૂ–ભા એ નક્ષત્રોમાં રોગ થયો હોયતો નિશ્ચય તે **રોગી થોડા દિવસમાં** મરણ પામે છે.

**याम्याहित्रयवायुमूलजलपो पांत्येंद्रहस्तांबुभे**
**शांत्याजद्विपयोर्नृपैर्नवदिनैरन्यत्र रुग्णो विरुक् ।**
**आदित्याद्यनिलध्रुवांत्यपितृभे शुक्रेंदुवारे गद-**
**स्त्यक्तस्नानमनिष्टमिष्टमशुभे भार्दौखलास्तस्थिरे ॥ १३ ॥**

**अन्वय—याम्याहित्रयवायुमूलजलपोपान्त्येन्द्रहस्तांबुभे रुग्णः शान्त्या विरुक् अजाद्विपयोः नृपैः अन्यत्र नवदिनैः आदित्याद्यनिलध्रुवान्त्यपितृभे शुक्रेन्दुवारे गदत्यक्तस्नानम् अनिष्टम् खलास्तस्थिरे अशुभेभार्दौ इष्टम् ॥ १३ ॥**

---

૧—**જ્યો૦–ચિં૦**–માં ઊ–ફા. સ્વાતી, ઊ–ષા. ઊ–ભા. એ નક્ષત્રોમાં રોગી થાય તો સ્વર્ગના વૈદ્યો રક્ષણ કરે, છતાં મરણ થાય.

**अन्वयार्थ–याम्य** ભરણી **अहित्रय** આશ્લેષા, મઘા, પૂ. ફા, **वायु** સ્વાતી, **मूल**–મૂલ, **जलप**–શતભિષા, **उपान्त्य**–ઉ. ભા, **इन्द्र**–જ્યેષ્ટા, **हस्त**–હસ્ત–**अंबुभे** અને પૂર્વાષાડામાં **रुग्ण:** રોગી **शान्त्या**–શાન્તિ કરવાથી **विरुक्** નિરોગી થાય છે, **अजद्विपयोः** શ્રવણઃ વિશાખામાં **नृपैः** ૧૬ દિવસે **अन्यत्र**–બીજા નક્ષત્રોમાં શાન્તિ કરવાથી **नवदिनैः** ૯ દિવસે રોગ રહિત થાય છે, **आदित्य**–પુનર્વસુ, **अहि**–આશ્લેષા, **अनिल**–સ્વાતી, **ध्रुव**–ધ્રુવસંજ્ઞિક, **अन्त्य**–રેવતી, **पितृभे**–અને મઘા નક્ષત્રમાં, **शुक्रेन्दुवारे** શુક્ર અને સોમવારે **गदत्यक्तस्नानम्**–રોગ મુક્ત થયા પછી સ્નાન કરે તો **अनिष्टम्**–અશુભ છે, **खलास्तस्थिरे**–સ્થિર લગ્નમાં પાપ ગ્રહવાળું સાતમું સ્થાન હોય તો **अशुभे** અશુભ **भादौ** નક્ષત્રમાં ( **तत् स्नानं** ) તે રોગીને સ્નાન કરવું. **इष्टम्** શુભ છે. ॥ ૧૩ ॥

**થયેલા રોગની શાન્તી ને તેની અવધિ વિશે.**

**૧૩ ભાવાર્થ—જે દિવસમાં ભરણી, આશ્લેષા, મઘા, પૂ–ફા હસ્ત, સ્વાતી, જ્યેષ્ઠા, મૂલ, શતભિષા, પૂ–ભા ઉ–ભા એ નક્ષત્રોમાં મનુષ્યને પ્રથમ રોગની શરૂઆત થાય તો તે રોગની શાન્તિ[૧] કરવાથી મટી જાય છે, શ્રવણને વિશાખામાં હોયતો ૧૭ દિવસ પછી મટે છે, ઉપર કહેલાં નક્ષત્રો શિવાયના નક્ષત્રોમાં રોગ થાય તો ૯ દિવસમાં મટે છે.**

**( રોગમુક્ત (આરામ) થયા પછી સ્નાન કરાવવાનું મુ૦)**

સોમ અને શુક્રવારે, તથા રોહિણી, પુનર્વસુ, આશ્લેષા, મઘા, ઉ–ફા સ્વાતી, ઉ–ષા–ઉ–ભા એ નક્ષત્રોમાં, રોગીને નવડાવવું નહિં, અશુભ નક્ષત્રોમાં તથા સ્થિર રાશિનું લગ્ન હોય ને સાતમે પાપગ્રહ હોય ત્યારે રોગીને નવડાવવું શુભ જાણવું.

**अथ रोगनिर्मुक्त स्नानम्—રોગથી મુક્ત થયા પછી સ્નાન કરવાનું.**

**मु.–ग.–मघापुनर्वसुस्वाती रोहिणीपूत्तरात्रये ।**
**आश्लेषायांचरेवत्यां भार्गवे चंद्रवासरे ॥ ( १३१ )**

---

૧—ઉપર કહેલા નક્ષત્રોના સ્વામીઓ નક્ષત્ર પ્રકરણના શ્લો. ૧ માં બતાવ્યા છે, તેનું પૂજન અથવા રૂદ્રાભિષેક મહા મૃત્યુંજ્યના જપ વિગેરે કોઇપણ સત્કર્મ કરવાથી રોગાદિ નીશાન્તિ કરવી.

नस्नायाद्रोगनिर्मुक्तः शुभे चंद्रे तथैवच ।
रिक्तायांनिशिभौमार्क वासरेचरलग्नके ॥ ( १३२ )

दुष्टचंद्रतथाविष्टयां पातार्थैर्दूषितेहानि ।
रोगमुक्तोनरः स्नाया द्दानंकुर्यादनंतरम् ॥ ( १३३ )

અર્થ—મઘા, પુનર્વસુ, સ્વાતી, રોહીણી, ત્રણ ઉત્તરા આશ્લેષા, રેવતી, શુક્રને સોમવાર એ નક્ષત્રોને વારોમાં રોગથી મુકત થયેલા માણસે સ્નાન કરવું નહી, પરન્તુ શુભ ચંદ્રમા હોય ત્યારે રીકતા તીથીમાં રાત્રીયે મંગળને રવિવારે ચર લગ્નમાં દુષ્ટ ચંદ્રમાં વિષ્ટિમાં પાત ઇત્યાદિ દોષવાળા દિવસે રોગથી[1] મુકાયલા માણસે સ્નાન કરીને પછી દાન કરવું,

રોગીને દવા આપવાનું.

ज्यो.-र्वि.-पौष्णद्वयेदोस्त्रितये मृगेचले विभारुतेवैषणमैत्र यातुभे ।
मंत्रीनसोमग्रुषु सत्तिथौ भवेद्भैषज्यकर्मह्युपतापमुक्तये ॥ (१३४)

ભાવાર્થ—શુભતિથી, રવી, સોમ, ગુરૂ, એવારો, અશ્વીની, મૃગશીર્ષ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, મૂલ, રેવતી, અને સ્વાતી, શીવાયનાં ચર સંજ્ઞક નક્ષત્રોમાં રોગીને દવા આપવી.

રોગીને સ્નાન કરવાનું.

दुष्टे विधौ पंचकलोन बिंबे राशौमहोराशिमहीजवारे ॥
रिक्ताद्य चित्रानलवासवाढ्ये मुक्तोपतापस्यनुराप्लवःस्यात्(१३५)

અર્થ—રિક્તા તીથી, રવિ કે મંગળવાર હોય, અશ્વીની, કૃત્તિકા, ચીત્રા, ને ધનીષ્ઠા, એ નક્ષત્રો દુષ્ટ રાશીમાં ગયેલો ચંદ્ર હોય કેક્ષીણ કળાનો હોય, તો રોગીને સ્નાન કરાવવું શુભ છે.

---

૧—મુ૦—ચીં૦—માં ૪—૯—૧૧ એ તીથીયો ત્યાગ કરી. ચંદ્ર શુક્ર, શીવાયના બીજા વારોમાં, કૃતિકા, પુનર્વસુ, આશ્લેષા—મઘા—રેવતી રોહીણી, ઊ—ફા ઊ—ષા ઊ—ભા એ નક્ષત્રોને ચરલગ્ન હોય, ને ચંદ્ર નિષીદ્ધ સ્થાનમાં હોય, ને પાપગ્રહો ૧—૪—૫—૭—૯—૧૦—૧૧ એ સ્થાનોમાં હોય, ત્યારે રોગથી મુક્ત થયેલા માણસે સ્નાન કરવું.

## રોગીયે ઘર બહાર ફરવાનું.

शयैंदवानुश्रुतितिष्य वासवादितेयनासत्यभसंहतौ भवेत् ।
आतंक मुक्तस्यनुरोकसोबाहिर्गमोवरःसद्गुनिमस्तकोदये॥(१३६)

અર્થ—શુભ ગ્રહોના વારો, અશ્વીની, મૃગશીર, પુનર્વસુ, પૂષ્ય, હસ્ત, શ્રવણ, ધનીષ્ટા, એ નક્ષત્રો, અને શીર્ષોદય લગ્નમાં રોગ મુક્ત થયેલા માણુસને પોતાના **ઘરની બહાર નીકલવું** શુભ છે.

### अथ वातरोगादौ तैलोपवेशनम्—વાયુના રોગમાં તેલ ચોળવાનું.

मु.-ग.—हित्वाश्लेषामघामूलं द्वीशार्द्रा भरणीद्वयम् ॥
मंदेज्जेज्ञेस्थितिस्तैले तृतीयादि त्रिकेतिथौ ॥ ( १३७ )

અર્થ—આશ્લેષા, મઘા, મૂળ, વિશાખા, આર્દ્રા, ભરણીથી બે, એ નક્ષત્રો શીવાયનાં નક્ષત્રોને, સોમ, બુધ, શની, એ વારોમાં, વાત પીત્તવાળા શરીરના ભાગો પર **તેલ ચોપડીને** મર્દન કરવું.

### अथरक्तमोक्षणं विरेक वमनंच, —ખરાબલોહી કહાડવાનું અને જુલાબ તથા ઉલટી કરવાનું.

हस्तत्रयेश्विनीपुष्ये शतभे रोहिणीद्वये ।
श्रवणे चानुराधायां ज्येष्टायां रक्तमोक्षणम् ॥ १३८ ॥
गुरु भौमार्क वारेषु कार्यंशुभतिथौ तथा ।
विरेकोवमनंशुक्रे चंद्रेचैवोक्तमादिषु ॥ १३९ ॥

અર્થ—હસ્તથી ત્રણ, અશ્વીની, પૂષ્ય, શતભીષા. રોહીણીથી બે શ્રવણ, અનુરાધા, જ્યેષ્ટા, એ નક્ષત્રોને ગુરૂ, મંગળ, રવી, એ વારોને શુભતીથીમાં રક્તમોક્ષણ ( ખરાબલોહી કહાડવું ) કરવું, અથવા લોહી તપાસવું તથા રક્ત મોક્ષણનાં નક્ષત્રોમાં ચંદ્રને શુક્રવારે જુલાબ લેવો—અને ઉલટી કરવી,

### रक्तमोक्षणा नंतर स्नानम्

पौष्टिके रक्त ऋक्षेतु स्नानंकाले शुभंमतम् ।
रोगिणो रुधिरस्नाने नियकाले तुतत्स्मृतम् ॥ १४० ॥

અર્થ—પૌષ્ટિક રક્તમોક્ષણનાં નક્ષત્રમાં રોગી એ રૂધિર મોક્ષણ પછી નિંદ્ય કાલમાં સ્નાન કરવું.

रसोत्पादनम्—રસક્રીયા કરવાનું.

विशाखा कृत्तिकामूले धनिष्ठाश्विकरेमृगे ।
ज्येष्ठाया मार्द्रभे सौम्यवासरेषुरसक्रिया ॥ ( १४१ )

અર્થ—કૃત્તિકા, મૂલ, ધનીષ્ટા, અશ્વીની, હસ્ત, મૃગશીર, જ્યેષ્ઠા, આર્દ્રા, એ નક્ષત્રોને શુભવારોમાં વૈદ્ય લોકોએ રસાયણ શાસ્ત્રથી ભઠ્ઠીદ્વારા રસની ક્રીયા ( માત્રા વિગેરે ) કરવી શુભ છે.

रस शेवनम्—રસાયણનું શેવન.

हस्तत्रयेऽश्विनी पुष्ये ऽनुराधांत्येश्रवस्त्रये ।
पुनर्भेमृगशीर्षेर्के भौमेज्येरस भक्षणम् ॥ ( १४२ )

અર્થ—હસ્તથી ત્રણ, અશ્વીની, પૂષ્ય, અનુરાધા, રેવતી, શ્રવણથી ત્રણ પુનર્વસુ, મૃગશીર, એ નક્ષત્રો, મંગળને ગુરૂવારે ઉપલા શ્લોકમાં કહેલી રસમાત્રાનું શેવન કરવું શુભ છે.

तप्तलोहदाहः—ડામ દેવાનું.

शतचित्राऽश्विनीमूले विशाखाकृत्तिकार्द्रभे ।
ज्येष्ठा श्लेषा कुजेर्केह्नि क्रूरलोहाग्नि भैषजम् ॥ ( १४३ )

અર્થ—શતભીષા, ચીત્રા, અશ્વીની, મૂલ, વિશાખા, કૃત્તિકા, આર્દ્રા, જયેષ્ઠા, આશ્લેષા, એ નક્ષત્રોને રવિ, મંગળ, એ વારોમાં પાપગ્રહના લગ્નમાં તપાવેલા લોખંડ થી શરીરપર ડામ દેવો.

अथ नखदंतकृत्यम्—નખ અને દાંતનું કાર્ય

ऋक्षेषुक्षौरकर्मोक्तं येषुयेषुमनीषिभिः ।
तेषु तेषु च कर्तव्या नखदंतादिकाक्रिया ॥ ( १४४ )

અર્થ—ક્ષૌરમાં કહેલાં નક્ષત્રોમાં તેમજ બીજી જે જે બાબતો ક્ષૌરને વિષે કહી છે, તે તે મુહુર્તમાં નખદાંતની હરકોઇ ક્રીયા કરવી શુભ છે,

---

૧—દીપ-ज्यो. सा. નામના ગ્રંથમાં ઉપલા નખદંતકૃતનું જે મુહુર્ત કહ્યું છે. તેજ મુહુર્તમાં—દાંત બાંધવાનું અને નખ કહાડવાનું કહ્યું છે,—

द्रव्यं संव्यवहारतो लघुचरै र्योज्यं चरांगे बुधे—
धर्माष्टा त्मजगे थतस्य हरणे हस्तो रविज्ञःकुजः ।
संक्रांति भरणी त्रिपुष्करयमौ कुंभांत्ययोश्चंद्रमा
वृद्धिश्चेति शुभाविदून इह यत्कुर्यादृणं तत्स्थिरम् ॥१४॥

अन्वय—द्रव्यम् संव्यवहारतः लघुचरैः चरांगे धर्माष्टात्मजगे बुधे योज्यम् अथ तस्य हरणे हस्तः रविज्ञः कुजः संक्रान्तिः भरणी त्रिपुष्करयमौ कुंभान्त्ययोः चन्द्रमाः च वृद्धिः इति शुभाः विदूने यत् ऋणम् कुर्यात् तत् स्थिरम् ॥ १४ ॥

अन्वयार्थ—**द्रव्यम्** સોનું વિગેરે. **संव्यवहारतः** વ્યાજના વ્યવહારથી **लघुचरैः** લઘુ અને ચર નક્ષત્રોથી **चरांगे** ચરલગ્નમાં **धर्माष्टात्मजगे** ૯-૮-૫ મેં **बुधे** બુધ હોય તો **योज्यम्** આપવું, **अथ तस्य हरणे** તે પાછું લેવામાં **हस्तः** હસ્ત **रविज्ञः** સૂર્ય ને બુધ **कुजः** મંગલ **संक्रांति** સંક્રાંતિ **भरणि** ભરણી **त्रिपुष्करयमौ** ત્રિપુષ્કર અને યમલ યોગ, **कुंभान्त्ययोः** કુંભ અને મીનના **चंद्रमाः** ચન્દ્ર **च** અને **वृद्धिः** વૃદ્ધિયોગ **इति** એ પ્રમાણે **शुभाः** શ્રેષ્ઠ છે. **विदूने** બુધ શિવાય **इह** હસ્તાદિમાં **यत्** જે **ऋणम्** રણ **कुर्यात्** કરે **तत्** તે **स्थिरम्** સ્થિર રહે છે, ॥ ૧૪ ॥

॥ વ્યાજે ધન આપવાનું મુ૦ ॥

ભાવાર્થ—અશ્વિની, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતી, અભિજીત, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, એ નક્ષત્રો, ચર લગ્નમાં, ૫-૮-૯ એ સ્થાનોમાં-બુધ હોય ત્યારે **વ્યાજે નાણાં** ધીરવાં શુભ છે,

॥ નાણાં પાછાં લેવાનાં મુ૦ ॥

સૂર્ય, મંગલ, ને બુધવાર, ભરણી ને હસ્ત નક્ષત્ર, સંક્રાંતિ બે સવાનો દિવસ, [1]ત્રિપુષ્કર, અને યમલ એ બે યોગો, પંચક, વૃદ્ધિયોગ, એસમયમાં **ધીરેલું નાણું પાછું** લેવું શુભ છે,

---

૧—ત્રીપુષ્કરયોગ-મંગળ, ગુરૂ, શની, એ વારો, તથા ૨-૭-૧૨- એ તીથીયો, અને કૃત્તિકા, પુનર્વસુ, ઉ-ફા, વિશાખા, ઉ. ષા. પુ. ભા, એ નક્ષત્રોમાનું કોઇપણ નક્ષત્ર ઉપલાં વાર તીથી યે હોય. તો વાર તીથી ને નક્ષત્ર. ત્રેણ ના યોગે ત્રીપુષ્કર યોગ થાય છે. યમલયોગ-ત્રીપુષ્કરમાંના વારતી થી હોય-ને તે દીવસે મૃગશીર, ચિત્રા, ને ધનીષ્ઠા, માનું કોઈ નક્ષત્ર હોય, એમ ત્રણનો યોગ થાય, ત્યારે યમલ યોગ થાય છે.

॥ દેવું કરવાનું ( કરજે નાણાં લેવાનું. ) મુ૦ ॥

[2] બુધ વિના ઉપર કહેલાવાર, અને ધન પાછું લેવાના મુહુર્તમાં કરજ ( દેવું ) કરવામાં આવે તો દેવું જલદી આપી શકાતું નથી.

( પૈસાની લેવડ દેવડમાં નિષિદ્ધ નક્ષત્રો, )

वसिष्ठ—तीक्ष्णमिश्रध्रुवोग्रैर्यद्द्रव्यं दत्तं निवेशितम् ।
प्रयुक्तं च विनष्टं च विष्टयां पाते च नाप्यते ( १४५ )

અર્થ—તીક્ષ્ણ, મિશ્ર, ધ્રુવ, અને ઉગ્ર સંજ્ઞાના નક્ષત્રોમાં, ભદ્રા અને વ્યતી પાતમાં, આપેલો પૈસો તથા વ્યાજે આપેલું ધન પાછું મલતું નથી, (૧૪૬)

नारदः—पंचके पंचगुणितं त्रिगुणं च त्रिपुष्करे ।
यमले द्विगुणं प्रोक्तं हानि वृध्यादिकं बुधैः ( १४१ )

અર્થ—પંચક, ત્રિપુષ્કર, અને યમલ, એ યોગોમાં, દેવું કર્યું હોય તો અનુક્રમે પાંચ, ત્રણને બે ઘણું, રૂણ થાય છે, અને આપ્યું હોય તો તેજ પ્રમાણે લેણામાં-વધારો થાય છે.

ज्यो. प्र.—ऋणं भौमेन कुर्वीत न देयं बुधवासरे ।
ऋणच्छेदं कुजे कुर्यात् संचय सोमनंदने ( १४८ )

અર્થ—મંગલવારે. દેવું કરવું નહિ, અને બુધવારે આપવું નહિ, પણ મંગલવારે દેવું આપવું, ને બુધવારે. લેણું લેવું. શુભદાયક છે,

तीक्ष्णोग्र ध्रुवमिश्रवायुषु धनं नष्टादिकं नैतिका—
द्वेदध्याप्ते त्रिखशेषयोर्नगतमेत्यं त्यांबुशुद्धौ क्षिपेत् ।
विर्ष्या प्रोक्तवदिष्टदेवतिथिभेथर्द्वीशमूलध्रुवै—
र्मृद्वश्वीज्य करां बुधैः सुजलखाब्जागे तरून्रोपयेत् ॥१५॥

---

૨—નાણાં પાછાં લેવાના મુહૂર્તમાં દેવું કરવામાં આવેતો તે દેવું વધતુ જાય છે, માટે નાણાં પાછાં આપવાના મુહૂર્તમાં દેવું કરવું નહિ, પણ તેમાંના નાણાં પાછા લેવાના મુહૂર્તમાં, રવિ, મંગલ, ને બુધવાર, એમ ત્રણવારમાં થી, રવિ અને મંગલવારે દેવું કરવું નહિ, પરંતુ દેવું કરવામાં બુધવારે હરકત નથી એમ જણાવું,

अन्वय—तीक्ष्णोग्रध्रुवमिश्र वायुषु नष्टादिकम् धनम् न एतिकात् भे अब्ध्याप्ते त्रिखशेषयोः गतम् न एति अन्त्यांबुशुद्धौ क्षिपेत् विद्याम् प्रोक्तवत् इष्टदेवतिथिभे अथ द्वीशमूलध्रुवैः मृद्वश्वीज्यकराम्बुपैः सुजल खाब्जांगे तरून् रोपयेत् ॥ १५ ॥

अन्वयार्थ—तीक्ष्ण તીક્ષ્ણ, उग्र ઉગ્ર, ध्रुव ધ્રુવ, मिश्र મિશ્ર, वायुषु અને સ્વાતી નક્ષત્રમાં नष्टादिकम् નાશથયેલું धनम् ધન न एति આવતું નથી, कात् રોહિણીથી. भे ઇષ્ટ નક્ષત્ર, अब्ध्याप्ते ૪ થી ભાગલેતાં त्रिखशेषयोः ૩ અથવા ૦ રહેતો गतम् ગયેલું न एति આવતું નથી. अन्त्यांबुशुद्धौ ૧૨-૪ સ્થાનની શુદ્ધિ હોય ત્યારે, क्षिपेत् નાણું મુકવું, विद्याम् મંત્ર વિધાને प्रोक्तवत् વિદ્યા ભણવાંના મુહૂર્તમાં કહ્યા પ્રમાણે, इष्ट देवतिथिभे ઇષ્ટ દેવનીતિથિ અને નક્ષત્રમાં, आरभेत् ગ્રહણકરવી, अथ ત્યારપછી, द्वीशमूल ध्रुवैः વિશાખા મૂલ, અને ધ્રુવ નક્ષત્રો, मृद्वश्वीज्यकराम्बुपैः મૃદુસંજ્ઞિક, અશ્વિની, પુષ્ય, હસ્ત, અને શતભિષા નક્ષત્રોથી, सुजलखाब्जांगे જેમાં, ૪-૧૦ મો ભાવ પાપરહીત હોય અને જલચરરાશિકે ચંદ્ર લગ્નમાં, ( चेत् ) હોય तदा ત્યારે तरून् ઝાડોને रोपयेत् રોપવાં, ॥ ૧૫ ॥

॥ ખોવા એલું કે ચોરાએલું-ધન અથવા કોઈપણ વસ્તુ પાછી મલશે કે નહિં તે જોવાની રીત ॥

૧૫ ભાવાર્થ—ભરણી, કૃત્તિકા, રોહિણિ, આર્દ્રા, આશ્લેષા, મઘા, પૂ. ફા, ઉ. ફા. સ્વાતી, વિશાખા, જ્યેષ્ઠા, મૂલ, પૂ, ષા, ઉ, ષા, પૂ. ભા. ઉ. ભા. એ નક્ષત્રોમાં, જો ધનાદિકનું ગુમાવું થયું હોય તો. તે ધનાદિક પાછું આવતું નથી, રોહિણી નક્ષત્રથી જે દિવસે વસ્તુ ખોવાઈ હોય તે દિવસના નક્ષત્ર સુધી સંખ્યા ગણતાં થયેલી સંખ્યાને ચારે ભાગતાં શેષ, ૩ ને ૦ હોય તો ગયેલી વસ્તુ મલે નહિં, અને ૪ ને ૨ હોય તો પાછું મલે.

॥ અનામતથાંપણ મુકવાનું મુ૦ ॥

લગ્ન શુદ્ધિમાં, ૧૨ મા સ્થાનમાં કોઈપણ ગ્રહન હોય ત્યારે પોતાનું ધન સામાને ત્યાં મુકવું શુભ છે,

॥ નૃસિંહ મંત્ર વિગેરે વીર સાધનાદિ મંત્ર વિદ્યા શિખવાનું મુ૦ ॥

વિદ્યારંભના મુહૂર્તમાં જે દેવનો મંત્ર શિખવો હોય. તે દેવની તિથી, ને નક્ષત્ર હોય. ત્યારે ગુરૂપાસેથી. નૃસિંહ, વીર, મારણ, મોહન, વશીકરણ, ઉચ્ચાટન, વિગેરે મંત્રવિદ્યાઓ શિખવી શ્રેષ્ઠ છે.

॥ ઝાડ રોપવાનું મુ૦ ॥

અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, ઉ. ફા. હસ્ત, ચિત્રા, વિશાખા, અનુરાધા, મૂલ, ઉ. ષા. શતભિષા, ઉ. ભા. ને રેવતી એ નક્ષત્રોમાં, લગ્નશુદ્ધિમાં ૪ ને ૧૦ મે શુભ ગ્રહ હોય, લગ્નમાં જલચર રાશિકે ચંદ્રમા હોય, ત્યારે ઝાડ વાવવાંકે રોપવાં શુભ છે.

( દરેક નક્ષત્રોના નામનું કોષ્ટક.

| કાણાં. | ચિપટાં | દેખતાં | આંધળા |
|---|---|---|---|
| અશ્વિની. | ભરણી. | કૃત્તિકા. | રોહિણી. |
| મૃગશીર્ષ. | આર્દ્રા. | પુનર્વસુ. | પુષ્ય. |
| આશ્લેષા. | મઘા. | પૂ. ફા. | ઉ. ફા. |
| હસ્ત. | ચિત્રા. | સ્વાતી. | વિશાખા. |
| અનુરાધા | જ્યેષ્ઠા. | મૂલ. | પૂ. ષા. |
| ઉ. ષા. | અભિજીત. | શ્રવણ. | ધનિષ્ઠા. |
| શતભિષા. | પૂ. ભા. | ઉ. ભા. | રેવતી. |

ઉપર બતાવેલા કોષ્ટક ઉપરથી, જે નક્ષત્રમાં દ્રવ્યાદિક ચીજ ખોવાઇ હોય. તે દિવસે જે નક્ષત્ર હોય, તે નક્ષત્ર કોષ્ટક માંજોતાં જે કોઠામાં હોય. તે કોઠાને મથાળે લખેલું નામ નક્ષત્રનું જાણવું,

ઉદાહરણ—જેમકે એક દિવસ, જ્યેષ્ઠા નક્ષત્ર છે, અને તે દિવસે એક માણસનો દાગીનો ખોવાયો છે, તો તે દિવસનું નક્ષત્ર જ્યેષ્ઠા, ત્રીજા કોઠામાં છે, જેથી ચીપટા નક્ષત્રમા દાગીનો ગયો છે. એમ જાણવું

શી-બો.—अंधे च लभतेशीघ्रं काणे चैव दिनत्रयम् ।
चिर्पटे मासमेकं स्या दिव्य चक्षुर्न लभ्यते ( १४९ )
अंधे च पूर्वदिक्भागे काणे च दक्षिणे दिशि ।
चिर्पटे पश्चिमे विद्यात् दिव्य चक्षु स्तथोत्तरे ( १५० )

અર્થ—આંધળાં નક્ષત્રોમાં ખોવાયેલી વસ્તુ જલદી મળે છે, કાણા નક્ષત્રોમાં ગયેલી વસ્તુ ત્રણ દિવસે મળે છે ચીપટા નક્ષત્રમાં ગયેલી વસ્તુ એકમાસે મળે છે ને દેખતામાં નક્ષત્રમાં ગયેલી વસ્તુ મળતી નથી.

અંધ નક્ષત્રમાં ગયેલી વસ્તુ, પૂર્વ દિશામાં, કાણા નક્ષત્રતાં ગયેલી દક્ષિણ દિશામાં, ચિપટા નક્ષત્રમાં ગયેલી વસ્તુ પશ્ચિમમાં, અને દેખાતામાં ગયેલી વસ્તુ ઉત્તર દિશામાં જાણવી. ( તે તે દિશાઓ તરફનો, દેશ, ગામ, અથવા ઘરમાં ગયેલી જાણવી, )

( કોષ્ટક )

| સંજ્ઞા. | અંધમાં | કાણામાં | ચિપટામાં | દેખતામાં |
|---|---|---|---|---|
| દિશા. | પૂર્વ. | દક્ષિણ. | પશ્ચિમ. | ઉત્તર. |
| મલવાના દિવસોનો સમય. | ૧ | ૩ | ૩૦ | મલેજ નહિ. |

## બ્રાહ્મણાદિક વર્ણ પરત્વે કાર્ય કરવાનું મુહુર્ત.

ज्यो.-र्वि.—तिष्याजपाणिश्रुतिराजविश्वभैर्वरं समारंभित मग्र जन्मनः ।
कर्मेन काव्येज्यभवारशुद्धयो ररिक्तयोरार्यसितग्रुनो भवेत् ( १५१ )

અર્થ—બ્રાહ્મણોને કંઇ પણ કાર્ય કરવું હોય તો રિક્તા શિવાયની તિથિયો, ગુરૂને શુક્રવાર, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, હસ્ત, ઉ. ષા. શ્રવણ, એ નક્ષત્રો, રવિ, ગુરૂ, ને શુક્રની રાશિ—ને તે ગ્રહોની—શુદ્ધિ હોય ત્યારે કરવું શુભ છે.

साधारणैंद्रेन शतोत्तराश्वोदास्रांत्यमैत्रानिलभेष्वकीर्तयन् ।
क्षत्रक्रियारंभणमंशुमंत्र्यसृक्सोमैः सपूर्णासुजयासुयुक् परैः ( १५२ )

અર્થ—ક્ષત્રિયોને કંઈ પણ કાર્ય કરવું હોય તો. ૩, ૫, ૮, ૧૦, ૧૩, ૧૫, એ તિથિઓ, રવિ, સોમ, મંગલ, ને શુક્ર, એ વારો, અશ્વિની, કૃત્તિકા, ઉ. ફા. હસ્ત, અનુરાધા, જ્યેષ્ઠા, ઉ. ષા, શ્રવણ, શતભિષા, ઉ. ભા. ને રેવતી, એ નક્ષત્રો, અને શુભયોગમાં કરવું.

श्रवोद्वयादित्ययुगैंदवाश्विनैः सविश्वकृन्मित्रभयातुभै र्भवेत् ।
सितेंदुसौम्यांगिरसेषु सत्तिथावयोगमुक्तेषु च वैश्यकर्मसत् (१५३)

અર્થ—વૈશ્યોને કાર્ય કરવામાં શુભતિથિ, સોમ, બુધ, ગુરૂ, ને શુક્ર, એ વારો, અશ્વિની મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, ચિત્રા, અનુરાધા, મૂલ, શ્રવણ, ધનિષ્ઠા, એ નક્ષત્રો, અને શુભ યોગ હોય તો શ્રેષ્ઠ છે,

त्रियुग्मताराश्विनहारचित्रा मित्रर्क्षमूलानिलवासवांत्याः ।
विंदिदुशुक्रान्हि विपर्वरिक्ते शूद्रस्य कर्मण्युदितास्तदर्थ्यै (१५४)

અર્થ—શૂદ્રોને, કાર્યકરવામાં, રિક્તાને પર્વ શિવાયનીતિથિ, સોમ, બુધ, ને શુક્ર એ વારો, અશ્વિની, આર્દ્રા, પૂ, ફા, ઉ, ફા, ચિત્રા, સ્વાતી, અનુરાધા, મૂલ, પૂ, ષા, ઉ, ષા, ધનિષ્ઠા, પૂ, ભા, ઉ, ભા, ને રેવતી, એ નક્ષત્રો શુભ જાણવાં,

### गणीतारंभः—ગણીત શાસ્ત્રનો આરંભ.

मु.-ग.—शतद्वयेनुराधाद्रे रोहिणीरेवतीकरे ॥
पुष्ये जीवे बुधेकुर्या त्मारंभं गणितादिषु (१५५)

અર્થ—શતભીષા થી બે. અનુરાધા, આર્દ્રા રોહીણી–રેવતી હસ્ત, પુષ્ય ને ગુરૂ, બુધ એવારોમાં [1]ગણીતશાસ્ત્રનો આરંભ કરવો શુભ છે.

### न्यायादि शास्त्रारंभः ન્યાય શાસ્ત્રનો આરંભ.

त्र्युत्तरेरोहिणी पुष्ये पुनर्भे श्रवणे करे ॥
अश्विन्यां शतभेस्वातौ न्यायशास्त्रादिकं पठेत् ॥ (१५६)

અર્થ—ત્રણ ઉત્તરા, રોહીણી, પુષ્ય, પુનર્વસુ, શ્રવણ, હસ્ત અશ્વીની શતભીષા, સ્વાતી એ નક્ષત્રોમાં ન્યાય શાસ્ત્ર વિગેરેનો આરંભ કરવો.

---

૧ મુ. ग.-માં વ્યાકરણને માટે વિશાખા, વૈધકને માટે મૂળ, ને જ્યેષ્ઠા એ નક્ષત્રો વિશેષ લેવાનાં કહ્યાં છે.

धर्मशास्त्रपुराणारंभः—ધર્મશાસ્ત્ર તથા પુરાણનો આરંભ.

हस्तादिपंचके पुष्ये रेवती द्वीतयेमृगे ॥
श्रवत्रये शुभारंभो धर्मशास्त्रपुराणयोः ॥ ( १५७ )

અર્થ—હસ્તથી પાંચ પુષ્ય રેવતીથી બે મૃગશીર, શ્રવણ થી ત્રણ એ નક્ષત્રોમાં ધર્મશાસ્ત્ર અને પુરાણ શીખવાનો આરંભ કરવો શુભ છે.

जैनविद्यारंभः—જૈન વિદ્યાનો આરંભ.

श्रवत्रये मघापूर्वानुराधा रेवती त्रये ॥
पुनर्भे स्वातिभे सूर्ये शुक्रे जैनागमंपठेत् ( १५८ )

અર્થ—શ્રવણથી ત્રણ, મઘા, પૂર્વા, અનુરાધા રેવતીથી ત્રણ પુનર્વસુ સ્વાતિ એ નક્ષત્રોમાં રવિને શુક્રવારે, જૈનની આગમ વિદ્યાનો પ્રારંભ કરવો શુભ છે.

पारसी तुरूष्क शास्त्रारंभः—પારશી અને આરબી વિદ્યાનો આરંભ.

ज्येष्ठा ऽश्लेषा मघा पूर्वा रेवती भरणीद्वये ॥
विशाखार्द्रोत्तराषाढा शतभिषा पापवासरे ॥
लग्ने स्थिरे सचंद्रेच पारसी मारवींपठेत् ॥ ( १५९ )

અર્થ—જ્યેષ્ઠા, આશ્લેષા, મઘા, પૂર્વા રેવતી ભરણીથી, બે, વીશાખા આર્દ્રા ઉત્તરાષાઢા, શતભીષા એ નક્ષત્રોને પાપગ્રહોના વારમાં સ્થિર લગ્નમાં ચંદ્રમા હોય, ત્યારે પારસી અને અરબી તુરકી વિદ્યાભણવી શુભ છે,

अथ जिनचार्वाक् पाखंडक्रिया—ચાર્વાક પાખંડી ક્રીયા.

मु–ग.–उषाश्विन्यां मृगे स्वातौ पुनर्भे श्रवणत्रये ।
जयापूर्णासु शुक्रेऽब्जे बुधेहानि चरोदये ॥
चार्वाक जिन पाखंड मंडलीकरणं शुभम् ॥ ( १६० )

અર્થ—ઉ૦ ષા૦ અશ્વીની, મૃગશીર, સ્વાતી, પુનર્વસુ, શ્રવણથી, ત્રણ, એ નક્ષત્રો, જયાને પૂર્ણા, તીથીઓ, શુકર બુધને સોમવારે, ચરલગ્નમાં ચારવાક જેવા પાખંડી મતોના ધર્મોના શીક્ષણનો આરંભ કરવો શુભ છે.

उद्वाहर्क्षहरित्रयादितिहये ज्यर्क्षैस्तडागादयो
झेज्याब्जैस्तनुगैः सितेदशमगे सिद्ध्यंति सद्वासरे ।
राजेक्षाश्रवण त्रयध्रुवमृदुक्षिप्रैः स्वकेंद्रायगैः
सौम्यैः शांतिकपौष्टिके सचरभैरेतैः सुधर्मोदये ॥ १६ ॥

**अन्वय—उद्वाहर्क्षहरित्रयादितिहयेज्यर्क्षैः तनुगैः झेज्याब्जैः सिते दशमगे सद्वासरे तडागादयः सिध्यन्ति श्रवणत्रयध्रुवमृदुक्षिप्रैः स्वकेन्द्रायगैःसौम्यैः राजेक्षा सचरभैः एतैः सुधर्मोदये शान्तिक पौष्टिके ( स्याताम् ) ॥ १६ ॥**

**अन्वयार्थ—उद्वाहर्क्ष** વિવાહનાં નક્ષત્ર, **हरित्रय** શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, **अदिति** પુનર્વસુ, **हय** અશ્વિની, **इज्यर्क्षैः** અને પુષ્ય નક્ષત્રો, **तनुगैः** લગ્નમાં રહેલા, **झेज्याब्जैः** બુધ, ગુરૂ, જલચરરાશિ, અને ચંદ્ર હોય તો **सितै** શુક્ર, **दशमगे** ૧૦ મે હોય, **सद्वासरे** શુભગ્રહના દિવસોમાં, **तडागादयः** તલાવ વિગેરે જલાશયો **सिध्यन्ति** સિદ્ધ થાય છે, **श्रवणत्रय** શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, **ध्रुव** ધ્રુવ, **मृदु** મૃદુ, **क्षिप्रैः** અને, ક્ષિપ્રસંજ્ઞિક નક્ષત્રોથી, **स्वकेन्द्रयागैः** ૨-૧-૪-૭-૧૦-૧૧-એ સ્થાનોમાં રહેલા, **सौम्यैः** શુભગ્રહો-વડે. **सचरभैः** ચર નક્ષત્ર સાથે, **एतैः** એ નક્ષત્રોવડે. **सुधर्मोदये** પાપગ્રહ રહિત ૯ મું સ્થાન હોય એવા લગ્નમાં **शान्तिकपौष्टिके** શાન્તિક અને પૌષ્ટિક કર્મ કરવાં ॥ ૧૬ ॥

॥ કુવા વિગેરે જલાશય બનાવવાનું મુ૦ ॥

**૧૬ ભાવાર્થ—**સોમ, બુધ, ને ગુરૂ, એ વાર, અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, મઘા, ઉ, ફા, હસ્ત, સ્વાતી, અનુરાધા, મૂલ, ઉ, ષા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, ઉ, ભા, અને રેવતી એ નક્ષત્રો, લગ્નમાં જલચરરાશિ હોય; ૧૦ મા સ્થાનમાં શુક્ર હોય, ચંદ્ર, બુધ, ગુરૂ ને જલચરરાશિ [1]લગ્ને હોય, અને શુભ ગ્રહનો વાર હોય, ત્યારે તળાવ, વાવ. કુવો, વિગેરે જલનાં સ્થાનો બનાવવાં શુભ છે,

૧—મકર રાશિના ૧૫ અંશ પછી અને મીન રાશિની જલચર સંજ્ઞા છે,

## ॥ પ્રથમ રાજદર્શન કરવાનું મુ૦ ॥

અશ્વિની, કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, ઉ, ફા, હસ્ત, ચિત્રા, અનુરાધા, ઉ, ષા, અભિજીત, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, ઉ, ભા, રેવતી, એ નક્ષત્રોમાં, લગ્નશુદ્ધિમાં, કેંદ્રમાં ૨ ને ૧૧ મેં શુભગ્રહ હોય ત્યારે, પ્રથમ [1]રાજાઓનીકે મોટા આધિકારીઓની મુલાકાત કરવી સારી છે,

## ॥ શાન્તિ અને પુષ્ટિક કામો કરવાનું મુ૦ ॥

અશ્વિની, રોહિણી, મૃગશીર્ષ પુનર્વસુ, પુષ્ય, ઉ, ફા, હસ્ત, ચિત્રા, સ્વાતી, અનુરાધા, ઉ, ષા, અભિજીત, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, ઉ, ભા, ને રેવતી, એ નક્ષત્રોમાં નવમા સ્થાનમાં પાપગ્રહ ન હોય ત્યારે શાન્તિક પુષ્ટિક કામો કરવાં સારાં છે,

## પરબ જેવી પાણીની જગ્યા બનાવવાનું.

ज्यां.–वि.–प्रपादिपानीय विधानमेवं विहायविष्टि क्षयसोमरिक्ताः ॥
जलोदये राजनिर्वांबुगेतच्छुद्धे त्रिकोणाष्टचतुष्टये स्यात् ॥ ( १६१ )

અર્થ—વિષ્ટિ-ક્ષીણ કલાનો ચંદ્ર ને રિકતા તીથીનો ત્યાગ કરીને જલચર રાશીનો કે ચોથા ભાવમાં ચંદ્ર હોય, ને ત્રિકોણ કેંદ્ર ને આઠમું સ્થાન શુદ્ધ હોય ત્યારે પરબ વિગેરે જલશાળા કરવી શુભ છે.

## નવા કમંડળથી જળ ભરવાનું.

नवकमंडलु पूर्व पयोग्रहो वरतरो गुरु राजसितेषु च ।
वरुणवात मृगाश्विनधीरभैर्वसुभमूलमघादिति जीव भैः ॥ (१६२)

અર્થ—સોમ ગુરૂ ને શુક્ર એ વારો અશ્વીની મૃગશીર પુનર્વસુ પુષ્ય મઘા મૂલ પૂ. ષા. ધનીષ્ટા શતભીષા ને ધીર સંજ્ઞક નક્ષત્રોમાં નવા કમંડલમાં જલ ભરવું શુભ છે.

---

૧—મુ.–ग.–માં રવી સહીત શુભ ગ્રહોના વારોમાં સૂર્ય બળવાન હોય ત્યારે, ઉપર કહેલાં નક્ષત્રોમાં ભરણી નક્ષત્ર રાજદર્શનમાં લેવું,

(વહાણુ ચલાવવાનું-અને તેમાં બેસવાનું-મુ૦)

**મુ૦ક૦-हरित्रये मृगेऽश्विभे मघानुराधयोस्तथा**
**तिथींदुवासरे शुभे तरी प्रचालनं जले ।**
**मृगेऽर्कतद्द्वये लघुत्रिपूर्विकासुमित्रभे**
**तिथींदुतारके शुभे शुभेऽह्निनौगमः शुभः ॥ ( १६३ )**

**અર્થ**—અશ્વિની, મૃગશીર્ષ, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા, ને શતભિષા, એ નક્ષત્રો, શુભતિથિ, શુભવાર, અને શુભ ચંદ્રમા હોય ત્યારે પાણીમાં નવી બનાવેલી નૌકા ચલાવવી, (તેમજ જાંલીબોટ મછવા સબ મરીન ટોરપીડો ઇત્યાદી અને સ્ટીમરો પણ એજ મુહુર્તમાં ચલાવવું) મૃગશીર્ષ, ત્રણપૂર્વા, હસ્ત, ચિત્રા, અનુરાધા, ને લઘુસંજ્ઞક નક્ષત્રો, શુભતિથિ, શુભવાર, શુભચંદ્રમા, અને શુભતારા હોય ત્યારે **પ્રથમ વહાણમાં બેસીને પ્રયાણ** કરવું શુભ છે, (તેમજ જોલીબોટ વિગેરેમાં પણ ઉપર મુજબ એજ મુહુર્તમાં બેસવું.)

**नौका कृत्यम् चतारणे—વ્હાણ બનાવાનું ને ચલાવાનું મુ.**

**मु.—ग.—ज्येष्ठाभयं विशाखार्द्रा रोहिणी भरणी द्वयम् ।**
**आश्लेषांच विहायान्य नक्षत्रेऽर्के गुरौ मृगे ॥**
**सल्लग्ने सत्तिथौनावौ घट्टनं तारणं शुभा ॥ ( १६४ )**

**અર્થ**—જ્યેષ્ઠાથી બે-વિશાખા, આર્દ્રા, રોહીણી. ભરણી થી બે-આશ્લેષા, એ નક્ષત્રો શિવાયનાં બીજાં નક્ષત્રોને રવીને ગુરૂવારે, શુભ ગ્રહના વારમાં શુભ લગ્નને શુભતિથીમાં [1]**નાવ** (વ્હાણ, બોટ, સ્ટીમર, હોડી, વિગેરે) **બનાવવુંને પાણીમાં ચલાવવું** શુભ છે,

**ज्यो.—विं०—कूपाग्रगं सैष्यगतंच सेनभं मध्ये षडास्ये त्र्युडुभत्रयं हृदि ।**
**पाठाणमेकं परतस्त्रयं त्रयं सुषाणगं मध्यमषट् सदंतरम्, ( १५५ )**

**અર્થ**—નૌકા ચક્રમાં, સૂર્યના મહાનક્ષત્રથી, દિવસના, નક્ષત્રસુધી ગણીને, કૂપના આગલ, ૨ નક્ષત્રો, મધ્યમાં, ૬, મુખમાં, ૩, હૃદયમાં, ૩, પીઠમાં, ૧, અગ્રભાગમાં, ૩, સૂષાણુમાં, ૩, અને ફરીથી, મધ્યમાં, ૬, એ

---

૧—**મુ.-ચિં.** માં ઉપર કહેલાં નક્ષત્રોમાં મઘા નક્ષત્ર ત્યાગ કરવા કહ્યું છે,

પ્રમાણે નક્ષત્રો અનુક્રમે મુકવાં, તેમાં મધ્યનાં, ૬ એટલે, મધ્યનાં, બંનેનાંમલી, ૧૨ નક્ષત્રો, શુભફલ આપનાર, સમજવાં, માટે સૂર્યથી, ચંદ્રસુધી ગણતાં, ૩ થી, ૮, અને, ૨૨ થી, ૨૭ **નક્ષત્રો શુભ જાણવાં,**

**નાવમાં—માલ ચડાવાનુંને બેસવાનું. મુ.**

**पूर्णाजयानंदवतीषु सद्ग्रुभिः प्रपूरयेन्नावमनेकवस्तुभिः ।**
**स्थिरे मृदुक्षिप्रजयास्वसौ भवेद् वृहद्रुमानेहासि मंगिनीगमः १६६**

**અર્થ**—નંદા, જયા, ને પૂર્ણા, એ તિથિઓ. અને શુભગ્રહેના વારમાં, વેપારીએ, નૌકામાં, અનેક પ્રકારની, વસ્તુઓ ભરવી,

જયાતિથિ, પ્રૌઢ પ્રયાણમાં, કહેલા દિવસો, અને, સ્થિર, મૃદુ. ને ક્ષિપ્ર સંજ્ઞક નક્ષત્રોમાં **નૌકામાં પ્રયાણ** કરવું શુભ છે,

**(સમુદ્ર, નદી, વિગેરે પાણીવાલા સ્થલોમાં થઈને જવા માટે માર્ગ બાંધવાનું મુ૦**

**सवारिवारीशतमोशतारका लघुध्रुवाधोक्षजभाव वासवान् ।**
**यमा ऽमार्या स्फुजितो निराकुलानुशंत्याविद्वान्नत्र सेतुबंधने १६७**

**અર્થ**—મૃગશીર્ષ, આર્દ્રા, પૂ, ષા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, લઘુ, ને ધ્રુવ, સંજ્ઞક નક્ષત્રો, રવિ, બુધ, શુક્ર, ને શનિ, એવારો, સૂર્ય સંક્રમણ ન હોય, અને કોઈ ગ્રહોથી, વેધાયેલા ન હોય તો જલની **અંદર સેતુ બાંધવો**, શુભ છે[1]

**पादेऽशुभात्पंच तु पंचर्कांसे सप्तोदरे पंच परांसके स्युः ।**
**पादे सदा पंचमिताः परस्मिंस्तारा वराः सेतुसमुर्ध्वसंस्थाः १६८**

**અર્થ**—સેતુબંધ ચક્રમાં, સૂર્યના મહાનક્ષત્રથી ગણીને, પગમાં, ૬ નક્ષત્રો, સ્કંધમાં, ૫,-મધ્યમાં, ૭, બીજા સ્કંધમાં, ૪, બીજા પગમાં, ૬ એ પ્રમાણે નક્ષત્રો મુકવાં, તેમાં. **સેતુબંધના** ઉપરનાં બે સ્કંધનાં મલીને ૧૦ નક્ષત્રો શ્રેષ્ઠ જાણવાં,

---

૧—દરીઆમાં, જવાનો માર્ગ નદીઓબંધીને જવાનો, ઘોડાગાડીના પુલો, અથવા દરીઆની ખાડી, કે મોટી નદીઓના રેલ્વેના પુલો, તેમજ તલાવ, વિગેરેના મધ્યમાં બનાવેલા, મહેલમાં જવાનો પાંણીમાં બાંધેલો રસ્તો, વિગેરેનો સમાવેશ સમજવો,

लग्येतिमौतावुरिभेनिपेऽस्त्रिणिद्विपुंसि लग्ने ससदंबरायने ।
चतुष्टये विक्रमवैरिलाभगै रसाधुभिःसेतुनिबंधनंश्रियै ( १६९ )

અર્થ—વૃષભ, મિથુન, સિંહ, ધન, કુંભ, ને મીન રાશિનું લગ્ન હોય કેંદ્ર સ્થાનમાં-શુભ ગ્રહો, અને ૩-૬-૧૧ એ સ્થાનોમાં અશુભ ગ્રહો હોય, અને સેતુ બંધ કર્યો હોય તો લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

**अथ लवण कृत्यम्—મીઠું પાકવવાનું.**

मु.—ग.—लवणारंभ कृत्यंतु भरणी रोहिणी श्रवे ।
शनिवारे दिवा श्रेष्ठं जन्म राशे शनिर्बले ( १७० )

અર્થ—ભરણી, રોહીણી-શ્રવણ એ નક્ષત્રોને શનીવારના દીવસે જન્મ રાશીથી શની બળવાન હોય ત્યારે મીઠું પકાવવાનો આરંભ કરવો શુભ છે.

**धर्मक्रिया—ધર્મ ક્રીયા કરવાનું.**

रेवतीद्वितये हस्त त्रितये रोहिणीद्वये ।
श्रवस्त्रयोत्तरापुष्ये पुनर्वस्वनुराधयोः ॥ ( १७१ )
ज्ञेज्यशुक्रेदुसूर्येषु ज्ञेज्यषड्वर्ग शालिनी ।
लग्नेजीवयुतेजीवे बलिष्ठे धर्म आचरेत् ॥ ( १७२ )

અર્થ—રેવતીથી બે-હસ્તથી ત્રણ રોહીણીથી બે શ્રવણ ત્રણઉત્તરા પુષ્ય પુનર્વસુ અનુરાધા એ નક્ષત્રોને બુધ ગુરૂ શુક્ર સોમને રવી એ ષડ્વર્ગમાં સુધરેલા હોય ત્યારે ધર્મ ક્રીયાનો આરંભ કરવો.

**मंत्रादि दिक्षा—મંત્ર વિગેરે દિક્ષા લેવાનું.**

रोहिण्यांत्र्युत्तरे मौंजी बंधनो दित भादिषु ।
मंत्रदिक्षा शुभेचान्हि ग्रहणेप्रागमोदिता ॥ ( १७३ )

અર્થ—રોહીણી ત્રણ ઉત્તરા ને મૌંજી બંધનનાં નક્ષત્રોને શુભ ગ્રહોના વારમાં મંત્ર દિક્ષાનો આરંભ કરવો

**अथ मंत्र यन्त्र व्रतोपवासादि—મંત્ર, યંત્ર, વ્રત, તથા ઉપવાસ વિગેરેનો આરંભ.**

उफाहस्ताश्विनी कर्णविशाखा मृगभेहनि ।
शुभे सूर्य युते शस्तं मंत्र यंत्र व्रतादिकम् ॥ ( १७४ )

અર્થ—ઊ. ફા. હસ્ત અશ્વીની, શ્રવણ, વિશાખા મૃગશીર એ નક્ષત્રોમાં રવિસહિત શુભ ગ્રહનો વારમાં મંત્ર, યંત્ર, વ્રત, ને ઉપવાસ વિગેરેનો આરંભ કરવો શુભ છે.

### वीरसाधनम्—વીર સાધવાનું.

मघार्द्रा भरणीमूले मृगेंगेस बुधेघटे ।
शुद्धेऽष्टमे भृगौतुर्ये वीरवेताल साधनम् ॥ ( १७५ )

અર્થ—મઘા, આદ્રા, ભરણી, મૂલ, મૃગશીર, એ નક્ષત્રોને તુલા લગ્નમાં બુધ–આઠમું ઘર શુદ્ધ હોય, ચોથે શુક્ર હોય, ત્યારે વીરકે વેતાળનું સાધન કરવું શ્રેષ્ઠ છે.

ज्यो-विं—जयासु पूर्णासु विदिंदुभार्गवेश्वलौषधोशाश्विनविश्वकर्मभैः ।
निर्ग्रंथचार्वाकजनक्रिया भवेत्तद्दंभसिध्यै विहिता चरोदये (१७६)

### ધર્મજ્ઞાન ફેલાવા કરવા જવાનું મુહુર્ત.

અર્થ—જયા, ને પૂર્ણા–તિથિ, સોમ, બુધ, ને શુક્ર, એવારો, અશ્વિની, મૃગશીર્ષ, ચિત્રા, ને ચરસંજ્ઞક નક્ષત્રો, અને ચરરાશિના લગ્નમાં, ચિન્હધારણ કરનારા, (દંભી) અને નાસ્તિક, ચાર્વાક જેવાઓએ, પોતાના **ધર્મજ્ઞાન ફેલાવવાનો** પ્રારંભ કરવો,

### राजशेवा—રાજાની શેવા.

हस्तद्वयेऽनुराधायां रेवती युगले मृगे ।
पुष्ये बुधे गुरौ शुक्रे सत्तिथौ रविवासरे ॥
योनिराशिशयो मैत्र्यां स्वामीसेव्योऽनु जीविभिः ॥ (१७७)

અર્થ—હસ્તથી બે–અનુરાધા રેવતીથી બે મૃગશીર, પૂષ્ય, એ નક્ષત્રો બુધ, ગુરૂ, શુક્ર, રવીવાર, ને તિથીઓમાં પરસ્પર યોની ને રાશીની મિત્રતા હોય એવા **રાજાની કે શેઠની** સેવકે નોકરી કરવી,

### दत्तक पुत्र परिग्रह मुहूर्तः—દત્તક લેવાનું.

मु–म—हस्तादिपंचकभिष ग्वसु पुष्यभेषु सूर्यक्षमाजगुरु भार्गववासरेषु।
रिक्ताविवर्जित तिथिष्वलि कुंभलग्नेसिंहेटषे भवतिदत्तपरिग्रहो यम् १७८

અર્થ—હસ્તથી પાંચ, અશ્વીની, ધનીષ્ટા, પુષ્ય, એ નક્ષત્રોમાં રવિ, મંગલ, ગુરૂ, શુક્ર, એવારોમાં રિક્તાતીથી ને ત્યાગ કરી, બીજીતીથીઓમાં વૃશ્ચિક, કુંભ, સિંહ, વૃષભ, એ લગ્નો હોય, ત્યારે દત્તક પુત્ર લઇ શકાય છે,—

दिव्यं नैव मलिम्लुचे विधुसिते ज्यास्ते रवावष्टमे
मंदारान्हि खलोदये स्थिरतनौ कुर्यात्कृतेऽदोऽन्यथा ।
श्रीशैलग्रहणायनेषु विषुवे संकीर्णजातावुपा—
कृत्युत्सर्ग वधूप्रवेशनगयागोदासु नित्याह्निके ॥ १७ ॥
इशानाहिबलौ हरेः शयनपर्यावर्तने नैत्यके
याने जीर्णगृहेऽवरोहदमनारोपे पवित्रार्पणे ।
चातुर्मास्यविधौ न जीवसितयो मूढत्वदोषोष्टका—
सूत्साहांबरधारणेषु गदितो गर्भादिसप्तस्वपि ॥ १८ ॥

अन्वय—मलिम्लुचे विधुसितेज्यास्ते अष्टमे रवौ मन्दारान्हि खलोदये स्थिरतनौ दिव्यम् नैव कुर्यात् अदःकृते अन्यथा श्रीशैल-ग्रहणायनेषु विषुवे संकीर्णजातौ उपाकृत्युत्सर्गवधूप्रवेशनगयागो-दासुनित्याह्निके ॥ १७ ॥

—ईशानाहिबलौ हरेः शयनपर्यावर्तने नैत्यके याने जीर्ण-गृहे अवरोहदमनारोपे पवित्रार्पणे चातुर्मास्यविधौ अष्टकासु उत्सा-हांबरधारणेषु गर्भादिसप्तसु अपि जीवसितयोः मूढत्वदोषः नास्ति ॥ १८ ॥

अन्वयार्थ—मलिम्लुचे મલમાસમાં. विधुसितेज्यास्ते, ચંદ્ર, શુક્ર, ને ગુરૂના અસ્તમાં, अष्टमे આઠમે रवौ સૂર્ય मंदारान्हि શનીને મંગળવારે खलोदये પાપગ્રહની રાશિ, કે પાપગ્રહના લગ્નમાં, स्थिर तनौ સ્થિર-લગ્નમાં, दिव्यम् દિવ્ય, नैव कुर्यात् નકરવું, अदः कृते એ કરે તો, अन्यथा વિપરીત થાય, श्रीशैलग्रहणायनेषु શ્રી શૈલપર્વત, સૂર્ય ચંદ્રનુંગ્રહણ, ઉત્તરાયણ, તથા દક્ષિણાયણમાં. विषुवे મેષ અને તુલા સંક્રાંતિમાં संकीर्ण जातौ હલકીજાતિમાં, उपाकृति ઉપાકર્મ, उत्सर्ग છંદનો ત્યાગ, वधूप्रवेशन સ્ત્રીનોપ્રવેશ, गया ગયા, गोदासु ગોદાવરી, नित्याह्निके નિત્ય વાર્ષિકકામમાં, ॥ १७ ॥

—ईशा नाहिबली. ઇશાન બલિમાં સર્પબલિમાં, हरेः વિષ્ણુનું, शयन पर्यावर्तने શયન અને પડખું ફેરવવામાં, नैत्यके याने નિત્યયાનમાં जीर्णगृहे જુના ઘરમાં, अवरोहदमनारोपे દેવના હિંડોલા બાંધવામાં, દમનારોપણ पवित्रार्पणे પવિત્રારોપણમાં, चातुर्मास्यविधौ ચાતુર્માસના વ્રતાદિકમાં, अष्टकासु, માર્ગશીર્ષ, પેષ, માઘ, ફાગણ વદી, ૮ માં उत्साहांबरधारणेषु, ઉત્સવમાં, નવીન વસ્ત્રધારણમાં, गर्भादिस्तसु अपि ગર્ભાધાનથી, ૭ કર્મસુધીમાં પણ, जीवसितयोः ગુરૂ, શુક્રનો, मूढत्वदोषः અસ્તપણાનો દોષ, नास्ति નથી. ॥ ૧૯ ॥

॥ સોગન ખાવા કે લખત કરવાનું-મુ૦ ॥

૧૭-૧૮ ભાવાર્થ—અધિકમાસ, ચંદ્ર, ગુરૂ, ને શુક્રનો અસ્ત, ચાલુ રાશિથી ગણતાં આઠમે સૂર્ય હોય ત્યારે, શનિને મંગલવારે પાપગ્રહની રાશિના લગ્નમાં કે પાપગ્રહ લગ્નમાં હોય ત્યારે, અને સ્થિર લગ્ન હોય ત્યારે, સોગન ખાવા કંઇપણ કરારથી બંધાવું અને લખત કરવું નહિં, અને જો કરવામાં આવે તો બંનેમાં જુઠું બોલનારા ફાવી જાય, તેમ જાણવું, માટે તે સમયમાં કહેલી બાબતો કરવી નહીં, (દિવ્ય એટલે પ્રથમના રિવાજોમાં ઉકલતા તેલના કઢાયામાં હાથ બોલવો, હાથમાં અગ્નિ લેવો. તેવા કોઈ પણ સોગનને (દિવ્ય કહે છે.)

॥ ગુરૂ, શુક્રના અસ્તનો દોષ કઈ બાબતોમાં નડતો નથી તે બાબત ॥

શ્રીશૈલ,[1] ગ્રહણ, દક્ષિણાયણ, અને ઉત્તરાયણના સૂર્યના આરંભમાં, મેષ અને તુલાસંક્રાંતિમાં, હીનજાતિના દરેક વિવાહાદિ શુભ કામોમાં, ઉપાકર્મ, ઉત્સર્ગ, વધુ પ્રવેશ ગયા અને ગોદાવરી તીર્થોમાં દરવર્ષે કરવામાં આવતા નિયમિત કર્મોમાં, ઈશાનબલિ, સર્પબલિ, હરિશયન (અશાડ શુદી-૧૨) પર્યાવર્તન (ભાદરવા શુદી ૧૧) હમ્મેશની યાત્રા, જુના ઘરમાં, દેવને હિંડોલે જુલાવવામાં, દમનારો[2] પણ પવિત્રાર્પણ[3] ચાતુર્માસ વ્રત, માર્ગશીર્ષ, પૌષ, માઘ, ફાગણ, એમાસોની વદી ૮ સાધારણ ઉત્સવ, નવા વસ્ત્રનું પહેરવું, એ સર્વે બાબતો, ગુરૂને શુક્રનો અસ્ત હોય તો પણ

---

૧—જ્યાં મલ્લિકાર્જુન નામે જ્યોતિર્લિંગ છે.

૨—દમનારો પણ ચૈત્ર સુદી ૧૫ મે.

૩—અને પવિત્રાર્પણ શ્રાવણ સુદી ૧૫ મે, આવે છે.

કરવી, કારણકે તેમાં ગુરૂને શુક્રના અસ્તનો દોષ લાગતો નથી, તેજ પ્રમાણે ગર્ભાધાન સંસ્કારથી આરંભી અનુક્રમે સાત સંસ્કારોમાં ગુરૂ-શુક્રના અસ્તનો દોષ સમજવો નહિં,

शुक्रेज्यास्तमये ऽधिकक्षय जनुर्मासेषु जन्मर्क्षके
ना पूर्वामरतीर्थ दर्शनमियाद्गोदागयाभ्यामृते ।
एष्वाषाढ सहस्य विष्णुशयने ष्वप्यंत कर्मत्यजे-
द्यद्वर्षाधिकलंबितं भवति तद्गोदा गयातोऽन्यतः ॥ १९ ॥

अन्वय—शुक्रेज्यास्तमये अधिकक्षयजनुर्मासेषु जन्मर्क्षके गोदा गयाभ्याम् ऋते अपूर्वामरतीर्थ दर्शनम् न इयात् एषु आषाढ सहस्य विष्णु शयनेषु अपि यद्वर्षाधिक लंबितम् अन्तकर्म भवेत् गोदागयातः अन्यतः तत् त्यजेत् ॥ १९ ॥

अन्वयार्थ—शुक्रेज्यास्तमये શુક્ર અને ગુરૂના અસ્તમાં अधिक क्षय-जनुर्मासेषु અધિકમાસ, ક્ષયમાસ, અને જન્મ માસમાં जन्मर्क्षके જન્મ નક્ષત્રમાં गोदागयाभ्याम् ऋते ગોદાવરી અને ગયા શિવાય, अपूर्वामरतीर्थ दर्शनम् પહેલાં દેવ તથા તીર્થનું દર્શન કરવા न इयात् જવું નહિં, एषु ગુરૂ, શુક્રના અસ્તાદિકમાં, आषाढ सहस्य विष्णु शयनेषु અષાડ, પૌષ, અને ચાતુર્માસમાં, अपि પણ यद्वर्षाधिकलंबितम् ૧ વર્ષથી વધારે લંબાયેલું મેતનું કાર્ય, भवेत् હોય તો गोदागयातः ગોદાવરી અને ગયાથી, अन्यतः બીજે ઠેકાણે तत् તે त्यजेत् ત્યાગ કરવું, ॥ ૧૯ ॥

૧૯ ભાવાર્થ—તેમજ ગુરૂ શુક્રનો અસ્ત હોય, અધિકમાસ અને ક્ષયમાસ હોય,[1] જન્મ માસને જન્મ નક્ષત્ર હોય ત્યારે જે દેવનું કોઈ દિવસ દર્શન કર્યું નથી, તેવા દેવનું દર્શન કરવું નહિં, એટલે પ્રથમ દર્શન કરવા જવું હોય તેવા તીર્થની યાત્રા કરવી નહી પરંતુ ગોદાવરી અને ગયાની યાત્રાએ જવું. તેમજ તે તીર્થોમાં દેવોનાં દર્શન પહેલાંજ કરવાં હોય તો પણ હરકત નથી.

---

૧—અધિક ને ક્ષયમાસ માટે સં. પ્ર. ૧૨ માનો શ્લોક ત્રીજો જોવો.

॥ પ્રેતકર્મ બાબત શ્રાદ્ધ ॥

કોઈ પણ મરણ પામેલા મનુષ્યને ૧ વર્ષ થઈ ગયું હોય તેની શ્રાદ્ધાદિક ક્રિયાઓ ઉપર કહેલા શુક્રાદિકના અસ્તમાં, અને અધિક માસાદિકમાં, તેમજ પોષને અષાડ માસમાં, વિષ્ણુના શયનના સમયમાં, પ્રેતનું [1]શ્રાદ્ધાદિક કર્મ કરવું નહિં, પરંતુ ગોદાવરીને ગયા તીર્થોમાં જઈને પ્રેતની શ્રાદ્ધાદિક ક્રિયા કરવામાં દોષ લાગતો નથી.

અથ युद्धमुहूर्तः—યુદ્ધ કરવાનું મુહુર્ત.

मु०–मु.–स्वाति वाजि शशिभ द्विदैवतं ।
पौष्णभंच ध्रुव संज्ञकं तथा ॥
सौम्य शुक्र गुरु सूर्य वासरे ।
ग्राह वेहि विजयो जयातिथौ ( १७९ )

અર્થ—સ્વાતિ, અશ્વીની, મૃગશીર, વીશાખા, રેવતી, ત્રણ ઉત્તરા, રોહીણી, એ નક્ષત્રોમાં બુધ–શુક્ર–ગુરૂ–ને રવી એ વારોમાં ને ૩–૮–૧૩ એ તીથીઓમાં યુદ્ધનો આરંભ કરવાથી વિજય થાય છે.

અથ द्युतमुहूर्तः—જુગાર રમવાનું મુહુર્ત.

वसुभपवनशक्रे पितृ सार्पे द्विदैवे ।
यम शत भिषपूर्वा स्त्रीणि पुष्याश्विधिष्ण्ये ॥
शशि गुरु भृगुवारे नन्दपूर्णा तिथौच ।
अलि घटझषलग्ने द्यूतकार्यस्यसिद्धि ( १०० )

અર્થ—ધનીષ્ટા, સ્વાતી, જ્યેષ્ઠા, મઘા, આશ્લેષા, વીશાખા ભરણી, શતભીષા, ત્રણ પૂર્વા, ત્રણ ઊત્તરા, પૂષ્ય, અશ્વીની, એ નક્ષત્રોમાં સોમ, ગુરૂ, ને શુક્ર, એ વારોમાં ૧–૬–૧૧–૫–૧૦, એ તીથીઓમાં, કુંભ, મીન, વૃશ્ચિક, એ લગ્નોમાં ધૃત, ( જુગાર ) રમવું સારૂં છે.

---

૧—પણ જે મરણ પામેલા મનુષ્યની સંવત્સરી એટલે વર્ષી, એક વર્ષ દિવસ સુધીની થતી દરેક ક્રિયાઓ, ગુરૂ શુક્રનો અસ્ત હોવા છતાં પણ એક વર્ષ સુધીમાં છ માસિક વિગેરે આવતી ક્રિયાઓ કરવાને કંઈ પણ હરકત નથી.

सच्छ्रीभूषितगुर्जरान्तरगते खेडाख्यभागेशुभे ।
नानासत्कुलदीपिते कपडवञ्जाख्ये पुरे वासिना ।
श्रीसोमेश्वरसाक्षरेण रचितं मार्तण्डबोधोज्वलं
सट्टीकं ह्यगमन्मुदा प्रकरणं मिश्राख्यकं नावमम् ॥

અર્થ—સત્પુરૂષોને લક્ષ્મીથી આભૂષિત એવા **ગુજરાત** દેશના અંતર્ગત **ખેડાજીલ્લામાં** આવેલા નાના પ્રકારના સારા કુલોથી પ્રકાશિત એવા **કપડવંજ** નામના શહેરમાં રહેનાર **સાક્ષર શ્રી સોમેશ્વર** જોષીએ રચેલી "**મુહૂર્ત-માર્તણ્ડ**" નો બોધ થવામાં ઉપીયોગી એવી આ ટીકામાં **મીશ્ર** નામનું નવમું પ્રકરણ સંપૂર્ણ થયું.

---

**જો તમોને જોતિષમાં ફલાધીશ ને ગણીત જાણવું હોય તો અમો તરફથી જોતિષના ગ્રન્થો જ્યોતિષકલ્પતરૂ કિં. રૂ. ૭ ને જાતકપારિજાત કિં. રૂ. ૫ છે તે ખરીદી ખાત્રી કરો.**



## ॥ अथ अनध्याय प्रकरणम् ॥

पर्वाग्रादियुगष्टमीतितिथयो मध्वादिपक्षद्वये-
ऽनध्यायाश्चरसंक्रमा अथ मधौ वन्हिश्च शुक्रे यमः ।
राधेऽग्निस्त्वसितो यमः शुचिदृगाशार्कास्त्रयोदश्यथो
मार्गे कृष्णनगग्रहा विषदृगंकाशाग्नयः कीर्तिताः ॥ १ ॥

पौषेशस्त्वसिता दृगंकमुनयोऽन्त्येकृष्णखेटाद्रिदृक्-
माघेऽर्काब्धिदृगद्रयस्त्वसितजा बाह्वंक पृथ्वीधराः ।
ऊर्जेद्व्यंक रवीश्वरास्त्वसितजा दृग्विश्वसूर्यानभ
स्येऽग्निः कृष्णदृगद्रिविश्वनवमी पैत्र्यं यमोऽन्यः श्रवा ॥२॥

अन्वय—मध्वादिपक्षद्वये पर्वाग्रादियुगष्टमीतिथयः चरसंक्रमाः अथ मधौ वन्हि शुक्रे यमः राधे अग्निः तु असितः यमः शुचिदृगाशार्काः त्रयोदशी अथो मार्गे कृष्णनगग्रहौ इषदृगंकाशाग्नयः अनध्यायाः कीर्तिताः ॥ १ ॥

—पौषेशः तु असिताः दृगंकमुनयः अन्त्ये कृष्णखेटाद्रिदृक् माघे अर्काब्धिदृगद्रय, असितजाः बाह्वंक पृथ्वीधराः ऊर्जेद्व्यंक रवीश्वराः असितजः दृग्विश्वसूर्याः नभस्ये अग्निः कृष्णदृगद्रिविश्वनवमी पैत्र्यम् यमः अन्यः श्रवाः ( एते अनध्यायाः स्यु ॥ २ ॥

---

१—નહિ ભણવાના દિવસોને, અનધ્યાય, કહે છે, અને તે અનધ્યાયને બતાવનાર વિષયનું વિવેચન તેને અનધ્યાય-પ્રકરણ કહે છે.

**अन्वयार्थ—मध्वादिपक्षद्वये** ચૈત્રાદિ માસના બંને પક્ષમાં, **पर्वाष्टादि-युगष्टमीतिथयः** ૩૦, ૧૫, ૧૪, ૧, અને ૮, એ તિથિઓ, **चरसंक्रमाः** ચર રાશિની સંક્રાંતિના દિવસ, **अथ** ત્યારપછી, **मधौ** ચૈત્રમાસમાં, **वन्हिः** ૩ **शुक्रे** જ્યેષ્ઠમાં, **यमः** ૨, **राधे** વૈશાખમાં, **अग्निः** ૩; **असितः यमः** કૃષ્ણ-પક્ષની, ૨, **शुचिद्दगाशार्काः** અષાડની, ૨, ૧૦, ૧૨, **त्रयोदशी** ૧૩, **अथो** ત્યારપછી, **मार्गे** માર્ગશીર્ષમાં, **कृष्णनगग्रहौ**, કૃષ્ણ પક્ષની ૭–૯, **इषद्दगं-काशाग्नयः** આસોમાસની, ૨, ૯, ૧૦, ૩, **अनध्यायाः** અનધ્યાયની તિથિઓ (દિવસો.) **कीर्तिताः** કહેલી છે. ॥ ૧ ॥

—**पौषेशः** પોષમાસની, સુદી, ૧૧ **असिताः** વદી, **द्दगंकमुनयः** ૨, ૯, ૭, **अन्त्ये** ફાગણમાં, **कृष्णखेटाद्रिद्दक्**, વદી, ૯, ૭, ૨, **माघे** માઘમાં, **अर्काब्धिद्दगद्रयं** સુદી, ૧૨, ૪, ૨, ૭, **असितजाः** વદી, **बाह्वंकपृथ्वीधराः** ૨, ૯, ૭, **उर्जे** કાર્તિકમાં, **द्व्यंकरवीश्वराः** સુદી, ૨, ૯, ૧૨, ૧૧, **असि-तजाः** વદી, **द्दग्विश्वसूर्याः** ૨, ૧૩, ૧૨, **नमस्ये** ભાદરવામાં, **अग्निः** સુદી, ૩, **कृष्णद्दगद्रिविश्वनवमी**, વદી, ૨, ૭, ૧૩, ૯, **पैत्र्यम्**, મઘા, **यमः** ભરણી, **अन्यःश्रवाः** શુક્લપક્ષમાં, શ્રવણનક્ષત્ર, (**एते अनध्यायाः स्युः**) એ અનધ્યાયો છે. ॥ ૨ ॥

**॥ ભણવામાં, ત્યાગ કરવાનાં, તિથિ નક્ષત્રો. ॥**



**૧–૨–ભાવાર્થ–ચૈત્રથી, ફાગણ સુધીના, મહિનાઓની દરેક સુદીની, તથા, વદીની, ૧, ૮, ૧૪, ૧૫, ૩૦, એ તિથિઓ, ચર (૧-૪-૭-૧૦) રાસિઓના સંક્રમણ, દિવસો, (તે રાશિનો સૂર્ય, થાય, તે દિવસ,) ચૈત્રશુદી, ૩, વૈશાખ, સુ, ૩ જ્યેષ્ઠ, સુ, ૨, અશાડ સુ, ૨, ૧૦, ૧૨, ૧૩, આસો, સુ, ૨, ૩, ૯, ૧૦, માર્ગશીર્ષ, વદી, ૭, ૯, એ તિથિયોને અનધ્યાઓ, કહ્યા છે.**

**કાર્તિકસુદી, ૨, ૯, ૧૧, ૧૨, વદી, ૨, ૧૨, ૧૩, પૌષસુદી, ૧૧, ૨, ૭, ૯, માઘસુદી, ૨, ૪, ૭, ૧૨, વદી, ૨, ૭, ૯ ફાગણવદી, ૨, ૭, ૯, ભાદરવા સુધી, ૩, શ્રવણ નક્ષત્ર, વદી, ૨, ૭, ૯, ૧૩, એતિ-થિઓ, તેમજ ભાદરવા વદમાં, ભરણી, મઘા, એ નક્ષત્રો, એ સર્વે અનધ્યાયો છે.**

॥ કોષ્ટક ॥

| માસ. | પક્ષ. | તિથી. |
|---|---|---|
| કાર્તિક. | સુદ | ૧-૨-૮-૯-૧૧-૧૨-૧૪-૧૫ |
| | વદ | ૧-૨-૮-૧૨-૧૩-૧૪-૩૦ |
| માગશીર. | સુદ | ૧-૮-૧૪-૧૫ |
| | વદ | ૧-૭-૮-૯-૧૪-૩૦ |
| પોષ. | સુદ | ૧-૮-૧૪-૧૫ |
| | વદ | ૧-૭-૮-૯-૧૪-૩૦ |
| માઘ. | સુદ | ૧-૨-૪-૮-૧૨-૧૪-૧૫ |
| | વદ | ૧-૨-૭-૮-૯ -૧૪-૩૦ |
| ફાગણ. | સુદ | ૧-૮-૧૪-૧૫ |
| | વદ | ૧-૭-૮-૯-૧૪-૩૦ |
| ચૈત્ર. | સુદ | ૧-૩-૮-૧૪-૧૫ |
| | વદ | ૧-૮-૧૪-૩૦ |
| વૈશાખ. | સુદ | ૧-૩-૮-૧૪-૧૫ |
| | વદ | ૧-૮-૧૪-૩૦ |
| જ્યેષ્ઠ. | સુદ | ૧-૨-૮-૧૪-૧૫ |
| | વદ | ૧-૮-૧૪-૩૦ |
| અષાડ. | સુદ | ૧-૨-૮-૧૦-૧૨-૧૩-૧૪-૧૫ |
| | વદ | ૧-૮-૧૪-૩૦ |
| શ્રાવણ. | સુદ | ૧-૮-૧૪-૧૫ |
| | વદ | ૧-૮-૧૪-૩૦ |
| ભાદરવો. | સુદ | ૧-૩-૮-૧૪-૧૫ |
| | વદ | ૧-૨-૭-૮-૯-૧૩-૧૪-૩૦ |
| આસો. | સુદ | ૧-૨-૩-૮-૯-૧૦-૧૪-૧૫ |
| | વદ | ૧-૮-૧૪-૩૦ |

ઉપર કહેલા બારેમાસોની તે તે તિથીઓમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીએ ગુરૂ પાસે ભણવું નહિ.

**योऽनध्यायतिथिः सपूर्वदिवसोऽस्तात्माद्‌मुहूर्तोन्मितौ-**
**ऽन्यस्मिन्वा दिवसे क्षणत्रयगतो ग्रहेर नैवाभ्यसेत् ।**
**पर्वाग्रादि युगाष्टमीति च तिथींस्त्यक्त्वैषु शास्त्रस्मृती**
**वेदाङ्गानि समभ्यसेच्च निखिलेषूक्तं पठेत्स्यकम् ॥ ३ ॥**

अन्वय—यः अनध्यायतिथिः सः पूर्वदिवसे अस्तात् प्राक् मुहूर्तोन्मितः वा अन्यस्मिन् उदयमक्षणत्रयगतः इह ब्रह्म नैव अभ्यसेत् अग्रादियुक् पर्व च अष्टमी इति तिथीन् त्यक्त्वा एषु शास्त्रस्मृतीवेदांगानि सभ्यसेत् निखिलेषु उक्तम् च नैत्यकम् पठेत् ॥३॥

अन्वयार्थ—यः જે अनध्यायतिथिः અનધ્યાયતિથિ બતાવી सः તે पूर्वदिवसे આગલના દિવસે अस्तात् प्राक् સૂર્યાસ્તની પહેલાં मुहूर्तोन्मितः ૧ મુહૂર્ત જેટલી હોય તો वा અથવા अन्यस्मिन् બીજે દિવસે उदयसक्षग त्रयगतः સૂર્યોદય પછી ૩ મુહૂર્ત હોય તો इह એ તિથિમાં ब्रह्म વેદ नैव अभ्यसेत् ભણવો નહિ अग्रादियुक् पर्व ૧૪-૧૫-૩૦-૧ च અને अष्टमी ૮ इति એ तिथीन् તિથિઓને त्यक्त्वा ત્યાગ કરીને एषु એ અનધ્યાયોમાં शास्त्र स्मृतीवेदांगानि શાસ્ત્ર સ્મૃતિ અને વેદાંગનો અભ્યાસ કરવો निखिलेषु બધા અનધ્યાયોમાં उक्तम् કહેલું च અને नैत्यकम् હમ્મેશનું હોય તે पठेत् ભણવું. ॥ ३ ॥

### અનધ્યાયમાં વેદાદીક ભણવાનો નીર્ણય.

૩ ભાવાર્થ—અનધ્યાયના તીથી પેહેલા આગલા દિવસે સૂર્યનો અસ્ત થતા પહેલાં અનધ્યાય તિથી એક મુહૂર્ત[1] પેહેલાં બેસતી હોય અથવા બીજે દિવસે ત્રણ મુહૂર્ત ભોગવાતી હોય તોપણ તે પુર્વના દિવસે પણ ભણવું નહિં, તેમજ જે તીથીયે અનધ્યાય છે તે પછીની તીથીમાં સૂર્યોદય પછી તે અનધ્યાય જો ત્રણ મુહુર્ત સુધી રહે તો તે અનધ્યાયના દીવસની માફક તેના પછીના દીવસે એટલે જે દીવસે ત્રણ મુહુર્ત છે તે દીવસે પણ વેદનો અભ્યાસ કરવો નહી ૧-૮-૧૪-૧૫-૩૦ એ તિથિઓ શિવાયની અનધ્યાય તિથીઓમાં વેદ અને શાસ્ત્ર વિગેરે ભણવાની હરકત નથી, અમાવાસ્યાના દિવસે શ્રાદ્ધ કરતી વખતે વેદોચ્ચાર કરવામાં દોષ નથી, તેમજ હરહમ્મેશ બ્રહ્મ યજ્ઞ વિગેરે કાર્યોમાં પણ વેદ બોલવામાં દોષ સમજવો નહિં.

बभ्रोत्वेणखराग्न्य जांब्वहिगजा श्वोष्ट्रांत्यमूकोन्नता—
नोयानांतरितेऽयहं प्लवखगाद्यैर्ना च सज्योतिषम् ।
स्त्रीगोरथ्यंतरितेह रुत्सव निशीथाशौचमार्गेषु च
च्छायायां न कपित्थशाल्मलिमधुश्लेष्मातकाद्यैः पठेत्॥४॥

1—આશરે-૧-મુહુર્ત-બે ઘડી સુધી રહે છે.

अन्वय—बभ्रोत्वेणखराग्न्यजाम्ब्वहिगजाश्वोष्ट्रान्त्यमूकोन्मत्तानोयानां तरिते त्र्यहम् प्लवखगाद्यैः ( अन्तरिते ) सज्योतिषम् स्त्रीगोस्थ्यन्तरिते अहः ( अनध्यायः ) उत्सवनिशीथाशौचमार्गेषु च कपित्थशाल्मलिमधुश्लेष्मातकादेः छायायाम् ना न पठेत् ॥ ४ ॥

**अन्वयार्थ—बभ्रु**, નોળીયું, **ओतु** બિલાડું **एण**, હરિણ, **खर**, ગધેડો, **अग्नि**, દેવતા, **अज**, બકરો, **अंबु**, પાણી, **अहि**, સાપ, **गज**, હાથી, **अश्व** ઘોડો, **उष्ट्र**, ઊંટ, **अंत्य**, નીચજાતિ, **मूक** મુંગો, **उन्मत** ઉન્મત, **अनः** ગાડું, **यानां तरिते** અને પાલખી વિગેરેથી વ્યવધાન હોય તો, **त्र्यहम्** ત્રણ દિવસ, **प्लवखगाद्यैः** દેડકો, પક્ષિ વિગેરેથી, (**अन्तरिते**) વ્યવધાન હોય તો **सज्योतिषम्** દિવસના અસ્ત ઉદય સુધી **स्त्रीगोस्थ्यन्तरिते** **स्त्री**, ગાય, અને હાડકાંના વ્યવધાનમાં **अहः** ૧ દિવસ, (**अनध्यायः**) અનધ્યાય છે, **उत्सव** વિવાહાદિ ઉત્સવ, **निशीथ**, મધ્યરાત્રિ, **आशौच**, સૂતક, **मार्गेषु**, અને માર્ગમાં **च** અને **कपित्थ**, કાંઠી, **शाल्मलि**, સીમડો, **मधु** મહુડો, **श्लेष्मातकादेः** બહેડાં વિગેરે વૃક્ષોની **छायायाम्** છાયામાં **ना** પુરૂષે **न पठेत्** ભણવું નહિ. ॥ ૪ ॥

૪ **ભાવાર્થ**—નોળીયું-બિલાડી-હરિણ-ગધેડું-દેવતા-બકરૂં પાણી-સાપ-હાથી-ઘોડા-ઉંટ--અંત્યજાતિ--મુંગો-ગાંડો-ગાડી-અને પાલખી-એ વસ્તુઓ ગુરૂને શિષ્યની વચ્ચે આવે તો ત્રણ દિવસ[1] ભણવું નહિં, દેડકું ને પક્ષિ આદિ દિવસે વચ્ચે આવે તો સૂર્યાસ્ત થતા સુધી અને રાત્રે વચમાં આવે તો રાત વિતી સૂર્યોદય થતા સુધી ભણવું નહિં, તેમજ સ્ત્રી-ગાય-હાડકાં-વચ્ચે આવે તો એક દિવસ[2] ભણવું નહિં, મોટા વિવાહ જેવા ઉત્સવના દિવસે-અરધી રાત્રે સૂતકના દીવસોમાં[3] રસ્તે ચાલતાં અને કાંઠી-મહુડો-ને બહેડાં જેવા ઝાડની છાયા નીચે ભણવું નહિં,[4]

૧—જે દીવસે અંતર થયું હોય તે અને તે પછીના બીજા બે દીવસ.

૨—જે દીવસે અંતર થયું હોય તે દીવસે તેની રાત-અને રાત્રે અંતર.

૩—જન્મતુ ને મરણનું સુતક હોય ત્યાં સુધી થયુ હોય તો તે રાત અને બીજા દીવસે સૂર્યાસ્ત સુધી.

૪—ભણાવનાર ગુરૂ અને ભણનાર શિષ્ય એ બંને ઉભા હોય, અથવા બેઠેલા હોય તે વખતે ઉપર કહેલા મનુષ્ય અથવા પ્રાણી બેઉના વચ્ચેથી જાય અથવા ગુરૂ શિષ્ય ચાલતા હોય તે વખતે પણ બંનેના વચ્ચે થઇને જાય વા બેઉ ચાલતા હોયને તે વસ્તુ બંનેના વચ્ચે આવે તો જેટલો વખત સુધી ભણવાની મનાઇ કરી હોય તેટલા વખત સુધી ભણવું નહિં.

ग्रामांतः कुणपेश्वशूद्रनिकटे श्राद्धाशने वक्रगे
तांबूले ग्रहणाद् गुरुक्षितिपति प्रांतादुपोत्सर्गतः ।
भूकंपाशनिपाततः पुरदहे रिष्टावलोका त्र्यहं
गर्जेऽनार्तवके त्र्यहं समयजे सज्योतिरंते सतः ॥ ५ ॥

अन्वय—ग्रामान्तः कुणपे श्वशूद्रनिकटे श्राद्धाशने वक्रगे ताम्बूले ( न पठेत् ) ग्रहणात् गुरुक्षितिपतिप्रान्तात् उपोत्सर्गतः भूकंपाशनिपाततः पुरदहे रिष्टावलोका त्र्यहम् अनार्तवके गर्जे त्र्यहम् समयजे सतः अन्ते सज्योतिः ( न पठेत् ) ॥ ५ ॥

अन्वयार्थ—ग्रामान्तः ગામની અંદર कुणपे મડદું હોય તો श्वशूद्र-निकटे કુતરા અને શૂદ્રની નજીકમાં श्राद्धाशने શ્રાદ્ધમાં ભોજન કર્યું હોય તો वक्रगे ताम्बुले મુખમાં પાન હોય તો ( न पठेत् ) ભણવું નહિ, ग्रहणात् ગ્રહણથી, गुरुक्षितिपतिप्रान्तात् ગુરૂ, અને રાજાના મરણથી, उपोत्सर्गतः ઉપાકર્મ અને ઉત્સર્ગ પછી भूकंपाश निपाततः ભૂકંપ અને વજ્રપાત થયાથી पुरदहे પોતાના નગરમાં, આગ લાગી હોય તો रिष्टावलोकात्, ગંધર્વનગર કે, ભૂતાદિકનું દર્શન થવાથી, त्र्यहम् ત્રણ દિવસ સુધી, अनार्तवके ૠતુ શિવાય, गर्जे મેઘ ગાજ્યો હોય તો त्र्यहम् ત્રણ દિવસ समयजे સમય પ્રમાણે ગાજ્યો હોય તો, सतः પોતાની શાખાના સજ્જન પુરૂષના अन्ते મરણમાં, सज्योतिः અસ્ત કે ઉદય પર્યંત ( न पठेत् ) ભણવું નહિ ॥ ૫ ॥

૫ ભાવાર્થ—પોતાના ગામમાં મડદુ પડેલું હોય,[1] કુતરૂં અથવા શુદ્ર જાતિ પાસે ઉભું હોય, શ્રાદ્ધમાં ભોજન કરી રહ્યા પછી, અન્ન પાચન થાય ત્યાં સુધી, અને મ્હોડામાં નાગરવેલનું પાન રાખીને ભણવું નહિં, ગ્રહણના દિવસથી–રાજા અથવા ગુરૂના મરણ

૧—પોતાના ગામમાં મડદુ પડેલું હોય, તે વખતે વેદ ભણવાની ના કહેલી છે, તો અમદાવાદ કે મુંબઇ જેવા મોટા ગામોમાં રોજના સેંકડો મનુષ્ય મરે છે, તો પછી ભણવાનો વખતજ નહિં મલી શકે, ત્યારે એવા વખતે મરી ગયેલા મનુષ્યને સ્મશાનમાં બાળવા લઇ જાય ત્યાં સુધી ભણવું નહિં, પરંતુ ગામ મોટું હોય ને પોતાની જાણમાં મરી ગયેલા મનુષ્યનું ધ્યાન ન હોય, અથવા પોતાના મોહલાથી ઘણે દૂર અન્ય દિશામાં મરણ થયું હોય તેવે વખતે અનધ્યાય પાડવાની જરૂર નથી, પણ પોતાના પાડોશમાં તેમજ મોહલામાં અથવા તો પર મોહલામાં હોવા છતાં, અધિકારી કે નગર શેઠ જેવો મોટો માણસ ગુજરી ગયો હોય અને તેની પોતાને ખબર પડી હોય તો ભણવું નહિં.

દિવસથી-જનોઇ દીધા પછી-ઉત્સર્ગ-જમીનનો કંપ થયો હોય[૧] વીજલીનું પડવું થયું હોય, પોતાના ગામમાં આગ લાગી હોય, ગંધર્વ-નગર[૨] કે ભૂત વિગેરેનું દર્શન થયું હોય, વખત વગરનો વરસાદ ગાજ્યો હોય, તો ત્રણ દિવસ છોડીને ભણવું, વરસાદના સમયમાં દિવસે મેઘ ગાજ્યો હોય તો રાત્રે સૂર્યાસ્ત થયા પછી અને રાત્રે ગાજ્યો હોય તો બીજે દિવસે સૂર્ય ઉગ્યા પછી ભણવું, તેમજ પોતાની શાખાના કોઈ સત્પુરૂષનું મરણ દીવસે થયું હોય તો સૂર્યાસ્ત સુધીને રાત્રે થયુ હોય તો બીજા દીવસના સુર્યોદય સુધી ભણવું નહી.

वाद्योलूकखरार्तजंबुकरवे साम्नां च वाते जले
नीहारे पतिताभिशस्तनिकटे धावज्जनालोकने ।
ग्रामांते पितृकाननेप्यथसतानू नप्त्रिणीते दिवं
तद्वत्सद्व्रतिनि त्र्यहं च न पठेद् भुक्त्वार्द्रपाणिर्न च ॥६॥

अन्वयार्थ—वाद्योलूकखरार्तजम्बुकरवे च साम्नाम् रवे वाते जले नीहारे पतिताभिशस्तनिकटे धावज्जनालोकने ग्रामान्ते पितृकानने अपि सता नूनप्त्रिणि दिवम् इते ( सति ) तद्वत् सद्व्रतिनि ( मृतेसति ) त्र्यहम् न पठेत् च भुक्त्वा आर्द्रपाणिः ( न पठेत् )॥६॥

अन्वयार्थ—वाद्योलूकखरार्तजम्बुकरवे વાજીંત્ર, ઘુઅડ, ગધેડા, અને દુઃખી શિયાલના શબ્દમાં च અને साम्नाम् સામવેદના रवे શબ્દમાં वाते વંટોળીયાપવનમાં जले જલમાં नीहारे હિમપડે ત્યારે ( ધુમસનુ વર્ષવું ) पतिताभिशस्तनिकटे ધર્મભ્રષ્ટ અને ખોટો શ્રાપ આપનાર મનુષ્યની સમીપમાં धावज्जनालोकने દોડતા પુરૂષના જોવામાં ग्रामान्ते ગામના સીમાડામાં पितृकानने સ્મશાનમાં सतानूनप्त्रिणि યજ્ઞમાં ઘી હોમનાર રૂત્વિજ दिवम् इते ( सति ) મરણ પામે ત્યારે तद्वत् તેમજ सद्व्रतिनि સારૂં વ્રત કરનાર ( मृते सति ) મરણ પામ્યો હોય તો त्र्यहम् ત્રણ દિવસ સુધી न पठेत् ભણવું નહિ, च અને भुक्त्वा જમીને, आर्द्रपाणिः ભિના હાથ હોય ત્યાં સુધી, ( न पठेत ) ભણવું નહિ. ॥ ૬ ॥

---

૧—જમીનનો કંપ એટલે ધરતીનું ધ્રુજવું.

૨—ગંધર્વનગર એટલે અંતરિક્ષમાં ચિત્ર વિચિત્ર કોઈ દિવસ નહિ ખાતા દેખાવો.

૬ ભાવાર્થ—વાજું વાગતું હોય, કોઈ પણ સામવેદના મંત્રો બોલતો હોય,[1] ધુવડ-ગધેડું કે શિયાળ બોલતું હોય, ઘણો પવન થયો હોય, પાણીમાં કે આકાશમાં ધુમાડા જેવો ઉત્પાત થયો હોય, જાતિભ્રષ્ટ અથવા અસત્ય બોલનાર સામો ઉભો હોય, દોડતા માણસના દેખતાં-ગામના ઝાંપામાં અને સ્મશાનમાં ભણવું નહિં, યજ્ઞમાં ઘી હોમનાર બ્રાહ્મણ અને સારા વ્રત પાળનારનું મૃત્યુ થયું હોય, તો ત્રણ દિવસ ભણવું નહિ, અને ખાધા પછી જ્યાં સુધી હાથ ભિના હોય ત્યાં સુધી ભણવું નહિં.

रात्र्यर्धे मदनो मुनि र्दलयुत यामे चतुर्थ्याद्यके
प्राग्रात्रौ पठनं ह्युपाकरणतो मासं निशः प्राग्दले ।
श्वोऽनध्याय इतीह रात्रिपठनं वर्ज्यं सदा संध्ययो
श्चौरोपद्रवयामके त्रिदिवसं दुर्भुक्प्रतिग्राहयोः ॥ ७ ॥

अन्वय—रात्र्यर्द्धे मदनः दलयुते यामे मुनिः आद्यके चतुर्थी प्राग्रात्रौ उपाकरणतः मासम् निशाप्राग्दले श्वः अनध्यायः इति इह रात्रिपठनम् सदा संध्ययोः चौरोपद्रवयामके दुर्भुक्प्रतिग्राहयोः त्रिदिवसम् पठनम् वर्ज्यम् ॥ ७ ॥

अन्वय—रात्र्यर्द्धे અડધી રાત્રિએ मदनः ૧૩ दलयुते यामे ૧॥ પ્રહર સુધી मुनिः ૭ आद्यके પહેલા પ્રહરમાં, चतुर्थी ૪ હોય (तदा) ત્યારે प्राग्रात्रौ રાત્રિના પૂર્વભાગમાં (पठनम् वर्ज्यं) ભણવું નહી उपाकरणतः ઉપાકર્મથી मासम् ૧ માસ, निशाःप्राग्दले રાત્રિના પૂર્વાર્દ્ધમાં (पठनवर्ज्यं) ભણવું નહીં श्वः બીજે દિવસે, अनध्यायः અનધ્યાય હોય તો, इह रात्रिपठनम् તેની પહેલી રાત્રિએ (पठनंवर्ज्यं) ભણવું નહી सदा હમ્મેશાં संध्ययोः બંને સંધ્યા વખતે, चौरोपद्रवयामके ચોરથી ઉપદ્રવ થતાં એક પ્રહર સુધી, दुर्भुक्प्रतिग्राहयोः દુષ્ટ ભોજન તથા દાન લેવામાં त्रिदिवसम् ત્રણ દિવસ સુધી, पठनम् वर्ज्यम् ભણવું નહિં ॥ ७ ॥

---

૧—ચારે વેદમાં સામવેદનો ધ્વનિ મધૂર ગણાય છે, માટે તે સર્વોત્તમ છે, જેથી સામવેદનું ગાન થતું હોય, તે વખતે અન્યવેદોનો ઉચ્ચાર કરી તે ગાનનો ભંગ કરવો નહિં, એમ સૂચવે છે.

૭ ભાવાર્થ—જે દિવસે અડધી રાત્રિ સુધી તેરશ[1] હોય, સાતમ[2] ૧॥ પ્રહર રાત્રી સુધી હોય, અને ચોથ[3] ૧ પ્રહર રાત્રિમાં હોય, તેવા દિવસોમાં, સૂર્યાસ્તથી તે મધ્ય રાત્રી સુધીમાં ભણવું નહી તેમજ જનોઇ દીધા પછી એકમાસ સુધી સૂર્યાસ્તથી અડધી રાત્રી સુધી ભણવું નહી, અને જ્યારે અનધ્યાયના દિવસો હોય ત્યારે તે દીવસના પહેલા દીવસની રાત્રીમાં ભણવું નહિં, હંમેશા સંધ્યાકાલે ભણવું નહિં, ચોરનો ઉપદ્રવ પોતાની જાણમાં થયો હોય તો ૧ પ્રહર સુધી ન ભણવું, અને ખરાબ ભોજન કરીને કે ખરાબ અન્ન લીધું હોય તો ત્રણ દિવસ સુધી ભણવું નહિં.

---

૧—તેરશ અડધી રાત્રી સુધી હોય, તો પ્રદોષ કહેવાય, એટલે સૂર્યોદયથી રાત્ર્યર્ધની ઘટીઓ દીનમાનમાં ઊમેરતાં જે ઘટી પળ થાય, એટલી ઘટી પળ તેરશ હોય, અથવા તેથી ગમે તેટલી વધારે ઘટી પળ તેરશ હોય, તો પ્રદોષ જાણવો. પરન્તુ તે દીનમાનમાં ઊમેરતાં થએલી ઘટ્યાદિકથી એક પળ પણ અથવા તેથી ગમે તેટલી ઓછી ઘટી પળ સુધી તેરશ હોય, તો પ્રદોષ સમજવો નહી.

૨—તેવીજ રીતે સાતમ સૂર્યાસ્ત પછીથી દોઢ પ્રહર એટલે રાત્રી માનનો એક ચતુર્થાંશ તથા એક અષ્ટમાંશ, એ બન્નેની જેટલી ઘટ્યાદિ થાય, તે ઘટ્યાદિકને દીનમાનમાં ઊમેરતાં જેટલી ઘટ્યાદિક થાય, તેટલી ઘટ્યાદિક સાતમ હોય તો પ્રદોષ શરૂ થાય, તેથી ગમે તેટલી સાતમની ઘટ્યાદિક હોય. તોપણ પ્રદોષ જાણવો, પરન્તુ તેથી ઓછી ઘટ્યાદિ કે પ્રદોષ જાણવો નહી.

૩—ચોથને માટે દીનમાનમાં રાત્રીનો એક ચતુર્થાંશ ઘટ્યાદિ ઊમેરતાં જેટલી ઘટ્યાદિ થાય, તેટલી ઘટ્યાદિ અથવા તેથી વિશેષ ઘટ્યાદિ ચોથ હોય તો પ્રદોષ જાણવો. પરન્તુ ઓછી ઘટ્યાદી કે પ્રદોષ જાણવો નહી.

सच्छ्रीभूषितगुजरान्तरगते खेडाख्यभागे लस-
न्नानासत्कुलदीपिते कपडवञ्जाख्ये पुरे वासिना ।
श्रीसोमेश्वरसाक्षरेण च मया मार्तण्डबोधोज्वलं ।
सट्टीका मगमन्मुदा प्रकरणेऽनध्यायकं दिङ्क्यितम् ॥

અર્થ—સત્પુરૂષો ને લક્ષ્મીથી આ ભૂષિત એવા ગુજરાત દેશના અંતર્ગત ખેડા જીલ્લામાં આવેલા નાના પ્રકારના સારા કુલોથી પ્રકાશિત એવા કપડવંજ નામના શહેરમાં રહેનાર સાક્ષર શ્રી "સોમેશ્વર જોષીએ રચેલી" મુહૂર્ત માર્ત્તણ્ડનો બોધ થવામાં ઉપીયોગી એવી આ ટીકામાં અનધ્યાય નામનું પ્રકરણ સંપૂર્ણ થયું.



## ॥ अथ पल्लीसरठयोःप्रकरणम् ॥

दक्षांगोदरनाभिहृत्सु पतिता पल्ली वरांगे हनुं
त्यक्त्वा नुः शुभदा स्त्रियाः फलमिदं वामेतरव्य त्ययात् ।
इत्याहुः सरठप्ररोहणफलं पातेऽन्यथैके वृथा
पल्ल्यारोहणकेऽपि वस्त्रसहितः स्नात्वा चरे च्छांतिकम् ॥१॥

अन्वय—दक्षांगोदरनाभिहृत्सु पतिता ( शुभदा ) तथा हनुम् त्यक्त्वा वरांगे पतिता पल्ली नुः शुभदा स्त्रियाः इदम् फलम् वामेतर व्यत्ययात् ( ज्ञेयम् ) इति सरठप्ररोहणफलम् आहुः पाते अन्यथा एके पाते वृथा फलम् आहुः पल्यारोहणके अपि वृथा, वस्त्रसहितम् स्नात्वा शान्तिकम् चरेत्, ॥ १ ॥

**अन्वयार्थ—दक्षांगोदरनाभिहृत्सु**, જમણું અંગ, ઉદર, નાભિ, અને હૃદયમાં, **पतिता** પડેલી, ( **शुभदा** શુભ છે, ) **तथा** તેવીજ રીતે, **हनुम्** દાઢીને **त्यक्त्वा** છોડીને, **वरांगे** ઉત્તમ અંગમાં, **पतिता** પડેલી, **पल्ली** ગરોળી, **नुः** પુરૂષને, **शुभदा** શુભ ફલ આપે છે, **स्त्रियाः** સ્ત્રીને **इदम् फलम्** આ ફલ, **वामेतर व्यत्ययात्** પુરૂષથી, ઉલટી રીતે, ( **ज्ञेयम्**, જાણવું, ) **इति** એ પ્રમાણે, ( ગરોળીના પડવાની માફક, ) **सरठप्ररोहणफलम्** કાચંડા ચઢવાથી, થતું ફલ, **आहुः** કહે છે, **पाते** ઉપર પડે તો, **अन्यथा** વિપરીત, ( અશુભ, ) સમજવું, **एके** કેટલાક આચાર્યો, **पाते वृथा फलम् आहुः** કાચંડાના પડવા થી, કંઇ ફલ, થતું નથી, એમ કહે છે, **पल्यारोहणके अपि** ગરોળી ચઢવામાં પણ, **वृथा** કંઇ ફલ, કહેતા નથી, **वस्त्र सहितम्** વસ્ત્ર સાથે, **स्नात्वा** સ્નાન કરીને **शान्तिकम्** શાન્તિ **चरेत्** કરવી. ॥ १ ॥

## ॥ ગરોળી, અને કાચંડો, ચઢવા પડવાથી, થતું ફલ, ॥



૧ **ભાવાર્થ**—પુરૂષના, જમણા અંગમાં, તેમજ, પેટ, નાભિ, કમ્મર, તથા છાતી ઉપર, પડે તો, **શુભ સમજવી**, અને દાઢીનો ભાગ છોડી દઇ કંઠ ઉપરથી માથા સુધીના, ગમે તે ભાગમાં, ગરોળી, પડે તો, શુભ, અને ચઢે તો, **અશુભ ફલ**, આપે છે, સ્ત્રીના, ડાબા અંગમાં, તેમજ પેટ, નાભિ, તથા છાતી ઉપર, અને દાઢી છોડી દઇ, કંઠ ઉપરના, કોઈપણ ભાગથી, તે માથા સુધીમાં, **ગરોળી પડે તો, શુભ, અને** ચઢે તો, **અશુભ ફલ**, આપે છે, સ્ત્રી, પુરૂષના ઉપર, કહેલા ભાગોમાં, એટલે, પુરૂષના જમણાને, સ્ત્રીના, ડાબા અંગમાં, **કાચંડો**, ચઢે તો **શુભ**, અને પડે તો, **અશુભફલ**, આપે છે, કેટલાક આચાર્યો, ગરોળી, કે કાચંડાના, ચડવા, ઉતરવામાં, કંઇપણ, શુભ, કે, અશુભ ફલ, કહેતા નથી, ને પુરૂષના, જમણા અંગોમાં, જે શુભ ફલ મલે, તેમ ડાબા અંગના, તેજ ભાગોમાં, ગરોળી, કે, કાચંડાના પડવા ચડવાથી **અશુભ ફલ** જાણવું અને તેજ પ્રમાણે, સ્ત્રીના જમણા અંગમાં, ચડવાથી પણ અશુભ ફલ, જાણવું; તેમજ, **ગરોળી**, ને **કાચંડો**, જો, અંગને અડકી જાય તો, તે અડકતી વખતે, જે લુગડાં, પહેર્યાં હોય, તે વસ્ત્ર સહિત, **સ્નાન કરવું**, અને **શાંતિ કરવી**.

( ગરોળી કે કાચંડો અનુક્રમે શરીર ઉપર પડવાથી
ને ચઢવાથી થતું ફલ. )

**ज्योति र्निबन्धे**—ગરોળી માથા ઉપર પડવાથી રાજ્ય મલે છે, લલાટે–લાભ, કાને આભૂષણો, નેત્રે પોતાના પ્રિય માણસનું દર્શન, નાકે–સુગંધ, મુખે–મિષ્ટાન્ન ભોજન, ગંડસ્થલે–સુખ, ગરદને–ભય, ભ્રૂકુટીએ–કલેશ, ગળામાં–દુઃખ, પૃષ્ઠ ભાગમાં–સુખ, જમણે ખભે વિજય, ડાબે ખભે–શત્રુનો ભય, જમણા હાથના મધ્યને કાંડાના ભાગે ઈષ્ટ લાભ, જમણા હાથના તલીયે દ્રવ્ય, અને તેના પાછલા ભાગમાં સારે માર્ગે ખરચ, ડાબા હાથના મધ્યને કાંડાના ભાગે ધનનાશ, ડાબા હાથના તળીયા ઉપર હાનિ, તેના પાછલ ધનનો નાશ, છાતી ઉપર રાજ્ય સન્માન્ય, જમણા સ્તન ઉપર સૌભાગ્ય, જમણા પડખે ભોગપ્રાપ્તિ.

ડાબા સ્તને યશને ધન, ડાબા પડખે પીડા, ડાબી કુખે બાલકને પીડા, જમણી કુખે પુત્ર પ્રાપ્તિ, જમણી કમ્મરે વસ્ત્રની પ્રાપ્તિ, ડાબી કમ્મરે સુખનો નાશ, નાભિયે મનોરથોની પ્રાપ્તિ, નાભિના નીચના ભાગે ગર્ભનો નાશ, ગુહ્ય ભાગમાં મરણ, ગુદે રોગ, જમણી સાથળે પ્રીતિની વૃદ્ધિ, ડાબી સાથળે મૃત્યુ, જમણા ઢીંચણે સારૂ વાહન મળે, ડાબા ઢીંચણે પશુનો નાશ, જમણા જંઘને સુખ, ડાબા જંઘને કલેશ, જમણા પગના મૂલમાં દ્રવ્યની વૃદ્ધિ, ડાબાપગના મૂલમાં સ્ત્રી વિયોગ, જમણા પગની ઘુંટીમાં પ્રિય વસ્તુનું મળવું, ડાબા પગની ઘુંટીમાં પગની પીડા, થાય છે. આ પ્રમાણે પુરૂષના ઉપર ગરોડી પડવાથી ફ્લ મળે છે, પણ તેજ પ્રમાણે ફલ સ્ત્રીને વિપરીત સમજવું, એટલે જમણી બાજુનું ફલ ડાબી બાજુ પ્રમાણે અને ડાબી બાજુનું ફળ જમણી બાજુ પ્રમાણે જાણવું, એ પ્રમાણે ગરોડીનું પડવાથી ફલ છે અને કાચંડાનું ચડવાથી ફલ મળે છે, કાચંડો પડવાનું અને ગરોડી ચઢવાનું ફલ ઉપર પ્રમાણે ન સમજતાં તેથી વિપરીત જાણવું, રાત્રિએ ગરોડીનું ચઢવું, અને કાચંડાનું પડવું થયું હોય તો વિશેષ ફલ કહ્યા પ્રમાણે મલતું નથી, પણ ગરોડીનું પડવું, અને કાચડાનું ચઢવું થયું હોય તો મોટી પીડા ભોગવવી પડે છે. શરીરપર પ્રથમ પડ્યા પછી તરતજ કદાચ ગરોડી કે કાચંડો ચઢી જાય તો ઉપર મુજબ કહેલું ફળ થોડુ મળે છે, કારણ કે પડવામાં વિશેષ ફલ અને ચઢવામાં થોડું ફલ મળે છે, તે પડવાના દિવસે મૃત્યુ યોગ જન્મ નક્ષત્ર–વિષ્ટિ–વ્યતીપાત–વૈધૃત–આઠમો ચંદ્રમા–અને પડતી વખતનું લગ્નયુક્ત હોય તો વિઘ્ન થાય છે, જમણી બાજુએ ચઢીને ડાબી બાજુએ ઉતરે તો હાનિ કરનાર જાણવું, અને ડાબી બાજુથી ચઢીને જમણી બાજુ ઉતરે તો દોષ સમજવો નહિં.

**ભૃગુઃ— (ગરોડી કે કાચંડો પડવાથી થતા દોષોની શાન્તિ.)**

ગરોડી ને કાચંડાનું અનુક્રમે ચઢવું કે પડવું થયું હોય તો પંચગવ્યનું પ્રાશન કરી ઘીની અંદર પોતાનું મુખ જોવું, અને પુણ્યાહવાચન કરીને શાન્તિ કરાવવી, તેમાં યથાશક્તિ પ્રમાણે સોનાની મૂર્તિ કરાવી રાતા વસ્ત્રથી વીંટી ગંધ પુષ્પથી પૂજા કરવી, પછી માટીનો

ઘડો જલ ભરીને ચોખાનું સ્થાપન કરી તેના ઉપર મુકવો અને વસ્રાલંકારથી તે ઘડાને શણગારવો પછી પંચામૃત–પંચગવ્ય–પંચ રત્ન અને પાંચ વૃક્ષો નીછાલ કલશમાં નાંખીને આવાહન કરવું, પછી ગંધ પુષ્પ વડે દશદિકપાલનું પૂજન કરવું, ત્યારબાદ અગ્નિ સ્થાપન કરી હોમકર્મનો આરંભ કરવો, તેમાં મૃત્યુંજયના મંત્રથી ખેરની સમિધિયો ને તલનો એક હજારને આઠ વખત હોમ કરવો અથવા ૧૦૮ વખત કરવો પછી બ્રાહ્મણોએ અભિષેક કરવો પછી શુદ્ધ વસ્ર પહેરી સોનું વસ્ર ને તલનું દાન કરવું, અને બ્રાહ્મણ ભોજન કરાવવું આ પ્રમાણે શાન્તિ કરવાથી આયુષ્ય વિજયલક્ષ્મી કીર્તિ ને બુદ્ધિની વૃદ્ધિ થાય છે, અને શુભ ફલ મલે છે.

सच्छ्रीभूषित गुर्जरान्तरगते खेडाख्य भागे शुभे ।
नाना सत्कुल दीपिते कपडवञ्जाख्ये पुरे वासिना ॥
श्रीसोमेश्वरसाक्षरेण रचितं मार्तण्डबोधोज्वलं ।
सट्टीकं ह्यगमन्मुदा प्रकरणं पल्ली शरठरौद्रकम् ॥

અર્થ—સત્પુરૂષો, ને લક્ષ્મીથી આ ભૂષિત એવા ગુજરાત દેશના અંતર્ગત, ખેડા જીલ્લામાં આવેલા નાના પ્રકારના સારા કુલોથી પ્રકાશિત એવા કપડવંજ નામના શહેરમાં રહેનાર સાક્ષર શ્રી સોમેશ્વર જોષીયે રચેલી મુહૂર્ત માર્તણ્ડનો બોધ થવામાં ઊપીયોગી એવી આ ટીકામાં **પલ્લી શરઠ** નામનું અગીયારમું પ્રકરણ સંપૂર્ણ થયું.

---



## ॥ अथ गोचर प्रकरणम् ॥

स्वर्क्षाच्चंद्रखला त्रिखारिषु शुभाः सप्ताद्यगोऽब्जः पुन-
श्चापुत्राद्व्यय धर्ममृत्युषु कविः स्वास्तत्रिकोणे गुरुः ।
सौम्यो व्यंत्यसमेऽखिला भगवताः शुक्ले नवेषुद्विग-
श्चंद्रोऽथो निजभाच्छुभं नवहृतं त्र्यद्रीषु शेषं न सत् ॥१॥

अन्वय—स्वर्क्षात् चन्द्रखलाः त्रिखारिषु शुभाः सप्ताद्यगः अब्जः पुनः आपुत्रात् व्ययधर्ममृत्युषु कविः स्वास्तत्रिकोणे गुरुः व्यन्त्यसमे सौम्यः भवगताः अखिलाः ( शुभः ) शुक्ले नवेषुद्विगः चन्द्रः ( शुभाः ) अथो निजभात् शुभम् नवहृतम् त्र्यद्रीषु शेषम् नसत् ॥ १ ॥

अन्वय—स्वर्क्षात् જન્મ રાશીથી चन्द्रखलाः ચંદ્ર અને પાપ ગ્રહો, त्रिखारिषु ૩, ૧૦, ૬ સ્થાનોમાં शुभाः શુભ છે, सप्ताद्यगः ૭, ૧ માં રહેલો अब्जः ચંદ્ર શ્રેષ્ઠ છે, आपुत्रात् એક થી પાંચ व्ययधर्ममृत्युषु ११, ९, ८, में कविः શુક્ર स्वास्तत्रिकोणे २, ७, ९, ५, में गुरुः ગુરૂ व्यन्त्यसमे १२ શિવાય સમ રાશિમાં, सौम्यः બુધ, भवगताः ૧૧ મેં રહેલા अखिलाः બધા ગ્રહો ( शुभः ) સારા છે, शुक्ले શુક્લ પક્ષમાં नवेषुद्विगः ૯, ૫, ૨ માં રહેલો चंन्द्रः ચંદ્ર ( शुभः ) સારો છે, अथो ત્યાર પછી निजभात् પોતાના જન્મ નક્ષત્રથી, शुभम् દિવસનું નક્ષત્ર, नवहृतम् નવથી ભાગ લેવાથી त्र्यद्रीषुशेषम् ३, ७, ५ શેષ રહે તો नसत् શ્રેષ્ઠ નથી, ॥ ૧ ॥

## ગોચર[1] ગ્રહોથી થતું ફલ.



**ભાવાર્થ**—જન્મ રાશિથી ગણતાં ૩-૬-૧૦ મા સ્થાનમાં ચંદ્રમાને પાપગ્રહ હોય, ૧-૭ મા સ્થાનમાં ચંદ્રમા હોય, ૧-૨-૩-૪-૫-૮-૯-૧૨ એ સ્થાનોમાં શુક્ર હોય, ૨-૫-૬-૭ મા સ્થાનમાં ગુરૂ હોય, બારમા સ્થાન સિવાયના બેકી સ્થાનોમાં બુધ હોય. ૧૧ મે બધા ગ્રહો હોય; શુકલ પક્ષમાં ચંદ્રમા ૨-૫-૯-એ સ્થાનોમાં હોય તો શુભ જાણવું.

## શુભાશુભ ગોચર ગ્રહો.

| હરકોઇ રાશીથી ગણતાં **સુર્યાદિક** ગ્રહો નીચે મુજબના આવે તો સારૂં ફલ આપે છે. | હરકોઈ રાશીના **સુર્યાદિક** ગ્રહો નીચે મુજબના આવે તો ખરાબ ફલ આપે છે. |
|---|---|
| સૂ. ૩-૬-૧૦-૧૧ | સૂ. ૧-૨-૪-૫-૭-૮-૯-૧૨ |
| ચં. ૧-૨-૩-૬-૭-૧૦-૧૧ | ચં. ૪-૫-૮-૯-૧૨ |
| મં. ૩-૬-૧૧ | મં. ૧-૨-૪-૫-૭-૮-૯-૧૦-૧૨ |
| બુ. ૨-૪-૬-૮-૧૦-૧૧ | બુ. ૧-૩-૫-૭-૯-૧૨ |
| ગુ. ૨-૫-૭-૯-૧૧ | ગુ. ૧-૩-૪-૬-૮-૧૦-૧૨ |
| શુ. ૧-૨-૩-૪-૫-૮-૯-૧૧-૧૨ | શુ. ૬-૭-૧૦ |
| શ. ૩-૬-૧૧ | શ. ૧-૨-૪-૫-૭-૮-૯-૧૦-૧૨ |
| રા. ૧-૩-૬-૯-૧૦-૧૧. | રા. ૨-૪-૫-૭-૮-૧૨. |

૧—જ્યારે જ્યારે પંચાંગમાં જોતાં જે જે રાશિ ઉપર જે જે ગ્રહો હોય, તે તે રાશિ સુધી પોતાની જન્મરાશિથી ગણતાં જે સંખ્યાનો અંક આવે તે ગ્રહ પોતાને તે સંખ્યા જેટલો છે, એમ જાણવું, અને તે રાશિવાળાને તે ગ્રહ ગોચરમાં તેટલામો છે એમ કહેવાય છે, એવી રીતે દરેક રાશિના ગ્રહો પોતાની રાશિથી કેટલામી સંખ્યાના છે, તે જોવું, તેને ગોચર ગ્રહ કહે છે, જેમ કે પંચાંગમાં શનિ કુંભનો—સૂર્ય મકરનો—અને બુધ ધનનો છે, તો કર્ક રાશિવાળાને પોતાની રાશિથી ગણતાં શનિની રાશિ સુધી ૮ થાય છે. તેથી કર્ક રાશિવાળાને ગોચરમાં શનિ ૮ મો છે, એમ સૂર્ય ૭ મો ને બુધ ૬ ઠ્ઠો થયો જેથી ગોચરમાં સૂર્ય-૭ મો ને બુધ-૬ ઠ્ઠો થયો એમ જાણવું.

### તારા બાબત.

જન્મ નક્ષત્રથી જે દિવસની તારા જોવી છે. તે દિવસના નક્ષત્રસુધી ગણતાં જે સંખ્યા થાય, તેને નવે ભાગતાં જે શેષ વધે તે તારા જાણવી, તેમાં ૩, ૫ ને ૭ મી **તારા હોય તો** તે નેષ્ટ જાણવી, બાકીની તારા સારી જાણવી.

### મુ. ચિં. ચંદ્રબળમાં વિશેષ વિચાર.

**पापांतः पाप युग्द्यूने पापाश्चंद्रः शुभोप्यसन् ।**
**शुभांशे वाधिमित्रांशे गुरुद्रष्टोऽशुभोऽपिसन् ( १ )**

**અર્થ—ચંદ્ર**મા શુભફળ આપનારો હોય, છતાં પાપ ગ્રહોની વચમાં હોય. પાપગ્રહની સાથે હોય. કે પાપગ્રહથી સાતમે હોય. તેથી **ચંદ્ર** શુભફળ આપી શકતો નથી. એજ પ્રમાણે અશુભ ફળ આપનારો **ચંદ્ર**મા હોવા છતાં નવમાંશ માં **શુભ** ગ્રહની રાશીનો હોય. અથવા પોતાના મિત્રના નવમાંશમાં હોય. કે મુહુર્ત વખતે ચંદ્રમાપર **ગુરૂની** દ્દષ્ટી હોય. તો તે ચંદ્ર અશુભ હોવા છતાં **શુભફળ** આપનારો જાણવો.

**सितासितादौ सदुष्टे चंद्रेपक्षौ शुभावुभौ ।**
**व्यत्यासे चाशुभौ प्रोक्तौ संकटेऽब्जबलं त्विदम् ( २ )**

**અર્થ**—શુકલપક્ષની પ્રતિપદાને દીવસે પોતાની રાશીથી ગણતાં શુભ ચંદ્રમા આવે. તો તે **૧૫** દીવસો સારા સમજવા, અને કૃષ્ણપક્ષની પ્રતિપદાને દીવસે પોતાની રાશીથી ગણતાં **અશુભ ચંદ્ર** આવે તો તે **૧૫** દીવસો સારા જાણવા તેમજ તેથી ઉલટી રીતે એટલે શુકલપક્ષની પડવેએ **અશુભ** ચદ્રંમા હોય તો તે ૧૫ દીવસો પણ ખરાબ ફળ આપનારા જાણવા, આ બાબત **અતી આવશ્યકતામાં** એટલે વિવાહ, યાત્રા વિગેરેમાં જોવી.

**जा. पा. नखाशरीरारीखराः किरीटिनो घनागुरुर्हेयनखानुरानुकाः ।**
**शशांक भागा यदि तुंबरादिके मुहुर्त जन्मादिषु मृत्युसूचकाः ( ३ )**

**અર્થ**—મુહુર્ત પ્રસંગે યા જન્મ કે પ્રશ્ન વખતે ચંદ્રમા મેષાદીક બાર રાશીને વિષે ૨૦, ૨૫, ૨૨, ૨૨, ૨૧, ૧, ૪, ૨૩, ૧૮, ૨૦, ૨૦, ૧૦ અનુક્રમે એ પ્રમાણેના અંશનો થયો હોય. તો મૃત્યુનો ભય દેખાડે છે, માટે દરેક રાશીમાં ઉપર કેહલા અંશે ચંદ્ર હોય ત્યારે હરકોઇ મુહુર્ત આપવું નહી.

**पुत्रोबद्धुर्दिंव्य जनाधिक्रो धनो विराटयोगो त्रवयोधिक्रोष्णुना । मेषादिकेपुष्कर भाग संज्ञिका मुहुर्तजन्मादिषु शोभनप्रदाः (४)**

**અર્થ**—એજ પ્રમાણે મુહુર્ત, પ્રશ્ન, કિંવા જન્મ કાળવિષે ચંદ્રમા મેષથી ગણુતાં અનુક્રમે બાર રાશીયોને વિષે ૨૧, ૧૪, ૧૮, ૮, ૧૯, ૯, ૨૪, ૧૧, ૨૩, ૧૪, ૧૯, ૯, અંશનો થયો હોય, તો પુષ્કર યોગ કહેવાય છે, અને તે શુભ ફળ આપે તે, આ પ્રમાણે તે રાશીના અંશોમાં ચંદ્રમા હોય છે, ત્યારે ઘણુંજ શુભ ફળ આપનારો પુષ્કર યોગ થાય છે, જેથી સાધારણ ખરાબયોગો તે દીવસે હોય તો પણ તેનો નાશ થાય છે, એમ જાણવું.

**कश्यपः—जन्मतारा द्वितीया च षष्ठी चैव चतुर्थिका ।**
**अष्टमी नवमी चैव षट्कताराः शुभावहाः (५)**

**અર્થ**—જન્મની, (૧ લી,), ૨, ૪, ૬, ૮, ને ૯, મી એપ્રમાણે, ૬, તારાઓ શુભ ફલ આપે છે,

**कृष्णे बलवती तारा शुक्लपक्षे बली शशी ।**

**અર્થ**—કૃષ્ણપક્ષમાં, તારા બલવાન છે, અને શુકલપક્ષમાં, ચંદ્રમા બલવાન, હોય છે.

**सूर्यादीनां च संतुष्टयैमाणिक्यं मौक्तिकं तथा ।**
**सुविद्रुमं मरकतं पुष्परागं च वज्रकम् (१)**
**नीलगोमेद वैदूर्यं धार्यं स्वस्य दृढक्रमात्**

**અર્થ**—સૂર્યાદિ ગ્રહોની શાન્તિમાટે, અનુક્રમે, માણેક, મોતી, પરવાળુ, મરકત, પુષ્પરાગ, વજ્ર, નીલ, ગોમેદ અને વૈદૂર્ય, મણિ, ધારણ કરવું.

**ज्यो०—त्रिं०—सदोदितं चंद्रमसः प्रधानं बलं बुधैः कर्मसुवा खीलेषु । अमोदरे हनवकेनचांद्रं तत्रैव तारा बल मप्यतीष्टम् (७)**

**અર્થ**—દરેક કાર્યમાં ચંદ્રનું બળ જોવાની મુખ્ય જરુર છે. પરન્તુ અમાસ નજીકના નવ દીવસોમાં ચંદ્રનું બલ કહ્યુ નથી. એટલે અમાવાસ્યા પહેલાં ચાર, પછી ચાર ને અમાવાસ્યા. એમ બધા મલીને એ નવ દીવસોમાં ચંદ્ર બલવાન નહી હોવાથી વિશેષ કરીને અવશ્ય તારાબલ જોવું.

राजाहितारेय बलेनराज्ञो बलादशीत द्युति रुष्णभासः।
सर्वेन भोगाबलिनो बलीस्याद्धवंत्यगुः स्वाद्बलतो बलीयान् (८)

**અર્થ**—જ્યારે તારાનું બલ જોતાં શુભ તારા હોય, તો ચંદ્રમા બલવાન જાણવો, ને ચંદ્ર બલવાન થવાથી સૂર્ય પણ બલવાન થાય છે. જ્યારે સૂર્ય બલવાન હોય, તો **સર્વે ગ્રહો** બલવાન થાય છે. માટે **શુભ** તારા હોય તો શ્રેષ્ટ જાણવું. ફક્ત **રાહુ** તારા વિગેરે ગ્રહોના બળથી બળવાન થતો નથી. પણ પોતાનાજ **બળથી બળવાન** થાય છે.

**મુ૦-ચિં૦—નેષ્ટ તારાઓ બાબત**—નેષ્ટ તારાઓમાં ત્રીજી **વીપત્** પાંચમી **પ્રત્યરી** ને સાતમી **વધ**તારા, એ પ્રમાણે નામ છે. એ એકંદરે તારાઓ નવ છે, તેથી તેની ત્રણ **આવૃત્તિયો** થાય છે. તેમાં પ્રથમ આવૃત્તિમાં તે ત્રણ તારાઓ આવે તો તે નેષ્ટ ફળ આપે છે. પરન્તુ દ્વિતીયાવૃત્તીમાં તે ત્રણ તારાઓ આવે, તો ત્રીજી **વિપત્**તારાનો પ્રથમ એક તૃતીયાંશ ભાગ, એટલે ૨૦ ઘટીયોનો ત્યાગ કરી પછીની ૪૦ ઘટીયો સારી સમજવી. અને પાંચમી **પ્રત્યરી** તારા હોય તો મધ્યનો તૃતીયાંશ એટલે આશરે પહેલી ૨૦ ઘટી શુભ પછી ૨૦ ઘટી અશુભ ને છેલ્લી ૨૦ ઘટી શુભ જાણવી. ને જ્યારે સાતમી **વધ** તારા હોય તો તેનો છેલ્લો તૃતીયાંશ એટલે છેવટની ૨૦ ઘટી **અશુભ** ફલ આપનારી જાણવી. પ્રથમની ૪૦ ઘટી શુભ જાણવી. આ તારાઓ અવશ્યના કાર્યમાં જોઇ શકાય છે. તેમાં જે **વીપત** નામની ત્રીજી તારા હોય તો ગોળનું, પાંચમી પ્રત્યરી તારા હોય તો મીઠાનું, ને સાતમી વધ તારા હોય તો તલ ને સોનાનું દાન આપીને અવશ્યનું કાર્ય કરવામાં હરકત નથી.

**આવૃત્તિનું ઉદાહરણ**—કાર્ય કરવાના વખતનું નક્ષત્ર **પુ૦ ફા૦** છે. ને જન્મનું નક્ષત્ર મૃગશીર છે. તો મૃગશીરથી મઘા સુધી ગણતાં સંખ્યા ૭ આવી તેને ૮ તારાની વધારેમાં વધારે સંખ્યા ૯ હોવાથી નવની અંદર સમાય છે, તેથી તે પ્રથમ આવૃત્તિની સાતમી તારા જાણવી. તેમજ કાર્ય કરવાના વખતનું નક્ષત્ર **પુ૦ ષા૦** છે. તો મૃગશીરથી ગણતાં સંખ્યા ૧૬ આવી તેને પ્રથમની માફક નવે ભાગતાં લબ્ધી ૧ આવી, તેથી એક આવૃત્તિ પુરી થઈ એમ જાણવું. ને શેષ ૭ છે, જેથી બીજી આવૃત્તિની સાતમી તારા થઇ. તેમજ કાર્ય કરવાના વખતે **ભરણી** નક્ષત્ર છે. તો મૃગશીરથી ગણતાં ૨૫ ની સંખ્યા થઈ તેને ૯ ભાગતાં લબ્ધી બે આવવાથી બીજી આવૃત્તિ પુરી થઇ, ને શેષ ૭ હોવાથી ત્રીજી આવૃત્તિની સાતમી તારા થાય છે, એ પ્રમાણે ત્રણે આવૃત્તિયો જાણવી.

### કાર્યોમાં ગ્રહોની વિશેષતા.

मु०-प्र०-उद्वाहेचोत्सवेजीवः सूर्यो भूपाल दर्शने ।
संग्रामे धरणी पुत्रो विद्याभ्यासे बुधोबली
यात्रायां भार्गवः प्रोक्तो दीक्षायांच शनैश्वरः ।
चंद्रमा सर्व कार्येषु प्रशस्तो गृह्यते बुधैः ( ९ )

અર્થ—વિવાહ કે ઉત્સવમાં ગુરૂનું, રાજાના દર્શનમાં સૂર્યનું, રણસંગ્રામ ( યુદ્ધ )માં મંગલનું, વિદ્યાના આરંભમાં બુધનું, યાત્રામાં શુક્રનું, દીક્ષા લેવામાં શનીનું, અને દરેક કાર્યોમાં ચંદ્રમાનું બલ જોવું.

यदि स्यात्सबलश्चंद्र स्तथापि क्लेशदायिनी ।
तृतीया पंचमी तारा सप्तमीच नृणां भवेत् ( १० )

અર્થ—ચંદ્ર બલવાન હોય, છતાં ત્રીજી, પાંચમી, ને સાતમી તારા હોય, તો ક્લેશ કરાવે છે, માટે તેનો ત્યાગ કરવો.

### જન્મની તારામાં વિશેષતા.

जन्मर्क्षगे शशांकेतु पंचकर्माणि वर्जयेत् ।
यात्रांयुद्धं विवाहंच क्षौरंच गृहवेशनम् ( ११ )

અર્થ—જન્મનક્ષત્રમાં,[1] યાત્રા, યુદ્ધ, વિવાહ, ચૌલકર્મ, ગૃહપ્રવેસ, એ પાંચ બાબતો વર્જીત કરેલી છે.

### દીનદશા બાબત.

तिथिवारंच नक्षत्रं नामाक्षर समन्वितम् ।
नवभिश्च हरेद्भागं शेषं दिन दशोच्यते ( १२ )
रविचंद्रौ भौम राहू गुरु मंदज्ञकेसिताः ।
क्रमेणैका दशाज्ञेया फलं पूर्वोक्त मेवहि ( १३ )

---

૧—જન્મના નક્ષત્રની માફક જન્મના ચંદ્રમામાં પણ ઉપલી બાબતો ત્યાગ કરવી.

અર્થ—તીથી, વાર, નક્ષત્રની સંખ્યામાં પુછનારના નામના અક્ષરો જોડી નવવડે ભાગ લેતાં જે શેષ રહે, તે દીનદશા જાણવી. ૧ રહે તો સૂર્ય, ૨ ચંદ્ર, ૩ મંગળ, ૪ રાહુ, ૫ ગુરૂ, ૬ શની, ૭ બુધ, ૮ કેતુ ને ૦ બચે તો શુક્રની દીનદશા[૨] જાણવી. તેનું ફલ પૂર્વે કહેલું છે, તે મુજબ જાણવું.

षष्ठांत्ये खजले सुतायभवने ऽयंके रवेः स्यान्मिथ-
ऽयंके जन्मसुते खके मृतिभवे द्व्यस्ते षडंत्ये विधोः ।
ऽर्येके लाभसुते सपत्नतपसो र्व्यर्काशुभानां व्यधो-
ष्टाद्ये पुत्रधनेऽष्टखेकसहजेऽयंके भवांत्ये विदः ॥ २ ॥

द्व्यस्तेऽष्टादिमयोः खके नवसुते त्रीशेऽष्टपुत्रे त्रिका-
द्येऽर्यंत्येकभवे भृगो ज्ञशशिनोः शन्यर्कयो र्नो व्यधः ।
विद्धो व्यस्तफलो भवेद्दिविचरो हेमाद्रिर्विंध्यांतरे
खेटर्क्षाद्व्यधखेचरं विगणयान्यत्रोभयं जन्मभात् ॥ ३ ॥

अन्वय—षष्ठान्त्ये खजले सुतायभवने ऽयंके रवेः मिथः व्यधः स्यात् ऽयंके जन्मसुते खके मृतिभवे द्व्यस्ते षडन्त्ये विधोः व्यधः) ऽयर्के लाभसुते सपत्नतपसोः व्यर्काशुभानाम् ( व्यधः ) अष्टाद्ये पुत्रधने अष्टखे कसहजे अयंके भवान्त्ये विदः (व्यधः स्यात्) ॥२॥

—द्व्यस्ते अष्टादिमयोः खके नवसुते त्रीशे अष्टपुत्रे त्रिकाद्ये अर्यन्त्ये अंकभवे भृगोः ( व्यधः ) ज्ञशशिनोः शन्यर्कयो व्यधः हेमाद्रि विंध्यान्तरे खेटर्क्षात् व्यधखेचरम् विगणय जन्मभात् अन्यत्र उभयम् विद्धः दिविचरः व्यस्तफलः भवेत् ॥ ३ ॥

---

૨—ગોચર વર્ષ દશા ને તેનું કોષ્ટક "જ્યોતિષકલ્પતરૂ ફલાધીશ વિભાગમાં" પૃષ્ટ ૮૧૪–૧૫–૧૫–માં વિસ્તારથી સમજાવ્યું છે, તેને મથાળે દીન દશા જોવાની રીત, એ પ્રમાણે લખ્યું છે. તેથી અત્રે તે દીન દશા આપી નથી.

**अन्वयार्थ—षष्ठान्त्ये** ૬,૧૨ મેં, **खजले** ૧૦,૪ **सुतायभवने** ૫,૧૧, **त्र्यंके** ૩,૯ **रवेः** સૂર્યનો, **मिथः** પરસ્પર, **व्यधः** વેધ, **स्यात्** છે, **त्र्यंके** ૩,૯ **जन्मसुते** ૧,૫, **खके** ૧૦,૪, **मृतिभवे** ૮,૧૧, **द्व्यस्ते** ૨,૭, **षडन्त्ये** ૬,૧૨ **विधोः** ચંદ્રનો, (**व्यधः** વેધ થાય છે,) **त्र्यर्के** ૩,૧૨, **लाभसुते** ૧૧,૫, **सपत्नतपसोः** ૬,૯, એ સ્થાનોમાં, **व्यर्काशुभानाम्** સૂર્ય શિવાય પાપગ્રહોનો, (**व्यधः** વેધ થાય છે,) **अष्टाद्ये** ૮,૧, **पुत्रधने** ૫,૨, **अष्टखे** ૮,૧૦, **कसहजे** ૪,૩, **अर्यंके** ૬,૯, **भवान्त्ये** ૧૧,૧૨, એ સ્થાનોમાં, **विदः** બુધનો, (**व्यधः स्यात्**) વેધ થાય છે. ॥ ૨ ॥

—**द्व्यस्ते** ૨,૭, **अष्टादिमयोः** ૮,૧, **खके** ૧૦,૪, **नवसुते** ૯,૫, **त्रीशे** ૩,૧૧, **अष्टपुत्रे** ૮,૫, **त्रिकाद्ये** ૩,૧, **अर्यन्त्ये** ૬,૧૨, **अंकभवे** ૯,૧૧, એ સ્થાનોમાં પરસ્પર, **भृगोः** શુક્રનો, (**व्यधः** વેધ છે,) **ज्ञशशिनोः** બુધ અને ચંદ્રનો, **शन्यर्कयोः** શનિ, અને સૂર્યનો, **नो व्यधः** વેધ થતો નથી, **हेमाद्रिविंध्यांतरे** હિમાલય અને વિંધ્યાચળના મધ્યમાં, **खेटर्क्षात्** ગ્રહની રાશિથી, **व्यधखेचरम्** વેધવાળા ગ્રહને, **विगणय** ગણવો, **अन्यत्र** બીજા દેશોમાં. **जन्मभात्** જન્મરાશિથી ગણવો, **उभयम्** વેધસ્થાન અને ગ્રહને ગણવું, **विद्धः** વેધ પામેલો, **द्विविचरः** ગ્રહ હોય તો, **व्यस्तफलः** ઉપર કહ્યાથી વિપરીત ફલ, **भवेत्** થાય. ॥ ૩ ॥

**( ગ્રહોના વેધ બાબત. )**

**૨ ભાવાર્થ**—સૂર્યનો વેધ, ૬,૧૨,૧૦,૪,૫,૧૧,૩,૯। ચંદ્રનો ૩,૯,૧,૫,૧૦,૪,૮,૧૧,૨,૭,૬,૧૨। મંગલ, શનિ, રાહુ, કેતુનો ૩,૧૨,૧૧,૫,૬,૯। બુધનો ૮,૧,૫,૨,૮,૧૦,૪,૩,૬.૯,૧૧,૧૨ નો પરસ્પર વેધ થાય છે.

**૩ ભાવાર્થ**—શુક્રનો ૨,૭,૮,૧,૧૦,૪,૯,૫,૩,૧૧,૮,૫,૩,૧,૬,૧૨,૯,૧૧ ને પરસ્પર વેધ થાધ છે. ચંદ્ર સાથે બુધનો, તથા શનિ, સાથે સૂર્યનો વેધ થતો નથી.

**( હિમાલય પર્વતથી, વિન્ધ્યાચલ પર્વત સુધીના વચમાં આવેલા દેશ માટે વેધ જોવા બાબત, )**

જે ગ્રહનો વેધ જોવો હોય, તે ગ્રહ પંચાંગમાં જોતાં, જે રાશિમાં હોય, તે રાશિ સુધી તે માણસની રાશિથી ગણતાં, જેટલી

સંખ્યા થાય, તેટલામો ગ્રહ, તે માણસને પોતાની રાશિથી થયો એમ જાણવું. એ જેટલામો થયો, તે ગોચરગ્રહ કહેવાય, તે પછી તે ગ્રહ જે રાશિ ઉપર છે, ત્યાંથી વેધ જોવાની રાશિ સુધીની સંખ્યા કેટલી છે, તે જોવી. જેટલામી સંખ્યાનો આંક થાય, તેટલામી રાશિ ઉપર કોઈપણ બીજો ગ્રહ હોય તો જન્મરાશિથી ગ્રહની રાશિ સુધી ગણતાં, આવેલો જે અંકનો ગ્રહ તે વેધાએલો છે, એમ જાણવું.

### (બીજા દેશોમાં વેધ જોવાની રીત.)

જે ગ્રહનો વેધ જોવો છે, તે ગ્રહ જે રાશિ ઉપર હોય, ત્યાં સુધી ઉપર મુજબ જન્મરાશિથી ગણતાં, જેટલી સંખ્યા થાય, તેટલામો ગ્રહ પોતાને ગોચરમાં ચાલતો છે, એમ જાણવું. તેવીજ રીતે ફરી જન્મરાશિથી વેધ જોવાવાલા ગ્રહને કેટલામા આંકવાળો બીજો ગ્રહ વેધ કરે છે તે જોવું. અને જન્મરાશિથી ગણતાં તેટલામા આંકે કોઇ પણ ગ્રહ હોય તો ઉપલા ગ્રહને વેધ થયો, એમ જાણવું. એટલે તે ગ્રહ શુભ ફલ આપવાને બદલે અશુભ ફલ આપે છે, માટે ગોચરગ્રહમાં સારો ગ્રહ હોવા છતાં પણ વેધ થવાથી અશુભ જાણવું.

### (વેધાયેલા ગ્રહથી થતું ફલ. અશુભ ગ્રહનું શુભ ફલ.)

પોતાની રાશિથી ગણતાં જે ગ્રહ અશુભ હોય, અને તેને બીજા ગ્રહથી વેધ થતો હોય, તો તે અશુભ ગ્રહ પણ શુભ જાણવો, એટલે અશુભપણાનો દોષ લાગતો નથી, અને શુભફલ આપે છે. માટે જો વામ વેધ થયો હોય, તો ગોચરનો અશુભ ગ્રહ હોવા છતાં કાર્ય કરવાથી શુભ ફલ જાણવું.

### (શુભગ્રહનું અશુભ ફલ.)

પોતાની રાશિથી ગણતાં, જે ગ્રહ શુભ હોય, પરંતુ તે ગ્રહ, બીજા હરકોઈ ગ્રહથી ઉપર મુજબ વેધ કરતો હોય, તો તે શુભ ગ્રહ હોવા છતાં તેનું અશુભ ફલ થાય છે.

( કોષ્ટક )

## ગ્રહોના શુભને અશુભ વેધોનું કોષ્ટક. ૧

| | શુભ ફળ આપનાર ગ્રહોને થતો વેધ. | | શુભ ફળ આપનાર ગ્રહોને થતો વેધ. |
|---|---|---|---|
| સૂ. | ૩/૯ ૬/૧૨ ૧૦/૪ ૧૧/૫ | સૂ. | ૪/૧૦ ૫/૧૧ ૯/૩ ૧૨/૬ |
| ચં. | ૧/૫ ૨/૭ ૩/૯ ૬/૧૧ ૭/૨ ૧૦/૪ ૧૧/૮ | ચં. | ૪/૧૦ ૫/૧ ૯/૩ ૧૨/૫ |
| મં. | ૩/૧૨ ૬/૯ ૧૧/૫ | મં. | ૫/૧૧ ૯/૬ ૧૨/૩ |
| બુ. | ૨/૫ ૪/૩ ૬/૯ ૮/૧ ૮/૧૦ ૧૦/૮ | બુ. | ૧/૮ ૩/૪ ૫/૨ ૯/૬ |
| શુ. | ૧/૩ ૧/૮ ૨/૭ ૩/૧ ૩/૧૧ ૪/૧૦ ૫/૮ ૫/૯ | શુ. | ૬/૧૨ ૭/૨ ૧૦/૪ |
| | ૮/૫ ૯/૫ ૯/૧૧ ૧૧/૯ ૧૨/૬ | | |
| શ. | ૩/૧૨ ૬/૯ ૧૧/૫ | શ. | ૧૨/૩ ૯/૬ ૫/૧૧ |
| રા. | ૩/૧૨ ૬/૯ ૯/૬ ૧૧/૫ | રા. | ૧૨/૩ ૫/૧૧ |
| કે. | ૩/૧૨ ૬/૯ ૯/૬ ૧૧/૫ | કે. | ૧૨/૩ ૫/૧૧ |

### હિમાલયથી વિંધ્યાચલ સુધીના મધ્યના દેશોને માટે વેધ
### ( જોવાનું કલ્પીત ઉદાહરણ. )

**સુર્યનો વેધ**—જોવો છે, તે દિવસે પંચાંગમાં સૂર્ય મીથુન રાશિ ઉપર છે, ને પોતાની રાશિ સિંહથી ગણતાં સૂર્ય ૧૧ મો શ્રેષ્ઠ છે. જેથી અગીયારમો સૂર્ય, સિંહરાશિવાલાને થયો. હવે ૧૧ મી સંખ્યાના સૂર્યને ૫ સંખ્યાનો કોઈ પણ ગ્રહ હોય તો વેધ કરે છે. છતાં પણ સૂર્ય મિથુનરાશી ઉપર પંચાંગમાં છે, ત્યાંથી વેધ થવાની

૧—ગુરૂનો વેધ સંસ્કાર પ્રકરણના શ્લોક ૧૬ માં છે.

૫ મી રાશિ સુધી ગણતાં સંખ્યા ૭ થાય છે. તે સંખ્યાના આંકની તુલારાશિ છે, માટે તે રાશિ ઉપર પંચાંગમાં સૂર્ય શિવાયનો બીજો હરકોઈ ગ્રહ આવ્યો હોય, તો પોતાની રાશિથી આવેલો સુર્ય ૧૧ મો વેધાયેલો છે, એમ જાણવું ને તે વેધાયેલો હોવાથી શુભ છતાં અશુભ જાણવો. જેથી એ શુભ કામો બીલકુલ કરવાં નહિં, અને જેમ શુભ સૂર્ય વેધથી અશુભ થાય છે તેમ અશુભ સૂર્યાદીને વેધ થાય તો તે શુભ થાય છે એમ જાણવું. બીજા દરેક ગ્રહોથી સુર્યને વેધ થાય છે, પણ શનિ, સૂર્યનો વેધ થતો હોય તો પણ વેધ થયો જાણવો નહિં, તેવીજ રીતે શનિને દરેક ગ્રહોથી વેધ થાય છે, સુર્યથી વેધ થયો હોય, તો પણ તે વેધ કહેવાતો નથી. એજ પ્રમાણે ચંદ્રને દરેક ગ્રહથી વેધ થાય પણ બુધથી થતો હોય તો પણ વેધ જાણવો નહિં. તેમજ બુધને ચંદ્રથી વેધ થતો હોય તો પણ વેધ જાણવો નહિં. કેમ જે ચંદ્ર બાપ ને બુધ છોકરો છે, તેમજ સુર્ય, બાપ ને શનિ છોકરો છે, માટે તે પિતા પુત્ર હોવાથી પરસ્પર વેધ કરી શકતા નથી.

( બીજા દેશોને માટે વેધ જોવાનું કલ્પિત ઉદાહરણ. )

જે દિવસે વેધ જોવો છે, તે દિવસે પંચાંગમાં મંગલ તુલા રાશિ ઉપર છે, જન્મની રાશિ સિંહ છે, તે રાશિથી મંગલની રાશિ સુધી ગણતાં સંખ્યા ૩ થઇ. તેટલામો મંગલ ગોચરમાં સિંહરાશિવાળાને છે એમ થયું. હવે મંગલનો વેધ જોવાનો છે, તો તે ૩ જા મંગલને ૧૨ સંખ્યાનો આંક વેધ કરવાનો છે, એટલે જન્મની મિથુન રાશિથી ગણતાં વેધની સંખ્યા ૧૨ ની રાશિ સુધી ગણતાં કર્કરાશિ આવે તે રાશિમાં પંચાંગમાં બુધ ઉપર પ્રમાણે છે અથવા બીજો કોઈ ગ્રહ હોય તો તે મંગલને વેધ થયો એમ જાણવું.

( બીજા દેશો માટે ગ્રહોના વામવેધનું ઉદાહરણ. )

ગ્રહપંચાંગમાં ચંદ્ર મીન રાશિનો છે, ને તે જન્મરાશિથી ગણતાં ૮ આઠ સંખ્યાનો હોવાથી તે અશુભ ( નેષ્ટ ) છે, પરંતુ તેને ઉપર મુજબ ૩ ત્રણ સંખ્યાથી વેધ થાય છે, પોતાની રાશિ સિંહથી

તે ત્રણ સંખ્યાની રાશિ તુલા છે, માટે તે તુલારાશિ ઉપર શની છે તેમ બીજો કોઈ પણ ગ્રહ હોય તો ૮ મો ચંદ્ર ગ્રહ અશુભ હોવા છતાં પણ તે ચંદ્ર વેધાએલો હોવાથી **શુભ સમજવો** અને તેને શુભ સમજી જે કાર્ય કરવું હોય તે ખુશીથી કરવું.

(હિમાલયથી વિંધ્યાચલના મધ્યના દેશો માટે વામવેધનુ કલ્પિત ઉદાહરણ.)

પોતાની સિંહરાશી છે. ને પંચાંગમાં શની મેષ રાશિ ઉપર છે તો સિંહથી ગણુતાં ૯ મો થયો તે નવમા શનીને છ ની સંખ્યાનો વેધ થાય છે તો શની મેષપર છે ત્યાંથી ગણુતાં છઠ્ઠી રાશી કન્યા થાય છે. જેથી કન્યા રાશીપર ધારો કે બુધ છે. અથવા બીજો કોઈ ગ્રહ છે તો તે નવમો શની અશુભ હોવા છતાં શી પંચાંગના શનીથી છઠ્ઠી રાશીપર બુધ હોવાથી તે વામવેધ થયો ને તે વામવેધ થવાથી શની અશુભ હોવા છતાં શુભ થયો એમ જાણવું ને તેને શુભ સમજી જે શુભ કાર્ય કરવું હોય તે કરવું.

કોષ્ટક મુજબ શુભને અશુભ ફલ આપનારા ગ્રહોને વેધથી વિપરીત ફળ આપતાં જણાવ્યા છે, તે સુર્યાદિક ગ્રહોથી જેને જેને વેધ કહ્યો છે, તેનેજ વેધ થઈ શકે છે. પરન્તુ જેને વેધ કહ્યો નથી, તેના ફળમાં કંઈ પણ ફેરફાર થતો નથી, એમ જાણવું.

ઉદાહરણ—સૂર્ય જન્મની રાશીથી ગણુતાં ૩,૬,૧૦,૧૧ આવે તો તે શુભ છે. તેને જો વેધ થતો હોય તો તે શુભનો અશુભ થઈ જાય છે; તેમજ પોતાની રાશીથી ૪,૫,૯, ને ૧૨ મો હોય તો તે સુર્ય અશુભ હોવા છતાં જો વેધ થયો હોય, તો તે શુભ ફળ આપનાર જાણવો. પરન્તુ તે શીવાયના બાકીના પોતાની રાશીથી ગણુતાં ૧,૨,૭,૮, એટલામો હોય, તો તે સુર્યનો વેધ થતો નથી. અને વેધ નહી થવાથી તેના ફળમાં બિલકુલ ફેરફાર થતો નથી. પોતાની રાશિથી શુભ ફલ આપનારા દરેક ગ્રહોને તો અવશ્ય વેધ થાય છે. પરન્તુ અશુભ ફલ આપનારા ગ્રહોમાંથી ઘણાઓને વેધ થતો નથી, તેથી જે અશુભ વેધ થતો હોય, તે શુભ થઈ શકે. બાકીના શુભ થતા નથી એમ

જાણવું. તેમજ વળી શુભ ગ્રહોના વેધમાં બુધને શુક્રને માટે જેમ કે પોતાની રાશીથી ગણતાં આવેલા આઠમા બુધને શુભ ફલ આપતા કહ્યો છે, ને તેને પોતાની રાશીથી પહેલા આવેલા ગ્રહથી વેધાયલો ગણાય છે. તેમજ તે આઠમા બુધને પોતાની રાશીથી ગણતાં દશમો કોઇ ગ્રહ હોય, તો પણ આઠમા બુધને વેધ થયો એમ જાણવું, એટલે બીજાઓને જ્યારેએકજ અંકથી વેધ થાય છે. જ્યારે આઠમા બુધને ૧ નેં ૧૦ એ બે અંકોથી વેધ થાય છે. તેવીજ રીતે પહેલા શુક્રને પોતાની રાશીથી ગણતાં હરકોઇ ગ્રહ ત્રીજે આવ્યો હોય, તો પહેલા શુક્રને વેધ કરે. તેવીજ રીતે હરકોઈ ગ્રહ આઠમે આવ્યો હોય તો પણ વેધ કરે. તેમજ ત્રીજા શુક્રને ૧ ને ૧૧ અંકથી પાંચમા શુક્રને ૮ ને ૯ અંકથી, ને નવમા શુક્રને ૫,૧૧ અંકથી એમ બબ્બે અંકોથી વેધ થાય છે એમ જાણવું.

सच्छ्रीभूषित गुर्जरान्तरगते खेडाख्यभागे शुभे ।
नानासत्कुल दीपिते कपडवञ्जाख्ये पुरेवासिना ॥
श्री सोमेश्वर साक्षरेण रचितं मार्तण्डबोधोज्वलं ।
सट्टीकं ह्यगमन्मुदाप्रकरणं ब्रध्नाख्यकं गोचरम् ॥

અર્થ—સત્પુરૂષો, ને લક્ષ્મીથી આભૂષિત એવા ગુજરાત દેશના અંતર્ગત, ખેડાજીલ્લામાં આવેલા નાના પ્રકારના સારા કુલોથી પ્રકાશિત એવા કપડવંજ નામના શહેરમાં રહેનાર સાક્ષર શ્રી સોમેશ્વર જોષીએ રચેલી મુહૂર્તમાર્તણ્ડનો બોધ થવામાં ઉપીયોગી એવી આ ટીકામાં ગોચર નામનું બારમું પ્રકરણ સંપૂર્ણ થયું.



# ॥ अथ संक्रांति प्रकरणम् ॥

उर्ध्वंद्व्यात्ममृगेऽर्के संक्रमणतः पूर्वं स्थिरे कर्कटे
जूकाजोभयतः खरामघटिकाः पुण्या मृगे दिग्युताः ।
कर्काजांत्यवृषैणसूर्यचलनं निश्यन्यभं सद्दिवा
सूर्यारार्किदिने तृतीयकरणे प्रांत्येऽष्टमे दुःखदम् ॥ १ ॥

अन्वय—द्व्यात्ममृगे अर्कसंक्रमणतः ऊर्ध्वम् खरामघटीका स्थिरे कर्कटे पूर्वम् खरामघटीका जूकाजो भयतः खरामघटिकाः मृगे दिग्युताः पुण्याः कर्काजान्त्यवृषैणसूर्यचलनम् निशि सत् अन्यभम् दिवा सूर्यारार्किदिने तृतीयप्रकरणे प्रान्त्ये अष्टमे दुःखदम् ॥१॥

**अन्वयार्थ—द्व्यात्ममृगे** દ્વિઃસ્વભાવરાશિ તથા મકરરાશિમાં, **अर्कसंक्रमणतः** સૂર્યની સંક્રાંતિથી, **ऊर्ध्वम्** પછીની, **खरामघटीका** ૩૦ ઘડીયો, **स्थिरे** સ્થિર, અને **कर्कटे** કર્કરાશિમાં, **पूर्वम्** પહેલાં, **खराम घटीका** ૩૦ ઘડીયો, **जूकाजोभयतः** તુલા અને મેષ રાશિની બંને બાજુતી, **खरामघटिकाः** ૩૦ ઘડીઓ, **मृगे** મકરસંક્રાંતિમાં, **दिग्युताः** ૧૦ થી યુકત ( ૪૦ ઘડી) **पुण्याः** પુણ્યકાલની છે, **कर्काजान्त्य वृषैणसूर्यचलनम्** કર્ક, મેષ, મીન, વૃષભ, અને મકરરાશિમાં સૂર્યનું ચલન, **निशि** રાત્રિમાં, **सत्** શ્રેષ્ઠ છે, **अन्यभम्** બીજી રાશિઓમાં, **दिवा** દિવસે શ્રેષ્ઠ છે, **सूर्यारार्किदिने** રવિ, મંગલ. અને શનિના દિવસે, **तृतीय करणे** કૌલવકરણમાં, **प्रान्त्ये** કિંસ્તુઘ્નમાં, **अष्टमे**, શકુનિમાં કોઇ સંક્રાંતિ બેસે તો **दुःखदम्** દુઃખ આપે છે. ॥ ૧ ॥

## (સંક્રાન્તિ સમયે પુણ્ય કરવા વિષે.)



ભાવાર્થ—૩,૬,૯,૧૦,૧૨ એ સંક્રાંતિઓ બેઠા પછી ૩૦ ઘડી સુધી પુણ્યકાલ જાણવો, અને મકરસંક્રાંતિ બેઠા પછી ૪૦ ઘડી સુધી પુણ્યકાલનો વખત જાણવો. ૨,૪,૫,૮,૧૧ એ સંક્રાંતિઓ બેસતા પહેલાની ૩૦ ઘડી પુણ્યકાલ છે. ૧,૭ આ બે સંક્રાંતિઓ બેસતા પહેલાં ૧૫ અને પછીની ૧૫ મલી ૩૦ ઘડી પુણ્યકાલની છે, અને ૧,૨,૪,૧૨ આ ચાર સંક્રાંતિઓ રાત્રિમાં બેસે તો અને બાકીની દિવસે બેસે તો ઘણીજ સારી જાણવી, તેથી વિપરીત એટલે રાત્રિવાળી દિવસે અને દિવસવાળી રાત્રે બેસે તો અશુભ જાણવી. સૂર્ય, મંગલ ને શનિ એ પૈકી કોઈ પણ વારે કૌલવ, કિસ્તુઘ્ન, કે શકુનિ કરણમાંનું કોઈ પણ હોય અને સંક્રાંતિ બેસે તો તે બહુ ખરાબ જાણવી.

### (બાર સંક્રાન્તિના વાર ને નક્ષત્ર પરથી આવતાં નામો અને ફલ)
### (દિન રાત્રિમાં સંક્રાન્તિ થવાથી ફલ અને અયન સમજુતી)

मु०–चिं०–

घोरार्कसंक्रमणमुग्ररवौहि शूद्रान्ध्वांक्षीविशोल्घुत्रिधौचचरर्क्षभौमे।
चौरान्महोदरयुतान्नृपतीन्ज्ञमैत्रे मंदाकिनीस्थिरगुरौ सुखयेच्चमंदा॥
विप्रांश्च मिश्रभभृगौतुपशूंश्चमिश्रातीक्ष्णार्कजेंत्यजसुखाखलु राक्षसीच।
त्र्यंशेदिनस्य नृपतीन्प्रथमे निहंतिमध्ये द्विजानपिविशोऽपरकेचशूद्रान्
अस्तेनिशाप्रहरकेषु पिशाचकादीन् नक्तंचरानपिनटान्पशुपालकांश्च।
सूर्योदये सकललिंगिजनंच सौम्ययाम्यायनं मकरकर्कटयोर्निरुक्तम्

અર્થ—ઉગ્ર નક્ષત્રોને રવિવારે સૂર્ય સંક્રમણ થવાથી ઘોરા નામની સંક્રાંતિ થાય છે, તે શુદ્રોને સુખ આપે છે, લઘુ નક્ષત્રોને સોમવારે ધ્વાંક્ષી નામની સંક્રાંતિ વાણીયાઓને સુખ આપે છે, ચર નક્ષત્રોને મંગળવારે મહોદરી નામની સંક્રાંતિ ચોરોને સુખ આપે છે, મૈત્ર નક્ષત્રોને બુધવારે મંદાકિની નામની સંક્રાંતિ રાજાઓને સુખ આપે છે, સ્થિર નક્ષત્રોને ગુરૂવારે મંદા નામની સંક્રાંતિ બ્રાહ્મણોને સુખ આપે છે, મિશ્ર નક્ષત્રો ને શુક્રવારે મિશ્રાનામની સંક્રાંતિ પશુઓને સુખ

આપે છે, અને તીક્ષ્ણ નક્ષત્રોને શનીવારે રાક્ષસી નામની સંક્રાંતિ અંત્યજ (નીચ જાતિ) ને સુખ આપે છે, દિવસના પહેલા તૃતીયાંશમાં સંક્રાંતિ હોય તો સજાઓનો નાશ કરે છે, બીજામાં બ્રાહ્મણોને, ત્રીજામાં વાણીઆઓને, અને અસ્ત સમયે શૂદ્રોને નાશ કરે છે, રાત્રિના પહેલા પ્રહરમાં પિશાચ આદિનો, બીજામાં રાક્ષસોનો, ત્રીજામાં નાચનારાઓનો, ચોથામાં પક્ષિપાલકોનો, નાશ કરે છે, અને સૂર્યોદય વખતે સંક્રાંતિ હોવાથી પાખંડીઓનો નાશ કરે છે, મકર અને કર્કરાશિમાં સૂર્ય હોવાથી ક્રમે ઉત્તરાયણ અને દક્ષિણાયન થાય છે. ૧-૨-૩.

(બીજી સંક્રાંતિઓના નામો.)

षडशीत्याननं चापनृयुक्कन्याझषे भवेत् ।
तुलाजौ विषुवं विष्णुपदं सिंहालिगो घटे (४)

અર્થ—મિથુન, કન્યા, ધન, અને મીન રાશિઓની સંક્રાંતિ ષડશીતિમુખા નામની કહેવાય છે. મેષ, અને તુલાની સંક્રાંતિ વિષુવ નામની કહેવાય છે. વૃષભ, સિંહ, વૃશ્ચિક, અને કુંભરાશિની સંક્રાંતિઓ વિષ્ણુપદ કહેવાય છે (૪)

(ગૌણને મુખ્ય સંક્રાંતિનો પુણ્યકાલ અને અર્ધરાત્રે
સંક્રાંતિ હોવાથી વિશેષ વિચાર.)

संक्रान्तिकालादुभयत्र नाडिकाः पुण्यामताः षोडशषोडशोष्णगोः ।
निशीथतोऽर्वागपरत्र संक्रमे पूर्वापराहांतिमपूर्वभाकौ (५)
पूर्णे निशीथे यदि संक्रमः स्या द्दिनद्वयं पुण्यमथोदयाऽस्तात् ।
पूर्वं परस्ताद्यदि याम्यसौम्यायने दिने पूर्वपरे तु पुण्ये (६)

અર્થ—સંક્રાંતિના પહેલાં ને પછીની ૧૬ ઘડી પુણ્યકાલની હોય છે, અર્ધરાત્રિ પહેલાં સંક્રાંતિ હોય તો પહેલા દિવસના પહેલા ભાગમાં, અને અર્ધરાત પછી સંક્રાંતિ હોય તો બીજા દિવસના બીજા ભાગમાં પુણ્યકાલ જાણવો. બરાબર મધ્યરાત્રિએ હોય તો બે દિવસ પુણ્યકાલના સમજવા. કર્કસંક્રાંતિમાં પ્રથમનો દિવસ, અને મકરસંક્રાંતિમાં બીજે દિવસ પુણ્યકાલનો હોય છે. (૫-૬)

અયન વિષે ઉદયાસ્તાદિ દોષનો અપવાદ.

संध्यात्रिनाडीप्रमितार्कबिंबादर्धोदितास्तादध ऊर्ध्वमत्र ।
चेद्याम्यसौम्ये अयने क्रमात्स्तः पुण्यौ तदानी परपूर्वघस्रौ (७)

અર્થ—સૂર્યના અર્ધ ઉદયથી પહેલાં અને અર્ધાસ્તથી પછી ત્રણ ઘડી સંધ્યાકાલ કહેવાય છે. પ્રાતઃસંધ્યામાં દક્ષિણાયન અને સાયંસંધ્યામાં ઉત્તરાયણ થાય તો ક્રમે સૂર્યના ઉદય પછી અને અસ્ત પહેલાં આખો દિન પુણ્યકાલ કહે છે. ( ૭ )

( વિષ્ણુપદાદિ સંક્રાંતિઓમાં પુણ્યકાલ. )

याम्यायने विष्णुपदे चाद्यामध्या स्तुलाजयोः ।
षडशीत्याननने सौम्ये परा नाड्योऽतिपुण्यदाः ( ८ )

અર્થ—વિષ્ણુપદ સંક્રાંતિઓમાં આદિની ૧૬ ઘડી, મેષ ને તુલાની મધ્યની ૧૬ ઘડી, અને ષડશીતિમુખાની પહેલાંની ૧૬ ઘડી પુણ્યકાલ હોય છે. બાકી ઘડીઓ નહિં. ( ૮ )

( સંક્રાંતિમાં ઉપયોગી સમાદિ નક્ષત્રો.

समं मृदुक्षिप्रवसुश्रवोऽग्नि मघात्रिपूर्वास्त्रपभं बृहत्स्यात् ।
ध्रुवद्विदैवादितिभंजघन्यं सार्पाबुपार्द्रानिलशाक्रयाम्यम् ( ९ )

અર્થ—મૃદુ, ક્ષિપ્ર, ધનિષ્ટા, શ્રવણ, કૃત્તિકા, મઘા, ત્રણ પૂર્વા, અને મૂલ આ નક્ષત્રોની **સમસંજ્ઞા** છે. ધ્રુવ નક્ષત્રો, વિશાખા, અને પુનર્વસુ આ નક્ષત્રોનું બૃહત્ એવું નામ છે, અને ભરણી, આર્દ્રા, આશ્લેષા, સ્વાતી, જ્યેષ્ટા, શતભિષા, એ નક્ષત્રોની **જઘન્યસંજ્ઞા** છે.

( સમાદિ સંજ્ઞાઓનું પ્રયોજન અને કર્કસંક્રાંતિમાં વિંશોપકા.)

जघन्ये संक्रमणे मुहूर्ताः शरेन्दवो बाणकृता बृहत्सु ।
खरामसंख्याः समभे महर्घे समर्घसाम्यं विधुदर्शनेऽपि (१०)

अर्कादिवारे संक्रान्तौ कर्कस्याब्दविंशोपकाः ।
दिशो नखा गजाः सूर्या धृत्योऽष्टादश सायकाः ( ११ )

અર્થ—જઘન્યસંક્રાંતિમાં ૧૫ મુહૂર્ત, સમસંક્રાંતિમાં ૩૦ મુહૂર્ત, અને બૃહતસંક્રાંતિમાં ૪૫ મુહૂર્ત કહે છે ૧૫ મુહૂર્તવાળી સંક્રાંતિમાં ધાન્ય મોઘું થાય, ૩૦ માં ભાવ હોય તેનો તે રહે, અને ૪૫ માં ધાન્ય સસ્તું થાય.

કર્કસંક્રાંતિ, રવિ આદિ વારમાં હોવાથી અનુક્રમે ૧૦,૨૦,૮,૧૨,૧૮,૧૮,૫ વર્ષના વશા આવે છે. (૧૦–૧૧)

( સુર્યસંક્રાંતિની ફલસહિત અવસ્થાઓ. )

स्यात्तैतिले नागचतुष्पदे रविः सुप्तो निविष्टस्तुगरादिपंचके ।
किंस्तुघ्नऊर्ध्वशकुनौ सकौलवेऽनिष्टः समः श्रेष्ठ इहार्घवर्षणे ( १२ )

અર્થ—તૈતિલ, નાગ, અને ચતુષ્પદ, આ કરણોમાં સંક્રાંતિ હોવાથી સૂતી છે એમ જાણવું. ગર, વણિજ, વિષ્ટિ, બવ અને બાલવમાં બેઠી જાણવી, અને કિંસ્તુઘ્ન, કૌલવ, અને શકુનિમાં ઉભી રહેલી જાણવી. સૂતેલી સંક્રાંતિ અન્નાદિની મોંઘવારી કરે છે, બેઠેલી સરખી અવસ્થા રાખે છે, અને ઉભી સંક્રાંતિ બધી વાતે સુખ આપે છે. ( ૧૨ )

( સંક્રાંતિમાં કરણ ઉપરથી વાહન, વસ્ત્ર, હથિયાર, ભક્ષ્ય, લેપન, જાતિ, પુષ્પ વિગેરે જોવાની બાબત. )

सिंहव्याघ्रवराहरासभगजा वाहद्विषद्घोटकाः
श्वाजो गौश्चरणायुधश्चबवतो वाहा रवेः संक्रमे ।
वस्त्रं श्वेत सुपीतहारितकपांडुारक्तकालासितं
चित्रं कंबलादिग्घनाभमथशस्त्रंस्याद्भुशुंडी गदा ( १३ )

खड्गो दंडशरा सतोमरमथो कुंतश्च पाशोंकुशो-
ऽस्त्रं बाणस्त्वथ भक्ष्यमन्नपरमान्नं भैक्ष पक्वान्नकम् ।
दुग्धं दध्यपि चित्रितान्नगुडमध्वाज्यं तथा शर्करा
ऽथोलेपो मृगनाभिकुंकुममथो पाटीरमृद्रोचनम् ( १४ )

यावश्चोतुमदो निशांजनमथो कालागुरुश्चंद्रको
जातिर्दैवतभूतसर्पविहगाः पश्वैणाविमास्ततः ।
क्षत्रावैश्यकशूद्रसंकरभवाः पुष्पं च पुन्नागकं
जातीवाकुलकैतकानि च तथा बिल्वार्क दूर्वांबुजम् ( १५ )

स्यान्मल्लिका पाटलिकाजपाच संक्रांति वस्त्राशनवाहनादेः ।
नाशश्चतद्वृत्त्युपजीविनां च स्थितोपविष्टस्वपतां च नाशः ( १६ )

**અર્થ**—બવ આદિ ૧૧ કરણોમાં ક્રમે સિંહસંક્રાંતિથી આરંભીને સિંહ, વાઘ, ડુક્કર, ગધેડો, હાથી, પાડો, ઘોડો, કુતરો, બકરો, ગાય, અને કુકડો, આ પ્રમાણે સૂર્યસંક્રાંતિમાં વાહન જાણવું. તેજ ક્રમે સફેદ, પીળુ, લીલું, થોડું સફેત, લાલ, કાળું, થોડું કાળું, ચિત્રિત્ર કાંબળો, અને મેઘના જેવું વસ્ત્ર જાણવું. ભુશુંડી, ગદા, તરવાર, દંડ, ધનુષ, તોમર, ભાલો, પાશ, અંકુશ, વજ્ર, અને બાણ આ શસ્ત્રો ક્રમે જાણવાં. અન્ન, પરમાન્ન, ભિક્ષાથી લાવેલું પાકું અન્ન, દુધ, દહિં, વિચિત્ર અન્ન, ગોળ, મધ, ઘી, અને સાકરભોજન જાણવું. કસ્તુરી, કેસર, લાલ ચંદન, માટી, ગોરોચન, જવખાર, કસ્તુરી, હળદ, કાજળ, અને કપુર એ પ્રમાણે લેપન કહ્યું છે. દેવતા, ભૂત, સાપ, પક્ષી, પશુ, મૃગ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શૂદ્ર અને મિશ્ર જાતિ એ જાતિ જાણવી. નાગકેસરનું પુષ્પ, ચંબેલી, બોરસલી, કેવડો, બીલિ, આકડાનું ફૂલ, દુર્વા, કમલ, માલતી, ગુલાબ, અને જાુઈ એ પુષ્પ જાણવાં. જે જે સંક્રાંતિનું જે જે વાહન વિગેરે કહ્યું છે, તેનો તે તે સંક્રાંતિમાં નાશ થાય છે, અને તેથી આજીવિકા કરનારાઓનો પણ નાશ થાય છે. સંક્રાંતિ ઉભી, બેઠી, અને સૂતી અવસ્થામાં હોય તો તે અવસ્થાવાળા પ્રાણીઓનો નાશ થાય છે. ( ૧૩–૧૪–૧૫–૧૬ )

## ( સંક્રાંતિ ઉપરથી દરેક માણસને થતું ફલ. )

**संक्रातिधिष्ण्याधरधिष्ण्यतस्त्रिभे स्वभे निरुक्तं गमनं ततोऽगभे ।**
**सुखं त्रिभे पीडनमंगभेऽशुकं त्रिभेऽर्थहानीरसभे धनागमः ( १७ )**

**અર્થ**—સંક્રાંતિના નક્ષત્રના પહેલાના નક્ષત્રથી પોતાના જન્મનક્ષત્ર સુધી ગણવું તો ૩,૯,૧૨,૧૮,૨૧,૨૭ આ નક્ષત્રોની અંદર આવે તો અનુક્રમે ગમન, સુખ, પીડા, વસ્ત્રપ્રાપ્તિ, પૈસાની હાની, અને ધનની આવક થાય છે. ( ૧૭ )

**रत्नमालायां–रविसंक्रमणे पुण्ये यो न स्नातीह मानवः ।**
**सप्तजन्मांतर रोगी दुःखभाङ्निर्धनो भवेत्**

**અર્થ**—સૂર્યની સંક્રાંતિના પુણ્યસમયમાં જે મનુષ્ય સ્નાન કરતો નથી, તે સાત જન્મ સુધી રોગી, દુઃખ ભોગવનાર, અને નિર્ધન, થાય છે.

**संक्रांति जायते यत्र भास्करे भूसुते शनौ ।**
**तत्र मासि भवेद्घोरं दुर्भिक्षं वृष्टिचोरजम् ( १८ )**

**અર્થ**—જે માસમાં રવિ, મંગલ, કે શનિ, એ વારોમાં સંક્રાંતિ બદલાય તો તે માસમાં વરસાદ, અને ચોરથી થયેલો ભયંકર દુષ્કાલ પડે છે.

वसिष्ठः—सुतजनने संक्रांता वुपरागे चंद्रसूर्ययो र्नियतम् ।
रात्रावपि कर्तव्यं स्नानं दानं विशेषतो नृणाम् ( १९ )

અર્થ—પુત્રના જન્મ વખતે, સંક્રાંતિ બેસે ત્યારે, અને સૂર્ય, ચંદ્રના, ગ્રહણમાં મનુષ્યોએ રાત્રિએ પણ સ્નાન-દાન વિશેષથી કરવું.

ब्रह्माद्यैरिनमंडलांत उदितश्चांद्रस्त्वमांतः परै
र्मासोऽसंक्रमणो द्विसंक्रमणको ज्ञेयोऽधिकोऽथो क्षयः ।
कर्माण्यन्यगतीनि नात्र तनुयाद्यज्जन्ममृत्युक्षये
तन्मासौ तिथिखंडयोश्चयमुखे भृत्येऽधिको गण्यते ॥ २ ॥

अन्वय—ब्रह्माद्यैः इनमंडलान्तः चान्द्रः उदितः परैः तु अमान्तः अथ असंक्रमणः ( च ) द्विसंक्रमणकः ( क्रमे ) अधिकः क्षयः ज्ञेयः अन्यगतीनि कर्माणि अत्र न तनुयात् क्षये यज्जन्ममृत्यू तन्मासौ तिथिखंडयोः (ज्ञातव्यौ) अधिकः चयमुखे भृत्ये गण्यते ॥२॥

अन्वयार्थ—ब्रह्माद्यैः બ્રહ્માદિક આચાર્યોએ, इनमंडलांतः સૂર્યમંડલની અંતમાં, चान्द्रः ચાંદ્રમાસ, उदितः કહ્યો છે, परैः બીજા આચાર્યોએ, तु તો, अमान्तः અમાસના અંત સુધી કહ્યો છે, अथ હવે, असंक्रमणः સંક્રાંતિ શિવાયનો ( च અને ) द्विसंक्रमणकः બે સંક્રાંતિવાળો, ( क्रमे ) અનુક્રમથી अधिकः અધિક માસ, क्षयः ક્ષયમાસ, ज्ञेयः જાણવો, अन्यगतीनि બીજા માસમાં થઈ શકે એવાં, कर्माणि કાર્યો, अत्र અધિક ને ક્ષયમાસમાં, न तनुयात् કરવાં નહિ, क्षये ક્ષયમાસમાં, यज्जन्ममृत्यू જેનો જન્મ તથા મરણ હોય, तन्मासौ તેના માસ, तिथिखंडयोः તિથિના ભાગપરથી, ( ज्ञातव्यौ જાણવા, ) अधिकः અધિકમાસ, चयमुखे ગર્ભાધાનની વૃદ્ધિમાં, भृत्ये નોકરી બાબતમાં, गण्यते ગણાય છે. ॥ ૨ ॥

( અધિકમાસ ને ક્ષયમાસ બાબત. )

૨ ભાવાર્થ—જ્યોતિષના વિષયમાં સિદ્ધાન્તગ્રંથના રચનાર બ્રહ્માદિક આચાર્યોના મત પ્રમાણે ચંદ્રમા ને સૂર્ય હરેક માસની અમાસે એક રાશિમાં એકઠા થાય છે, ત્યાર પછી ૬ ઘડીએ છુટા પડે છે. જે વખતે પ્રથમ છુટા પડે ત્યારથી આરંભીને તે ફરીથી સૂર્ય ને ચંદ્ર એકઠા થઈ ફરીથી છુટા પડે. એટલા સુધીના વખતમાં

૧ માસ થાય છે, એવી રીતે હરેક ગણાતા માસને ચાન્દ્રમાસ કહે છે. કેટલાક જ્યોતિષ આચાર્યના મતથી પ્રતિપદા શરૂ થાય, ત્યારથી આરંભીને એક માસે અમાસ ઉતર્યા પછી પ્રતિપદા બેસે ત્યાંસુધીના વખતને ૧ માસ કહે છે, તેને પણ ચાંદ્રમાસ જાણવો, એમ બે પ્રકારે ચાન્દ્રમાસ ગણાય છે. એ ચાંદ્રમાસ ઉતરતાથી બેઠા સુધીના કોઈ પણ માસમાં બે સંક્રાંતિઓ બદલાય, એટલે એક સંક્રાંતિ ઉપરથી નીકરી બીજી સંક્રાંતિમાં સૂર્ય જાય ને બીજીમાંથી ત્રીજીમાં જાય. એમ એકજ ચાંદ્રમાસમાં બે વખત થાય તો જે માસમાં એવી બે સંક્રાંતિ બદલાય તે માસને ક્ષયમાસ કહે છે. તે ક્ષયમાસમાં આવશ્યકતા વિનાનાં કોઇ પણ કામ કરવાં નહિં.

( ક્ષયમાસમાં જન્મમરણનો નિર્ણય. )

ક્ષયમાસની શુકલપક્ષની પહેલી ૧૫ તિથિમાં જેનું જન્મ કે મરણ થાય, તો ક્ષયમાસના પહેલો જે માસ ગયો છે, તે માસ જન્મ ને મરણનો કહેવાય, અને કૃષ્ણપક્ષમાં એટલે માસના પાછલા ૧૫ દિવસોમાં જન્મમરણ થયું હોયતો ક્ષયમાસ વીતી ગયા પછીથી આવતો માસ હોય તે માસ જન્મમરણવાળાનો જાણવો. એટલે જન્મવાળાને વર્ષગાંઠ વિગેરે ગણવું, તે અને મરણવાળાની શ્રાદ્ધાદિક ક્રિયાઓ કરવી તે તે માસોમાં જાણવી.

( અધિકમાસ બાબત. )

એ પ્રમાણે આખો ચાંદ્રમાસ બેઠાથી પુરો થતા સુધીમાં સૂર્યની સંક્રાંતિ બદલાય નહિં, એટલે એક રાશિથી બીજી રાશિ ઉપર સૂર્ય જાય નહિં, એવા માસને અધિકમાસ કહે છે, સ્રીઓને ગર્ભસ્થિતિ રહ્યા પછી ગણવામાં આવતા માસોમાં, અને નોકરીનો પગાર વિગેરેની બાબતમાં અધિકમાસ ગણવો.

बृहस्पति–अग्न्याधानं प्रतिष्ठांच यज्ञदान व्रतानि च ।
वेदव्रतवृषोत्सर्गं चूडाकरण मेखलाः ॥
मांगल्य मभिषेकंच मलमासे विवर्जयेत् ( २० )

અર્થ—અગ્ન્યાધાન, પ્રતિષ્ઠા, યજ્ઞ, દાન, વ્રત, વેદ, વ્રતબંધ, વૃષોત્સર્ગ, ચૂડાકરણ, મેખલા, માંગલ્ય, અને અભીષેક કર્મ એ કામો અધિકમાસમાં ત્યાગ કરવાં. (૨૦)

**मरिचीः—गृहप्रवेश गोदान स्थानाश्रममहोत्सवम् ।**

**न कुर्यान्मलमासे तु संसर्पेऽहस्पतौ तथा ( २१ )**

અર્થ—સંસર્પ,[૧] ને અહસ્પતી, એ બેઉ પ્રકારના ને અધિકમાસમાં ગૃહપ્રવેશ, ગોદાન, સ્થાન, આશ્રમ, મહોત્સવ, વિગેરે કાર્ય કરવાં નહી. (૨૧)

**सच्छ्रीभूषित गुर्जरान्तरगते खेडाख्यभागेशुभे ।**
**नानासत्कुलदीपिते कपडवञ्जाख्ये पुरेवासिना ॥**
**श्री सोमेश्वरसाक्षरेण रचितं मार्तण्डबोधोज्वलं ।**
**सट्टीकं ह्यगमत्रयोदशमिदं संक्रान्तिकञ्चोत्तमम् ॥**

અર્થ—સત્પુરૂષો, ને લક્ષ્મીથી આભૂષિત એવા ગુજરાત દેશના અંતર્ગત ખેડાજીલ્લામાં આવેલા નાનાપ્રકારના સારા કુલોથી પ્રકાશિત એવા કપડવંજ નામના શહેરમાં રહેનાર સાક્ષર શ્રી સોમેશ્વર જોષીએ રચેલી મુહૂર્તમાર્તણ્ડનો બોધ થવામાં ઉપીયોગી એવી આ ટીકામાં **સંક્રાન્તિ** નામનું તેરમું પ્રકરણ સંપૂર્ણ થયું.

---

૧—જ્યારે ક્ષયમાસ થાય, ત્યારે પૂર્વ, ને ઉત્તર, એમ બે અધિકમાસ આવે છે, તેમાં પૂર્વ અધિકમાસનું નામ સંસર્પ, અને ઉત્તર અધિકમાસનું નામ અહસ્પતિ કહેવાય છે.

---



# ॥ अथ ग्रन्थालंकारः ॥

श्रीमत्कौशिकपावनो हरिपदद्वंद्वार्पितात्मा हरि
स्तज्जोऽनंत इलासुरार्चितगुणो नारायणस्तत्सुतः ।
ख्यातं देवगिरेः शिवालयमुदक् तस्मादुदक् टापर-
ग्रामस्तद्वसति मुहूर्तभवनं मार्तण्डमत्राकरोत् ॥ १ ॥

अन्वय—देवगिरेः उदक् ख्यातम् शिवालयम् ( अस्ति ) तस्मात् उदक् टापरग्रामः ( अस्ति ) अत्र तद्वसतिः श्रीमत्कौशिकपावनः हरिपदद्वन्द्वार्पितात्मा हरिः ( आसीत् ) तज्जः इलासुरार्चितगुणः अनन्तः( आसीत् ) तत्सुतः नारायणः मुहूर्तभवनम् मार्तण्डम् अकरोत् ॥ १ ॥

अन्वयार्थ—देवगिरेः દેવગિરિની, उदक् ઉત્તરમાં, ख्यातम् પ્રસિદ્ધ, शिवालयम् શિવમંદિર, ( अस्ति છે,) तस्मात् તેથી, उदक् ઉત્તરમાં, टापरग्रामः ટાપર નામનું ગામ, ( अस्ति છે, ) अत्र એ ગામમાં, तद्वसतिः તેમાં રહેનાર, श्रीमत्कौशिक पावनः કૌશિક ગોત્રને પવિત્ર કરનાર, हरिपदद्वन्द्वार्पितात्मा ભગવાનના ચરણકમલમાં આત્માને અર્પણ કરનાર, हरिः હરિ નામના આચાર્ય, ( आसीत् થયા ), तज्जः તેમનો પુત્ર, इलासुरार्चितगुणः જેના ગુણોને બ્રાહ્મણો પણ વખાણે છે, એવા, अनन्तः અનન્ત નામના ( आसीत् થયા ) तत्सुतः તેમના પુત્ર, नारायणः નારાયણ નામના પંડિતે, मुहूर्तभवनम् મુહૂર્તોમાં ભંડારરૂપ, मार्तण्डम् માર્તણ્ડ નામના ગ્રંથને अकरोत् કર્યો. ॥ ૧ ॥

(ગ્રન્થકર્તાનું વર્ણન.)



ભાવાર્થ—દેવગિરિથી ઉત્તરદિશામાં ઘૃષ્ણેશ[1] (ઘુસ્મેશ) નામનું શંકરનું દેવલ છે, (જ્યોતિર્લિંગ છે) અને તેની ઉત્તરદિશામાં, ટાપર નામના ગામમાં રહેનાર કૌશિક ગોત્રમાં ઉત્પન્ન થયેલા વિષ્ણુના ભક્ત હરિનામના આચાર્ય થયા. તેમના પુત્ર અધિક ગુણવાન અનન્ત નામના થયા, તેમના પુત્ર નારાયણે મુહુર્તોના ભંડારરૂપ આ ગ્રન્થ બનાવ્યો છે.

**यः षष्टयायुतशतवृत्तबद्धमेनं मार्तंडं पठति नरः स विश्वपूज्यः ।**
**बह्वायुः सुखधनपुत्रमित्रभृत्यान्संप्राप्नोत्यविकलधीश्चतीर्थसिद्धिम्**

**अन्वय—यः नरः षष्टयायुतशतवृत्तबद्धम् एनम् मार्तण्डम् पठति सः विश्वपूज्यः बह्वायुः अविकलधीः सुखधनपुत्रमित्रभृत्यान् च तीर्थसिद्धिम् संप्राप्नोति ॥ २ ॥**

**अन्वयार्थ—यः नरः** જે પુરૂષ. **षष्टयायुतशतवृत्तबद्धम्** ૧૬૦ શ્લોકોથી વૃત્તના આકારે રચેલા, **एनम्** આ, **मार्तण्डम्** માર્તણ્ડને, **पठति** ભણે છે, **सः** તે પુરૂષ, **विश्वपूज्यः** જગતમાં પૂજવા લાયક, **बह्वायुः** બહુ આયુષ્યમાન, **अविकलधीः** સ્થિર બુદ્ધિવાળો થઇ, **सुखधनपुत्रमित्रभृत्यान्** સુખ, દ્રવ્ય, પુત્ર, મિત્ર, નોકર, ચાકરોને, **च** અને, **तीर्थसिद्धिम्** શાસ્ત્રની સિદ્ધિને, **संप्राप्नोति** પામે છે. ॥ ૨ ॥

(આ ગ્રન્થ ભણવાથી થતું ફલ.)

**૨ ભાવાર્થ—જે પુરૂષ વૃત્તોના આકારના રચેલા ૧૬૦ શ્લોકોનો આ ગ્રંથ ભણે છે, તે જગતમાં માનવાલાયક દીર્ઘાયુષી સ્થિરબુદ્ધિવાળો થઈ નોકર, સુખ, ધન, પુત્ર, મિત્ર, અને શાસ્ત્રની સિદ્ધિને મેળવે છે.**

---

૧—ઘૃષ્ણેશ્વર જ્યોતિર્લિંગ મુંબઇથી જી. આઇ. પી. રેલ્વેમાં જતાં મનમાડ જંકશન સ્ટેશન આવે છે. ત્યાંથી ગાડી બદલી દોલતાબાદ કે ઇલોર રોડ સ્ટેશનથી આશરે દશ માઇલ છેટે ઘૃષ્ણેશ્વર મહાદેવનું દેવલ છે. કે જ્યાં આગળ સુતાર લોકોના પ્રખ્યાત દેવ વિશ્વકર્મા છે ને તેને કૈલાશ પણ કહે છે.

त्र्यंकेंद्रमामिते वर्षे शालिवाहनजन्मतः ।
कृतस्तपसि मार्तण्डोऽयमलं जयतूद्गतः ॥ ३ ॥

**अन्वय**—शालिवाहनजन्मतः त्र्यंकेन्द्रममिते वर्षे तपसिकृतः अयम् उद्गतः मार्तण्डः अलम् जयतु ॥ ३ ॥

**अन्वयार्थ**—**शालिवाहनजन्मतः** શાલિવાહનના જન્મથી, **त्र्यकेंद्रप्रमिते** ૧૪૯૩ મા **वर्षे** વર્ષમાં, **तपसि** માઘમાસમાં, **कृतः** રચેલો, **अयम्** આ **उगद्तः** ઉદય પામેલો, **मार्तंडः** માર્તણ્ડનામનો ગ્રંથ, **अलम्** સંપૂર્ણ રીતે, **जयतु** વિજય પામો. ॥ ૩ ॥

( આશિર્વાદ. )

૩ **ભાવાર્થ**—શાકે ૧૪૯૩ ના માઘમાસમાં આ ગ્રંથ રચ્યો છે, ઉદય પામેલો તે ગ્રંથ સંપૂર્ણ રીતે વિજય પામો.

पूर्ववाक्यार्थमादाय ग्रन्थोऽयं रचितो लघुः ।
पठनार्थमशक्ताना मंगीकार्यो बुधैर्मुदा ॥ ४ ॥

**अन्वय**—अशक्तानाम् पठनार्थम् पूर्ववाक्यार्थम् आदाय लघुः अयम् ग्रन्थः विरचितः ( सः ) बुधैः मुदा अंगीकार्यः ॥ ४ ॥

**अन्वयार्थ**—**अशक्तानाम्** બીજા ગ્રન્થોમાં પ્રવેશ થઇ શકતો ન હોય એવા મંદબુદ્ધિવાળાઓને, **पठनार्थम्** ભણવાને, **पूर्ववाक्यार्थम्** પ્રાચીન આચાર્યોના વચનને **आदाय** અનુસરી, **लघुः** સંક્ષેપ, **अयम्** આ, **ग्रंथः** ગ્રન્થ, **विरचितः** રચ્યો છે, ( **सः** તે ) **बुधैः** વિદ્વાનોએ, **मुदा** હર્ષથી, **अंगीकार्यः** સ્વીકારવો. ॥ ૪ ॥

( ગ્રન્થ કરવાનું કારણ. )

**ભાવાર્થ**—જે પુરૂષોનો જ્યોતિષના મુહુર્ત વિષયના કઠિણ ગ્રન્થોમાં પ્રવેશ થઈ શકતો ન હોય તેવાઓને માટે પ્રાચીન વિદ્વાનોના મતને અનુસરી સંક્ષેપમાં આ ગ્રન્થ બનાવ્યો છે, માટે વિદ્વાનોએ હર્ષથી આ ગ્રન્થનો સ્વીકાર કરવો.



## टीकानी समाप्ती.

रौद्रे द्विवेदवसुचंद्रमिते सुवर्षे
संपूर्णचंद्रयुतकार्तिकपूर्णिमायाम् ।
वारप्रवारभृगुवासरसंज्ञके च
टीकाहि देवकृपया परिपूर्णतां गता ( १ )

અર્થ—શકે ૧૮૪૨, રૌદ્રનામના વર્ષમાં, સંપૂર્ણ કલાના ચંદ્રથી યુક્ત કાર્તિક શુદી ૧૫ ને શુક્ર નામના શુભ દિવસે શ્રી ઈશ્વરકૃપાથી આ ગ્રંથની ટીકા સમાપ્ત થયેલી છે.

## टीका करवानुं कारण.

बह्वायासमृते यथाखिलजनै र्ज्ञानं बहुग्रन्थजं
लभ्यं स्यादिति तानवेक्ष्य च पूनः संगृह्य सारामृतं ।
देवस्याऽखिलनायकस्य कृपया टीका मयेयं कृता
यः सर्वां निदमर्थयेऽत्र विषये दोषं क्षमध्वं बुधाः ॥

અર્થ—દરેક માણુસો અનેક ગ્રન્થોનું જ્ઞાન પ્રયાસ વિના એકજ ગ્રન્થથી મેળવી શકે, એટલા માટે મુહૂર્તના દરેક ગ્રન્થોમાંથી સારરૂપી અમૃત લેઇને સમગ્ર દેવોના અધીશ એવા પરમાત્માની કૃપાવડે આ ગ્રન્થની ટીકામેં સોમેશ્વર રચેલી છે. તેમાં કંઇ પણ દોષ જણાય તો વિદ્વાનોએ **ક્ષમા આપવી,** એવી હું ઇચ્છા રાખું છું. ( ૨ ).



ગ્રંથ મળવાનું ઠેકાણું

ગ્રંથ કર્ત્તા,—જોશી, સોમેશ્વર દ્વારકાંદાસ.

ઠે:—મોટા રામજીમંદિર રાવળપોળ.

જીલ્લે ખેડા—મુ. કપડવંજ.

હાલ મુકામ મુંબઈ—ઠે. ઠાકોરદ્વાર-ભાઈ જીવણજીની

ગલીમાં. ઘર નંબર ૪-ત્રીજે માળે.

# શુદ્ધિપત્રક.



| પત્ર | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | अम्बामू | अम्बाम् |
| ૨ | ૨ | मवंमं | मवमं |
| ૫ | ૩ | वमिष्ठः | वसिष्ठः |
| ૧૫ | ૩૩ | × | × |
| ૨૯ | ૮ | भत्रिव्यं | त्रिव्यं |
| ૨૯ | ૧૦ | निभंकुंडलं | निभंचकुंडलं |
| ૩૦ | ૪ | इनाः | इनात् |
| ૩૦ | ૪ | इनाः | इनाव् |
| ૫૬ | ૨૯ | સુવવડી | સુવાવડી |
| ૫૯ | ૪ | સુવડવાનું | સુવાડવાનું |
| ૭૦ | ૬૩ | નાંદ્દા | નાંદી |
| ૭૪ | ૧૧ | विर्ती | क्तिीं |
| ૭૫ | ૧૨ | वाढर्चात् | वाढर्चात् |
| ૭૫ | ૧૨ | दूर्ध्वे | दुर्ध्वे |
| ૭૫ | ૧૨ | दाढर्यात् | दाढर्चात् |
| ૭૫ | ૧૨ | दाढर्चात् | दाढर्चात् |
| ૭૬ | ૧૨ | જનેઇ | જનોઇ |
| ૭૮ | ૧૩ | સંકટનાં | સંકટમાં |
| ૮૯ | × | × | × |
| ૧૧૬ | | પરથા | પરથી |
| ૧૨૧ | | કૂટનો | કૂટનો |
| ૧૭૨ | | મલ. | મૂલ |
| ૧૮૬ | ૪૮ | व्यर्थां | र्व्यथा |
| ,, | ,, | हशु | वृशु |
| ૧૯૭ | ૨૨ | ૨૯ | ૨૦ |
| ૨૦૩ | ટીપ. | નવમાંશ | નવમાંશમાં |
| ૨૦૭ | ૨૭ | अत्रिलवः | अत्रिलवः |
| ૨૦૯ | યોગ | ૧૮ | ૧૦–૫૮–૬૦ |
| | યોગ | ૧૮ | ૧૧– ૮– ૦ |
| ૨૨૦ | ૩ | આધું | આધુ |
| ૨૧૩ | ૨૬ | કામમાં | કેન્દ્રમાં |

| પત્ર | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૧૭ | પંચક | તેકશવિનહિ, | તે ત્યાગ કરવી. |
| ૨૨૭ | ચંદ્રના | × | × |
| ૨૩૮ | ૮૯ | ब्रह्मणां | ब्रह्मणा |
| ૨૫૮ | ૫૧ | સંકટમાં | મા. સંકટમાં |
| બાપના મરણથી ૧ વર્ષ માના | | | |
| ૨૬૪ | ૫૫ | शुद्वहने | त्रुद्वहने |
| ૨૬૪ | ૫૫ | वणतः | वर्णतः |
| ૨૬૪ | ૫૫ | मौंज्य | मौंज्य |
| ૨૬૮ | ૧ | स्वोच्चेष्टर्क्षठागतैः | स्वोच्चेष्टर्क्षगतैः |
| ૨૯૧ | ૩૨ | ૨૫૪ | ૨૫૪ |
| ૩૦૨ | | પર્વ | પૂર્વ |
| ૩૦૫ | | માગ | માર્ગ |
| ૩૦૬ | | પાશ્રમ | પશ્ચિમ |
| ૩૦૮ | ૩૬ | અનેઅને | અને |
| ૩૧૭ | | વસ્તુ | વાસ્તુ |
| ૩૧૮ | ૫૬ | બનાવવું | મૂકવું |
| ૩૧૯ | | આયનું | આયનું બીજું |
| ૩૨૦ | | હસ્ત | હસ્તા |
| ૩૩૮ | | લબ્ત્રી | લબ્ધી |
| ૩૪૦ | ૩– | अमिमतुम् | अभिमतम् |
| ૩૪૦ | | ક્ષેત્રફળ | ક્ષેત્રફળની |
| ૩૪૫ | | જેટલી | જેટલા |
| ૩૪૫-૧૬ | | वक्षथलम् | वक्षस्थलम् |
| ૩૪૬-૬૫ | | त्ये | त्ये |
| ૩૫૨ | ૮૦ | મરણ | સ્ત્રીનું મરણ |
| ૩૫૬ | ૨૦ | इभपंचकम् | भपंचकम् |
| ૩૫૮ | ૯૯ | કાઢીનાખવાનો છે. | |
| ૩૬૧ | ૧૦૪ | કુભ | કુંભ |

| પત્ર | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૬૪ | ૧૦૭ | પ્રવે | પ્રવેશ |
| ૩૭૨ | ૧૩૮ | સિંહ | સિંહ |
| ૩૭૫ | ૧૫૫ | दीपोत्सव | दीपोत्सवे |
| ૩૭૫ | ૧૫૫ | પ્રવેશ પ્રવેશ | પ્રવેશ |
| ૩૭૬ | | गुर्जार | गुर्जरा |
| ૩૮૨ | ૧૧ | व्यवहाराथि | व्यवहाराथि |
| ૩૮૨ | ૧૨ | જનાના | જનારના |
| ૩૮૩ | ૩ | अलिष्टभौः | अनिष्टभैः |
| ૩૮૪ | | ખુણામા | ખુણામાં |
| ૩૮૬ | | પાછા | પાછી |
| ૩૮૭ | ૧૬ | मघा | मघा |
| ૩૮૯ | ૨૧ | विधि | विधि |
| ૩૯૦ | ૨૯ | शूथ्यं | शून्यं |
| ૩૯૨ | ૫ | हिंतम् | हितम् |
| ૪૦૭ | ૯ | जन्य | जन्म |
| ૪૧૦ | ૧૧ | ચંદ્રમા | ચંદ્રમા |
| ૪૧૨ | ૧૩ | त्यजं | त्यजन् |
| ૪૧૩ | ૧૩ | કાય | કાર્ય |
| ૪૧૫ | ૭૫ | ક્રાધ | ક્રોધ |
| ૪૨૯ | ૮૨ | षज्ञ | पश्च |
| ૪૨૧ | ૮૯ | દીપાળી | દીપાવળી |
| ૪૨૪-૧૭ | | धान्ध | धान्य |
| ૪૨૫ | | ચાડા | પાડા |
| ૪૩૫ | ૧૦ | હાય | હોય |
| ૪૩૬ | ૨ | ધ્રૂવ | ધ્રુવ |
| ૪૩૮ | ૧૪ | भीक्ष | भक्षि |
| ૪૩૮ | ૧૪ | वींदु | वीन्दु |
| ૪૪૦ | ૨૩ | વસ્રાલંકાર | વસ્ત્રાલંકાર |
| ૪૪૦ | ૨૪ | વણુકારોયે | વણકરોયે |
| ૪૪૧ | ૨૬ | तूनिका | तूलिका |
| ૪૪૧ | ૨૭ | વસ્રનો | વસ્ત્રનો |
| ૪૪૬ | ૪૩ | निंधि | निधि |
| ૪૪૬ | ૪૩ | ततद्दशे | त्तद्देशे |
| ૪૪૬ | ૪૪ | देंथन | देथंन |
| ૪૪૭ | ૪૬ | મૃધશીર્ષ | મૃગશીર્ષ |
| ૪૪૭ | ૪૮ | લાકડા | લાકડાં |
| ૪૪૮ | ૪૯ | सार्के | सार्के |

| પત્ર | શ્લોક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૫૯ | ૫ | માસ | ચાસ |
| ૪૫૯ | ૬ | राग | राम |
| ૪૬૩ | ૯૦ | આર્દ્રા | આર્દ્રા |
| ૪૬૩ | ૮ | श्रं | श्रं |
| ૪૬૭ | ૧૦૨ | तारणं | त्तारणं |
| ૪૬૭ | ૧૦૪ | પૂર્વાષાઢા | પૂર્વાષાઢાને ઊ૦ |
| ૪૬૮ | ૯ | शास्ता | शस्ता |
| ૪૬૯ | ૯ | बुधैः | बुधै |
| ૪૭૧ | ૧૧ | त्वाष्ट्रेपि | त्वाष्ट्रे |
| ૪૭૯ | ૧૩ | ૧૭ | ૧૬ |
| ૪૮૩ | ૧૪ | ચન્દ્ર | ચન્દ્ર |
| ૪૯૦ | ૧૬ | दशभगे | दशमगे |
| ૪૯૩ | ૧૬૬ | बृहद्ध | बृहद्भ |
| ૪૯૩ | ૧૬૬ | વૈપારી | વેપારી |
| ૪૯૫ | ૧૭૪ | ગ્રહનો | ગ્રહના |
| ૪૯૭ | ૧૯ | પેષ | પોષ |
| ૫૦૨ | ૧ | बन्हि | वन्हि |
| ૫૦૨ | ૧ | बाहं | वाहं |
| ૫૦૫ | ટીપ | જન્મતું | જન્મનું |
| ૫૦૭ | ટીપ | ખાતા | દેખાતા |
| ૫૦૮ | ૭ | संथ्य | संध्य |
| ૫૦૮ | ૭ | दुर्भुक्म | दुर्भुक्प |
| ૫૦૮ | ૭ | निशा | निशाः |
| ૫૦૯ | ૭ | સૂર્યેસ્ત | સૂર્યાસ્ત |
| ૫૦૯ | ૭ | સૂર્યેસ્ત | સૂર્યાસ્ત |
| ૫૧૦ | ૧ | च्छातिकम् | च्छांतिकम् |
| ૫૧૪ | ૧ | श्रुभाः | शुभाः |
| ૫૧૪ | ૧ | श्रुभः | शुभः |
| ૫૧૭ | ૧ | વજા | વર્જ |
| ૫૧૮ | ૮ | શુંભજાણવી. | શુભ જાણવી અને ત્રીજી આવૃતીમાં હોય તો નેષ્ટ તારાપો પણ શુભ જાણવી. આ. |
| ૫૧૯ | ૯ | कायेंषु | कार्येषु |
| ૫૨૨ | | કાય | કાર્ય |
| ૫૨૫ | | શીપંચાંગના | [illegible]પંચાંગના |